卐 अनन्तशक्तिसम्पन्न श्री अनन्तजिनाय नमः 卐

# આત્મવૈભવ

સમયસારના પરિશિષ્ટમાં વર્ણવેલી ૪૭ આત્મશક્તિ ઉપર
પૂ. શ્રી કાનજીસ્વામીના વિશિષ્ટ પ્રવચનો




લેખક
બ્ર. હરિલાલ જૈન
સોનગઢ







પ્રકાશક
શ્રી દિ૦ જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ
સોનગઢ (સૌરાષ્ટ્ર)




આત્મવૈભવ પ્રાપ્ત કરવાની
પ્રેરણા આપીને જેઓ
આ બાળકના જીવનમા
મહાન ઉપકાર કરી ગયા છે
એવા સ્વાનુભવી સન્તોને
પરમભક્તિપૂર્વક અર્પણ.

—હરિ.





જે શક્તિ આત્માનો વૈભવ છે.
એવા વૈભવશાળી ભગવાન આત્માને
અંતરમાં ધ્યાન કરવાથી જ્ઞાન આનંદ
રૂપી વૈભવ પ્રાપ્ત થાય છે.

[ આ પુસ્તક માટે ગુરુદેવના ભાવભીના હસ્તાક્ષર:
જેમાં વૈભવશાળી આત્માના ધ્યાનવડે
આત્મવૈભવની પ્રાપ્તિનાં આશીષ્ છે. ]





મંગલ-સ્વસ્તિક

જન્મધામ ઉમરાળા (સૌરાષ્ટ્ર)



ॐ

श्री चैतन्यऋद्धिधारी संतोने नमोनमः

# प्रकाशकीय निवेदन

श्री वीतरागी सर्वज्ञ परमात्माना दिव्यध्वनिमांथी सांपडेल निजात्मवैभवथी भगवान श्री कुंदकुंदाचार्ये श्री समयसारजी शास्त्र के जे अद्वितीय जगतचक्षु छे तेनी अपूर्व रचना करी, समर्थ टीकाकार श्री अमृतचंद्राचार्ये अनंत शक्तिमान आत्मानी अनंत शक्तिओमांथी ४७ शक्तिओनुं अलौकिक वर्णन समयसारना परिशिष्टमां कर्युं. आ रीते श्री समयसारना रचयिता तथा टीकाकार बंने धर्मधुरंधर आचार्य भगवंतोए निजात्मवैभवनी अत्यंत प्रसिद्धि करी. तेवी ज रीते अपूर्व चैतन्यऋद्धिधारी परम पूज्य आत्मज्ञ संत श्री कानजीस्वामीए समयसारमां वर्णित ४७ शक्तिनुं ऊंडुं अवगाहन करीने सूक्ष्म रहस्यपूर्ण प्रवचनो द्वारा निजात्मवैभवनिधान खुल्लां मूक्यां. जगत समक्ष आवा अमूल्य चैतन्यनिधाननी प्रसिद्धि करवा बदल ते सर्व महात्माओने अत्यंत भक्तिभावे नमस्कार करी तेमनो उपकार मानीए छीए.

४७ शक्तिओ उपरना आ प्रवचनोनुं अत्यंत उल्लसित भावे संकलन करीने ब्र. श्री हरिलालभाईए पूज्य गुरुदेवश्री पासेथी संप्राप्त करेल वैभव अति खंत अने चीवटपूर्वक आ पुस्तकमां ठाल्व्यो छे ते माटे तेमने धन्यवाद आपवा साथे तेमनो आभार मानीए छीए.

पालेजनिवासी सद्धर्मप्रेमी शेठश्री कुंवरजीभाईना स्मरणार्थे तेमना सुपुत्रो तरफथी रु. ४००१) तथा श्री आणंदजीभाईना स्मरणार्थे तेमना धर्मपत्नी तरफथी रु. १००१) आ पुस्तकनी किंमत घटाडवा माटे मळेल छे ते बदल तेमना सर्व कुटुंबीजनोने धन्यवाद.

वळी, आ पुस्तकनुं सुशोभित मुद्रणकार्य अजित मुद्रणालयना मालिक श्री मगनलालजी जैने पूरी सावधानीपूर्वक करी आप्युं ते बदल तेमनो आभार मानीए छीए.

आ "आत्मवैभव" पुस्तकमां प्रगट करेलो बहु मूल्यवान वैभव के जेनी पासे जगतना सर्व लौकिक वैभवो अत्यंत तुच्छ भासे छे तेनो संग्रह सौ मुमुक्षुओ पोताना हृदयमां करो अने चैतन्यानंदने आस्वादो. एवी भावना भावीए छीए.

सोनगढ
मागशर सुद-९
सं. २०२४

साहित्य प्रकाशन समिति
श्री दि. जैन स्वाध्याय मंदिर ट्रस्ट,
सोनगढ



"આત્મસ્વરૂપને પ્રસિદ્ધ કરનારા આ પ્રવચનો અદ્ભુત છે. જૈનશાસનના અનેક રહસ્યોને, ખાસ કરીને આત્મઅનુભવના ઉપાયને ગુરુદેવે આ પ્રવચનોમાં ફરી ફરીને એવી રીતે ઘૂંટ્યા છે કે, શાંતચિત્તે તેની સ્વાધ્યાય કરતાં ચૈતન્યપરિણતિ જાણે કે આત્મસ્વભાવની આસપાસ ઘૂમતી હોય....એવું લાગે છે. શુદ્ધ ચૈતન્યતત્ત્વનો મહિમા તો આ પ્રવચનોમાં સળંગપણે ભરપૂર છે....ચૈતન્યમહિમા-રૂપી દોરીના આધારે જ આ લેખમાળા ગુંથાએલી છે એટલે તેની સળંગ સ્વાધ્યાય કરતાં કરતાં મુમુક્ષુ આત્માર્થી જીવોને એવો ચૈતન્ય-મહિમા જાગે છે કે જાણે હમણાં જ તેમાં ઊતરીને તેનો સાક્ષાત્ અનુભવ કરી લઈએ....ખરેખર આ પ્રવચનોદ્વારા 'આત્મપ્રસિદ્ધિ'નો રાહ બતાવીને ગુરુદેવે આત્માર્થી જીવો ઉપર મોટો ઉપકાર કર્યો છે. આ પ્રવચનોના લેખનમાં ઉપયોગ વખતે, તેમાં દર્શાવેલા ચૈતન્ય-મહિમાનું ફરી ફરીને ઘૂંટણ થતાં મારી આત્મરુચિને ઘણું પોષણ મળ્યું છે; અને એ રુચિ આગળ વધીને ભગવાન આત્માની પ્રસિદ્ધિના મારા પુરુષાર્થને સફળ બનાવો–એવી પરમકૃપાળુ ગુરુદેવના ચરણોમાં મારી નમ્રભાવે પ્રાર્થના છે."

–'આત્મપ્રસિદ્ધિ' પુસ્તકના નિવેદનમાંથી લીધેલું ઉપરનું લખાણ આ 'આત્મવૈભવ' પુસ્તકને પણ એટલું જ લાગુ પડે છે.



# * નિવેદન *

જગતમા જે કાંઈ સુંદરતા પવિત્રતા કે વિભુતા છે તે બધી તારા ચેતનમા જ ભરી છે-એમ પોતાની આત્મપરિણતિદ્વારા પ્રસિદ્ધ કરીને જગતને જેમણે દર્શાવ્યુ એવા ભગવત અર્હન્તદેવને હૃદયમા સ્થાપીને નમસ્કાર કરુ છુ, કુંદકુંદાચાર્ય તથા અમૃતચંદ્રાચાર્ય વગેરે મુનિભગવંતો-કે જેમણે નિજ-આત્મવૈભવવડે જગતને આત્મવૈભવ દર્શાવ્યો તેમને, અને તેમની વાણીરૂપ જિનવાણીમાતાને નમસ્કાર કરુ છુ

સમયસારમા આચાર્ય ભગવાને 'જ્ઞાયકભાવ' દેખાડયો છે જ્ઞાયકભાવ એટલે અનેકાન્તસ્વરૂપ શુદ્ધઆત્મા. તે આત્માના 'જ્ઞાનમાત્રભાવ'મા સમાયેલો અનંતશક્તિરૂપ વૈભવ ૪૭ શક્તિના વર્ણનદ્વારા આચાર્યદેવે પ્રસિદ્ધ કર્યો છે આ આત્મશક્તિઓ પૂ. ગુરુદેવને અતિશય પ્રિય છે, આજ સુધીમા સમયસાર ઉપર ૧૪ વખત પ્રવચનો પૂર્ણ થયા છે તથા બે વખત આ શક્તિઓ ઉપર જુદા પ્રવચનો થયા છે-એટલે કુલ ૧૬ વખત આ શક્તિઓ ઉપર વિસ્તૃત પ્રવચનો થયા છે. તેમા વીસ વર્ષ પહેલા સં. ૨૦૦૪મા જે આઠમી વખત પ્રવચનો થયા તે વિશિષ્ટ ચૈતન્યમસ્તીથી ભરપૂર હતા, તે પ્રવચનો, તેમા આગલા પાછલા બીજા ચાર વખતના પ્રવચનોનો સાર ઉમેરીને, 'આત્મપ્રસિદ્ધિ' પુસ્તકરૂપે અગાઉ પ્રસિદ્ધ થઈ ચુક્યા છે

ત્યારબાદ જેમ જેમ ફરી ફરીને આ ૪૭ શક્તિ ઉપર પ્રવચનો થતા ગયા તેમ તેમ તેના ગહન રહસ્યો વધુ ને વધુ ખૂલતા ગયા. તેમા છેલ્લા (૧૪મી વખતના) પ્રવચનો ખૂબાખૂબ આત્મમહિમાથી ભરપૂર હતા;-તે જ પ્રવચનો ગુરુદેવની પ્રેરણા ઝીલીને આ 'આત્મવૈભવ'રૂપે પ્રસિદ્ધ થયા છે. પ્રવચનો દરમિયાન થયેલ તે વિષયને લગતી ચર્ચા વગેરે પણ આમા ઉમેરી દીધેલ છે.

પૂ. ગુરુદેવના શ્રીમુખે આ પ્રવચનોના શ્રવણ વખતે તો પરમ ઉલ્લાસ અને બહુમાન જાગતા જ હતા, તે ઉપરાંત આ પ્રવચનોને પુસ્તકારૂઢ કરતી વખતે દોઢ વર્ષ સુધી આત્મશક્તિઓનુ ઘણુ ઘણુ ઘોલન થયુ, બધા પડખેથી તેને વિચારતા ગુરુદેવના હૃદયના વધુ ને વધુ ગહન રહસ્યો સમજાતા ગયા ને આ શક્તિસ્વભાવોનુ કેટલુ ઊંડુ ગહન મથન કરી કરીને ગુરુદેવે તેના ભાવો ખોલ્યા છે-તે દેખીને આશ્ચર્ય સહિત પરમ ભક્તિથી હૃદય ખીલી ઊઠતુ ને એના વેદન માટે આત્મા ઝણઝણી ઊઠતો! ગુરુદેવને આ આત્મશક્તિઓ કેટલી પ્રિય છે!-આ આત્મવૈભવ કેટલો વહાલો છે-તેનો ખ્યાલ આ ઉપરથી આવશે કે હંમેશા પરોઢિએ ચાર્ક વાગે જાગીને ગુરુદેવ અંતરમથનરૂપે જે સ્વાધ્યાય-મનન કરે છે તેમા નિયમિતરૂપે દરરોજ આ ૪૭ શક્તિઓનુ પર્યટન તેઓશ્રી કરે છે, માત્ર પર્યટન જ નહિ પણ, 'હજીયે આના ઊંડાણમાથી કંઈક નવુ નવુ રહસ્ય નીકળશે' એવી લગનીથી વધુ ને વધુ ઊંડુ મથન કરે છે ને કોઈ કોઈવાર તેમાથી અપૂર્વ ભાવો ઉલ્લસી જાય છે

ગુરુદેવને પરમ પ્રિય એવી આ આત્મશક્તિનાં પ્રવચનો જલ્દી પ્રકાશિત થાય ને જગતના જીવો આત્મવૈભવને જાણે એ માટે પણ ગુરુદેવને ખૂબ જ લગન હતી; પદ્મપ્રભમુનિરાજને જેમ નિયમસારની ટીકા માટે ફરી ફરી મનમાં ઘોળાતું હતું તેમ ગુરુદેવને પણ આ આત્મશક્તિઓની પ્રસિદ્ધિ માટે ફરી ફરી ઘોલન થતું હતું; વારંવાર તેઓ તે માટે પરમ વાત્સલ્યભરી પ્રેરણા આપતા. જોકે આ કાર્ય ઘણું મોટું હતું ને તે વખતની પરિસ્થિતિઅનુસાર મારી અલ્પશક્તિ જોતાં આટલા મોટા કાર્યની જવાબદારી માથે લેવાની હિંમત ચાલતી ન હતી; પરંતુ, એકવાર ગુરુદેવના શ્રીમુખથી 'આ શક્તિઓ હરિભાઈના હાથે લખાય તો સારું' એવા કૃપાભરેલા ઉદ્ગાર સાંભળીને, મારામાં આ કાર્ય માટે હિંમત જાગી, ગુરુદેવના એક વાક્યે મને અપાર શક્તિ આપી, ને મેં ઉલ્લાસથી મારી શક્તિને આ કાર્યમાં કેન્દ્રિત કરીને જેમ બને તેમ વેલાસર પુસ્તક તૈયાર થઈ જાય તે માટે પ્રયત્ન કર્યો. આ કાર્યને ગુરુદેવનું જ એક ઉત્તમ કાર્ય સમજીને અતિશય ભક્તિપૂર્વક સર્વાંગ સુંદર બનાવવા મેં પ્રયત્ન કર્યો છે. અને આ પ્રવચનમાં ગુરુદેવના ભાવો સંપૂર્ણપણે જળવાઈ રહે તેની મેં પૂરી ચીવટ રાખી છે. જ્યારે આ પુસ્તકનું તૈયાર થયેલું લખાણ વાંચી દેવા ગુરુદેવને વિનતિ કરી ત્યારે ગુરુદેવે કૃપાપૂર્વક સંમતિ આપતાં કહ્યું કે 'તમારું લખેલું છે એટલે વાંચવાની જરૂર નથી, છાપવાનું ચાલુ કરાવી દ્યો.'

ગતવર્ષે માગશર સુદ ૧૨ના જ્યારે ગુરુદેવ પાલેજ-જિનમંદિરના દશવર્ષીય મહોત્સવપ્રસંગે પાલેજ બિરાજતા હતા ત્યારે મંગલમૂરત તરીકે આ પુસ્તકનો પહેલો ફોર્મ ત્યાં મોકલેલ, તેને જોઈને ગુરુદેવે ઘણી પ્રસન્નતા વ્યક્ત કરી. જોકે ગત વૈશાખ-માસમાં જન્મજયંતિ પ્રસંગે આ પુસ્તક પ્રકાશિત કરી દેવાની ભાવના હતી, પરંતુ તે દરમિયાન યાત્રા-પ્રવાસમાં જયપુરઉત્સવ બયાનામાં, જીવંતસ્વામી સીમંધરનાથની પ્રાચીનપ્રતિમાના દર્શન, શિખરજીતીર્થની યાત્રા વગેરે મહાન પ્રસંગોમાં પૂ. ગુરુદેવની સાથે જ પ્રવાસનો મહાન લાભ મહા ભાગ્યે મને પ્રાપ્ત થયો...એટલે તે દરમિયાન છએક માસ આ કાર્ય વિલંબમાં પડ્યું. સોનગઢ આવ્યા પછી આ કાર્ય ઝડપભેર એકધારું ઉપડ્યું...ગુરુદેવની પણ પ્રેરણા મળી...ને ગુરુદેવની કૃપાના પ્રતાપે આજે આ 'આત્મવૈભવ' આપણને મળી રહ્યો છે...મને પોતાને પણ કલ્પના ન હતી કે આત્મ-વૈભવનું સંકલન આટલું સુંદર ભાવભીનું થશે! ખરેખર, મહાત્માઓની મીઠીનજર જે કાર્યમાં પડે છે તે કાર્ય અતિસુંદર બની જાય છે.-મહાત્માઓનો એવો જ કોઈ પ્રભાવ છે. આજે આ 'આત્મવૈભવ' દેખીને, અને એ રીતે ગુરુદેવના આ કાર્યની પૂર્ણતા દેખીને મને એવી પ્રસન્નતા થાય છે કે ગુરુપ્રતાપે હવે જાણે મારું આત્મ-વૈભવ સાધવાનું કાર્ય પણ પૂરું થવાની તૈયારી જ હોય! હે ગુરુદેવ! આપશ્રીના મંગલ આશીર્વાદ-પ્રતાપે હું મારો આત્મવૈભવ સાધું-એ જ પ્રાર્થના.

વીર સં. ૨૪૯૪ માગશર સુદ એકમ —બ્ર. હરિલાલ જૈન.
સોનગઢ



# આત્મવૈભવ–સુચીપત્રક

## સમયસારનો પહેલો પાઠ



સમયમારના પહેલા જ પાઠમા આચાર્યદેવ કહે છે કે હે ભવ્ય! તારા આત્મામા સિદ્ધપણુ સ્થાપ સિદ્ધ ભગવતોને આદર્શરૂપે રાખીને નક્કી કર કે 'જેવા સિદ્ધ તેવો હુ'—આવા લક્ષપૂર્વક સમયસાર સાભળતા તને તારો અદ્દભુત આત્મવૈભવ તારામા દેખાશે



तं एयत्तविहत्तं दाएहं अप्पणो सविहवेण



'દર્શાવું એક-વિભક્ત એ આત્માતણા નિજવિભવથી'

"ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવ સમયપ્રાભૃતમાં કહે છે કે, હું જે આ ભાવ કહેવા માગું છું તે અંતરના આત્મસાક્ષીના પ્રમાણ વડે પ્રમાણ કરજો; કારણ કે આ અનુભવપ્રધાન શાસ્ત્ર છે, તેમાં મારા વર્તતા **સ્વ-આત્મવૈભવ** વડે કહેવાય છે."

(-સમયસારમાં ગુરુદેવના હસ્તાક્ષરોમાંથી)



अनन्तआत्मवैभवसम्पन्न अनन्तजिनाय नमः

જેઓ સ્વરૂપનગર વસતા કાળ સાદિઅનંત,
ભાવે ધ્યાવે અવિચલપણે જેહને સાધુ સન્ત,
જેની સેવા સુરમણિપરે સૌખ્ય આપે અનન્ત,
નિત્યે મ્હારા હૃદયકમલે આવજો શ્રી અનન્ત.





अनन्तशक्तिसम्पन्न श्री अनन्तजिनाय नमः

# આત્મવૈભવ

સમયસારના પરિશિષ્ટમાં વર્ણવેલી ૪૭ આત્મશક્તિ ઉપર
પૂ. શ્રી કાનજીસ્વામીના વિશિષ્ટ પ્રવચનો








લેખક :
બ્ર. હરિલાલ જૈન
સોનગઢ




ॐ

# સંપૂર્ણ આત્મવૈભવધારી નેમિનાથજિનાય નમઃ

## નેમવૈરાગ્યધામ–સહસ્રામ્રવનમાં આત્મવૈભવનું મંગળાચરણ

[ સં. ૨૪૯૨ વૈશાખ વદ બીજ ]

હે પ્રભો, આખા સંસારથી ઉદાસીન થઈને આત્મવૈભવ ખોલવા આપ અહીં—ગીરનારના આ સહસ્રામ્રવનમાં પધાર્યા; અંતરમાં જોયેલા નિજાત્મ-વૈભવનું, મુનિ થઈને આપ પ્રચૂર સંવેદન કરવા લાગ્યા, ને પછી આ જ વનમાં શુદ્ધોપયોગની ઉગ્ર ધારા વડે ક્ષપકશ્રેણીમાં આરૂઢ થઈ આપે કેવળજ્ઞાન પ્રગટ કર્યું, મહા આનંદ પ્રગટ કર્યો; આત્માનો સમસ્ત વૈભવ આપને પ્રગટી ગયો. અહા, એ આત્મવૈભવની શી વાત ?

સમયસારમાં ૪૭ શક્તિ દ્વારા અમૃતચંદ્રઆચાર્યદેવે એ આત્મવૈભવનો અપાર મહિમા પ્રસિદ્ધ કર્યો છે. તેને અનુસરીને, તે આત્મવૈભવનું વિસ્તૃત વિવેચન કરીને પૂ. શ્રી કાનજીસ્વામી આત્મવૈભવની પ્રાપ્તિનો પંથ દેખાડી રહ્યા છે. આત્મવૈભવ સંપૂર્ણ પ્રગટવાના આપના આ શાંતધામમાં હું પણ એ આત્મવૈભવને ભાવું છું – ચિંતવું છું.

અહા, કેવું આ ઉપશાંતધામ! ને કેવો અચિંત્ય ચૈતન્યવૈભવ!! જે સ્થાનમાં આત્મવૈભવ સાધવા માટે આપે અંતરમાં લીન થઈને મુનિપણું પ્રગટાવ્યું ને પછી ઉગ્ર સાધના વડે જ્યાં આપે સંપૂર્ણ આત્મવૈભવને ખોલ્યો તથા જ્યાં દિવ્યધ્વનિ દ્વારા કરોડો–અબજો જીવોને એ આત્મવૈભવ દેખાડ્યો, એવા આ દીક્ષાકલ્યાણક અને જ્ઞાનકલ્યાણકના ધામમાં આપે દર્શાવેલો આત્મવૈભવ ખોલવાની શરૂઆત થાય છે. અંતરના મારા ભાવમાં ને બહારમાં આ લેખનમાં–બંને રીતે "આત્મવૈભવ"ને શીઘ્ર પૂર્ણ કરવા હે નેમિજિનેન્દ્ર! હું આપને મારા હૃદયમાં સ્થાપું છું.

મહામંગલરૂપ આ 'આત્મવૈભવ' સ્વ-પરનું કલ્યાણ કરો.



# અનંતશક્તિનો ઉપોદ્‌ઘાત

卐

આચાર્ય ભગવાને આ સમયસારમા 'જ્ઞાયકભાવ' કહીને આત્માનું સ્વરૂપ ઓળખાવ્યુ છે ઘણા અલૌકિક પ્રકારે આત્માનુ શુદ્ધસ્વરૂપ 'જ્ઞાનમાત્ર' કહીને ઓળખાવ્યુ છે. તે જ્ઞાનમાત્ર આત્માને સ્વસન્મુખી જ્ઞાનલક્ષણવડે અનુભવમાં લેતાં તે અનુભવમા એકલુ જ્ઞાન જ નથી આવતુ પણ જ્ઞાન સાથે આનંદ, પ્રભુતા, વીર્ય, અસ્તિત્વ વગેરે અનંત ધર્મો સહિત આત્મા અનુભવમાં આવે છે; એ રીતે જ્ઞાનમાત્ર આત્મા અનેકાન્તસ્વરૂપ છે.

આવા અનેકાન્તસ્વરૂપ આત્મામા જ્ઞાન સાથે કેવી કેવી શક્તિઓ ભેગી પરિણમે છે તેનુ આચાર્યદેવે અદ્‌ભુત વર્ણન કર્યું છે, આત્માની અનંત શક્તિનો વૈભવ ખૂલ્લો કરીને બતાવ્યો છે જેણે આત્માને જાણવો હોય, જેણે સુખી થવુ હોય ને આ ભવભ્રમણના દુઃખથી છૂટવુ હોય તેણે અનંતશક્તિના વૈભવવાળા આત્માને ઓળખવો જોઈએ. એકેક આત્મા પોતાની અનંત શક્તિથી ભરેલો ભગવાન છે

આત્મામા અનંત શક્તિઓ એક સાથે રહેલી છે અને તેની પર્યાયો ક્રમેક્રમે થાય છે. અનંત શક્તિમા દરેક શક્તિની પર્યાય વર્તે છે-તે અપેક્ષાએ તો અનંત શક્તિની અનંત પર્યાયો એક સાથે જ છે, કાંઈ પહેલાં થોડીક શક્તિની પર્યાય પરિણમે ને પછી બીજી શક્તિની પર્યાય પરિણમે—એવો શક્તિના પરિણમનમાં ક્રમ નથી, એક સાથે જ બધી શક્તિઓ પરિણમે છે; પરંતુ, એક ગુણની ત્રણકાળ સંબંધી જે અનંત પર્યાયો છે તે બધી પર્યાયો એક સાથે થઈ જતી નથી પણ ક્રમેક્રમે થાય છે. આ રીતે અક્રમરૂપ એકસાથે રહેલા જ્ઞાન-આનંદાદિ અનંત ગુણો, અને તેની ક્રમેક્રમે થતી નિર્મળ પર્યાયો —આવા ગુણ-પર્યાયોનો આખો પિંડલો જ્ઞાનલક્ષણવડે લક્ષિત થાય છે, ને તેને જ આત્મા કહીએ છીએ. જ્ઞાનલક્ષણવડે જે લક્ષિત થાય તેને આત્મા કહેવાય.

* જ્ઞાનલક્ષણવડે જડ કે પરચીજ લક્ષિત થતી નથી;

* જ્ઞાનલક્ષણવડે રાગ લક્ષિત થતો નથી;

* જ્ઞાનલક્ષણવડે માત્ર એકગુણ લક્ષિત થતો નથી;

* જ્ઞાનલક્ષણવડે અનંત ગુણ-પર્યાયોનો શુદ્ધ પિંડ લક્ષિત થાય છે.

જેને સ્વતંત્ર થવું હોય, પ્રભુતા પ્રગટાવવી હોય ને ધર્મ પ્રગટ કરવો હોય તેણે આવા ગુણ-પર્યાયવાળા પોતાના આત્માની કિંમત જાણવી જોઈએ. રાગ વગરના પોતાના અનંત ગુણ-પર્યાયથી પરિપૂર્ણ આત્માના વૈભવની કિંમત થાય તો પરની ને રાગની કિંમત ઊડી જાય, એટલે કે તેની રુચિ છૂટી જાય, ને રુચિનો વેગ આત્મસ્વભાવ તરફ વળી જાય.–આ સમ્યગ્દર્શનની રીત છે.

ભાઈ, વીતરાગી સન્તો તને તારો આત્મવૈભવ દેખાડે છે. તારા આત્માનો અપાર વૈભવ,–જેનું પૂરું કથન સર્વજ્ઞની વાણી પણ ન કરી શકે,–આવા નિજવૈભવને જોવાનો ઉત્સાહ તો કર. સાચા હીરાને ઓળખે નહિ ત્યાંસુધી કાચના ઝબકારાની કિંમત લાગે; પણ જ્યાં સાચા હીરાને ઓળખે ત્યાં કાચના કટકાની કિંમત ઊડી જાય; તેમ આ ચૈતન્ય હીરો—જેમાં અનંત ગુણ-પર્યાયના પાસાની ચમક છે, તે શું ચીજ છે તેને જાણ્યા વગર અજ્ઞાનીને દેહાદિના સંયોગનું કે પુણ્યના ઝબકારાનું માહાત્મ્ય તથા અધિકતા ભાસે છે, પણ જો ચૈતન્ય હીરાનું સાચું માહાત્મ્ય જાણે એટલે કે પોતાના અપાર ચૈતન્યવૈભવને જાણે તો વિકારનું કે સંયોગનું માહાત્મ્ય રહે નહિ; એટલે પરિણતિ નિજસ્વભાવ તરફ વળતાં તેમાં નિર્મળ જ્ઞાન-આનંદનું પ્રગટ પરિણમન થાય; તેને 'આત્મા પ્રસિદ્ધ થયો' એમ કહેવામાં આવે છે. પહેલાં પણ શક્તિરૂપે તો આવો આત્મા હતો જ, પણ જ્યાંસુધી અંતર્મુખ થઈને પોતે પોતાને અનુભવમાં ન લીધો ત્યાંસુધી તે અપ્રગટ હતો, ને અનુભવમાં લેતાં તે પ્રગટ–પ્રસિદ્ધ થયો. તે પ્રસિદ્ધ થયેલા આત્માની શક્તિનું આ વર્ણન છે; એટલે કે જ્ઞાનલક્ષણ વડે જે સ્વાનુભવમાં આવ્યો તે આત્માનો વૈભવ કેવો છે તેનું આ વર્ણન છે.

* દેહની ક્રિયાથી લક્ષિત થાય તે આત્મા નહિ;

* રાગલક્ષણવડે લક્ષિત થાય તે આત્મા નહિ;

* ગુણભેદરૂપ વિકલ્પવડે લક્ષિત થાય તે આત્મા નહિ;

* અંતરમાં વળેલા જ્ઞાનલક્ષણવડે લક્ષિત થાય તે આત્મા.

આવા લક્ષ્યરૂપ આત્મામાં વિકાર નથી, સંયોગ નથી, શુદ્ધ અનંત ગુણ-પર્યાયો તેમાં સમાય છે. અનુકૂળ નિમિત્તના સંયોગો મને લાભ કરે ને પ્રતિકૂળ નિમિત્તોના ઘેરા મને નુકશાન કરે—એમ જેણે માન્યું તેણે આત્માની મહત્તાને ન જાણી પણ સંયોગની મહત્તા માની, તેણે સંયોગને પોતામાં માન્યા પણ સંયોગથી જુદા અનંત શક્તિસંપન્ન આત્માને ન જાણ્યો

ભાઈ, આત્માને 'જ્ઞાનમાત્ર' કહેતાં તેમાં કેટલો વૈભવ સમાય છે તેને જો તું જાણ તો તને પરનો-સંયોગનો-વિકારનો કે અલ્પતાનો મહિમા રહે નહિ, તેનો મહિમા છૂટીને આત્માના સ્વભાવનો મહિમા-રુચિ-દૃષ્ટિ જાગે ને અનંત ગુણની નિર્મળતા ખીલવા માંડે, એટલે કે મોક્ષમાર્ગ શરૂ થાય. પરના-વિકારના કે અલ્પતાના મહિમામાં અટકે ત્યાંસુધી પરિણતિ ત્યાંથી ખસીને સ્વભાવ તરફ કદી વળે નહિ

અનંતગુણ હોવા છતાં આત્મામાં જ્ઞાનમાત્રપણું કઈ રીતે છે? તેના ઉત્તરમાં ૪૭ શક્તિનું અલૌકિક વર્ણન કરીને આચાર્યદેવે 'જ્ઞાનમાત્ર'નું અનેકાન્તપણું સિદ્ધ કર્યું છે. આત્માને 'જ્ઞાનમાત્ર' કહ્યો તે તો પરનો ને વિકારનો તેમાં અભાવ બતાવવા કહ્યું છે, પણ 'જ્ઞાનમાત્ર' કહેતાં તે સ્વપણે 'સત્' છે ને પરપણે 'અસત્' છે—એવું અનેકાન્તપણું આવી જ જાય છે જ્ઞાનમાત્ર આત્મા છે તે સ્વપણે છે ને પરપણે નથી. જો પરપણે પણ સત્ હોય તો પોતાનું અસ્તિત્વ સ્વતંત્ર ન રહે, બીજાના અસ્તિત્વમાં તેનું અસ્તિત્વ ભળી જાય; અને જેમ પરપણે અસત્ છે તેમ જો સ્વપણે પણ અસત્ હોય તો આત્માનો અભાવ થઈ જાય. આ રીતે 'જ્ઞાનમાત્ર' કહેતાં તેમાં સત્પણું, અસત્પણું, વગેરે અનેક ધર્મો ભેગા છે એટલે 'અનેકાન્ત'ની સ્વયમેવ સિદ્ધિ થઈ જાય છે.

આવું અનંતશક્તિવાળું પોતાના આત્માનું સ્વરૂપ છે, પણ જીવે નિજસ્વરૂપને કદી લક્ષમાં લીધું નથી. અનંત શક્તિવાળા પોતાના આત્માને જો એક સેકંડ પણ લક્ષમાં લ્યે તો અપૂર્વ કલ્યાણ થાય અહીં જ્ઞાનમાત્ર આત્મામાં અનંત ધર્મો સમાયેલા છે, 'જ્ઞાનમાત્રભાવ'માં અનંત ધર્મોની સિદ્ધિ થઈ જાય છે તે અહીં સમજાવવું છે. ન સમજાય તેને એમ લાગે કે 'જ્ઞાન જ્ઞાન' કરે છે, પણ ભાઈ, 'જ્ઞાન'માં તો અનંતશક્તિઓનો મોટો ખજાનો ભર્યો છે એ અનંત ગુણનો ખજાનો ખોલીને અહીં સંતો તને બતાવે છે.

ભાઈ, તારા આત્મામાં અનંત ગુણો છે; તે દરેક ગુણ ભિન્ન ભિન્ન સ્વભાવવાળા છે, એક ગુણ બીજા ગુણરૂપે થઈ જતો નથી. છતાં 'જ્ઞાનમાત્ર' નિર્મળ ભાવમાં બધા ગુણોનો રસ એક સાથે સ્વાદમાં આવે છે. જ્ઞાન, આનંદ, જીવત્વ, પ્રભુત્વ, અસ્તિત્વ વગેરે શકિતનાં કાર્ય જુદા જુદા છે; તેવી અનંત શકિતઓ એક આત્મામાં એક કાળે એક ક્ષેત્રે રહેલી છે, તેમનામાં લક્ષણભેદે ભિન્નતા હોવા છતાં એક જ્ઞાનમાત્ર આત્માના અનુભવમાં તે બધી શકિતઓ સમાઈ જાય છે. અહા, આત્માની શકિતની શી વાત! અચિંત્ય અનંત જેની તાકાત! એકેક શકિત પણ બેહદસ્વભાવના સામર્થ્યથી ભરેલી છે, ને એવી અનંત શકિતના સામર્થ્યથી ભગવાન આત્મા ભરેલો છે.

આવો આત્મા સ્વાનુભવથી જ્યારે જ્ઞાનમાત્રપણે પરિણમે છે ત્યારે તે જ્ઞાનમાત્ર પરિણમન અનંત શકિતના નિર્મળ પરિણમનથી ભરેલું છે. એક સમયની જાણનક્રિયા અનંત ગુણોના ભાવોને સાથે લેતી પ્રગટે છે. આનંદ ને જ્ઞાન, સ્વચ્છતા ને પ્રભુતા, જીવત્વ ને કર્તૃત્વ—એવી અનંતી શકિતઓ પરિણમનમાં એક સાથે ઉલ્લસે છે. પહેલા સમયે એક ને બીજા સમયે બીજી—એમ ક્રમે ક્રમે શકિતઓ નથી પરિણમતી પણ એક સાથે બધી શકિતઓ પરિણમે છે. તેથી આવા આત્માને 'જ્ઞાનમાત્ર' કહેવા છતાં તેમાં અનંત-ધર્મરૂપ અનેકાન્તપણું સ્વયમેવ પ્રકાશે છે.

ભગવાન તીર્થંકરદેવ કહે છે કે અમારા જ્ઞાનમાં અનંતા ધર્મો જણાયા છતાં અમે આત્માને જ્ઞાનમાત્ર કહ્યો તેનું શું કારણ? કે જ્ઞાનમાત્ર કહીને આખો આત્મા લક્ષગત કરાવ્યો છે. જ્ઞાન પ્રસિદ્ધ છે તેથી તેના દ્વારા અનંત-ગુણવાળો આખો આત્મા પ્રસિદ્ધ કરાવ્યો છે. તે જ્ઞાનમાત્ર આત્માના પરિણ-મનમાં અનંત ગુણોનો વૈભવ એક સાથે પરિણમે છે. ભાઈ! તારો આત્મવૈભવ તો જો! પિતાનો વારસો શું છે તેની ઘરના ભંડારમાં તપાસ કરે છે, તો અહીં આ કેવળીભગવાન પરમપિતા તને તારા સ્વઘરનો ભંડાર બતાવે છે, તેને તો એક વાર પ્રેમથી દેખ! તારો વૈભવ દેખતાં તને પરમ આનંદ થશે.

જેમ પિતા પોતાના સુપુત્રને વૈભવનો વારસો સોંપે ને પુત્ર હોંશથી તે સંભાળે; તેમ અહીં આત્માની અનંત શક્તિરૂપ વૈભવનો વારસો સર્વજ્ઞપિતા સાધકજીવરૂપી સુપુત્રોને સોંપે છે, ને સાધક જીવો પરમ પ્રેમથી આત્મવૈભવને સંભાળે છે. મુનિ તો મોટા નંદન છે, કેવળજ્ઞાનના મોટા દીકરા છે, ને સમકિતી

તે કેવળજ્ઞાનનો નાનો દીકરો છે.—ભલે નાનો, પણ છે તો સર્વજ્ઞનો વારસદાર! સર્વજ્ઞપિતાની મૂડી તેણે જોઈ છે એટલે આત્માના અનંતગુણનો વૈભવ સ્વાનુભવથી તેણે જોયો છે. પિતાની મૂડી શું છે તે જોવું નથી ને તેના વારસદાર થવું છે—તે કેમ બને? તેમ તીર્થંકરપિતા સર્વજ્ઞદેવે અનંતશક્તિરૂપ જે આત્મવૈભવ કહ્યો છે તે વૈભવને જાણવો નથી ને તેના વારસદાર (મોક્ષમાર્ગી) થવું છે—એ કેમ બને? ભગવાને પ્રગટ કરેલ અનંતશક્તિરૂપ આત્મવૈભવને જે જાણે તે જ ભગવાનનો ખરો નંદન કહેવાય, તે સર્વજ્ઞનો વારસદાર થયો અને હવે અલ્પકાળમાં પોતે સર્વજ્ઞ થશે. અહો, આત્માના વૈભવની આવી વાત સન્તો સંભળાવે છે, તે સાંભળતાં કોને ઉલ્લાસ ન આવે?

હે ભાઈ, જ્ઞાનમાત્ર તારો આત્મા, તેમાં એક સાથે અનંત શક્તિઓ ઉલ્લસે છે; ઉલ્લસે છે એટલે પરિણમે છે. તે શક્તિઓને પ્રદેશભેદ નથી; આત્માના અસંખ્યપ્રદેશમાંથી અમુક ભાગમાં એક શક્તિ ને બીજી શક્તિ બીજા ભાગમાં—એમ તેમનામાં ક્ષેત્રભેદ નથી. દરેક શક્તિ આત્માના સર્વપ્રદેશોમાં ભરેલી છે, એટલે જે જ્ઞાનનું ક્ષેત્ર છે તે જ આનંદનું ક્ષેત્ર છે, તે જ પ્રભુતાનું ક્ષેત્ર છે, તે જ વીર્યનું ક્ષેત્ર છે. એમ બધી શક્તિઓને એકક્ષેત્રપણું છે. જેમ ક્ષેત્રભેદ નથી તેમ કાળભેદ પણ નથી, એટલે એક શક્તિ પહેલાં પરિણમે ને બીજી શક્તિ પછી પરિણમે—એવો ભેદ તેમનામાં નથી. ક્ષેત્રે અને કાળે એકસાથે હોવા છતાં દરેક શક્તિનું કાર્ય (લક્ષણ) ભિન્ન ભિન્ન છે એટલે લક્ષણભેદ છે અર્થાત્ કાર્યથી ભેદ છે, ભાવથી ભેદ છે. જો ભાવભેદ ન હોય તો ભિન્નભિન્ન અનંત શક્તિ સિદ્ધ ન થાય. જેમકે જીવત્વશક્તિનું કાર્ય આત્માને ચૈતન્યપ્રાણથી જીવાડવો તે; જ્ઞાનનું કાર્ય જાણવું, (કાર્ય કહો કે લક્ષણ કહો.) શ્રદ્ધાનું કાર્ય પ્રતીત કરવી; ચારિત્રનું કાર્ય લીનતા કરવી, વીર્યનું કાર્ય સ્વરૂપની રચના કરવી; સુખનું કાર્ય અનાકુળ શાંતિનું વેદન કરવું; પ્રભુતાનું કાર્ય સ્વતંત્રતાથી શોભવું; પ્રકાશશક્તિનું કાર્ય સ્વયં-પ્રત્યક્ષ સ્વાનુભવ કરવો,—આ રીતે અનંત શક્તિઓને પરસ્પર લક્ષણભેદ-કાર્યભેદ અથવા ભાવભેદ છે, પણ દ્રવ્યભેદ નથી, ક્ષેત્રભેદ નથી, કાળભેદ નથી.

આત્મામાં શક્તિઓ અનંતી હોવા છતાં તેનું ક્ષેત્ર તો અસંખ્યપ્રદેશી જ છે; અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્રમાં અનંતી શક્તિઓ રહેલી છે. અનંતી શક્તિને રહેવા માટે ક્ષેત્ર પણ અનંતું જોઈએ—એવું કાંઈ નથી. નાનામાં નાના ક્ષેત્ર-

વાળો જે એક પરમાણુ અથવા કાળાણુ–તેનામાં પણ અનંતી શકિતઓ રહેલી છે. જેટલી શકિતઓ સિદ્ધ પરમાત્મામાં છે એટલી જ શકિતઓ એકેક પરમાણુમાં છે;–ભલે શકિતની જાતમાં ફેર, પણ સંખ્યા બંનેમાં સરખી. –જેમકે આત્મામાં ચેતનશકિત છે તો પરમાણુમાં જડત્વશકિત છે; આત્મામાં અરૂપીત્વ છે તો પરમાણુમાં રૂપીત્વ છે.–એમ જેટલી શકિતઓ આત્મામાં છે તેટલી જ શકિતઓ પરમાણુમાં છે. અહા, એકપ્રદેશી પરમાણુ તેમાં અનંત શકિતઓ,–કોઈ અચિંત્ય વસ્તુસ્વભાવ છે. એ તર્કનો વિષય નથી. જેનો પાર નથી એવું આકાશદ્રવ્ય, તેનામાં તેનું અસ્તિત્વ પૂરેપૂરું છે, તેમ આકાશના અનંતમા ભાગનો જે એકપ્રદેશી પરમાણુ–તેનામાં તેનું અસ્તિત્વ પૂરેપૂરું છે; તે પણ અનાદિઅનંત પોતાના સ્વતંત્ર અસ્તિત્વમાં રહેલો છે.

દરેક દ્રવ્યમાં અનંત શકિતરૂપ પોતપોતાનો વૈભવ છે, પણ અહીં તો ભગવાન આત્માના વૈભવની વાત છે. અસંખ્યપ્રદેશી આત્મા અનંતગુણથી ભરેલો છે. અસંખ્યપ્રદેશી આત્મવસ્તુ તે ગુણી અને તેના સર્વક્ષેત્રમાં સર્વ-કાળે અનંતશકિતરૂપ ગુણો રહેલા છે.

પ્રશ્ન:—આત્મા એક, તેને વળી અસંખ્યપ્રદેશો હોય?

ઉત્તર:—હા; એ વસ્તુસ્થિતિ છે. જેમ અરૂપી આકાશ એક અખંડ દ્રવ્ય હોવા છતાં તેના પ્રદેશોમાં પરસ્પર ભેદ છે; જો એ પ્રકારનો પ્રદેશભેદ ન હોય તો અનંતપ્રદેશીપણું જ સિદ્ધ ન થાય. શાસ્ત્રમાં એનું દૃષ્ટાંત આપ્યું છે: જેમ કે–આકાશમાં બે મુનિ ધ્યાનમાં બેઠા છે, તો તે બંને મુનિઓનું ક્ષેત્ર એક છે કે જુદું? જો એક ક્ષેત્ર હોય તો બે મુનિ જુદા ન રહે. અને જો બંને મુનિનું ક્ષેત્ર જુદું છે–એમ સ્વીકારો તો આકાશમાં ભેદકલ્પના સિદ્ધ થઈ ગઈ. તેમ અનંતગુણસ્વરૂપ જે એક અખંડ આત્મદ્રવ્ય, તેને અસંખ્ય-પ્રદેશીપણું છે, તે પ્રદેશોને એકબીજા વચ્ચે ભેદ છે (અર્થાત્ જે પહેલો પ્રદેશ છે તે બીજો પ્રદેશ નથી–એવો ભેદ છે), પણ અસંખ્ય પ્રદેશમાં રહેલી જે અનંતશક્તિઓ તેમનામાં પરસ્પર પ્રદેશભેદ નથી. જ્યાં જાણવાની શક્તિ છે ત્યાં જ સુખનું વેદન છે, પ્રભુતા પણ ત્યાં જ છે,–એમ બધી શક્તિ એકક્ષેત્રે રહેલી છે. જે જ્ઞાનશક્તિ છે તે જ કાંઈ સુખશક્તિ નથી, પણ જ્યાં જ્ઞાનશક્તિ છે ત્યાં જ સુખશક્તિ છે, એટલે અનંતશક્તિઓમાં આ રીતે ભાવ અપેક્ષાએ ભેદ હોવા છતાં ક્ષેત્રઅપેક્ષાએ ભેદ નથી.–આવું વસ્તુસ્વરૂપ છે.

જુઓ, આ જૈનદર્શનની વાત! પર્યાયમા અશુદ્ધતાની યોગ્યતા અને નિમિત્તરૂપ દશ જડ પ્રાણ–એવું વ્યવહાર જીવત્વ છે ખરૂ, પણ એને ખરેખર જીવ ન કહ્યો; શુદ્ધ ચૈતન્યપ્રાણથી જીવે એવું જે નિશ્ચય જીવત્વ તેને જ જીવ કહ્યો. અને તે નિશ્ચયજીવનમાં વ્યવહારજીવનનો અભાવ કહ્યો. આ રીતે વ્યવહારનો નિષેધ અને નિશ્ચયનો આશ્રય કરવાની વાત આમાં આવી ગઈ; મોક્ષમાર્ગ આવી ગયો. એક સમયમાં અનંત સ્વભાવ-સામર્થ્યથી ભરેલા દ્રવ્ય ઉપર લક્ષ ગયુ ત્યારે પર્યાયમા મોક્ષમાર્ગરૂપ પરિણમન થયુ, તેમા અનંત ગુણનુ પરિણમન ભરેલું છે.

જીવત્વશકિત એક, છતા દ્રવ્ય ગુણ-પર્યાય ત્રણેમા વ્યાપક; એક જીવત્વના પરિણમનની સાથે જ અનંત ગુણોનુ પરિણમન વર્તી રહ્યુ છે, પરંતુ વ્યવહારપ્રાણનુ પરિણમન તેમા વર્તતુ નથી.–આમ અનેકાન્ત પ્રકાશે છે.

આત્મામા આ જીવત્વ વગેરે શકિત તો અનાદિની છે, પણ તેના ભાન વગર તે પર્યાયમા વ્યાપતી ન હતી. અજ્ઞાનીમાય અનંત શક્તિઓ પરિણમે તો છે જ પણ તેને તેનુ ભાન નથી તેથી તેનુ વિકારી પરિણમન થાય છે. ભાન કરતા નિર્મળ પરિણમન થાય છે. એને 'સર્વગુણાંશ તે સમ્યકત્વ' કહેવાય છે. શુદ્ધ જીવત્વશકિતવાળા આત્મસ્વભાવ ઉપર જ્યા દૃષ્ટિ ગઈ ત્યાં પર્યાયમાં એવુ નિર્મળ ચૈતન્યજીવન પ્રગટ્યુ કે, અશુદ્ધપ્રાણથી કે દ્રવ્યપ્રાણના સંયોગથી જીવવાની દૃષ્ટિ છૂટી ગઈ, એટલે કે વ્યવહારનો આશ્રય છૂટી ગયો.

જડ પ્રાણ (શરીર–ઇન્દ્રિયો વગેરે)થી જીવને ઓળખાવવો તે તો 'અસદ્‌ભુત વ્યવહાર' છે એટલે કે ખરેખર જીવના સ્વરૂપમાં તેનો સદ્‌ભાવ નથી.

ભાવેન્દ્રિયો વગેરે અશુદ્ધ ભાવપ્રાણથી જીવને ઓળખાવવો તે 'અશુદ્ધ સદ્‌ભુત વ્યવહાર' છે, જીવમા એક સમયની તેવી લાયકાત છે, પણ જીવના શુદ્ધસ્વરૂપમા તે નથી.

ત્રિકાળી શુદ્ધ ચૈતન્યભાવપ્રાણરૂપ જીવત્વથી જીવને ઓળખવો તે નિશ્ચય છે; અને તેની સન્મુખતાથી પર્યાયમા ચૈતન્યનુ જે નિર્મળ પરિણમન પ્રગટ્યું તે 'શુદ્ધ સદ્‌ભુત વ્યવહાર' છે

આ રીતે એકેક શક્તિના વર્ણનમા નિશ્ચય, વ્યવહાર વગેરે નયો પણ આવી જાય છે. એકેક શક્તિમા અનંત રહસ્ય સમાય છે. આ તો આત્માનો અખૂટ વૈભવ છે, એને ખોલ્યા જ કરો તોપણ કદી ખૂટે તેમ નથી.

ભાઈ, આ તારા આત્માના 'ભાવ'ની વાત ચાલે છે. હીરા-માણેકનો ભાવ, સોનાનો ભાવ, અનાજનો ભાવ-એમ બધી વસ્તુના ભાવને તુ જાણે છે, તો તારામાં તારો 'ભાવ' શું છે તેને તો જાણ. આત્માની નિજશક્તિ તે તેનો નિજ-ભાવ છે. અનંત શક્તિરૂપ નિજભાવથી ભરેલો ભગવાન આત્મા, તેની કિંમત એટલે કે તેની મહિમા જીવે કદી જાણી નથી. જો જાણે તો ઉપયોગ તેમાં વળ્યા વગર રહે નહિ. ભાઈ, વિકલ્પવડે કે કોઈ સંયોગ વડે તારી કિંમત આંકી શકાય એવો તું નથી. અનંત શક્તિનો ભાવ તારામાં છે; એકેક શક્તિના ભેદથી પણ તેનું લક્ષ થઈ શકતું નથી. પણ એકેક શક્તિની સાથે બીજી અનંત શક્તિઓ પરિણમી રહી છે, તે અનંતશક્તિના આખા પિંડને લક્ષગત કરવાની આ વાત છે. કેમકે—

જ્યાં ચેતન ત્યાં અનંત ગુણ, કેવળી બોલે એમ;<br>
પ્રગટ અનુભવ આત્મનો, નિર્મળ કરો સપ્રેમ....રે....<br>
ચૈતન્યપ્રભુ ! પ્રભુતા તમારી ચૈતન્યધામમાં.

ગુણનો દરિયો ને સુખથી ભરીયો—એવો તું છો. તારી શક્તિ કેવડી ને તેનું કાર્ય કેવડું તે લક્ષમાં લે; તો વિકારમાંથી ને પરમાંથી તારી દૃષ્ટિ હઠી જશે. શક્તિનું વર્ણન કરીને અહીં અનંતગુણના પિંડ જ્ઞાનમાત્ર આત્માની દૃષ્ટિ કરાવવી છે, અનુભવમાં આત્માની પ્રસિદ્ધિ કરાવવી છે. તેથી આ ટીકાનું નામ પણ 'આત્મપ્રસિદ્ધિ' છે.

લોકો 'શક્તિ'ને પૂજે છે; મોરબી પાસે શનાળા ગામ છે ત્યાં સં. ૨૦૧૦ માં ગયેલા, ત્યાં શક્તિમાતાનું મંદિર છે. અહીં કહે છે કે ભાઈ, ખરી શક્તિ-દેવીનું મંદિર તો તારો આત્મા છે; આત્માના એકેક ગુણમાં દૈવીશક્તિ છે. એ શક્તિદેવીને ભજ. ઈશ્વરપણું તો એનામાં છે. નિજશક્તિના સેવન વગર આત્માનું કલ્યાણ કદી ન થાય. જીવત્વરૂપ દૈવીશક્તિ વગર આત્મા એક ક્ષણ પણ જીવી ન શકે. આવી નિજશક્તિને ભૂલીને અજ્ઞાની લોકો ભ્રમથી બહારની દેવીને પૂજે છે, પણ એમાં કાંઈ કલ્યાણ નથી. નિજશક્તિથી ભરેલા ભગવાન આત્મદેવનું ભજન (શ્રદ્ધા-જ્ઞાન) કરતાં અપૂર્વ કલ્યાણ થાય છે.



[ વીર નિર્વાણ સં. ૨૪૯૧ માગશર વદ ૪ ]

卐

આ આત્મવસ્તુમાં અનંત શક્તિ છે; તે બધી શક્તિઓ આત્મા સાથે તાદાત્મ્યરૂપ છે એટલે કે અનાદિઅનંત એકરૂપ છે. આવા આત્મામાં અંતર્દૃષ્ટિ કરીને સ્વસન્મુખ પરિણમતા પર્યાયમાં તે શક્તિની ખીલવટ થાય છે; તેનું આ વર્ણન છે.

અનંત શક્તિવાળો પરમેશ્વર આ આત્મા જ છે. તે પોતે પોતાને ધ્યેય બનાવતાં પર્યાયમાં ઈશ્વરતા પ્રગટે છે, શક્તિનું સત્ત્વ પર્યાયમાં વ્યક્ત થઈને પરિણમે છે. ભગવાન સર્વજ્ઞદેવને અનંત આત્મશક્તિ પ્રગટી ગઈ છે, ને એવો જ અનંતશક્તિસંપન્ન દરેક આત્મા ભગવાને જોયો છે, ને જગતને બતાવ્યો છે. ભાઈ, તું બીજાની શક્તિની મહત્તા માને છે પણ તારી અનંત શક્તિની મહત્તા તારામાં ભરી છે તેને તું જાણ ને વિશ્વાસમાં લે, તો સર્વજ્ઞ જેવી જ શક્તિઓ તારી પર્યાયમાં ખીલી જશે. અંદરમાં 'સત્' છે તેના વિશ્વાસે તે અનુભવમાં આવે છે.—આ ધર્મની રીત છે.

પ્રશ્ન :—આમાં ધર્મ ક્યાં આવ્યો?

ઉત્તર :—ધર્મ એટલે આત્માની શક્તિરૂપ જે સ્વભાવ, તેનો વિશ્વાસ કરતાં તેમાંથી પ્રગટેલી જે નિર્મળદશા તે ધર્મ છે, તે મોક્ષમાર્ગ છે. અનંતશક્તિસંપન્ન જ્ઞાનમાત્ર ભગવાન આત્મા, તેને સ્વસન્મુખી ઉપયોગલક્ષણવડે લક્ષિત કરાવવા માટે આ વર્ણન છે.

ભાઈ, એ તો પહેલે ધડાકે નક્કી કર કે પરદ્રવ્યને અને મારે કાંઈ સંબંધ નથી. મારો એકકેય અંશ પરમાં નથી, પરનો કોઈ અંશ મારામાં નથી. શરીરના રજકણમાં શું આત્મા રહે છે?—ના; રાગપરિણામમાં શું આત્મા રહે છે? —ના, તેનો તો અભાવ થઈ જાય છે. ભગવાન આત્મા તો પોતાની અનંત શક્તિમાં ને તેના નિર્મળ પરિણમનમાં રહે છે; એટલે કે 'જ્ઞાનમાત્રભાવ'માં જ તે સદાકાળ રહેલો છે. 'જ્ઞાનમાત્ર'ભાવમાં શોધે તો આત્મા મળે. વિકારમાં કે જડમાં શોધે તો આત્મા મળે નહિ.

જુઓ, આ આત્મકથા! ભૂલેલા ભગવાનને કેમ શોધવો તેની આ રીત! જેમાં પરમેશ્વરપણું ભરેલું છે એવા તારા સ્વભાવમાં દૃષ્ટિ કર તો તને

પરમેશ્વરના ભેટા થાય, ને તારામાં જ પરમેશ્વરપણું પ્રગટે. જ્ઞાને પોતાના અંતરમાં ડોકિયું કરીને આત્માનું લક્ષ કર્યું ત્યાં જ્ઞાનનું સમ્યક્‌પરિણમન થયું; તે જ્ઞાનભાવની સાથે પરસ આનંદ, સુખ, શ્રદ્ધા, વીર્ય, પ્રભુતા વગેરે અનંત ભાવો પણ ભેગા જ પરિણમે છે. આવા અનેકાન્તસ્વરૂપ આત્મા છે; 'જ્ઞાનપરિણતિ'માં તે પ્રસિદ્ધ થયો છે.

આવી જ્ઞાનપરિણતિ અભવ્યને કદી થતી નથી. તેનામાં જ્ઞાનગુણ અને તેનું પરિણમન છે તો ખરૂં, પણ આત્મામાં તન્મયતા વગરના એકાન્ત પર-સન્મુખી પરિણામને 'જ્ઞાનપરિણતિ' કહેતા નથી. જ્ઞાન આત્માનું, અને આત્માને જાણે નહિ,–એને તો જ્ઞાન કોણ કહે? જે પરિણતિ જ્ઞાનસ્વભાવ તરફ વળીને, તેમાં તન્મય થઈને, આત્માને જાણે તેને જ જ્ઞાનપરિણતિ કહીએ છીએ. જાણનારો પોતે જે જ્ઞાનમાં ન આવ્યો તે જ્ઞાનને જ્ઞાન કહેતા નથી, તે અજ્ઞાન છે; તેમાં આત્માની પ્રસિદ્ધિ નથી. અહીં તો જે જ્ઞાનમાં આત્માની પ્રસિદ્ધિ છે તેની વાત છે.

અહો, આત્માની શક્તિની આ વાત!–તે ઉત્સાહથી સાંભળતાં અનાદિની મૂર્છા ઊતરી જાય–એવી છે. પુરાણમાં વિશલ્યાની વાત આવે છે,–તે નજીક આવતાં જ લક્ષ્મણની મૂર્છા દૂર થવા લાગી; તેમ શલ્યરહિત એવી વિ-શલ્યા જ્ઞાનપરિણતિ જ્યાં પ્રગટી ત્યાં બધા ગુણોમાંથી મિથ્યાપણાની મૂર્છા ઊતરી ગઈ ને બધા ગુણો સ્વશક્તિની સંભાળ કરતા જાગ્યા. વિશલ્યા પૂર્વ-ભવમાં ચક્રવર્તીની પુત્રી હતી; એકવાર જંગલમાં અજગર તેને ગળી ગયો; તેનું અડધું શરીર અજગરના મુખમાં ને અડધું બહાર હતું. અજગરના મોઢામાંથી તેને છોડાવવા ચક્રવર્તીએ ધનુષ્યબાણ તૈયાર કર્યાં, પણ વિશલ્યાના જીવે તેને અટકાવતાં કહ્યું–પિતાજી! હું તો હવે બચવાની નથી, મારા ખાતર અજગરને ન મારશો. આ પ્રકારના શુભ પરિણામના ફળમાં તે વિશલ્યાને એવી ઋદ્ધિ હતી કે તેના સ્નાનના જળના છંટકાવથી ગમે તેવું વિષ કે મૂર્છા ઊતરી જાય. આ વિશલ્યા તે લક્ષ્મણની પત્ની થનાર હતી. જ્યારે રાજા રાવણ સાથેના યુદ્ધમાં રાવણની શક્તિના પ્રહાર વડે લક્ષ્મણ મૂર્છિત થઈને ઢળી પડ્યા ને ચારેકોર હા-હાકાર થઈ ગયો; રામચંદ્ર પણ હતાશ થઈ ગયા; હનુમાન વગેરે મોટામોટા વિદ્યાધર રાજકુમારો પણ બેઠા હતા. જો સવાર સુધીમાં આનો ઉપાય ન મળે તો લક્ષ્મણના જીવવાની આશા ન હતી. અંતે

કોઈએ ઉપાય બતાવ્યો કે જો 'વિશલ્યાદેવી'ના સ્નાનનુ જળ છાટવામાં આવે તો લક્ષ્મણ બચી જાય. પછી તો તરત જ વિશલ્યાને તેડાવી, તે નજીક આવતાવેત લક્ષ્મણને લાગેલી રાવણની શક્તિ ભાગી, ને લક્ષ્મણજી પોતાની શક્તિ સહિત જાગ્યા. તેમ ચૈતન્યલક્ષણી લક્ષ્મણ એવો આ આત્મા, તે અનાદિથી નિજશક્તિને ભૂલીને મોહશક્તિથી બેભાન બન્યો છે, પણ જ્યાં શલ્યથી વિરહિત એવી નિઃશલ્ય-નિ.શ ક શ્રદ્ધારૂપી સમ્યક્ત્વશક્તિ જાગી ત્યાં મોહશક્તિઓ ભાગી, ને ચૈતન્યલક્ષી ભગવાન આત્મા પોતાની અનત શક્તિઓના સમ્યક્ પરિણમનથી જાગી ઊઠ્યો. અજ્ઞાનમા આત્મશક્તિ મૂર્છાઈ ગઈ હતી, પણ જ્ઞાનપરિણતિ શલ્યરહિત થઈને જ્યા જાગી ત્યા તો મૂર્છા ભાગી ને અનતશક્તિના ટકાર કરતો આત્મા જાગી ઊઠ્યો, ને પોતાની પ્રભુતાના સામર્થ્યથી વિભાવરૂપી રાવણનો નાશ કર્યો.

હે જીવ! આવી આત્મશક્તિઓ ઓળખાવીને સન્તો તને જગાડે છે. તારું આત્મદ્રવ્ય કોઈ બીજાના આધારથી ટકેલુ નથી, પણ તારી પોતાની જીવત્વ-શક્તિથી જ તારુ આત્મદ્રવ્ય ટકેલુ છે. પોતાના ચૈતન્યમાત્ર ભાવને ધારણ કરવારૂપ જીવત્વશક્તિથી આત્મા સદાય જીવપણે ટકે છે, આ જીવત્વશક્તિ આત્માને કદી અજીવ થવા દેતી નથી, તેને જીવપણે સદા જીવતો રાખે છે.

જ્ઞાન-દર્શન-સુખ ને સત્તા, તે આત્માના ભાવપ્રાણ કહેવામા આવ્યા છે. આત્માના સ્વભાવમા દ્રવ્ય-ગુણપણે તો તે ત્રિકાળ છે, ને પર્યાયમા તે સમ્યક્પણે પ્રગટે તેની આ વાત છે. ત્રિકાળી સ્વભાવમા છે તેનુ લક્ષ કરતાં પર્યાયમા પણ તેનુ સમ્યક્પણે પરિણમન થઈ જાય છે. 'જ્ઞાનમાત્રભાવ' એટલે અનત શક્તિવાળો આત્મા, તેની સન્મુખ થઈને તેનું જ્ઞાન કરતાં દ્રવ્ય-ગુણ જેવુ જીવન પર્યાયમાં પ્રગટે છે. અનતકાળથી પર્યાયમા જે જીવન ન હતું તે પ્રગટ્યુ, ને અનતકાળથી જે ભાવમરણ થતુ હતું તે ટળ્યુ. અનતાગુણો પર્યાયમા જીવત્વરૂપ થયા, સમ્યક્પણે પ્રગટ્યા.

અહો, અતરના પડખા ખોલીને ચૈતન્ય પરમાત્માને દેખવાની આ વાત છે. જેને આત્માની ગરજ હોય ને ભવનો ભય હોય તેને માટેની આ વાત છે આત્મામા ભરેલો સહજ અદ્ભુત ચૈતન્યવૈભવ ખુલ્લો કરીને સતોએ આ સમયસારમા દેખાડ્યો છે. જ્ઞાનની પર્યાયને અતર્મુખ કરીને એ પરમ અદ્ભુત આત્મવૈભવ વેદાય છે.

જુઓ, આ વીતરાગી સન્તોની વાણી! આ 'આત્મભાષા' છે. ભાષા તો જોકે જડ છે પણ આત્માના અનુભવનું નિમિત્ત લઈને નીકળેલી સન્તોની ભાષા તે 'આત્મભાષા' છે. આત્માનું ભાન થતાં બધા ગુણોમાં નવું જીવન પ્રસર્યું, અનંતગુણો જીવતા થયા. પહેલાંય તે હતા તો ખરા પણ દૃષ્ટિ વગર તેનું ફળ આવતું ન હતું, હવે તેનું સમ્યક્‌પરિણમન થતાં ફળ આવ્યું. એટલે નિર્મળ પર્યાય પ્રગટી તેમાં આત્માનું ખરૂં જીવન છે. રાગાદિ તો ખરેખર અજીવતત્ત્વ હતું કેમકે તેમાં કાંઈ આત્માનું જીવન ન હતું, તેમાં ચૈતન્યપ્રાણ ન હતા. જીવત્વશક્તિવાળા આત્મસ્વભાવનું ભાન થતાં, અનંતાગુણો—જે પહેલાં અજ્ઞાનપર્યાયમાં સરી ગયા હતા તે હવે જ્ઞાનપર્યાયમાં જીવતા થયા, પ્રગટ થયા. આ રીતે જીવત્વશક્તિ આત્માના અનંતગુણોને જીવાડે છે.

અરે જીવ! આ જો તો ખરો, તારી શક્તિનો ભંડાર! તારી શક્તિના વિસ્તારનો પાર નથી. અને છતાં સ્વાનુભવમાં એક ક્ષણમાં તે બધી સમાઈ જાય છે. સમજણ કરીને સ્વસન્મુખ થા તો માર્ગ તદ્દન સહેલો છે. બાકી પરસન્મુખતાથી તો અનંતકાળેય માર્ગ હાથ આવે તેમ નથી.

આ ટીકાનું નામ आत्मख्याति છે. ટીકા એટલે વિસ્તાર; ખ્યાતિ એટલે પ્રસિદ્ધિ. ભાઈ, આત્માની શક્તિમાં જે ભર્યું છે તેનો જ વિસ્તાર કરીને સન્તો તે પ્રસિદ્ધ કરે છે. આચાર્યદેવે આત્માની શક્તિઓનું એવું અદ્ભુત વર્ણન કર્યું છે કે તે સમજતાં સ્વાનુભૂતિમાં ભગવાન આત્મા પ્રસિદ્ધ થાય.

સર્વજ્ઞદેવે જે પ્રત્યક્ષ જાણ્યો ને સમ્યગ્દૃષ્ટિના અનુભવમાં જે આવ્યો એવા આત્મસ્વભાવનું આ વર્ણન છે. દેહનાં રજકણોથી તદ્દન જુદો અને રાગાદિ ભાવોથી પણ જુદો એવો આત્મસ્વભાવ જ્ઞાયકભાવમય છે. શરીરાદિ અજીવ છે, રાગાદિ આસ્રવ છે ને જ્ઞાયકભાવરૂપ આત્મા તે જીવ છે. એના જ્ઞાયકભાવમાં એની અનંતી શક્તિઓ સમાય છે, પણ રાગાદિ ભાવો તેમાં સમાતા નથી.

આત્માની એકેક શક્તિમાં પાંચ ભાવો આ પ્રમાણે લાગુ પડે છે—આત્માની જીવત્વ વગેરે શક્તિ અનાદિઅનંત પારિણામિકભાવે છે; રાગાદિ ઉદયભાવોનો તેનામાં અભાવ છે; અને તે શક્તિવાળા આત્માની સન્મુખ થતાં પર્યાયમાં ઉપશમ-ક્ષયોપશમ-ક્ષાયકરૂપ ભાવો નવા પ્રગટે છે. આમ દરેક શક્તિમાં પાંચ ભાવોમાંથી જે લાગુ પડે તે સમજવા. (જેમકે જ્ઞાનપર્યાયમાં ઉપશમભાવ હોતો નથી.)

જગતમાં ભિન્ન ભિન્ન અનંત આત્મા; એકેક આત્માના પ્રદેશો અસંખ્ય, શક્તિઓ અનંત, સામર્થ્ય અનંત, પણ તેમાં કોઈ પ્રદેશમાં કે કોઈ શક્તિમાં વિકારને કરે એવો ગુણ નથી. પુણ્ય-પાપના વિકલ્પોથી ભિન્ન થઈને આવી અનંતગુણસમ્પન્ન આત્મવસ્તુને અનુભવમાં લેતા સમ્યગ્દર્શન થાય છે.—એનું નામ 'આત્મપ્રસિદ્ધિ.'

પર્યાયમા જે દશ જડ પ્રાણને ધારણ કરીને જીવવાની અશુદ્ધ યોગ્યતા છે તે વ્યવહારનો વિષય છે; તે પરમાર્થ જીવનું જીવન નથી. સમ્યગ્દષ્ટિનું પરમાર્થ જીવન કેવુ હોય? કે અશુદ્ધતાથી જીવે તે સમ્યગ્દષ્ટિનું જીવન નહિ; જડ પ્રાણના સંયોગથી જીવે તે સમ્યગ્દષ્ટિનુ જીવન નહિ, અનંતગુણના ધામ એવા શુદ્ધ દ્રવ્ય ઉપર લક્ષ જતાં પર્યાયમાં સમ્યક્‌પરિણમન ખીલ્યુ તે સમ્યગ્દષ્ટિનું જીવન છે. તે જીવન ચૈતન્યપ્રાણથી ભરેલુ છે, તેમાં આનંદ ભર્યો છે, પ્રભુતા ભરી છે. જીવનુ આવુ જીવન એ જ સાચું જીવન છે.

ભાઈ, આ વાત તારા સ્વઘરની છે ને તને સમજાય તેવી છે. આ વાત કઠણ છે ને મને નહિ સમજાય—એમ કરીને જે સમજવાનો કંટાળો કરે તો તેને આત્માનો ખરો પ્રેમ નથી. વિષય-કષાયોની વાતમા તો હોંશથી પડે છે ને આત્મસ્વરૂપની વાત આવે ત્યાં કઠણ કહીને તેની સમજણનો ઉદ્યમ છોડી દે છે—તો એવા જીવને સ્વરૂપની ચાહ મટાડનાર બહિરાત્મા કહ્યો છે ભાઈ, આત્માનું સ્વરૂપ કઠણ પડે છે—એમ કહીને તે તો આત્મામા જવા આડે અરુચિરૂપી વજ્રની દીવાલ ઊભી કરી તારા પરિણામને તુ આત્માસન્મુખ શી રીતે લઈ જઈશ? મારું સ્વરૂપ પ્રાપ્ત કરવુ સુગમ છે ને અંતરના ઉદ્યમ-વડે હું જરૂર તે પ્રાપ્ત કરીશ એમ રુચિનો ઉલ્લાસ જગાડ તો તારા પરિણામ તે તરફ વળશે ને આત્માની પ્રાપ્તિ થશે

જુઓ, આ તો જીવ કોને કહેવો તેની વ્યાખ્યા છે. જીવ કેવો છે તેની જ જેને ખબર નથી તેને સાચુ જીવન ક્યાંથી પ્રગટે? સમ્યગ્દર્શનની પ્રાપ્તિના કાળે અંતરમા સ્વદ્રવ્ય ઉપર દૃષ્ટિ જાય છે ને તે વખતે પર્યાયમાં એક સાથે અનંતા ગુણોનું નિર્મળ કાર્ય પ્રગટ થાય છે. આવી પર્યાય-સહિતનુ જીવન તે ધર્માત્માનું જીવન છે. જે પુણ્ય-પાપ જેટલો જ આત્મા માને છે તેને ચૈતન્યના જીવનની ખબર નથી, આત્માની જીવત્વશક્તિને તે જાણતો નથી ચૈતન્યરૂપ ભાવપ્રાણવડે સદા જીવતો અનંતશક્તિ સંપન્ન

આત્મા સમ્યગ્દૃષ્ટિની નજરમાં આવી ગયો છે, એટલે તેની જીવત્વશક્તિ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં પ્રસરી ગઈ છે. આ રીતે જ્યારે જીવત્વશક્તિનો નિર્મળભાવ પર્યાયમાં પ્રગટ્યો ત્યારે જીવત્વશક્તિવાળા આત્માને જાણ્યો કહેવાય; ને ત્યારે જીવતત્ત્વને ઓળખ્યું કહેવાય. પરમાર્થે ઇન્દ્રિય વગેરે જડપ્રાણવાળો જ આત્માને જે માની લ્યે તેણે તો અજીવને જીવ માન્યો છે. ઇન્દ્રિય વગેરેનાં કાર્યો મારાં, ને તેના વગર મારા જ્ઞાનાદિ ટકી ન શકે—એમ માનનાર પણ ખરેખર જડને જ આત્મા માને છે, જડથી ભિન્ન ચૈતન્યપ્રાણ-વાળા આત્માને તે જાણતો નથી. દુનિયા તો બહારમાં બધું માની બેઠી છે, પણ મુક્તિનો માર્ગ અંતરમાં કંઈક જુદો જ છે.

ભાઈ, તારે ધર્મ કરવો હોય ને ધર્મી થવું હોય તો તારા ચૈતન્યમય જીવત્વને જાણ. આ જીવત્વશક્તિએ આત્માના બધા ગુણોને જીવરૂપ રાખ્યા છે. જીવત્વશક્તિ ન હોય તો આત્માના બધા ગુણો અજીવ થઈ જાય. ખરેખર આત્મા અજીવ તો થતો નથી પણ તેની માન્યતા વિપરીત થાય છે એટલે તેને ધર્મ થતો નથી, સાચું જીવન પ્રગટતું નથી. સાચું જીવન એટલે કે સુખી જીવન, જીવત્વશક્તિના ભાનવડે પ્રગટે છે. જીવત્વશક્તિ એમ બતાવે છે કે આત્મા શુદ્ધ ચૈતન્યપ્રાણમય છે. અશુદ્ધતા જેટલો જ જીવ માને તેણે ખરેખર અજીવને જીવ માન્યો છે. દશ પ્રાણને ધારણ કરવાની યોગ્યતારૂપ જે અશુદ્ધતા, તેનાથી જીવને ઓળખવો તે તો 'વ્યવહારનયનો જીવ' છે, 'નિશ્ચયનયનો જીવ' તે નથી; જીવ નથી એટલે અજીવ છે. ત્રિકાળી ચૈતન્ય-સ્વરૂપ જીવ તે નિશ્ચયનયનો જીવ છે.

જુઓ, આ વીતરાગમાર્ગમાં નિશ્ચય-વ્યવહાર. જીવમાં પણ નિશ્ચયજીવ ને વ્યવહારજીવ એમ બે પ્રકાર બતાવીને યથાર્થ સ્વરૂપ ઓળખાવ્યું. જીવની પર્યાયમાં અશુદ્ધતાની યોગ્યતા છે પણ તે સમ્યગ્દર્શનના વિષયમાં આવતી નથી. સમ્યગ્દર્શન-પર્યાય પ્રગટે તે કેવા આત્માને દૃષ્ટિમાં લેવાથી પ્રગટે? તેની આ વાત છે. અનંત ગુણોથી અભેદ, અનાદિઅનંત પારિણામિકભાવ-સ્વરૂપ જે પરમ જ્ઞાયકભાવ, તેના આશ્રયે ક્ષાયિકસમ્યક્ત્વાદિ નિર્મળ ભાવો પ્રગટે છે. આવા ભાવરૂપ જ્ઞાનપરિણતિ જ્ઞાનીને જ હોય છે. અજ્ઞાનીને જ્ઞાન-પરિણતિ નથી કેમકે તે જ્ઞાયકસ્વભાવનો આશ્રય કરતો નથી. રાગના આશ્રયે જ્ઞાનપરિણતિ કેમ પ્રગટે? જ્ઞાનપરિણતિ તો તેને કહેવાય કે જે જ્ઞાનસ્વભાવમાં તન્મય થઈને પરિણમે ને રાગથી જુદી પડે. આવી જ્ઞાનપરિણતિ પ્રગટતાં

જુઓ, આ જૈનદર્શનની વાત! પર્યાયમાં અશુદ્ધતાની યોગ્યતા અને નિમિત્તરૂપ દશ જડ પ્રાણ-એવું વ્યવહાર જીવત્વ છે ખરૂ, પણ એને ખરેખર જીવ ન કહ્યો; શુદ્ધ ચૈતન્યપ્રાણથી જીવે એવુ જે નિશ્ચય જીવત્વ તેને જ જીવ કહ્યો. અને તે નિશ્ચયજીવનમાં વ્યવહારજીવનનો અભાવ કહ્યો. આ રીતે વ્યવહારનો નિષેધ અને નિશ્ચયનો આશ્રય કરવાની વાત આમાં આવી ગઈ, મોક્ષમાર્ગ આવી ગયો. એક સમયમા અનંત સ્વભાવ-સામર્થ્યથી ભરેલા દ્રવ્ય ઉપર લક્ષ ગયુ ત્યારે પર્યાયમાં મોક્ષમાર્ગરૂપ પરિણમન થયુ; તેમા અનંત ગુણનુ પરિણમન ભરેલુ છે.

જીવત્વશકિત એક, છતા દ્રવ્ય ગુણ-પર્યાય ત્રણેમા વ્યાપક, એક જીવત્વના પરિણમનની સાથે જ અનંત ગુણોનુ પરિણમન વર્તી રહ્યુ છે, પરંતુ વ્યવહારપ્રાણનુ પરિણમન તેમાં વર્તતુ નથી.—આમ અનેકાન્ત પ્રકાશે છે.

આત્મામા આ જીવત્વ વગેરે શકિત તો અનાદિની છે, પણ તેના ભાન વગર તે પર્યાયમા વ્યાપતી ન હતી. અજ્ઞાનીમાય અનંત શક્તિઓ પરિણમે તો છે જ પણ તેને તેનુ ભાન નથી તેથી તેનુ વિકારી પરિણમન થાય છે. ભાન કરતાં નિર્મળ પરિણમન થાય છે. એને 'સર્વગુણાંશ તે સમ્યકત્વ' કહેવાય છે. શુદ્ધ જીવત્વશકિતવાળા આત્મસ્વભાવ ઉપર જ્યા દૃષ્ટિ ગઈ ત્યાં પર્યાયમા એવુ નિર્મળ ચૈતન્યજીવન પ્રગટ્યુ કે, અશુદ્ધપ્રાણથી કે દ્રવ્યપ્રાણના સંયોગથી જીવવાની દૃષ્ટિ છૂટી ગઈ, એટલે કે વ્યવહારનો આશ્રય છૂટી ગયો.

જડ પ્રાણ (શરીર-ઇન્દ્રિયો વગેરે)થી જીવને ઓળખાવવો તે તો 'અસદ્ભુત વ્યવહાર' છે એટલે કે ખરેખર જીવના સ્વરૂપમાં તેનો સદ્ભાવ નથી.

ભાવેન્દ્રિયો વગેરે અશુદ્ધ ભાવપ્રાણથી જીવને ઓળખાવવો તે 'અશુદ્ધ સદ્ભુત વ્યવહાર' છે, જીવમા એક સમયની તેવી લાયકાત છે, પણ જીવના શુદ્ધસ્વરૂપમા તે નથી.

ત્રિકાળી શુદ્ધ ચૈતન્યભાવપ્રાણરૂપ જીવત્વથી જીવને ઓળખવો તે નિશ્ચય છે; અને તેની સન્મુખતાથી પર્યાયમા ચૈતન્યનુ જે નિર્મળ પરિણમન પ્રગટ્યું તે 'શુદ્ધ સદ્ભુત વ્યવહાર' છે

આ રીતે એકેક શક્તિના વર્ણનમાં નિશ્ચય, વ્યવહાર વગેરે નયો પણ આવી જાય છે. એકેક શક્તિમા અનંત રહસ્ય સમાય છે. આ તો આત્માનો અખૂટ વૈભવ છે, એને ખોદ્યા જ કરો તોપણ કદી ખૂટે તેમ નથી.

ભાઈ, આ તારા આત્માના 'ભાવ'ની વાત ચાલે છે. હીરા-માણેકનો ભાવ, સોનાનો ભાવ, અનાજનો ભાવ-એમ બધી વસ્તુના ભાવને તું જાણે છે, તો તારામાં તારો 'ભાવ' શું છે તેને તો જાણ. આત્માની નિજશક્તિ તે તેનો નિજ-ભાવ છે. અનંત શક્તિરૂપ નિજભાવથી ભરેલો ભગવાન આત્મા, તેની કિંમત એટલે કે તેની મહિમા જીવે કદી જાણી નથી. જો જાણે તો ઉપયોગ તેમાં વળ્યા વગર રહે નહિ. ભાઈ. વિકલ્પવડે કે કોઈ સંયોગ વડે તારી કિંમત આંકી શકાય એવો તું નથી. અનંત શક્તિનો ભાવ તારામાં છે; એકેક શક્તિના ભેદથી પણ તેનું લક્ષ થઈ શકતું નથી. પણ એકેક શક્તિની સાથે બીજી અનંત શક્તિઓ પરિણમી રહી છે, તે અનંતશક્તિના આખા પિંડને લક્ષગત કરવાની આ વાત છે. કેમકે—

જ્યાં ચેતન ત્યાં અનંત ગુણ, કેવળી બોલે એમ;
પ્રગટ અનુભવ આત્મનો, નિર્મળ કરો સપ્રેમ....રે....
ચૈતન્યપ્રભુ ! પ્રભુતા તમારી ચૈતન્યધામમાં.

ગુણનો દરિયો ને સુખથી ભરીયો—એવો તું છો. તારી શક્તિ કેવડી ને તેનું કાર્ય કેવડું તે લક્ષમાં લે; તો વિકારમાંથી ને પરમાંથી તારી દૃષ્ટિ હઠી જશે. શક્તિનું વર્ણન કરીને અહીં અનંતગુણના પિંડ જ્ઞાનમાત્ર આત્માની દૃષ્ટિ કરાવવી છે, અનુભવમાં આત્માની પ્રસિદ્ધિ કરાવવી છે. તેથી આ ટીકાનું નામ પણ 'આત્મપ્રસિદ્ધિ' છે.

લોકો 'શક્તિ'ને પૂજે છે; મોરબી પાસે શનાળા ગામ છે ત્યાં સં. ૨૦૧૦માં ગયેલા, ત્યાં શક્તિમાતાનું મંદિર છે. અહીં કહે છે કે ભાઈ, ખરી શક્તિ-દેવીનું મંદિર તો તારો આત્મા છે; આત્માના એકેક ગુણમાં દેવીશક્તિ છે. એ શક્તિદેવીને ભજ. ઈશ્વરપણું તો એનામાં છે. નિજશક્તિના સેવન વગર આત્માનું કલ્યાણ કદી ન થાય. જીવત્વરૂપ દેવીશક્તિ વગર આત્મા એક ક્ષણ પણ જીવી ન શકે. આવી નિજશક્તિને ભૂલીને અજ્ઞાની લોકો ભ્રમથી બહારની દેવીને પૂજે છે, પણ એમાં કાંઈ કલ્યાણ નથી. નિજશક્તિથી ભરેલા ભગવાન આત્મદેવનું ભજન (શ્રદ્ધા-જ્ઞાન) કરતાં અપૂર્વ કલ્યાણ થાય છે.



[ વીર નિર્વાણ સં. ૨૪૯૧ માગશર વદ ૪ ]

卐

આ આત્મવસ્તુમાં અનંત શક્તિ છે, તે બધી શક્તિઓ આત્મા સાથે તાદાત્મ્યરૂપ છે એટલે કે અનાદિઅનંત એકરૂપ છે. આવા આત્મામાં અંતર્દૃષ્ટિ કરીને સ્વસન્મુખ પરિણમતા પર્યાયમાં તે શક્તિની ખીલવટ થાય છે; તેનું આ વર્ણન છે.

અનંત શક્તિવાળો પરમેશ્વર આ આત્મા જ છે તે પોતે પોતાને ધ્યેય બનાવતા પર્યાયમાં ઈશ્વરતા પ્રગટે છે, શક્તિનું સત્ત્વ પર્યાયમાં વ્યક્ત થઈને પરિણમે છે. ભગવાન સર્વજ્ઞદેવને અનંત આત્મશક્તિ પ્રગટી ગઈ છે, ને એવો જ અનંતશક્તિસંપન્ન દરેક આત્મા ભગવાને જોયો છે, ને જગતને બતાવ્યો છે. ભાઈ, તું બીજાની શક્તિની મહત્તા માને છે પણ તારી અનંત શક્તિની મહત્તા તારામાં ભરી છે તેને તું જાણ ને વિશ્વાસમાં લે, તો સર્વજ્ઞ જેવી જ શક્તિઓ તારી પર્યાયમાં ખીલી જશે. અંદરમાં 'સત્' છે તેના વિશ્વાસે તે અનુભવમાં આવે છે—આ ધર્મની રીત છે.

પ્રશ્ન :—આમાં ધર્મ ક્યાં આવ્યો?

ઉત્તર :—ધર્મ એટલે આત્માની શક્તિરૂપ જે સ્વભાવ, તેનો વિશ્વાસ કરતાં તેમાંથી પ્રગટેલી જે નિર્મળદશા તે ધર્મ છે, તે મોક્ષમાર્ગ છે. અનંતશક્તિસંપન્ન જ્ઞાનમાત્ર ભગવાન આત્મા, તેને સ્વસન્મુખી ઉપયોગલક્ષણવડે લક્ષિત કરાવવા માટે આ વર્ણન છે.

ભાઈ, એ તો પહેલે ધડાકે નક્કી કર કે પરદ્રવ્યને અને મારે કાંઈ સંબંધ નથી. મારો એકેય અંશ પરમાં નથી, પરનો કોઈ અંશ મારામાં નથી. શરીરના રજકણમાં શું આત્મા રહે છે?—ના; રાગપરિણામમાં શું આત્મા રહે છે? —ના, તેનો તો અભાવ થઈ જાય છે. ભગવાન આત્મા તો પોતાની અનંત શક્તિમાં ને તેના નિર્મળ પરિણમનમાં રહે છે; એટલે કે 'જ્ઞાનમાત્રભાવ'માં જ તે સદાકાળ રહેલો છે. 'જ્ઞાનમાત્ર'ભાવમાં શોધે તો આત્મા મળે વિકારમાં કે જડમાં શોધે તો આત્મા મળે નહિ.

જુઓ, આ આત્મકથા! ભૂલેલા ભગવાનને કેમ શોધવો તેની આ રીત! જેમાં પરમેશ્વરપણું ભરેલું છે એવા તારા સ્વભાવમાં દૃષ્ટિ કર તો તને

પરમેશ્વરના ભેટા થાય, ને તારામાં જ પરમેશ્વરપણું પ્રગટે. જ્ઞાને પોતાના અંતરમાં ડોકિયું કરીને આત્માનું લક્ષ કર્યું ત્યાં જ્ઞાનનું સમ્યક્‌પરિણમન થયું; તે જ્ઞાનભાવની સાથે પરમ આનંદ, સુખ, શ્રદ્ધા, વીર્ય, પ્રભુતા વગેરે અનંત ભાવો પણ ભેગા જ પરિણમે છે. આવા અનેકાન્તસ્વરૂપ આત્મા છે; 'જ્ઞાનપરિણતિ'માં તે પ્રસિદ્ધ થયો છે.

આવી જ્ઞાનપરિણતિ અભવ્યને કદી થતી નથી. તેનામાં જ્ઞાનગુણ અને તેનું પરિણમન છે તો ખરૂં. પણ આત્મામાં તન્મયતા વગરના એકાન્ત પર-સન્મુખી પરિણામને 'જ્ઞાનપરિણતિ' કહેતા નથી. જ્ઞાન આત્માનું, અને આત્માને જાણે નહિ,—એને તો જ્ઞાન કોણ કહે? જે પરિણતિ જ્ઞાનસ્વભાવ તરફ વળીને, તેમાં તન્મય થઈને, આત્માને જાણે તેને જ જ્ઞાનપરિણતિ કહીએ છીએ. જાણનારો પોતે જે જ્ઞાનમાં ન આવ્યો તે જ્ઞાનને જ્ઞાન કહેતા નથી, તે અજ્ઞાન છે; તેમાં આત્માની પ્રસિદ્ધિ નથી. અહીં તો જે જ્ઞાનમાં આત્માની પ્રસિદ્ધિ છે તેની વાત છે.

અહો, આત્માની શક્તિની આ વાત!—તે ઉત્સાહથી સાંભળતાં અનાદિની મૂર્છા ઊતરી જાય—એવી છે. પુરાણમાં વિશલ્યાની વાત આવે છે,—તે નજીક આવતાં જ લક્ષ્મણની મૂર્છા દૂર થવા લાગી; તેમ શલ્યરહિત એવી વિ-શલ્યા જ્ઞાનપરિણતિ જ્યાં પ્રગટી ત્યાં બધા ગુણોમાંથી મિથ્યાપણાની મૂર્છા ઊતરી ગઈ ને બધા ગુણો સ્વશક્તિની સંભાળ કરતા જાગ્યા. વિશલ્યા પૂર્વ-ભવમાં ચક્રવર્તીની પુત્રી હતી; એકવાર જંગલમાં અજગર તેને ગળી ગયો; તેનું અડધું શરીર અજગરના મુખમાં ને અડધું બહાર હતું. અજગરના મોઢામાંથી તેને છોડાવવા ચક્રવર્તીએ ધનુષ્યબાણ તૈયાર કર્યાં, પણ વિશલ્યાના જીવે તેને અટકાવતાં કહ્યું—પિતાજી! હું તો હવે બચવાની નથી, મારા ખાતર અજગરને ન મારશો. આ પ્રકારના શુભ પરિણામના ફળમાં તે વિશલ્યાને એવી ઋદ્ધિ હતી કે તેના સ્નાનના જળના છંટકાવથી ગમે તેવું વિષ કે મૂર્છા ઊતરી જાય. આ વિશલ્યા તે લક્ષ્મણની પત્ની થનાર હતી. જ્યારે રાજા રાવણ સાથેના યુદ્ધમાં રાવણની શક્તિના પ્રહાર વડે લક્ષ્મણ મૂર્છિત થઈને ઢળી પડ્યા ને ચારેકોર હા-હાકાર થઈ ગયો; રામચંદ્ર પણ હતાશ થઈ ગયા; હનુમાન વગેરે મોટામોટા વિદ્યાધર રાજકુમારો પણ બેઠા હતા. જો સવાર સુધીમાં આનો ઉપાય ન મળે તો લક્ષ્મણના જીવવાની આશા ન હતી. અંતે

કોઈએ ઉપાય બતાવ્યો કે જો 'વિશલ્યાદેવી'ના સ્નાનનું જળ છાંટવામાં આવે તો લક્ષ્મણ બચી જાય પછી તો તરત જ વિશલ્યાને તેડાવી; તે નજીક આવતાવેંત લક્ષ્મણને લાગેલી રાવણની શક્તિ ભાગી, ને લક્ષ્મણજી પોતાની શક્તિ સહિત જાગ્યા. તેમ ચૈતન્યલક્ષણી લક્ષ્મણ એવો આ આત્મા, તે અનાદિથી નિજશક્તિને ભૂલીને મોહશક્તિથી બેભાન બન્યો છે, પણ જ્યાં શલ્યથી વિરહિત એવી નિઃશલ્ય-નિઃશંક શ્રદ્ધારૂપી સમ્યક્ત્વશક્તિ જાગી ત્યાં મોહશક્તિઓ ભાગી, ને ચૈતન્યલક્ષી ભગવાન આત્મા પોતાની અનંત શક્તિઓના સમ્યક્ પરિણમનથી જાગી ઊઠયો. અજ્ઞાનમાં આત્મશક્તિ મૂર્છાઈ ગઈ હતી, પણ જ્ઞાનપરિણતિ શલ્યરહિત થઈને જ્યાં જાગી ત્યાં તો મૂર્છા ભાગી ને અનંતશક્તિના ટંકાર કરતો આત્મા જાગી ઊઠયો, ને પોતાની પ્રભુતાના સામર્થ્યથી વિભાવરૂપી રાવણનો નાશ કર્યો.

હે જીવ! આવી આત્મશક્તિઓ ઓળખાવીને સન્તો તને જગાડે છે. તારું આત્મદ્રવ્ય કોઈ બીજાના આધારથી ટકેલું નથી, પણ તારી પોતાની જીવત્વ-શક્તિથી જ તારું આત્મદ્રવ્ય ટકેલું છે. પોતાના ચૈતન્યમાત્ર ભાવને ધારણ કરવારૂપ જીવત્વશક્તિથી આત્મા સદાય જીવપણે ટકે છે, આ જીવત્વશક્તિ આત્માને કદી અજીવ થવા દેતી નથી, તેને જીવપણે સદા જીવતો રાખે છે.

જ્ઞાન-દર્શન-સુખ ને સત્તા, તે આત્માના ભાવપ્રાણ કહેવામાં આવ્યા છે આત્માના સ્વભાવમાં દ્રવ્ય-ગુણપણે તો તે ત્રિકાળ છે, ને પર્યાયમાં તે સમ્યક્પણે પ્રગટે તેની આ વાત છે ત્રિકાળી સ્વભાવમાં છે તેનું લક્ષ કરતાં પર્યાયમાં પણ તેનું સમ્યક્પણે પરિણમન થઈ જાય છે. 'જ્ઞાનમાત્રભાવ' એટલે અનંત શક્તિવાળો આત્મા, તેની સન્મુખ થઈને તેનું જ્ઞાન કરતાં દ્રવ્ય-ગુણ જેવું જીવન પર્યાયમાં પ્રગટે છે. અનંતકાળથી પર્યાયમાં જે જીવન ન હતું તે પ્રગટયું, ને અનંતકાળથી જે ભાવમરણ થતું હતું તે ટળ્યું. અનંતગુણો પર્યાયમાં જીવત્વરૂપ થયા, સમ્યક્પણે પ્રગટયા.

અહો, અંતરના પડખા ખોલીને ચૈતન્ય પરમાત્માને દેખવાની આ વાત છે જેને આત્માની ગરજ હોય ને ભવનો ભય હોય તેને માટેની આ વાત છે આત્મામાં ભરેલો સહજ અદ્ભુત ચૈતન્યવૈભવ ખુલ્લો કરીને સંતોએ આ સમયસારમાં દેખાડયો છે. જ્ઞાનની પર્યાયને અંતર્મુખ કરીને એ પરમ અદ્ભુત આત્મવૈભવ વેદાય છે.

જુઓ, આ વીતરાગી સન્તોની વાણી! આ 'આત્મભાષા' છે. ભાષા તો જોકે જડ છે પણ આત્માના અનુભવનું નિમિત્ત લઈને નીકળેલી સન્તોની ભાષા તે 'આત્મભાષા' છે. આત્માનું ભાન થતાં બધા ગુણોમાં નવું જીવન પ્રગટ્યું, અનંતગુણો જીવતા થયા. પહેલાંય તે હતા તો ખરા પણ દૃષ્ટિ વગર તેનું ફળ આવતું ન હતું. હવે તેનું સમ્યક્‌પરિણમન થતાં ફળ આવ્યું. એટલે નિર્મળ પર્યાય પ્રગટી તેમાં આત્માનું ખરું જીવન છે. રાગાદિ તો ખરેખર અજીવતત્ત્વ હતું કેમકે તેમાં કાંઈ આત્માનું જીવન ન હતું, તેમાં ચૈતન્યપ્રાણ ન હતા. જીવત્વશક્તિવાળા આત્મસ્વભાવનું ભાન થતાં, અનંતાગુણો—જે પહેલાં અજ્ઞાનપર્યાયમાં મરી ગયા હતા તે હવે જ્ઞાનપર્યાયમાં જીવતા થયા, પ્રગટ થયા. આ રીતે જીવત્વશક્તિ આત્માના અનંતગુણોને જીવાડે છે.

અરે જીવ! આ જો તો ખરો, તારી શક્તિનો ભંડાર! તારી શક્તિના વિસ્તારનો પાર નથી. અને છતાં સ્વાનુભવમાં એક ક્ષણમાં તે બધી સમાઈ જાય છે. સમજણ કરીને સ્વસન્મુખ થા તો માર્ગ તદ્દન સહેલો છે. બાકી પરસન્મુખતાથી તો અનંતકાળેય માર્ગ હાથ આવે તેમ નથી.

આ ટીકાનું નામ આત્મખ્યાતિ છે. ટીકા એટલે વિસ્તાર; ખ્યાતિ એટલે પ્રસિદ્ધિ. ભાઈ, આત્માની શક્તિમાં જે ભર્યું છે તેનો જ વિસ્તાર કરીને સન્તો તે પ્રસિદ્ધ કરે છે. આચાર્યદેવે આત્માની શક્તિઓનું એવું અદ્‌ભુત વર્ણન કર્યું છે કે તે સમજતાં સ્વાનુભૂતિમાં ભગવાન આત્મા પ્રસિદ્ધ થાય.

સર્વજ્ઞદેવે જે પ્રત્યક્ષ જાણ્યો ને સમ્યગ્દૃષ્ટિના અનુભવમાં જે આવ્યો એવા આત્મસ્વભાવનું આ વર્ણન છે. દેહનાં રજકણોથી તદ્દન જુદો અને રાગાદિ ભાવોથી પણ જુદો એવો આત્મસ્વભાવ જ્ઞાયકભાવમય છે. શરીરાદિ અજીવ છે. રાગાદિ આસ્રવ છે ને જ્ઞાયકભાવરૂપ આત્મા તે જીવ છે. એના જ્ઞાયકભાવમાં એની અનંતી શક્તિઓ સમાય છે, પણ રાગાદિ ભાવો તેમાં સમાતા નથી.

આત્માની એકેક શક્તિમાં પાંચ ભાવો આ પ્રમાણે લાગુ પડે છે—આત્માની જીવત્વ વગેરે શક્તિ અનાદિઅનંત પારિણામિકભાવે છે; રાગાદિ ઉદયભાવોનો તેનામાં અભાવ છે; અને તે શક્તિવાળા આત્માની સન્મુખ થતાં પર્યાયમાં ઉપશમ-ક્ષયોપશમ-ક્ષાયકરૂપ ભાવો નવા પ્રગટે છે. આમ દરેક શક્તિમાં પાંચ ભાવોમાંથી જે લાગુ પડે તે સમજવા. (જેમકે જ્ઞાનપર્યાયમાં ઉપશમભાવ હોતો નથી.)

જગતમાં ભિન્ન ભિન્ન અનંત આત્મા; એકેક આત્માના પ્રદેશો અસંખ્ય, શક્તિઓ અનંત, સામર્થ્ય અનંત, પણ તેમાં કોઈ પ્રદેશમાં કે કોઈ શક્તિમાં વિકારને કરે એવો ગુણ નથી. પુણ્ય-પાપના વિકલ્પોથી ભિન્ન થઈને આવી અનંતગુણસમ્પન્ન આત્મવસ્તુને અનુભવમા લેતાં સમ્યગ્દર્શન થાય છે.—એનું નામ 'આત્મપ્રસિદ્ધિ.'

પર્યાયમાં જે દશ જડ પ્રાણને ધારણ કરીને જીવવાની અશુદ્ધ યોગ્યતા છે તે વ્યવહારનો વિષય છે; તે પરમાર્થ જીવનું જીવન નથી. સમ્યગ્દૃષ્ટિનું પરમાર્થ જીવન કેવું હોય? કે અશુદ્ધતાથી જીવે તે સમ્યગ્દૃષ્ટિનુ જીવન નહિ. જડ પ્રાણના સંયોગથી જીવે તે સમ્યગ્દૃષ્ટિનું જીવન નહિ; અનંતગુણના ધામ એવા શુદ્ધ દ્રવ્ય ઉપર લક્ષ જતાં પર્યાયમાં સમ્યક્પરિણમન ખીલ્યું તે સમ્યગ્દૃષ્ટિનું જીવન છે તે જીવન ચૈતન્યપ્રાણથી ભરેલુ છે, તેમાં આનંદ ભર્યો છે, પ્રભુતા ભરી છે. જીવનું આવું જીવન એ જ સાચું જીવન છે.

ભાઈ, આ વાત તારા સ્વઘરની છે ને તને સમજાય તેવી છે. આ વાત કઠણ છે ને મને નહિ સમજાય–એમ કરીને જો સમજવાનો કંટાળો કરે તો તેને આત્માનો ખરો પ્રેમ નથી. વિષય-કષાયોની વાતમા તો હોંશથી પડે છે ને આત્મસ્વરૂપની વાત આવે ત્યાં કઠણ કહીને તેની સમજણનો ઉદ્યમ છોડી દે છે–તો એવા જીવને સ્વરૂપની ચાહ મટાડનાર બહિરાત્મા કહ્યો છે ભાઈ, આત્માનું સ્વરૂપ કઠણ પડે છે—એમ કહીને તે તો આત્મામા જવા આડે અરુચિરૂપી વજ્રની દીવાલ ઊભી કરી તારા પરિણામને તું આત્માસન્મુખ શી રીતે લઈ જઈશ? મારું સ્વરૂપ પ્રાપ્ત કરવું સુગમ છે ને અંતરના ઉદ્યમ-વડે હું જરૂર તે પ્રાપ્ત કરીશ એમ રુચિનો ઉલ્લાસ જગાડ તો તારા પરિણામ તે તરફ વળશે ને આત્માની પ્રાપ્તિ થશે.

જુઓ, આ તો જીવ કોને કહેવો તેની વ્યાખ્યા છે. જીવ કેવો છે તેની જ જેને ખબર નથી તેને સાચું જીવન ક્યાંથી પ્રગટે? સમ્યગ્દર્શનની પ્રાપ્તિના કાળે અંતરમા સ્વદ્રવ્ય ઉપર દૃષ્ટિ જાય છે ને તે વખતે પર્યાયમાં એક સાથે અનંતા ગુણોનું નિર્મળ કાર્ય પ્રગટ થાય છે. આવી પર્યાય-સહિતનું જીવન ને ધર્માત્માનું જીવન છે. જે પુણ્ય-પાપ જેટલો જ આત્મા માને છે તેને ચૈતન્યના જીવનની ખબર નથી, આત્માની જીવત્વશક્તિને તે જાણતો નથી ચૈતન્યરૂપ ભાવપ્રાણવડે સદા જીવતો અનંતશક્તિ સંપન્ન

આત્મા સમ્યગ્દૃષ્ટિની નજરમાં આવી ગયો છે, એટલે તેની જીવત્વશક્તિ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં પ્રસરી ગઈ છે. આ રીતે જ્યારે જીવત્વશક્તિનો નિર્મળભાવ પર્યાયમાં પ્રગટ્યો ત્યારે જીવત્વશક્તિવાળા આત્માને જાણ્યો કહેવાય; ને ત્યારે જીવતત્ત્વને ઓળખ્યું કહેવાય. પરમાર્થે ઇન્દ્રિય વગેરે જડપ્રાણવાળો જ આત્માને જે માની લ્યે તેણે તો અજીવને જીવ માન્યો છે. ઇન્દ્રિય વગેરેનાં કાર્યો મારાં, ને તેના વગર મારા જ્ઞાનાદિ ટકી ન શકે—એમ માનનાર પણ ખરેખર જડને જ આત્મા માને છે, જડથી ભિન્ન ચૈતન્યપ્રાણ-વાળા આત્માને તે જાણતો નથી. દુનિયા તો બહારમાં બધું માની બેઠી છે, પણ મુક્તિનો માર્ગ અંતરમાં કંઈક જુદો જ છે.

ભાઈ, તારે ધર્મ કરવો હોય ને ધર્મી થવું હોય તો તારા ચૈતન્યમય જીવત્વને જાણ. આ જીવત્વશક્તિએ આત્માના બધા ગુણોને જીવરૂપ રાખ્યા છે. જીવત્વશક્તિ ન હોય તો આત્માના બધા ગુણો અજીવ થઈ જાય. ખરેખર આત્મા અજીવ તો થતો નથી પણ તેની માન્યતા વિપરીત થાય છે એટલે તેને ધર્મ થતો નથી, સાચું જીવન પ્રગટતું નથી. સાચું જીવન એટલે કે સુખી જીવન, જીવત્વશક્તિના ભાનવડે પ્રગટે છે. જીવત્વશક્તિ એમ બતાવે છે કે આત્મા શુદ્ધ ચૈતન્યપ્રાણમય છે. અશુદ્ધતા જેટલો જ જીવ માને તેણે ખરેખર અજીવને જીવ માન્યો છે. દશ પ્રાણને ધારણ કરવાની યોગ્યતારૂપ જે અશુદ્ધતા, તેનાથી જીવને ઓળખવો તે તો 'વ્યવહારનયનો જીવ' છે, 'નિશ્ચયનયનો જીવ' તે નથી; જીવ નથી એટલે અજીવ છે. ત્રિકાળી ચૈતન્ય-સ્વરૂપ જીવ તે નિશ્ચયનયનો જીવ છે.

જુઓ, આ વીતરાગમાર્ગમાં નિશ્ચય–વ્યવહાર. જીવમાં પણ નિશ્ચયજીવ ને વ્યવહારજીવ એમ બે પ્રકાર બતાવીને યથાર્થ સ્વરૂપ ઓળખાવ્યું. જીવની પર્યાયમાં અશુદ્ધતાની યોગ્યતા છે પણ તે સમ્યગ્દર્શનના વિષયમાં આવતી નથી. સમ્યગ્દર્શન-પર્યાય પ્રગટે તે કેવા આત્માને દૃષ્ટિમાં લેવાથી પ્રગટે? તેની આ વાત છે. અનંત ગુણોથી અભેદ, અનાદિઅનંત પારિણામિકભાવ-સ્વરૂપ જે પરમ જ્ઞાયકભાવ, તેના આશ્રયે ક્ષાયિકસમ્યક્ત્વાદિ નિર્મળ ભાવો પ્રગટે છે. આવા ભાવરૂપ જ્ઞાનપરિણતિ જ્ઞાનીને જ હોય છે. અજ્ઞાનીને જ્ઞાન-પરિણતિ નથી કેમકે તે જ્ઞાયકસ્વભાવનો આશ્રય કરતો નથી. રાગના આશ્રયે જ્ઞાનપરિણતિ કેમ પ્રગટે? જ્ઞાનપરિણતિ તો તેને કહેવાય કે જે જ્ઞાનસ્વભાવમાં તન્મય થઈને પરિણમે ને રાગથી જુદી પડે. આવી જ્ઞાનપરિણતિ પ્રગટતાં

તેમાં શ્રદ્ધાનુ-જ્ઞાનનુ-આનંદનુ એમ અનંતગુણોનુ નિર્મળ જીવત્વ પ્રગટ્યુ, તેને જીવત્વશક્તિનુ કાર્ય કહેવાય છે. રાગ કે દશ જડપ્રાણોને ધારણ કરવા તે જીવત્વશક્તિનુ ખરૂ કાર્ય નથી. જીવત્વશક્તિમાં વિકલ્પની નાસ્તિ છે, એટલે તેનું ભાન થતાં, પહેલા વિકલ્પથી લાભ માન્યો હતો તેની પણ નાસ્તિ થઈ. એટલે વ્યવહારનુ અવલંબન છૂટ્યુ ને નિશ્ચય જીવન પ્રગટ્યુ. આવુ અનેકાન્તપણુ સાધકની પર્યાયમા વર્તે છે.

જેમ મોટા જિનમંદિર ઉપર સોનાનો કળશ ચઢાવે, તેમ આ સમયસાર-રૂપી મોટા મંદિર ઉપર અમૃતચંદ્રાચાર્યદેવે ૪૭ શક્તિરૂપી સુવર્ણકળશ ચડાવ્યો છે. આત્માની શક્તિનો અપાર વૈભવ પ્રસિદ્ધ કરીને બતાવ્યો છે. એકેક શક્તિના વર્ણનમાં ગંભીર રહસ્યો ભરી દીધા છે. અનંતશક્તિવાળા આવા આત્માને પ્રતીતમા ને સ્વાનુભવમા લેતા નિર્મળપર્યાયમાં બધી શક્તિનો રસ એકસાથે સમાય છે, બધી શક્તિઓ નિર્મળપણે ઉલ્લસે છે. આવા પરિણમનસહિત આત્મા તે સાચો આત્મા છે. હે ભાઈ, આવી શક્તિવાળા તારા આત્માના સમ્યગ્દર્શન વગર તુ સાચો જીવ થયો-એમ જ્ઞાની કહેતા નથી. જડને અને રાગને પોતાનુ કર્તવ્ય માનનારો જીવનું જીવન જીવતો નથી પણ વિકારના કર્તૃત્વવડે તે જીવના જીવનને હણી નાખે છે, ચૈતન્યના ભાવપ્રાણને હણે છે તે જ મોટી ભાવહિંસા છે. તે હિંસા મટે ને આત્માનું આનંદમય સાચુ જીવન પ્રગટે એવી વાત અહીં આચાર્યભગવાને સમજાવી છે.

આત્મામાં અનંત શક્તિનો વૈભવ, તેમા એકેક શક્તિના છએ કારકો પોતામા જ સમાય છે. છેલ્લી છ કારકરૂપ છ શક્તિઓ પણ આચાર્યદેવ વર્ણવશે. એકેક શક્તિના પરિણમનમાં છએ કારકો પણ ભેગા જ સમાય છે. જીવત્વશક્તિથી આત્મા પોતે જ કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન તથા અધિકરણરૂપ થઈને પોતાના ચૈતન્યપ્રાણરૂપ જીવત્વને ધારણ કરે છે. આત્માના જીવત્વનુ બીજુ કોઈ સાધન નથી. દશ પ્રાણ કે રાગાદિ અશુદ્ધતા કે ખંડખંડ-જ્ઞાનરૂપ ભાવેન્દ્રિય-એવા વ્યવહારને સાધન બનાવીને આત્માએ પોતાના ચૈતન્યપ્રાણને ધારણ નથી કર્યા, પણ પોતાના સ્વભાવભૂત એવી જીવત્વશક્તિથી જ પોતે પોતાના ચૈતન્યપ્રાણને ધારણ કર્યા છે. આમાં નિશ્ચય-વ્યવહારનો ખુલાસો આવી ગયો કે વ્યવહારસાધન વડે આત્માનુ જીવત્વ નથી, પોતાના નિશ્ચયસ્વભાવથી જ પોતાનુ જીવત્વ છે. દશપ્રાણ તરફના વિકલ્પો અથવા તો ખંડખંડરૂપ પરાશ્રિત જ્ઞાન તે તો અશુદ્ધપ્રાણ છે, તેનાથી આત્માનુ ખરૂં

જીવન નથી; તેમાં તો આત્માનું જીવતર હણાય છે. આત્માને દશ જડ પ્રાણવડે જીવનારો માને એટલે કે દશપ્રાણને આત્માનું સ્વરૂપ માને તો તે જીવ ચૈતન્યની અનંતશક્તિના પ્રાણને ઊંધી શ્રદ્ધાવડે હણે છે એટલે ભાવહિંસા કરે છે; વ્યવહારના વિકલ્પો આત્માના ચૈતન્યજીવનને લાભ કરે એમ બનતું નથી. અસત્યમાંથી સત્ય આવે નહિ; વ્યવહારના વિકલ્પો શુદ્ધસ્વભાવમાં અસત્ છે, તે આત્માની પર્યાયને લાભ કરે કે તેનું સાધન થાય એવી તાકાત તેનામાં નથી; છતાં તેને સાધન કહેવું તે વ્યવહાર છે, ઉપચાર છે; તે સત્યસ્વરૂપ નથી. જીવનું સત્યસ્વરૂપ તો શુદ્ધ ચૈતન્યપ્રાણ છે. ચૈતન્યભાવમાં અક્રમરૂપ અનંત શક્તિઓ અને તે શક્તિનું ક્રમેક્રમે થતું નિર્મળપરિણમન—આવા ક્રમ-અક્રમરૂપ અનંત ધર્મો સમાય છે, પણ વિકાર તેમાં સમાતો નથી. ‘જ્ઞાન’ લક્ષણવડે અર્હન્તભગવાને આવો આત્મા ઓળખાવ્યો છે.

અરે જીવ! તું જાગ.... ને તારી શક્તિને સંભાળ! લક્ષ્મણમાં રાવણને હણવાની શક્તિ હતી પણ મૂર્છામાંથી જાગ્યા વગર તે શા કામની? જ્યાં જાગ્યો ત્યાં રાવણને માર્યો. તેમ પરભાવોને હણવાની તાકાતવાળો ચૈતન્યશક્તિનો પિંડ આ આત્મા સ્વશક્તિના લક્ષ વગર મોહમૂર્છામાં સૂતો છે. જીવત્વશક્તિરૂપી સંજીવની વડે સન્તો તેને જગાડે છે. રે જીવ! તું જાગ ને તારી શક્તિને સંભાળ. અનંતશક્તિ તારામાં છે. પણ તું જાગ નહિ ને તારી શક્તિને ન સંભાળ તો તે શક્તિ શા કામની? જ્યાં સ્વલક્ષના સિંહનાદ કરતો ‘લક્ષ્મણ’ જાગ્યો ત્યાં નિજશક્તિના ટંકાર વડે તે પરપરિણતિને તોડી નાંખે છે. ૪૭મા કલશમાં આચાર્યદેવે કહ્યું હતું કે અહો, આ અત્યંત પ્રચંડ અને અખંડ જ્ઞાનનો ઉદય પરપરિણતિને ઊખેડી નાંખે છે અને ભેદવાદને તોડી પાડે છે. શક્તિનું આવું નિર્મળ કાર્ય પર્યાયમાં પ્રગટે ત્યારે જીવનું સાચું જીવન પ્રગટ્યું કહેવાય. સ્વલક્ષવડે જ્યાં જીવત્વશક્તિ જાગી ત્યાં અનંત શક્તિઓ એક સાથે જાગી ઊઠી, એટલે અનંતશક્તિના નિર્મળકાર્યથી ભગવાન આત્મા જાજ્વલ્યમાન જીવતો થઈ ગયો. હવે વિકારી પરભાવો સાથે કર્તાકર્મપણાનો સંબંધ તેને જરાપણ ન રહ્યો.

જુઓ, આ જીવત્વશક્તિનું કાર્ય! હવે એમાં નવતત્ત્વ લઈએ—

ત્રિકાળ ચૈતન્યપ્રાણથી જીવનાર અનંત શક્તિસંપન્ન જ્ઞાયકભાવ તે જીવ.

- તેના આશ્રયે શુદ્ધપર્યાય પ્રગટી તે સંવર-નિર્જરા ને મોક્ષ.
- અશુદ્ધભાવરૂપ જે આસ્રવ ને બંધ હતા તે ટળવા માંડયા.
- શરીર-ઇન્દ્રિયો વગેરે જડપ્રાણના સંયોગને પોતાથી ભિન્ન અજીવ જાણ્યા.

–આમ જીવત્વશક્તિના નિર્ણયમાં નવતત્ત્વોનો પણ નિર્ણય આવી જાય છે. આવી જીવત્વશક્તિવાળા શુદ્ધ જીવને જે જાણે તેને આસ્રવ-બંધ ટળે ને સંવર-નિર્જરા-મોક્ષરૂપ સાચું જીવન પ્રગટે.

જીવત્વશક્તિનું વર્ણન પૂર્ણ.



અતીન્દ્રિય આત્માના સ્વસંવેદનવડે આનંદમય
આત્મજીવન જીવી સન્તોને નમસ્કાર
તે સંતો અમને આત્મજીવન આપો



જીવત્વશક્તિ આપે વાંચી; હવે બીજી ચિતિશક્તિ શરૂ થાય છે. આત્મા ચેતનાસ્વરૂપ એટલે કે ઉપયોગસ્વરૂપ છે; તે ઉપયોગના સ્વકાર્યવડે શાંતિને સાધે છે. આ બાબતમાં ગુરુદેવના મંગલ હસ્તાક્ષર વાંચો—

ૐ

નિજ સ્વરૂપનો ઉપયોગ તે સુખ છે
ને આબાલ ગોપાળ કરી શકે છે.
એ વીના શાંતીનો બીજો કોઈ ઉપાય નથી.

*

[ ૨ ]

# ચિતિ શક્તિ

[ अजडत्वात्मिका चितिशक्तिः । ]



આચાર્યદેવે સ્વાનુભવનુ ઘોલન કરી કરીને આ આત્મશક્તિઓ વર્ણવી છે એકેક શક્તિના વર્ણનમા સ્વાનુભવનો રસ નીતરે છે ભાઈ, આ તારા આત્મવૈભવનુ વર્ણન છે તારો આત્મવૈભવ કેવો સુંદર છે! તેનો પ્રેમ કરીને અનુભવમા લે



પહેલી શક્તિમાં આત્માનું જીવન બતાવ્યું; તે જીવન કેવું છે? તે આ બીજી શક્તિમાં બતાવે છે. ચૈતન્યપ્રાણને ધારણ કરીને આત્મા જીવે છે એટલે તેનું જીવન ચૈતન્યથી ભરપૂર છે ને જડપણું તેનામાં જરાય નથી. જડતાના અભાવરૂપ એટલે અજડત્વસ્વરૂપ એવી ચિતિશક્તિ આત્મામાં છે.

આત્માના સ્વભાવમાં ચેતનપણું પુરેપૂરું છે ને જડપણું જરાય નથી. પુણ્ય-પાપના વિકલ્પો પણ ખરેખર ચૈતન્યપ્રકાશ વગરના હોવાથી જડ છે, તેના વગરનો આત્માનો અ-જડસ્વભાવ છે. ભગવાન આત્મા તો સ્વ-પરપ્રકાશી ચેતકસ્વભાવી છે, પોતે પોતાને જાણે એવો છે, ને શુભાશુભ રાગ તો સ્વ-પરને નહિ જાણનારા છે, બીજો તેને જાણે ત્યારે તે જણાય એવા તે છે, એટલે તે જડસ્વભાવી છે. આત્મા એવા જડસ્વભાવ વગરનો છે. અને આવા સ્વભાવની સન્મુખ જે પરિણમન થયું તેમાં પણ જડત્વનો અભાવ છે. તે પરિણમનમાં ચૈતન્યપણું ભરેલું છે પણ જડપણાથી તે ખાલી છે, વિકારનું પરિણમન તેમાં નથી. જ્ઞાનના પરિણમનમાં અનંતગુણનું પરિણમન છે પણ વિકારનું પરિણમન નથી.—આનું નામ ખરૂં 'અજડત્વ' છે.

સામાન્યપણે 'આત્મા જડ નથી' એમ તો બધા કહે, પણ જડ નથી એટલે આત્મા ચિતિશક્તિવાળો છે ને ચિતિશક્તિના પરિણમનમાં વિકાર પણ નથી,—એવું અંદરનું ભેદજ્ઞાન તો જ્ઞાનીને જ હોય છે. એકેક શક્તિમાં તો ઘણું રહસ્ય ભર્યું છે. આચાર્યદેવે સ્વાનુભવનું ઘોલન કરી-કરીને એકેક શક્તિ કાઢી છે. એકેક શક્તિના વર્ણનમાં સ્વાનુભવનો રસ નીતરે છે. અહો, સમયસારમાં તો સન્તોએ સ્વાનુભવનો રસ રેડયો છે.

ભાઈ, આ તારા આત્માનું વર્ણન છે; તારો આત્મા કેવો સુંદર છે તેની વાત છે. સુંદર એટલે શુદ્ધ; શુદ્ધતામાં સુંદરતા છે, અશુદ્ધતામાં સુંદરતા નથી,—શોભા નથી. જગતમાં જે કાંઈ સુંદરતા કે પવિત્રતા છે તે બધી તારા ચેતનમાં જ ભરી છે. તેનો પ્રેમ કરીને તેને અનુભવમાં લે.

આ આત્મા પોતે અનંતશક્તિસંપન્ન પરમેશ્વર છે, પોતે ભગવાન છે, તેની આ ભાગવતકથા છે; જૈન ભગવાને કહેલું આ ખરૂં ભાગવત છે. જેણે એક સમયમાં ત્રણકાળ ત્રણલોકને જાણ્યા તથા પોતાના સમસ્ત આત્મવૈભવને ખોલ્યો એવા સર્વજ્ઞભગવાનની વાણીમાંથી આવેલું આ સમયસાર મહા ભાગવત છે.

આચાર્યદેવ સ્વસંવેદનથી કહે છે કે અહો, આ ચૈતન્યશક્તિ તો જાગૃત સ્વરૂપ છે, તેનામાં જડપણું જરાય નથી અનંતશક્તિથી ભરેલા એકલા ચૈતન્યપિંડરૂપે જ આત્મા અનુભવાય છે. જોકે આવી ચિતિશક્તિ બધાય જીવોમાં છે, પણ અજ્ઞાનીને તે તરફ વલણ નથી તેથી તેને તેનું નિર્મળ પરિણમન પ્રગટતું નથી, તેને તે અશુદ્ધપણે પરિણમે છે, આનું નામ સંસાર છે. અને નિજશક્તિનું ભાન થતાં શુદ્ધ દ્રવ્યના લક્ષે શક્તિઓનું નિર્મળ પરિણમન પ્રગટે છે, તેને મોક્ષમાર્ગ અને મોક્ષ કહેવાય છે.

ખરી ચિતિશક્તિ એટલે ચેતના તેને કહેવાય કે જે પોતાને ચેતે-જાણે; જો પોતે પોતાને ન જાણી શકે તો તેને ચેતના કોણ કહે?–એ તો જડતા થઈ ગાથા ૭૨માં આત્મા અને આસ્રવો વચ્ચે ભેદજ્ઞાન કરાવતાં કહ્યું છે કે, આસ્રવો પોતે પોતાને કે પરને જાણી શકતા નથી માટે તેમને જડસ્વભાવપણું છે, ચૈતન્યથી અન્યપણું છે, અને ભગવાન આત્મા તો પોતે જ સ્વ-પરને જાણનારો ચેતક છે તેથી તેને ચૈતન્યસ્વભાવપણું છે –આ રીતે આત્માને અને રાગાદિ આસ્રવોને ભિન્નપણું છે એ જ વાત અહીં ચિતિશક્તિમાં બતાવી છે.

આત્માની ચિતિશક્તિ કેવી છે? અજડસ્વરૂપ છે, તેનામાં જડતા નથી, અજ્ઞાન નથી. રાગરૂપ ને અજ્ઞાનરૂપ જે પરિણમન થાય તેને ચિતિશક્તિનું પરિણમન કહેતા નથી ચૈતન્યપ્રાણરૂપ આત્માનું જીવત્વ છે, જીવત્વની સાથે ચિતિશક્તિ જો ન હોય તો આત્મા જડ થઈ જાય ચેતના વગર જીવ વર્તે શેમાં?

શું રાગદ્વેષમાં વર્તે તે જીવનું જીવપણું છે? ના.

ચેતનામાં તન્મયપણે વર્તે એ જ જીવનું જીવપણું છે.

જીવના આવા જીવનની સમ્યગ્દૃષ્ટિને જ ખબર છે, અજ્ઞાનીને તેની ખબર નથી. 'જીવ' કોને કહેવો તે જ તે જાણતો નથી, તો પછી જીવનું સાચું જીવન તો તેને ક્યાંથી પ્રગટે? જીવનું સાચું જીવન રાગમાં નથી, જીવનું સાચું જીવન તો ચેતનામાં છે

અનંતા જીવો મોક્ષ પામ્યા, અનેક તીર્થંકરો ને લાખો કેવળીભગવંતો મધ્યલોકમાં અરિહંતપણે વિચરે છે, કરોડો સંતમુનિઓ, અસંખ્યાતા શ્રાવકો ને અસંખ્યાતા સમ્યગ્દૃષ્ટિ જીવો અત્યારે છે તે સૌએ જીવનું જીવપણું આ

રીતે જાણ્યું છે. ચૈતન્યપ્રાણથી જીવનારો જીવ, તેનામાં જડપણું એટલે કે ઇન્દ્રિયો કે રાગદ્વેષ નથી. રાગદ્વેષમાં તન્મય વર્તે તે જીવ નહિ, એકેન્દ્રિયાદિપણું વગેરે જે વ્યવહારજીવત્વ છે તે ખરેખર જીવ નથી, ઇન્દ્રિયના સંયોગે જીવને ઓળખાવવો તે સાચા જીવની (પરમાર્થજીવની) ઓળખાણ નથી. ચૈતન્યભાવમાં વર્તે તે જ સાચો જીવ છે. (જીવત્વશક્તિમાં આ સંબંધી ઘણું વિવેચન આવ્યું છે.)

અજ્ઞાનને લીધે અનાદિથી દેહમાં ને રાગાદિભાવોમાં પોતાપણે વર્તતો ત્યારે અશુદ્ધપરિણમન હતું, તેમાં જીવનું ખરૂં જીવત્વ ન હતું, શોભા ન હતી. સ્વલક્ષે સમ્યગ્દર્શન થતાં ચેતનાનું સમ્યક્ પરિણમન થયું, તેમાં જીવનું ખરૂં જીવત્વ છે, ને તેમાં જીવની શોભા છે.

જીવનું સાચું જીવત્વ ને જીવની શોભા શેમાં છે?

- શું રાગમાં વર્તે તે જીવનું જીવત્વ છે?
  —ના; રાગમાં વર્તે એમાં જીવની શોભા નથી.
- શું વ્યવહારના વિકલ્પમાં વર્તે તેમાં જીવની શોભા છે?
  —ના; વિકલ્પમાં વર્તે તે જીવનું સાચું જીવત્વ નથી.
- શું દેહ કે ઇન્દ્રિયોમાં જીવનું જીવત્વ છે?
  —ના; તેમાં પણ જીવની શોભા નથી, જીવત્વ નથી.

એ તો બધા અ-જીવ છે; જીવનો સ્વભાવ નથી માટે અજીવ છે; તેના આધારે જીવનું સાચું જીવત્વ પ્રગટે નહિ.

ભાઈ, આ તારા સ્વભાવની વાત છે. આત્માનો સત્સ્વભાવ જેવો છે તેવો જાણ્યા વગર કદી સત્ પ્રગટશે નહિ, ને અસતપણું ટળશે નહિ. એકવાર ધીરજથી અંદર જો તો ખરો કે અનંતગુણથી ભરપૂર તારું તત્ત્વ કેવું છે!

કોઈ કંટાળાથી કહે કે 'આ વાત કઠણ લાગે છે.' તો કહે છે કે અરે, ભગવાન આત્માની ભાવના તેં છોડી દીધી ને વિકારની ભાવના કરી, તેથી વિકાર તને સુગમ લાગે છે ને આત્મા તને કઠણ લાગે છે; એટલે તું આત્માની ચાહ વગરનો બહિરાત્મા છો. આત્માનો કામી હોય તેને તેની ભાવનામાં કંટાળો આવે નહિ, પણ ફરી ફરીને તેની ભાવના કરવાનો ઉત્સાહ થાય

ને તેમા આનદ આવે. વિષય-કષાયના ભાવોમાં ચોવીસે કલાક વર્તતાં તેમાં તને કટાળો નથી આવતો ને આત્માની ભાવનામાં તને કંટાળો આવે છે! —તો તુ જ નક્કી કરી લે કે તારી રુચિનુ વલણ કયા છે? અરે, આ તો વીતરાગી સન્તો તને તારો 'આત્મવૈભવ' દેખાડે છે. જેને જોતા તને અપાર આનદ થશે આત્માની ખરી રુચિ કરીને સમજવા માગે તો પોતાનુ સ્વરૂપ સુગમતાથી સમજાય તેવુ છે. એ કોઈ પારકી વસ્તુ નથી પણ પોતાની જ વસ્તુ છે; પોતે પોતાનુ સ્વરૂપ સમજવા માગે તો ન સમજાય એમ કેમ બને?

ભગવાન આત્મા મહાન પદાર્થ, તે પોતાની ચૈતન્યશક્તિ વગર શેમાં ટકે? શેમા વર્તે? શેમા રમે? રાગમા ને પરભાવમા રમે એને તો ખરેખર આત્મા કોણ કહે? અનતગુણોમાં વ્યાપેલી પોતાની ચૈતન્યશક્તિમાં જીવ વર્તે છે-રમે છે-ટકે છે જો તે શક્તિ ન હોય તો આત્મા જડ થઈ જાય. આ ચૈતન્યશક્તિ આત્માને કદી જડ થવા દેતી નથી માટે તેનુ લક્ષણ 'અજડત્વસ્વરૂપ' છે. આવી અજડત્વ લક્ષણવાળી ચેતનાશક્તિ આત્મામા ત્રિકાળ છે. આવા આત્માને જે જાણે તેને તો અનુભવમાં અતીન્દ્રિય આનદનો સ્વાદ આવે, ને આવુ થાય ત્યારે સમ્યગ્દર્શન થયુ કહેવાય. સમ્યગ્દર્શન વગર આત્માને ઓળખ્યો ક્યાંથી? ને ઓળખાણ વગર ધર્મ કેવો?

આત્મા જ્યા સ્વાનુભવ કરતો જાગ્યો ને તેની ચૈતન્યશક્તિનુ નિર્મળ પરિણમન થયુ, તેમા શુભવિકલ્પ વગેરે વ્યવહારનો અભાવ છે. અહીં 'અજડત્વ' એમ કહીને તે અભાવની વાત બતાવી દીધી છે. આત્માના નિર્મળ-પરિણમનમા ચિતિશક્તિની અસ્તિ, અને તેમા જડતાની નાસ્તિ, —એમ એક શક્તિના વર્ણનમાં અસ્તિ-નાસ્તિ બને સમાઈ જાય છે. નિર્મળ ગુણ-પર્યાય તે જીવ—એમ અસ્તિ કહેતા, વ્યવહારના વિકલ્પો વગેરે જીવ નહિ—એમ નાસ્તિનુ જ્ઞાન તેમાં આવી ગયુ. શુદ્ધ જીવને 'અજડ' કહીને ખરેખર તો તેનાથી અન્ય બધા ભાવોને જડના પડખામાં નાંખી દીધા. —આમ સ્પષ્ટપણે બે ભાગ વહેચી નાખ્યા.

આત્માની ચિતિશક્તિમા રાગદ્વેષની ઉત્પત્તિ કરવાપણુ નથી, તે તો ચૈતન્યભાવને જ ઉત્પન્ન કરનારી છે. આવી શક્તિવાળા આત્માને લક્ષમા લેતા જ રાગ-દ્વેષ વગરની ચૈતન્યપર્યાય પ્રગટી, નિર્મળશક્તિ સાથે તે પર્યાયની એકતા થઈ ને રાગાદિ સાથેની એકતા તૂટી આમ સ્વભાવની અસ્તિ ને

વિભાવની નાસ્તિ (નિશ્ચયનો આશ્રય ને વ્યવહારનો નિષેધ) એમ બંને વાત ભેગી ને ભેગી જ છે. એક પડખું યથાર્થ જાણતાં બધા પડખાંનું જ્ઞાન તેમાં આવી જાય છે.

શુભરાગવડે ચૈતન્યભાવ પ્રગટે એવું કારણ-કાર્યપણું નથી, પણ ચિતિ-શક્તિના આશ્રયે ચૈતન્યભાવ પ્રગટે એવું કારણ-કાર્યપણું છે; તથા ચૈતન્ય-ભાવની અસ્તિમાં રાગની નાસ્તિ –એવું અસ્તિ-નાસ્તિપણું છે.

અહીં 'ચિતિશક્તિના આશ્રયે ચૈતન્યભાવ પ્રગટે' એમ કહ્યું, તેમાં ચિતિશક્તિનો આશ્રય કહેતાં ચિતિશક્તિવાળા આખા આત્માનો આશ્રય સમજવો, એના આશ્રયે ચૈતન્યભાવ એટલે અનંતગુણોની નિર્મળ પર્યાય પ્રગટે છે. બાકી એક ગુણને જુદો લક્ષમાં લઈને આશ્રય કરવા જતાં તો વિકલ્પ થાય છે, નિર્મળતા થતી નથી.

પોતાની આત્મશક્તિને ભૂલીને શુભભાવ જીવે અનંતીવાર કર્યા, પણ એમાં ક્યાં ધર્મ હતો? એ તો રાગ હતો. તે કાંઈ આત્માની ચિતિશક્તિનું કામ ન હતું. જો ચિતિશક્તિ રાગને કરવા માંડે તો આત્મા 'અ-જડ' ન રહે પણ જડરૂપ થઈ જાય, એટલે કે સ્વ-પરને જાણી શકે નહિ. ચિતિશક્તિને લીધે આખો આત્મા (તેના બધા ગુણ-પર્યાયો) અજડરૂપ છે. આ શક્તિનું કાર્ય સ્વ-પરને ચેતવાનું છે; રાગ તેનું કાર્ય નથી, કેમકે રાગમાં કંઈ સ્વને કે પરને ચેતવાની તાકાત નથી. તેથી તો તેને જડસ્વરૂપ કહીને તદ્દન ભેદજ્ઞાન કરાવ્યું છે. વાહ! એકકોર અજડસ્વરૂપી ભગવાન આત્મા, ને બીજીકોર જડસ્વરૂપ રાગાદિ સમસ્ત ભાવો. સ્પષ્ટ વહેંચણી કરીને ભેદજ્ઞાન કરાવ્યું છે.

જ્યાં આટલું સ્પષ્ટ ભેદજ્ઞાન કરાવ્યું છે ત્યાં, શુભરાગથી સ્વભાવ પ્રગટે એ વાત ક્યાં રહી? નિર્મળપર્યાય પ્રગટી તે સ્વભાવના આશ્રયે પ્રગટી છે, કોઈ પર કે શુભવિકલ્પ તેનું કારણ નથી. ચિતિશક્તિને (કે આત્માની કોઈ પણ શક્તિને) રાગની સાથે કારણ-કાર્યપણું નથી. ચિતિશક્તિમાં (કે આત્માની એકેય શક્તિમાં) રાગ ક્યાં છે કે તે રાગને કરે? શક્તિમાં તો રાગનો અભાવ છે; શક્તિમાંથી રાગ પ્રગટે નહિ ને શક્તિ રાગને કરે નહિ. શુભાશુભ રાગ થાય તે કાંઈ આત્માની શક્તિનું કાર્ય નથી. નિર્મળપર્યાયો સાથે જ શક્તિને કારણ-કાર્યપણું છે. આ વાત ખાસ સમજવા જેવી છે. નિશ્ચય-વ્યવહાર વગેરેના ખુલાસા આમાં સમાઈ જાય છે.

હવે અહીં આ જીવત્વ વગેરે શક્તિઓમા ઉપશમાદિ પાચ ભાવોમાથી કયા ભાવો લાગુ પડે છે–તે વાત લઈએ. અહીં 'જ્ઞાનમાત્ર ભાવ' સાથે પરિણમતી શક્તિઓની વાત છે એટલે કે નિર્મળપણે પરિણમતી શક્તિઓની વાત છે, તેથી ઉદયભાવ તેમાં લાગુ ન પડે કેમકે તે તો વિકાર છે. ત્રિકાળીશક્તિ તે પારિણામિકભાવે વર્તે છે, ને તેના આશ્રયે જે નિર્મળપરિણમન થયુ તેમા ઉપશમ ક્ષયોપશમ કે ક્ષાયિકરૂપ નિર્મળભાવ સમાય છે, ઉદયભાવ તેમા સમાતો નથી. અજ્ઞાનીને ઉદયભાવ છે તેમ જ સાધકને પણ ભૂમિકાપ્રમાણે ઉદયભાવ વર્તે છે પણ તેને ખરેખર શક્તિનો ભાવ કહેતા નથી. શક્તિ તે પારિણામિકભાવે અને તેની પર્યાય ઉપશમાદ નિર્મળભાવરૂપે છે (એટલી વિશેષતા છે કે જ્ઞાનવગેરે કેટલાક ગુણોની પર્યાયમા ઉપશમભાવ નથી હોતો, તેમા ક્ષયોપશમ કે ક્ષાયકભાવ હોય છે. ઉદયભાવને તો અહીં જુદો જ ગણ્યો છે, કેમકે તે ખરેખર શક્તિનુ કાર્ય નથી.) એકેક શક્તિમા પોતાના સ્વતત્ર છ કારક, ચાર નિર્મળભાવો વગેરે વૈભવ ભરેલો છે; ને એવી અનતશક્તિનો વૈભવ આત્મામા છે. આ કાંઈ ગોખી-ગોખીને પરાણે યાદ રાખવુ પડે તેવુ નથી પણ અતરમા વસ્તુ છે તેને દૃષ્ટિમા લેવાની છે. દૃષ્ટિ કરતા જ આ બધી દોલત (આત્મવૈભવ) પ્રાપ્ત થાય છે.

જેમ આત્મસ્વભાવ અનાદિઅનત સહજસ્વભાવે વર્તે છે તેમ તેની જ્ઞાનાદિ અનત શક્તિઓ પણ કોઈ નિમિત્ત વગર અહેતુકપણે અનાદિઅનંત પરમ પારિણામિકભાવે વર્તે છે ને તેના ઉપર દૃષ્ટિ કરતા તે ઉપશમ-ક્ષયોપશમ કે ક્ષાયકભાવરૂપે પરિણમે છે. આ રીતે અહીં શક્તિમા ચાર ભાવો લાગુ પડે છે, ઉદયભાવ અહીં લાગુ પડતો નથી. પાચ ભાવોમાથી સિદ્ધને બે ભાવો હોય, સાધકને પાચે ભાવો હોય, પણ તેમાથી ઉદયભાવને ખરેખર જીવ નથી કહેતા શક્તિ સાથે અભેદરૂપ એવો નિર્મળભાવ પ્રગટે તેને જ જીવ કહે છે.

અહો! આવી વસ્તુને જાણતાં આત્મા પોતે કેવળજ્ઞાનના ભણકાર કરતો જાગે છે, કેમકે આત્મામા 'સર્વજ્ઞત્વશક્તિ' છે એટલે તેને જાણતાં કેવળજ્ઞાનના ભણકાર આવે છે. આત્માની શક્તિમા કેવળજ્ઞાન ભર્યું છે તો તેમાથી પ્રગટે છે કેવળજ્ઞાન કાંઈ વજ્રદેહમાથી નથી આવતુ, પુણ્ય-પાપમાથી નથી આવતુ, અલ્પજ્ઞપર્યાયમાથી નથી આવતુ, પણ શક્તિમાથી આવે છે જેમા જે ભર્યું

હોય તેમાંથી જ તે આવે; ન હોય તેમાંથી ન આવે. આત્મામાં જ્ઞાનશક્તિ ભરી છે એટલે તેમાંથી જ્ઞાન આવે, પણ તેમાંથી રાગ ન આવે. જેમાં કેવળ...જ્ઞાન ભર્યું હોય તેમાં એકાગ્ર થતાં કેવળજ્ઞાન આવે કે રાગ આવે? જ્ઞાનમાંથી જ્ઞાન આવે પણ રાગ ન આવે; ચિતિશક્તિ પારિણામિકભાવે છે ને તેમાંથી કેવળજ્ઞાન પ્રગટ્યું તે ક્ષાયિકભાવે છે; સિદ્ધભગવંતોને આ બે ભાવો હોય છે. અરિહંતભગવંતોને પણ આ બે ભાવો હોય છે; ઉદયભાવ જરીક છે પણ તેની આત્મામાં ગણતરી નથી, કેમકે પહેલેથી સાધકપણામાં જ તેનો નિષેધ કરતા કરતા અરિહન્ત થયા છે. સાધકને પહેલેથી જ ઉદયભાવનો નિષેધ કરીને પારિણામિકસ્વભાવ તરફ ઝુકાવ થયો છે,—ત્યારે તો સાધકભાવ શરૂ થયો છે.

આ રીતે શક્તિમાં પાંચ ભાવની વાત કરી; હવે તેમાં નવતત્ત્વ લઈએ તો—

ત્રિકાળી જ્ઞાનાદિ શક્તિ તે શુદ્ધજીવતત્ત્વ;

તે શક્તિની જે નિર્મળપર્યાય થઈ તે સંવર-નિર્જરા કે મોક્ષતત્ત્વ;

અજીવ, પુણ્ય-પાપ, આસ્રવ ને બંધ એ તત્ત્વો આ શક્તિમાં ન આવે, શક્તિના નિર્મળ પરિણમનમાં તેનો અભાવ છે.

આ રીતે દરેક શક્તિમાં તેના છ સ્વતંત્ર કારકો, પાંચ ભાવ તથા નવ તત્ત્વ લાગુ કરીને સમજવા.

કોઈને આ ઝીણું લાગે, પણ મારા આત્માના પોતાના વૈભવની વાત છે —એમ લક્ષમાં લઈને ઉત્સાહપૂર્વક સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ, તો જરૂર સમજાય તેવું છે. પ્રભુ! તારી પ્રભુતા શું કામ કરે છે તેની તને ખબર નથી, તે અહીં આચાર્યદેવ ઓળખાવે છે. પર્યાયે અંતર્મુખ થઈને જ્યાં દ્રવ્યનું શરણ લીધું ત્યાં નિર્મળતા પ્રગટી, તેમાં ઉપશમાદિ ત્રણ ભાવો તથા સંવર-નિર્જરા ને મોક્ષતત્ત્વ સમાય છે. તારામાં આવી પ્રભુતા સદાય ભરી છે પણ તે પ્રભુતાને ભૂલીને તું પામર થયો છે કે મારે રાગ વિના ન ચાલે. અજ્ઞાની લોકો સંયોગના ને રાગના ગાણાં ગાય છે, અહીં સન્તો આત્માની પ્રભુતાના વીતરાગી ગાણાં સંભળાવે છે.

લોકો કહે છે કે અનાજ-પાણીની અગવડતામાં જીવવું કેમ? પણ ભાઈ, અનાજ-પાણીથી જીવાય એ જીવન જ તારું નથી; ચૈતન્યપ્રાણથી જીવાય

એવુ જીવન તારામા છે તારામા એવી જીવત્વશક્તિ છે કે અનાજ વગેરે સયોગ વગર તારુ જીવન ટકે. અને તારી ચેતનાશક્તિ આત્માને કદી જડ થવા દેતી નથી. રાગ વગર પણ જીવે એવો તારો સ્વભાવ છે. રાગમાય તારુ ખરુ જીવન નથી, તારુ જીવન તો જ્ઞાનમય છે આવા ચૈતન્યસ્વભાવમા દૃષ્ટિ થતાં રાગ વગરનું અજડત્વરૂપ એટલે કે ચેતનરૂપ પરિણમન પ્રગટે છે, તે ચેતનતામા જડતાનો અભાવ છે. ભગવાન આત્મા 'અ-જડ' છે, જડનો (એટલે કે શુદ્ધજીવથી ભિન્ન અન્ય સમસ્ત ભાવોનો કે શરીરાદિનો) એક અંશ પણ આત્માના સ્વભાવમાં નથી, ને તેનુ ભાન કરતા પર્યાયમા પણ એવુ પરિણમન પ્રગટે છે.

આત્મા ચેતનનો સ્વામી છે, જડનો સ્વામી નથી માટે અજડ છે. જડનો સ્વામી જડ હોય, જડનો સ્વામી ચેતન ન હોય, કેમ કે સ્વ અને સ્વામી બન્નેની જાત એક હોય રાગનો વિકલ્પ તે પણ ખરેખર ચેતનતાથી બહાર છે, તેને જે નિજરૂપ માને તે ખરેખર આત્માને જડરૂપ માને છે; જડતા વગરની એવી ચિતિશક્તિસ્વરૂપ આત્માને તે જાણતો નથી ચિતિ-શક્તિવાળા આત્માનો અનુભવ થતા પર્યાયમાથી વિકારરૂપ જડતા છૂટીને ચેતનભાવ પ્રગટે છે. વિકારના એક અંશનુય કર્તૃત્વ રહે કે તેમા લાભબુદ્ધિ રહે તો ચેતનનો પિંડ આત્મા અનુભવમા આવતો નથી. આત્મા નિર્મળ ગુણ-પર્યાયનો પિંડ છે, તેની સાથેના રાગને કે શરીરને આત્મા કહેતા નથી.

જેમ મધુરી મોરલીના નાદે સર્પ ઝેરને ભૂલીને ડોલી ઊઠે, તેમ હે જીવ! આત્માની શક્તિરૂપી મધુર મોરલીના નાદે સન્તો તને કહે છે કે અરે જીવ! તુ જાગ જાગ. તારી આત્મશક્તિના શા વખાણ? તારી શક્તિનું શુ માપ? એકેક શક્તિ અનંતા સામર્થ્યથી ભરપૂર; — આવા તારા સ્વભાવને અભિન્નપણે જાણ,— તેમા તન્મય થઈને જાણ, ને રાગાદિને ભિન્નપણે જાણ. જેને જાણતાં વિકારનુ ઝેર ઊતરી જાય ને આનંદના અનુભવમા આત્મા ડોલી ઊઠે એવી આ ૪૭ શક્તિની મોરલી છે આવી આત્મસ્વરૂપની કથા તે સાચી ધર્મકથા છે. દેહની ક્રિયાથી કે રાગથી લાભ થાય — એવા શ્રવણનો પ્રેમ તે તો વિકથાનુ શ્રવણ છે, તેમા મિથ્યાત્વનું સેવન થાય છે, તેને ધર્મકથા કહેતા નથી આ તો વીતરાગે જાણેલી, વીતરાગે કહેલી ને વીતરાગ થવા માટેની આત્માના વીતરાગી વૈભવની વાત છે રાગથી જે લાભ માને છે તેને આત્માના વીતરાગી વૈભવની ખબર નથી, તે તો રાગને જ આત્માનો વૈભવ માને છે. જેનાથી લાભ માને તેનુ સેવન કેમ છોડે? રાગથી લાભ

માનનારે આત્માને ચિતિશક્તિવાળો ન જાણ્યો પણ રાગવાળો જાણ્યો, જડ જાણ્યો. હે ચૈતન્ય! જાગૃત થઈને તારા નિજસ્વભાવની ખાણમાં દૃષ્ટિ કર, એમાં રાગનો અંશ નથી, પરમાણુ એને અડયા નથી. આવા ચિત્સ્વભાવમાં જે પર્યાય વળી તેમાં જડપણું ટળીને અજડપણું થયું, ચિતિશક્તિનો પ્રકાશ પ્રગટયો. આવું થાય ત્યારે જ ચિતિશક્તિવાળા આત્માને જાણ્યો કહેવાય.

રાગને તોડીને જે સર્વજ્ઞ થયા છે, વિકલ્પનો એક અંશ પણ જેની પાસે નથી, તેની સહજ વાણીમાં પણ એવું ન આવે કે વિકલ્પથી લાભ થશે. આત્મા જ્યાં વીતરાગભાવરૂપ પરિણમી ગયો ત્યાં વાણી પણ એવી જ (વીતરાગતાને જ ઉપદેશનારી) પરિણમે—એવો મેળ છે. સર્વજ્ઞદેવ રાગરહિત નિર્દોષ અને તેમની વાણી પણ રાગ વગરની નિર્દોષ, —છતાં બંનેનું પરિણમન સ્વતંત્ર. સર્વજ્ઞનો આત્મા પોતાની ચિતિશક્તિમાં અજડત્વપણે પરિણમે છે ને વાણી તેના અચેતસ્વભાવમાં જડત્વપણે પરિણમે છે.

અજડ એવી ચિતિશક્તિ અનંતગુણસ્વરૂપ આખા આત્મામાં વ્યાપી છે. તે શક્તિના છએ કારકો સ્વતંત્ર છે, એટલે રાગ હતો માટે ચિતિશક્તિનું નિર્મળપરિણમન પ્રગટયું એમ નથી.

ચિતિશક્તિ આત્માના આધારે એક સમયમાં કારણ-કાર્યરૂપે પોતે જ પરિણમે છે; એટલે તેની ધ્રુવતા ને ઉત્પાદ–વ્યય પોતાથી જ છે.

અહા, કુંદકુંદાચાર્યદેવની અને અમૃતચંદ્રાચાર્યદેવની અજબ શૈલી છે; વીતરાગનાં વચનોનું રહસ્ય ટંકમાં બતાવી દીધું છે.

આત્મા ચિતિશક્તિરૂપ છે, તેનું કાર્ય જ્ઞાનચેતના છે. રાગ તો કર્મચેતના છે, તે ચિતિશક્તિનું ખરૂં કાર્ય નથી. જો શક્તિનું કાર્ય વિકાર હોય તો આખો આત્મા જ વિકારી થઈ ગયો; કેમ કે કાર્ય-કારણ એક જાતના હોય. જેને પોતાનું કાર્ય સ્વીકારે તેને પોતાથી જુદું માની શકે નહિ. અનંતશક્તિસંપન્ન આત્મામાં એકેય એવો ગુણ નથી કે જે વિકારનું કારણ થાય કે જડપણે થાય.

હે જીવ! તારા ગુણ–પર્યાય કેવા છે તેનું માહાત્મ્ય તેં જાણ્યું નથી, ને પરનું માહાત્મ્ય માન્યું છે. તારા સ્વવૈભવને તું ભૂલ્યો તેથી સંસારમાં રખડયો. અહીં આચાર્યદેવ સમસ્ત નિજવૈભવથી એકત્વ આત્માનું સ્વરૂપ

દેખાડે છે. આત્માની શક્તિમા જ્યા રાગનુય કર્તૃત્વ નથી ત્યા પરના કર્તૃત્વની શી વાત ?

કોઈ કહે કે आत्माको परका कर्ता न माने वह जैन नहीं। અરે ભાઈ ! એમ કહેવુ એ તો વીતરાગમાર્ગની મોટી વિરાધના છે; રાગથી લાભ માનવો એ પણ વીતરાગમાર્ગને રાગમા રોળી નાખવા જેવુ છે. ભાઈ, એના ફળ ભોગવવા બહુ આકરા પડશે વીતરાગનો માર્ગ એવો નથી અહી તો પરથી ને રાગથી ભિન્ન એવી આત્મશક્તિઓનુ વર્ણન છે.

ધ્રુવમાં એકાગ્ર થતા પર્યાયમા શુદ્ધતા પ્રગટે છે; તે ક્ષણિક પર્યાય અંતરમાં અભેદ થાય છે. આ રીતે ધ્રુવપણુ ને ક્ષણિકપણુ બને એક-સમયમાં ચિતિશક્તિમા (ને તે રીતે દરેક શક્તિમા) આવી જાય છે. આત્માની અનંત શક્તિઓમાથી એક ચિતિશક્તિનુ કાર્ય શુ, તેનુ પરિણમન શું ? તો કહે છે કે પોતે અજડભાવે પરિણમે અને બીજા અનંત ગુણોને પણ અજડ એટલે કે ચેતનભાવે પરિણમાવે એવું ચિતિશક્તિનુ કાર્ય છે. એકેક સમયની પર્યાયમાં અનંત શકિતઓ એક સાથે પરિણમે છે. ગુણભેદે દરેક ગુણનું સામર્થ્ય જુદુ હોવા છતાં આત્મદ્રવ્યના સામર્થ્યમા બધા ગુણોનું સામર્થ્ય સમાઈ જાય છે, અભેદ આત્માના અનુભવમાં અનંતગુણની નિર્મળતાનુ વેદન એકસાથે છે. (સર્વ ગુણાશ તે સમ્યકત્વ).

અહો, આત્મા ચૈતન્ય-મહાસત્તા છે, તેને લક્ષમા લે. તેમાં લક્ષ જતાં, જ્ઞાન જેનું લક્ષણ નથી એવા સમસ્ત પરભાવોનુ લક્ષ છૂટી જશે. એક આત્મામા અનંત ગુણો, એકેક ગુણમાં અનંત પર્યાયનું સામર્થ્ય, ને એકેક પર્યાયમાં પણ સર્વજ્ઞતા વગેરેનુ અનંત સામર્થ્ય, –આવડું જીવતત્ત્વ છે. 'આવુ છે' એમ અસ્તિથી કહેતા 'રાગાદિરૂપ નથી' એમ નાસ્તિની વાત પણ તેમા સમાઈ જાય છે. આવા જીવતત્ત્વને જાણીને તેમા એકાગ્ર થતાં સંવર-નિર્જરા-મોક્ષરૂપ નિર્મળભાવ પ્રગટ્યા, તેમાં અજીવનો તથા આસ્રવ-બંધનો અભાવ છે. જેનો અભાવ છે તેને યાદ ન કરતા જે અસ્તિરૂપ–સત્‌સ્વભાવ છે તે બતાવ્યો છે

જુઓ, આ આચાર્યદેવની શૈલી ! ઘણી ગંભીરતા છે. શરૂઆતના મંગલાચરણમાં પણ नमः समयसाराय એમ કહીને તે 'સમયસાર'ના ચાર વિશેષણો અસ્તિરૂપ વર્ણવ્યા—

ભાવાય એમ કહીને સત્તારૂપ દ્રવ્ય બતાવ્યું.

ચિત્સ્વભાવાય એમ કહીને તેનો ગુણ બતાવ્યો.

સર્વ ભાવાન્તરચ્છિદે એમ કહીને પર્યાયની તાકાત બતાવી.

સ્વાનુભૂત્યા ચકાસતે એમ કહીને સ્વસંવેદનપ્રત્યક્ષવડે જ તે અનુભવમાં આવે છે-એમ બતાવ્યું.

આમાં નાસ્તિના બોલની વાત ન લીધી. પણ તેમાં રાગાદિના અભાવરૂપ પરિણમન છે એટલે રાગાદિની નાસ્તિ આવી જ જાય છે. જીવ અને સંવરની અસ્તિ, તેમાં અજીવ અને આસ્રવની નાસ્તિ: જુઓ, આ જૈનધર્મની અનેકાન્ત-શૈલિ! અહીં જીવત્વશક્તિ, ચિતિશક્તિ વગેરે શક્તિના વર્ણનમાં પણ અસ્તિથી વાત કરી, તેમાં રાગાદિની નાસ્તિ આવી જ જાય છે. પ્રત્યેક શક્તિની અસ્તિમાં તથા તેના નિર્મળ પરિણમનમાં વિકારનો ને પરનો અભાવ વર્તે છે. -આવું પરિણમન પ્રગટે ત્યારે શકિતનું ભાન થયું કહેવાય. શુદ્ધદ્રવ્યમાં લક્ષ કરીને જ્યાં પર્યાય તેમાં લીન થઈ ત્યાં રાગનો એમાં અભાવ જ છે. આ રીતે ચિતિ-શકિતના પરિણમનમાં અનેકાન્ત સ્વયમેવ પ્રકાશે છે. આત્માના જ્ઞાનમાત્ર-ભાવરૂપ પરિણમનમાં આવી જીવત્વશકિત, ચિતિશકિત વગેરે અનંત શકિત એકસાથે પરિણમતી હોવાથી જ્ઞાનમાત્ર ભગવાન આત્મામાં સ્વયમેવ અનેકાન્ત પ્રકાશે છે.

અનેકાન્તપણે પ્રકાશતા આ આત્માની અનંત શકિતમાંથી પહેલી જીવત્વશકિત અને બીજી ચિતિશકિતનું વર્ણન કર્યું. હવે ચિતિશકિતમાં દર્શન અને જ્ઞાન બંને સમાયેલા છે; તે બંનેનું જુદું જુદું વર્ણન ત્રીજી અને ચોથી શકિતમાં કરશે.

ચિતિશકિતનું વર્ણન પૂર્ણ.





અતીન્દ્રિય આત્માની ચિતિશક્તિના બળે
જ્ઞાનચેતના પ્રગટાવનાર સન્તોને નમસ્કાર.
તે સંતો અમારી આત્મચેતના જાગૃત કરો.





[ ૩ ]

# દશિ શક્તિ

[ अनाकारोपयोगमयी दृशिशक्तिः । ]



ભાઈ, તારી પ્રભુતા તારામા છે તને તારા સ્વરૂપની ખબર વગર ધર્મ કેમ થાય? માટે તારી શક્તિના વર્ણન વડે તારુ સ્વરૂપ તને ઓળખાવીએ છીએ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર કેમ થાય? -કે અનત શક્તિવાળા આત્માને અનુભવતા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર થાય છે -એ જ સાર છે, બાકી તો બધુ અસાર છે



આચાર્યદેવે જેને જ્ઞાનમાત્ર કહીને ઓળખાવ્યો છે એવા આ આત્મામાં અનંત શક્તિઓ એકસાથે પરિણમી રહી છે તેથી તેને અનેકાન્તપણું છે. જ્ઞાનમાત્રભાવમાં જે અનંત શક્તિઓ છે તેમાંથી આચાર્યદેવે અહીં ૪૭ શક્તિનું અલૌકિક વર્ણન કર્યું છે. તેમાં જીવત્વ અને ચિતિશક્તિનું વર્ણન કર્યું; હવે ત્રીજી દશિશક્તિ છે. અહીં ભાષાથી વર્ણવવામાં ક્રમ પડે છે પણ કાંઈ ગુણોમાં કે તેમના પરિણમનમાં ક્રમ નથી: અનંત ગુણો બધા એકસાથે રહેલા છે ને બધાનું પરિણમન એકસાથે જ છે. એક શક્તિ પહેલાં પરિણમે ને બીજી શક્તિ પછી પરિણમે એવો ક્રમ નથી. શક્તિઓમાં ક્રમ ન હોય, પર્યાયોમાં ક્રમ હોય; શક્તિઓ સહભાવી છે, પર્યાયો ક્રમભાવી છે.–આવી અનેકાન્તમય વસ્તુ છે.

અનેકાન્તવાદ વસ્તુમાં જે ધર્મો છે તે જ બતાવે છે. કાંઈ નવી કલ્પના કરીને કહેતો નથી. કેવળજ્ઞાનથી ભગવાને જેવું વસ્તુસ્વરૂપ જાણ્યું તેવું જ કહ્યું, પણ ભગવાને કાંઈ વસ્તુસ્વરૂપને બનાવ્યું નથી: વસ્તુ તો સ્વયંસિદ્ધ સત્ છે, તે સત્ જેમ છે તેમ જાણીને જિનવાણીએ અને વીતરાગી સંતોએ પ્રસિદ્ધ કર્યું છે. પોતાના આત્મામાં જે શક્તિ હતી તે ખોલીને પર્યાયમાં પ્રસિદ્ધ કરી, ને વાણી વડે જગતને તે બતાવી. સ્વસન્મુખ થતાં સાધકને એકસાથે અનંતગુણોમાં નિર્મળપરિણમન શરૂ થાય છે; આથી શ્રીમદ્રાજચંદ્રજીએ 'સર્વગુણાંશ તે સમ્યક્ત્વ' એમ કહ્યું છે.

ત્રીજી દશિશક્તિ છે; તે અનાકાર ઉપયોગરૂપ છે; દર્શનક્રિયારૂપ આ શક્તિનું પૂર્ણ કાર્ય સર્વદર્શિત્વ છે તેનું વર્ણન આગળ નવમી શક્તિમાં કરશે. એકલા પરલક્ષે કામ કરે તે દર્શન નહિ પણ સ્વલક્ષે આત્માને પકડવાનું જે દર્શન થાય તે જ ખરો દર્શનઉપયોગ છે.

ઉપયોગ કોનો? આત્મદ્રવ્યનો; તેનામાં સમસ્ત સત્તાને દેખવાની તાકાત છે. આવો આત્મા સમજીને પામવા જેવું છે; બાકી તો સંસારમાં બધું અસાર છે. ભાઈ, તારી પ્રભુતા જુદી જાતની છે; તને તારા સ્વરૂપની ખબર વગર ધર્મ કેમ થાય? માટે તારી શક્તિના વર્ણન વડે તારું સ્વરૂપ તને ઓળખાવીએ છીએ.

જે શક્તિવાનની આ શક્તિઓ છે તે શક્તિવાન ઉપર દૃષ્ટિ કરતાં શક્તિ પોતે કારણ થઈને નિર્મળ કાર્યરૂપ પરિણમે છે એટલે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાન

વગેરે પ્રગટે છે. આમા કારણ-કાર્ય એક સમયમાં ભેગા છે. આવુ શક્તિનુ નિર્મળ કાર્ય પ્રગટ કરે ત્યારે તે શક્તિવાળા આત્માને ખરેખર જાણ્યો કહેવાય; નહિતર તો શક્તિને જાણવાનુ ફળ શુ? શક્તિવાન એવા દ્રવ્ય-સ્વભાવની દૃષ્ટિથી જ તેની શક્તિનુ ખરુ જ્ઞાન થાય છે ને તેનુ નિર્મળ કાર્ય પ્રગટે છે ગુણ ગુણીનો છે; ગુણીને જાણ્યા વગર તેનો ગુણ ક્યાથી જણાય? ભાષા અને વિકલ્પના પ્રવાહથી જુદો જે ચૈતન્યપ્રવાહ ચાલી રહ્યો છે તે જ જીવનુ ખરૂ પરિણમન છે. આને બદલે ભાષાને તથા વિકારને, એટલે અજીવને તથા આસ્રવને જે પોતાનુ પરિણમન માને છે તે સાચા જીવતત્ત્વને જાણતો નથી જેમ પાણીના પૂરના કાઠે ઊભેલો ગાડો માણસ આ મારૂ પાણી હાલ્યુ જાય છે-એમ માને છે, તેમ જગતના પદાર્થોમા પરિણમનનુ પૂર ચાલ્યુ જાય છે ત્યા મૂઢ જીવ તેને પોતાનુ માને છે પણ ભાઈ, જગતના પ્રવાહથી જુદુ તારૂ ચૈતન્યપૂર તારા અતરમા ચાલી રહ્યુ છે તેને તો દેખ

જીવ જ્યા પોતાના સ્વભાવને જાણે ત્યા તો અદરથી કેવળજ્ઞાનના ભણકાર વાગે કે હવે મારા આ સ્વભાવમાથી થોડા કાળમા હુ કેવળજ્ઞાન લઈશ ભગવાનની દિવ્યવાણી આવા સ્વભાવને પ્રસિદ્ધ કરે છે ભગવાનને કાંઈ ઇચ્છા કે વિકલ્પ નથી, તેમજ ભાષાના તે કર્તા નથી પણ ભવ્ય જીવોના ભાગ્યોદયથી તેવી વાણી સહજ પ્રગટે છે, ને અરિહતદેવમા પણ હજી તે પ્રકારના વચનયોગની યોગ્યતા છે. તે વાણી અનતગુણસપન્ન આત્માને પ્રસિદ્ધ કરે છે, તેનુ આ વર્ણન છે. અહી ગુણભેદથી કથન છે પણ કાંઈ ગુણભેદ નથી બતાવવા, અનત ગુણસ્વરૂપ આખો આત્મા બતાવવો છે

સ્વસત્તા સહિત મહાસત્તાને દેખનારી દશિશક્તિ છે, આ શક્તિ પોતાના વિષયને સામાન્યપણે એટલે કે અનાકારપણે ગ્રહણ કરે છે પણ જે દર્શન આત્માને મુકીને બીજા બધાની સત્તાને દેખે તેને દર્શનશક્તિનુ ખરૂ કાર્ય કહેતા નથી આત્મા સહિત સર્વ પદાર્થોની સત્તાને જે દેખે તે જ દર્શનશક્તિનુ ખરૂ કાર્ય છે દ્રવ્ય-ગુણમા રહેલી દર્શનશક્તિ પર્યાયમા ખરેખર ક્યારે પરિણમે?-કે જ્યારે અખડ ઉપયોગથી સ્વને પકડે ત્યારે. એકલા પરને જાણતા પહેલા અજ્ઞાનીને તેનુ જે સામાન્યદર્શન તે તો 'પર સમય' છે, સ્વને જાણતાં સ્વમાં દર્શનઉપયોગને જોડે તે 'સ્વ સમય' છે. ત્યા દર્શનગુણ નિર્મળ પરિણમીને દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમા વ્યાપે છે,

અને તે આત્મા છે. આવા આત્માને જાણે ત્યારે આત્માને જાણ્યો કહેવાય ને ત્યારે આત્મા પ્રસિદ્ધ થાય.

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર કેમ થાય? કે આવી અનંત શક્તિવાળો આત્મા છે તેને અનુભવતાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર થાય છે. આત્માની શક્તિઓ પારિણામિકસ્વભાવે ત્રિકાળ છે; ને તેની સન્મુખતાથી તેનું જે નિર્મળ પરિણમન થાય તે ઉપશમાદિભાવરૂપ છે, ઉદયભાવનો તેમાં અભાવ છે.

જેમના અસંખ્યપ્રદેશે અનંત ચૈતન્યસૂર્ય ખીલ્યા એવા વીતરાગ પરમેશ્વરે આત્માનું સ્વરૂપ કેવું જાણ્યું છે તેની આ વાત છે. વીતરાગમાર્ગી સન્તોએ પોતાના અનુભવમાં લઈને એ વાત પ્રસિદ્ધ કરી છે. હિત કરવા માટે પોતાનું દ્રવ્ય કેવું? ગુણ કેવા? ને તેના આશ્રયે પર્યાય પ્રગટે છે તે કેવી છે-તે જાણવું જોઈએ.

આત્મામાં એક ઉપયોગસ્વભાવ છે,-તેમાં દર્શન ને જ્ઞાન સમાય છે. શુદ્ધ ચૈતન્યનું અંતરદર્શન થતાં અનંત ધર્મવાળો આખો આત્મા પ્રતીતમાં આવે છે, આવા ઉપયોગધર્મમાં શુભાશુભ ઉપયોગનો અભાવ છે; કેમકે અહીં તો આત્માના સ્વભાવધર્મોનું વર્ણન છે. જે શુભાશુભ પરિણામમાં જોડાયેલો અશુદ્ધ ઉપયોગ છે તે કાંઈ ધર્મ નથી. આત્માનો ઉપયોગધર્મ તે શુભાશુભનો અકર્તા છે.

આત્મામાં દર્શનશક્તિ તો અનાદિની છે, પણ અનાદિથી પરસન્મુખ વેપારને કારણે તેનું વાસ્તવિક પરિણમન ખીલતું નથી; જે દર્શન સ્વસંન્મુખ થઈને પરિણમે તે જ વાસ્તવિક દર્શન છે. સર્વદર્શિત્વને પણ 'આત્મ-દર્શનમય' કહેશે, એટલે કે આત્મસન્મુખ દર્શનવડે સર્વદર્શિત્વ પ્રગટે છે. એક દર્શનગુણની સામે જોવાની આ વાત નથી પણ દર્શનગુણનો ધારક જે આત્મસ્વભાવ છે તેની સન્મુખ દૃષ્ટિ અને એકાગ્રતા તે મોક્ષમાર્ગ છે.

આત્માના અનંતગુણોની જેમ આ દર્શનગુણમાં પણ પોતાના છએ કારકો સ્વાધીન છે. જે શુદ્ધ દર્શનઉપયોગ પ્રગટ્યો તે દર્શનશક્તિને જ સાધન બનાવીને તેના અવલંબને જ પ્રગટ્યો છે, તેમાં કોઈ ઇન્દ્રિયોનું કે રાગાદિનું અવલંબન નથી. નિમિત્તનો કે વિકલ્પનો આશ્રય કરીને જે ઉપયોગ કામ કરે તે આત્માનો ખરો ઉપયોગ નહિ. પરના અવલંબન વગરનો ઉપયોગ

તે જ આત્માની શક્તિનુ ખરૂ કાર્ય છે ઉપયોગને તો 'ચૈતન્ય-અનુવિધાયી' કહ્યો છે એટલે કે તે ચૈતન્યને અનુસરનારો છે, રાગને કે પરને અનુસરે તેને ખરેખર જીવનો ઉપયોગ કહેતા નથી શક્તિની સાથે એકતા કરીને પરિણમે તે પરિણામને જ શક્તિનુ કાર્ય કહેવાય, રાગ સાથે એકતા કરીને પરિણમે તેને શક્તિનુ કાર્ય કહેવાય નહિ.

વાહ, જુઓ! સ્વાશ્રિત પરિણતિરૂપ નિશ્ચયમા પરાશ્રિતપણારૂપ વ્યવહારનો અભાવ છે. દર્શનના સ્વાશ્રિતભાવમા પોતાના-છએ કારકો સ્વતત્ર છે, પરથી નિરપેક્ષ છે, રાગ તેનુ સાધન નથી; શક્તિમા જે ભર્યું છે તે રાગના અવલબન વગર પોતાના જ અવલબને પ્રગટે છે એટલે ગુણની દશા પ્રગટવા સ્વસન્મુખ થવાનુ જ રહ્યુ, પર સામે જોવાનુ ન રહ્યુ શક્તિ તે ધ્રુવ ને તેના અવલબને નિર્મળ પર્યાયનો ઉત્પાદ થયો —આમ ત્રિકાળીપણુ ને ક્ષણિકપણુ બને પોતાના ઉપાદાનમા સમાય છે ધ્રુવપણુ ને ક્ષણિકપણુ બને ધર્મો અનેકાન્તમા આવી જાય છે આવું જૈનધર્મનુ વસ્તુસ્વરૂપ છે. આવુ વસ્તુસ્વરૂપ જાણે તેને જૈન કહેવાય પોતાના ધર્મો કે પર્યાયો પરથી થવાનું જે માને તે જૈનધર્મના વસ્તુસ્વરૂપને જાણતો નથી.

અનંતધર્માત્મક વસ્તુ છે, તે ઉત્પાદ-વ્યય ધ્રુવરૂપ છે. ધ્રુવરૂપ અનત ગુણો એકસાથે અક્રમે છે, ને દરેક ગુણમા ઉત્પાદ-વ્યયરૂપ પર્યાય ક્રમેક્રમે થાય છે. સ્વભાવનો આશ્રય થતા આત્મામા મોક્ષમાર્ગની નિર્મળ પર્યાયનો ક્રમ વર્તે છે. આત્માની એકેક શક્તિ પોતાના દ્રવ્ય-ગુણ ને નિર્મળપર્યાય ત્રણેમા વિસ્તરેલી છે, પણ વિકારમા તેનો વિસ્તાર નથી. આત્મશક્તિની અદ્ભુત વાત આ સમયસારમા છે, ને તેમાય આ ૪૭ આત્મશક્તિ વર્ણવીને તો આચાર્યદેવે કમાલ કરી છે. 'અહો, આવી સારી ચીજ! તેને મે પૂર્વે ન ઓળખી' એમ જો આત્માનો સાચો પ્રેમ આવે તો તેની ઓળખાણ કર્યા વગર રહે નહિ. અનતકાળના જન્મ-મરણના દુ ખની ગાઠ આત્માની સમજણ વગર તૂટે નહિ.

આત્માની દર્શનશક્તિની સ્વાશ્રિત પરિણતિમા ચક્ષુદર્શન વગેરે ક્ષયોપશમભાવે છે ને કેવળદર્શન ક્ષાયકભાવે છે, તેમા ઉપશમભાવ નથી હોતો; ઉદયભાવનો પણ તેમાં અભાવ છે. તે કાળે સાધકને થોડોક ઉદયભાવ વર્તતો હોય તોપણ નિર્મળભાવમા તેનો અભાવ છે જેનો અભાવ છે તે સાધન કઈ રીતે થાય?

આ દર્શનઉપયોગનું સ્વરૂપ જરાક સૂક્ષ્મ છે. ભગવાનના દર્શન કર્યાં તે કાંઈ દર્શનઉપયોગ નથી, તે તો જ્ઞાન છે; પણ તેના પહેલાં અંદર એક દર્શનઉપયોગ પરિણમે છે. છદ્મસ્થને જ્ઞાન-દર્શનમાં આવો ક્રમ હોય છે, સર્વજ્ઞને તો દર્શન-જ્ઞાન બંને સાથે હોય છે.

'ચક્ષુદર્શન' કહ્યું છતાં તે કાંઈ ચક્ષુવડે થતું નથી. આંખથી જોયું કે આ ભગવાન છે-તે તો જ્ઞાન થઈ ગયું; ચક્ષુવડે થતું દર્શન તે ચક્ષુદર્શન એવો કાંઈ ચક્ષુદર્શનનો અર્થ નથી, પણ ચક્ષુના વિષયને જાણવા પહેલાં છદ્મસ્થનો જે ઉપયોગ તે ચક્ષુદર્શન છે. કોઈ કહે કે તમે શબ્દનો સીધો અર્થ કેમ નથી કરતા? ગળું મરડીને કેમ અર્થ કરો છો? તો ધવલટીકામાં વીરસેનસ્વામી કહે છે કે પ્રકરણઅનુસાર તે જ સીધો અર્થ છે, અભિપ્રાય-અનુસાર અર્થ કરવો તે જ સીધો અર્થ છે.

'આવા તીર્થંકરભગવાન છે, આવું સમવસરણ છે, હું સમવસરણમાં બેઠો છું ને પ્રભુની વાણી સાંભળું છું' એમ પૂર્વનો ભાસ થવો તે જ્ઞાન છે, સ્મૃતિનો એક પ્રકાર છે; તે કાંઈ દર્શનઉપયોગ નથી. દર્શનઉપયોગમાં આ પ્રકારની વિશેષતા નથી હોતી. દર્શનઉપયોગ કોઈ ભિન્ન કારકોની અપેક્ષા વગર સ્વસત્તાના અભિન્નકારકોથી પરિણમે છે. અહો, આવી સ્વસત્તા! એનો મહિમા કર, એને લક્ષમાં લે. એના આશ્રયે જ્ઞાનભાવ પ્રગટશે ને તે જ્ઞાનભાવની સાથે કેવળદર્શનપરિણતિ પણ ભેગી જ ઉછળશે. દૃશિશક્તિવાળા આત્માની દૃષ્ટિનું આ ફળ છે.

દૃશિશક્તિનું વર્ણન પૂરું.



દૃશિશક્તિસમ્પન્ન આત્માને દેખીદેખીને સર્વદર્શી બનું.



[ ૪ ]

# જ્ઞાન શક્તિ

[ साकारोपयोगमयी ज्ञानशक्तिः । ]



જેમના અસંખ્ય પ્રદેશે અનંત ચૈતન્યસૂર્ય ખીલ્યા એવા વીતરાગ પરમેશ્વર અરિહંતદેવે આત્માનું સ્વરૂપ કેવું જાણ્યું છે એની આ વાત છે. વીતરાગમાર્ગી સન્તોએ પોતાના અનુભવમાં લઈને એ વાત પ્રસિદ્ધ કરી છે. હિત કરવા માટે પોતાનું દ્રવ્ય કેવું? ગુણ કેવા? ને તેના આશ્રયે પર્યાય પ્રગટે છે તે કેવી છે—તે જાણવું જોઈએ.

સન્તો તને તારો આત્મવૈભવ બતાવે છે.

જ્ઞાનમાત્ર આત્મામાં અનંત શક્તિનો જે વૈભવ છે તે સંતો બતાવે છે. આત્મામાં એક જ્ઞાનશક્તિ છે તે સાકાર ઉપયોગરૂપ છે. દર્શન ને જ્ઞાન બંને શક્તિ દરેક આત્મામાં એકસાથે છે. બંનેનું પરિણમન પણ એકસાથે છે, પહેલાં-પછી નથી. પણ છદ્મસ્થને તેના ઉપયોગમાં ક્રમ પડે છે. કેવળીને બંને ઉપયોગ સાથે છે.

આત્માના જ્ઞાનમાં અચિંત્ય તાકાત છે. જગતના બધા દ્રવ્યો, તેના અનંત ગુણો, તેની ત્રણકાળની પર્યાયો, તેના અનંત અવિભાગપ્રતિચ્છેદો—એ બધાને સ્પષ્ટપણે જાણવાની જ્ઞાનોપયોગની તાકાત છે. જગતમાં અનંતા જીવો, એના કરતાં અનંતાનંતગુણા પુદ્ગલો, એના કરતાં અનંતગુણા ત્રણ-કાળના સમયો, એના કરતાં અનંતગુણા આકાશપ્રદેશો, આકાશ કરતાં ય અનંતગુણા ધર્માસ્તિ-અધર્માસ્તિકાયના અગુરુલઘુગુણના અવિભાગપ્રતિચ્છેદો; તેના કરતાં પણ અનંતગુણા એક સૂક્ષ્મ લબ્ધિઅપર્યાપ્ત નિગોદજીવના નાનામાં નાના (લબ્ધ્યક્ષરરૂપ) જ્ઞાનના ઉઘાડના અવિભાગપ્રતિચ્છેદ અંશો; અને તેના કરતાં ય અનંતાનંતગુણાથી પણ જેનું માપ ન થઈ શકે એવી એક કેવળજ્ઞાનપર્યાયની તાકાત; એવી અનંતપર્યાયની તાકાતવાળો એક જ્ઞાનગુણ; ને એવા એવા અનંતા ગુણોનો અખંડ પિંડ એકેક આત્મા. —આત્માનો કેટલો વૈભવ! વાહ! સર્વજ્ઞપ્રભુના ભંડાર સંતોએ ખુલ્લા મૂક્યા છે.

આવા બધા ભંગ-ભેદોને જાણવાની જ્ઞાનની તાકાત છે. અંદર સ્વાનુભવમાં જે આનંદના તરંગ ઉલ્લસે તેને પણ જ્ઞાન જ જાણે છે.—આથી જ્ઞાન 'સાકાર' છે; સ્વ-પરના સમસ્ત આકારોને તે જાણે છે. આત્માને જ્ઞાનઅપેક્ષાએ 'સાકાર' કહેતાં તેમાં કાંઈ જડનો આકાર નથી કે રંગ-રૂપ નથી; પણ જ્ઞાનમાં સ્વ-પરને જાણવાની જે વિશેષ તાકાત છે તે અપેક્ષાએ 'સાકાર' કહેલ છે. આ સાકારપણું જ્ઞાનની તાકાતની અપેક્ષાએ કહ્યું; અને પ્રદેશની અપેક્ષાએ આત્માનો અસંખ્યપ્રદેશી અરૂપી આકાર છે, તે અપેક્ષાએ સાકાર-પણું છે; પણ મૂર્તપદાર્થની જેમ આંખથી દેખાય એવો આકાર (વર્ણાદિ) નથી તે-અપેક્ષાએ આત્મા નિરાકાર છે. આત્મદ્રવ્યનો જેવો અસંખ્યપ્રદેશી આકાર છે એવો જ તેના સર્વે ગુણોનો આકાર છે, કેમકે દ્રવ્યના ને ગુણના પ્રદેશો જરાય ભિન્ન નથી.

જુઓ, આમા આકાર બાબત ત્રણ વાત થઈ—

(૧) આત્મા નિરંજન-નિરાકાર (મૂર્તિક આકારના અભાવને લીધે )

(૨) આત્મા સાકાર. (જ્ઞાન સ્વ-પરને, તેમજ સ્વાનુભવમા આનંદ-તરંગને જાણી લ્યે છે તે અપેક્ષાએ )

(૩) આત્મા સાકાર. (અરૂપી અસંખ્યપ્રદેશી આકારવાળો છે તે અપેક્ષાએ.)

'આ તો જ્ઞાનીની ગંભીર વાતુ છે જ્ઞાનની લીલા છે!'

સિદ્ધને પણ આકાર છે આકાર વગરની જગતની કોઈ વસ્તુ હોતી નથી આહી તો જ્ઞાનનુ સાકારપણુ સ્વ–પરને જાણવાના સામર્થ્યની અપેક્ષાએ છે; તે જ્ઞાનમા ઇન્દ્રિયોની અપેક્ષા નથી, રાગની અપેક્ષા નથી, ઇન્દ્રિયોનો ને રાગનો તે જ્ઞાનમા અભાવ છે સ્વસંવેદન વખતે જ્ઞાનના સાકારપણાની કોઈ ખાસ વિશેષતા છે, તે વખતના આનંદને પણ જ્ઞાન જ જાણે છે જ્ઞાનસ્વરૂપ આત્મા પોતે ધ્રુવરૂપ રહીને પોતાની ક્ષણિક નિર્મળપર્યાયરૂપે પરિણમે છે. તે જ જ્ઞાનનુ ખરૂ પરિણમન છે, તે પરિણમનમા રાગાદિનો અભાવ છે. જ્ઞાનશક્તિ અને તેનુ પરિણમન આત્મા સાથે અભેદ છે, બંનેના ક્ષેત્ર જુદા નથી

આત્માને ક્ષેત્ર હોય ? –હા; અસંખ્યપ્રદેશી ક્ષેત્ર આત્માને છે, તે પહોળો થઈને ફેલાય તો આખાય ચૌદ બ્રહ્માંડમા વિસ્તરે એવડુ તેનુ ક્ષેત્રસામર્થ્ય છે. તે અસંખ્યપ્રદેશી ખેતરમા જ્ઞાન–આનંદ વગેરે અનંતગુણની નિર્મળપર્યાયના પાક પાકે છે જ્ઞાનની તાકાત એવી છે કે બધા જ્ઞેયોના આકારનો પાર પામી લ્યે, તે અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્રમા અનંતપ્રદેશી એવા અલોકનો પણ પાર પામી જાય છે, તેને યં જેમ છે તેમ જાણી લ્યે છે. અલોકની અનંતતાનો અંત આવતો નથી, ને છતા જ્ઞાન તેને પણ જાણ્યા વગર રહેતુ નથી, એવી કોઈ અચિંત્ય તાકાત જ્ઞાનમા છે.

કોઈ કહે કે–શાસ્ત્ર વગર જ્ઞાન કેમ થાય ?

તો કહે છે કે ભાઈ, તારી જ્ઞાનશક્તિ વગર જ્ઞાન ન થાય, પણ શાસ્ત્ર વગર ને ઇન્દ્રિયો વગર તો જ્ઞાન થાય; રાગ વગર પણ જ્ઞાન થાય તારી

શક્તિમાં તાકાત ભરી છે તે જ પરિણમીને પર્યાયમાં વ્યક્ત થાય છે. એ તાકાત ક્યાંય બહારથી નથી આવતી. આવી જ્ઞાનશક્તિવાળા આત્માની દૃષ્ટિ વગર એકલા પરલક્ષે શાસ્ત્ર ભણી જાય તો તેને 'જ્ઞાનપરિણતિ' કહેતા નથી, તેને 'જ્ઞાનચેતના' કહેતા નથી, જ્ઞાનચેતના તો અંદરમાં કામ કરે છે. જ્ઞાન સ્વાધીનપણે પોતાના જ છએ કારકોથી પરિણમી રહ્યું છે.

વાહ! આ તો હવે સમયસારની ટોચ (શિખર)ના કળશ છે. અરે, આવી ઊંચી વસ્તુ તારામાં. તે લેવાનું–અનુભવવાનું મન શું તને નથી થતું! અંતરમાં એનો પ્રેમ તો કર. તારી જ્ઞાનશક્તિ ત્રિકાળ પારિણામિક ભાવે તારામાં છે, તેના આશ્રયે જ્ઞાનનું જે સમ્યક્‌પરિણમન થયું તે યથાર્થ ક્ષયોપશમભાવરૂપ કે ક્ષાયિકભાવરૂપ છે. જ્ઞાનસ્વભાવના આશ્રય વગરના એકલા બહિર્મુખ ક્ષયોપશમને સાચો ક્ષયોપશમ કહેતા નથી. એને જ્ઞાન જ કહેતા નથી. 'જ્ઞાન' તો તેને કહેવાય કે જ્ઞાનસ્વભાવ સાથે જે સંધિ જોડે ને સર્વજ્ઞપદને પમાડે. જેમ દ્રવ્ય કદી અદ્રવ્ય થાય નહિ, ચેતન કદી અચેતન થાય નહિ, તેમ જ્ઞાનના આશ્રયે પ્રગટેલી પરિણતિ કદી અજ્ઞાનરૂપ થાય નહિ.

ભાઈ, તારી જ્ઞાનવસ્તુને લક્ષમાં તો લે. કર્મના રોદણાં બંધ કર; તારી જ્ઞાનવસ્તુમાં કર્મ છે જ નહિ.

જ્ઞાનનો ઉપયોગ સાકાર છે; આકારો એટલે વિશેષો; દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેને વિશેષો કહેવાય. આવા સમસ્ત વિશેષરૂપ આકારોને જાણવાની જ્ઞાનની તાકાત છે, તેનું ભાન કરતાં પર્યાયમાં તે પૂર્ણ પ્રગટે છે. તે પૂર્ણ તાકાત બતાવવા સર્વજ્ઞશક્તિ ખાસ જુદી (દશમી) વર્ણવશે.

કોઈ કહે કે ઇન્દ્રિયોથી જ્ઞાન થાય.

તો તેણે જ્ઞાનશક્તિને જાણી નથી. જો ઇન્દ્રિયોથી જ્ઞાન થતું હોય તો,

એક તો–ઇન્દ્રિયોનો અભાવ થતાં જ્ઞાનનોય અભાવ થઈ જાય, એટલે આત્માનો અભાવ થઈ જાય;

બીજું–ઇન્દ્રિયથી જ્ઞાન થતું હોય તો અતીન્દ્રિયજ્ઞાન (કેવળજ્ઞાનાદિ) સિદ્ધ જ ન થાય.

અને ત્રીજું–જો જ્ઞાનનું વિશેષકાર્ય ઇન્દ્રિયોએ કર્યું તો સામાન્યજ્ઞાને તે વખતે શું કર્યું? શું સામાન્ય વિશેષ વગરનું રહ્યું? તો તો તેનો અભાવ

જ થઈ જાય. સામાન્યપણે એકરૂપ ટકીને વસ્તુ સમયે સમયે વિશેષરૂપે પરિણમે છે, એવુ સામાન્ય-વિશેષરૂપ વસ્તુસ્વરૂપ જ છે વસ્તુનુ વિશેષ પરિણમન પરથી થતુ નથી. તારી જ્ઞાનપર્યાય (અર્થાત્ જ્ઞાનના વિશેષો) તારા અસ્તિત્વમા છે, ઇન્દ્રિયના અસ્તિત્વમા તે નથી. આવી સ્વાધીનજ્ઞાન-શક્તિવાળા આત્માને શ્રદ્ધા-જ્ઞાનમા લેવો તે સમ્યગ્દર્શન ને સમ્યગ્જ્ઞાન છે

'સમયસાર' એટલે શુદ્ધઆત્મા, તેની શક્તિઓનુ આ વર્ણન છે. જેણે સુખ-સ્વતત્રતા ને શાન્તિ જોઈતી હોય, દુ ખ-પરતત્રતા ને અશાન્તિથી છૂટવુ હોય, તેણે પોતાના સ્વભાવને જાણવો જોઈએ, કેમકે સુખ પોતાના સ્વભાવમા છે નિજસ્વભાવના મહિમા વગર પરની કિમત માનીને તેમા રત અને એકાકાર થયો છે તે દુ ખનુ મૂળ છે અનતશક્તિસમ્પન્ન નિજસ્વભાવનો અચિત્ય મહિમા છે તે જાણીને તેમા રત થાય તો પોતામાથી જ પોતાનુ સુખ પ્રગટે. શરીર ઠીક હોય તો સુખ પ્રગટે (-પહેલુ સુખ તે જાતે નર્યા) એમ નથી, સુખ તો આત્માની શક્તિમા છે. શરીર એ કાઈ આત્માની જાત નથી, તે કાઈ સુખનો આધાર નથી

સચ્ચિદાનદસ્વરૂપ આત્મા અસખ્ય સ્વપ્રદેશોમા વસેલો છે તે જ આત્માનો સ્વદેશ છે, અસખ્યપ્રદેશમા અનતગુણ, ને એકેક ગુણમા અનત સામર્થ્ય-તેમા કયાય રાગ-દ્વેષનો પ્રવેશ નથી અનત ગુણ-પર્યાયોથી ભરેલો અનેકાન્તસ્વરૂપ જ્ઞાનમાત્ર આત્મા છે, તે 'જ્ઞાનમાત્ર' ભાવમા રાગાદિનો અભાવ છે પણ સુખ વગેરે અનત સ્વભાવનો અભાવ નથી, તે તો જ્ઞાનમાત્રભાવમાં સમાયેલા છે, તેનુ આ વર્ણન છે

ભાઈ, બહારની નવી ચીજ જોતા તને 'આહા' એમ મહિમા આવી જાય છે, પણ ખરી મહાન વસ્તુ આત્મા, સર્વને જાણનાર આશ્ચર્યકારી શક્તિનો પિડ છે તેનો મહિમા અને ઉત્સાહ કર સ્વનો મહિમા આવે તો પરિણતિ સ્વાશ્રય તરફ ઝૂકે ને તે પરિણતિમા અનતગુણની નિર્મળતા ઉલ્લસે. -આનુ નામ ધર્મ

જીવને દુ ખ શેનુ છે? કે અનત શક્તિસપન્ન પોતાના સ્વભાવનો મહિમા ચૂકીને, પરનો ઓશીયાળો થઈ ગયો છે કે 'આ હોય તો મને ઠીક' તે ઓશીયાળી પરાધીનવૃત્તિ એ જ દુ ખ છે. 'મારા સ્વભાવથી હુ જ ભરેલો છુ ને મારે કોઈ બીજાની ઓશીયાળ નથી' એવી સ્વાધીનવૃત્તિ કરે તો સુખ

પ્રગટે. પોતાની વસ્તુ સુખથી ભરેલી છે પણ પોતે પોતાની વસ્તુને દેખતો નથી તેથી સુખ થતું નથી. શરીરાદિની પ્રતિકૂળતાનું દુઃખ નથી પણ પોતાની પરાધીન વૃત્તિનું જ દુઃખ છે. સુખના ભંડાર એવા નિજસ્વભાવ સામે જુએ તો સુખ પ્રગટે ને દુઃખ ટળે.

અનંત ગુણનો એક પિંડ આત્મા, તેમાં અદ્ભુત આનંદરસ છે. અહા, આ તે ચૈતન્યની કેવી અદ્ભુત અજાયબી છે–કે જેના મહિમાનો પાર વિકલ્પ વડે પમાતો નથી. અદ્ભુત વૈભવવાળો આત્મા–જેની એક શક્તિ નિરાકાર ઉપયોગરૂપ, ને બીજી શક્તિ સાકાર ઉપયોગરૂપ, છતાં બંને શક્તિ આત્મામાં એકસાથે વર્તી રહી છે. જે આત્મા સાકાર ઉપયોગરૂપ, તે જ આત્મા નિરાકાર ઉપયોગરૂપ એવો અદ્ભુત એનો વભવ છે. ભિન્ન ભિન્ન લક્ષણવાળા અનંતગુણો, છતાં એકપ્રદેશે અભેદપણે દ્રવ્યમાં ભેગા રહે.–એવી સ્વભાવની અદ્ભુતતા છે. એનો પાર અનુભવથી પમાય; રાગના વિકલ્પથી એનો પાર ન આવે. સ્વાનુભવમાં સર્વગુણ એકસાથે સમાય છે. આવા સ્વાનુભવ-જીવનથી સન્તો જીવે છે.

આત્માનું જીવન એવું છે કે શરીર વગર ટકે, મન વગર ટકે, અન્ન વગર ટકે, પાણી વગર ટકે, વાણી વગર ટકે, ને રાગ વગર ટકે, પણ જીવત્વ-શક્તિ વગર ન ટકે, જ્ઞાનશક્તિ વગર ન ટકે; આત્મામાં જીવત્વશક્તિ, જ્ઞાન-શક્તિ અનાદિ અનંત છે, ચૈતન્યપ્રાણ એ જ આત્માનું જીવન છે. આત્માને બીજું કોઈ જીવાડે એવું તેનું પરાધીન જીવન નથી. પોતાના ચૈતન્યપ્રાણથી એનું જીવન છે.

જુઓ, આ જીવન !

આવા સ્વાધીનજીવનમાં ફિકર કેવી ?

સ્વાનુભવી સન્તોએ ફિકરની ફાકી કરી નાંખી છે; સ્વાનુભવમાં કોઈ ચિન્તા છે જ નહિ.

આત્માનો દરેક ગુણ પોતાના સ્વભાવની યત્ના કરે છે તેથી તે યતિ છે; વિકારને પોતામાં આવવા દેતો નથી ને સ્વગુણની રક્ષા કરે છે. દરેક ગુણ પોતાની નિર્મળપર્યાયના વ્યાપારને કરે છે તેથી તે વૈશ્ય-વેપારી છે. સ્વભાવના વીર્યને સ્ફુરાવીને વિકારને હણવામાં શૂરવીર છે તેથી તે ક્ષત્રિય

છે પોતે પોતાના સ્વભાવનુ સેવન કરે છે તેથી તે સેવા કરનાર છે –આમ એકેક શક્તિમા ઘણા ભાવ ઊતરે છે, તથા દરેક શક્તિમા પોતાનુ કર્તૃત્વ, સાધન, આધાર વગેરે છ કારકો પણ ઊતરે છે આમ અનત સ્વભાવોના રસથી ભરેલો આત્મા છે. એક શક્તિ કાલે વર્ણવી, બીજી શક્તિ આજે વર્ણવાય, એમ વર્ણનમા ક્રમ પડે પણ વસ્તુમા કાંઈ શક્તિઓનો ક્રમ નથી, વસ્તુમા તો એકસાથે બધી શક્તિ રહેલી છે

અત્યારે જ્ઞાનશક્તિનુ વર્ણન ચાલે છે સ્વ–પરને જાણવાની તાકાત જ્ઞાનમા છે પરચીજ આત્મામા નથી, પણ પરને જાણે એવી તાકાત આત્મામા છે. બધાને જાણનાર એવુ જે જ્ઞાન તે પોતે પોતાને જાણતા સુખ થાય છે પરમા સુખ નથી, તેને જાણતા જાણનારને પણ સુખ નથી, શુદ્ધ જીવમા સુખ છે, અને તેને જાણતા–અનુભવતા જાણનારને પણ સુખ થાય છે,–માટે આવો જ્ઞાનસ્વરૂપ ને સુખસ્વરૂપ આત્મા તે સાર છે, ઉપાદેય છે એ વાત પહેલા જ મગલાચરણમા 'નમ સમયસાર' ના અર્થમા ઘણી સરસ કરી છે

અહો, આ ચૈતન્યરાજાની ઋદ્ધિના મહિમાની શી વાત! એના દરબારમા પ્રવેશતા જ અનતગુણનો વૈભવ દેખાય છે, તેને દેખતા પરમ આનદ થાય છે ને દુ ખ રહેતુ નથી ચૈતન્યદરબારમા વિકારનો પ્રવેશ નથી. એટલે ચૈતન્યના વૈભવનુ લક્ષ કરતા વિકારના અભાવરૂપ પરિણમન થાય છે ને અનતગુણની નિર્મળતાનો આનદ અનુભવમા આવે છે આત્મામા જ્ઞાનની સાથે સુખશક્તિ પણ ભેગી જ છે, એટલે જ્ઞાનનુ સમ્યક્ પરિણમન થતા સુખ પણ તેમા ભેગુ જ પરિણમે છે જ્ઞાનનુ ફળ સુખ છે જ્ઞાનશક્તિ પછી તરત સુખશક્તિનુ વર્ણન કરશે

પરચીજ આત્મામા નથી, પણ પરને જાણવાનુ સામર્થ્ય આત્મામાં છે જાણવાનો તો આત્માનો સ્વભાવ છે જાણવાના ભાવમા શાતિ–સુખ–સમાધાન છે. જાણવાના ભાવમા દુ ખ ન હોય જેમ સાક્ષીને સજા ન હોય, તેમ જ્ઞાન તો સાક્ષીભાવરૂપ છે તેમા પદાર્થના પરિણમનને દેખવાથી આકુળતા ન હોય જાણનારો સાચો ક્યારે કહેવાય ? –કે જાણનારો પોતાના સ્વભાવને, અનત ગુણોને, ને નિર્મળ પર્યાયોને તન્મયપણે જાણે, ને વિકારને તથા પરને તન્મયપણા વગર જાણે –જાણવાના આવા ભાવમા સુખ છે જેમ જ્ઞાન આત્માનો સ્વભાવ છે તેમ સુખ પણ આત્માનો સ્વભાવ છે

ભાઈ, આ તારા ઘરમાં શું-શું ભર્યું છે તેની વાત છે. તારા અસંખ્ય-પ્રદેશી સ્વઘરમાં જ્ઞાન-સુખ વગેરે ગુણોનો મોટો વૈભવ ભરેલો છે. જેમ નાની દાબડીમાં બહુ કિંમતી હીરો પડ્યો હોય તેમ આ દેહ જેવડી નાની દાબડીમાં અનંતગુણરૂપી મહા કિંમતી રત્નો ભર્યાં છે. ભાઈ, તેં પરને 'મારાં' કરીને માન્યા છે, તેને બદલે આવા ચૈતન્યભંડારને 'આ મારાં' એમ અનુભવમાં લે; તો તને પરમ આનંદ થશે. પરને જાણવાનો સ્વભાવ છે પણ પરને જાણતાં 'આ મારાં' એમ માનવાનો આત્માનો સ્વભાવ નથી.

જ્ઞાન પોતાના સિવાયના અનંત ગુણોને જાણે છે તેથી કાંઈ અન્ય ગુણોનું લક્ષણ જ્ઞાનમાં આવી જતું નથી. જ્ઞાન જડને જાણે ત્યાં જડનું લક્ષણ જ્ઞાનમાં આવી જતું નથી. જ્ઞાનનું લક્ષણ તો 'જાણવું....જાણવું ને જાણવું' જ છે; બીજું કાર્ય તેમાં ન આવે. જ્ઞાનમાં પરનું કાર્ય નહિ, જ્ઞાનમાં કષાયનું કાર્ય નહિ, જ્ઞાનમાં અન્ય ગુણોનું કાર્ય નહિ. જો જ્ઞાનમાં બીજા ગુણોનું લક્ષણ આવી જાય તો તો બીજા ગુણો સાબિત જ ન થાય, કથંચિત્ ગુણભેદ ન રહે એટલે અનંત ગુણની સિદ્ધિ ન થાય. અનંતગુણો એક દ્રવ્યના આશ્રયે હોવા છતાં દરેકને લક્ષણભેદ છે, એક ગુણનું લક્ષણ બીજા ગુણના લક્ષણમાં જતું નથી. આમ છતાં અભેદવિવક્ષામાં એકેક શક્તિ અનંતગુણોમાં વ્યાપેલી છે, એકેક શક્તિ આખા દ્રવ્યમાં વ્યાપેલી છે. આવી અભેદની અનુભૂતિ વિના અનંતગુણનો આનંદ આવે નહિ. અનુભૂતિના આનંદ વખતે ગુણભેદનું લક્ષ રહેતું નથી. 'જ્યાં ચેતન ત્યાં અનંતગુણ'—અનુભૂતિમાં અનંતગુણની અભેદતા આવે ને છતાં ગુણના લક્ષણભેદનો લોપ થાય નહિ -આવો અનેકાન્તનો ચમત્કાર છે. જ્ઞાની જ તેને અનુભવે છે.

જ્ઞાનાદિ અનંતશક્તિનો વૈભવ આત્માના સ્વઘરમાં ભર્યો છે, તેમાં દૃષ્ટિ કરતાં આત્માની પર્યાય સ્વઘરમાં આવી, આત્મા પોતે પોતાના ઘરમાં આવ્યો; ત્યાં જ્ઞાન છે, સુખ છે, શાંતિ છે, જીવન છે, પણ તેમાં અજ્ઞાન નથી, દુઃખ નથી, કષાય નથી, મૃત્યુ નથી.

જ્ઞાનમાં જ્ઞાનના છ કારકો સ્વતંત્ર છે, તેમાં રાગાદિ પર કારકોનો અભાવ છે; રાગાદિના આશ્રયે જ્ઞાનનું કાર્ય થતું નથી, જ્ઞાનશક્તિમાં તન્મય વ્યાપીને જ જ્ઞાનનું કાર્ય થાય છે. રાગ કે ઇન્દ્રિયો સાધન થઈને જ્ઞાનકાર્યને

કરે એમ નથી, અને જ્ઞાન કર્તા થઈને રાગને પોતાનું કાર્ય બનાવે એમ પણ નથી, જ્ઞાનના કારકો રાગમાં કે ઇન્દ્રિયોમાં નથી, જ્ઞાનના કારકો જ્ઞાનમાં જ છે

કેવી સ્વાધીનતા! હે જીવ! તારી અનંત શક્તિમાંથી એકેયમાં પરાધીનતા નથી તેમજ તારી એકેય શક્તિમાં પરનું કે વિકારનું કર્તૃત્વ નથી. તારી સર્વ ઋદ્ધિનું કાર્ય તારા સ્વક્ષેત્રમાં ને તારી સ્વપર્યાયમાં જ છે, તેમાં બીજાની જરૂર નથી તેમજ તે બીજાનું કાર્ય કરવા જતી નથી આહા, આવો આત્મસ્વભાવ! તેની પ્રતીતવડે પર્યાયમાં અતીન્દ્રિયઆનંદ અને કેવળજ્ઞાન ખીલી ઊઠે છે.

ચૈતન્યની જાતમાંથી ચૈતન્ય ખીલે જેમ સહસ્રદળ કમળની કળીમાંથી હજાર પાંખડીવાળું કમળ ખીલે, આગ્રપત્થરની કળીમાંથી કમળ ન ખીલે કે લીમડાની કળીમાંથી કમળના ફૂલ ન ખીલે, તેમ દેહરૂપી પથરામાંથી કે રાગાદિ કષાયરૂપી કડવા લીમડામાંથી કાંઈ કેવળજ્ઞાનના કમળ ન ખીલે, તે તો ચૈતન્યશક્તિરૂપી કળીમાંથી જ ખીલે અને, જેમ કમળની કળીમાંથી કડવી લીંબોડી ન ફૂટે તેમ ચૈતન્યકમળની કળીમાંથી રાગ-દ્વેષરૂપ કડવા ભાવો ન નીકળે જેની જે જાત હોય તેમાંથી તે પાકે.

અહો, આવી મારી ચૈતન્યસંપદા, તે ભગવાને મને બતાવી, સન્તોએ તેની પ્રસિદ્ધિ કરી ને મારા ઉપર મહા ઉપકાર કર્યો—આમ આત્માર્થી જીવ પોતાની સંપદા સાંભળતા ઉલ્લસી જાય છે. આત્મામાં જે સંપદા હતી તે ભગવાને જાણી, ને પ્રસિદ્ધ કરી, ને બીજાના આત્મામાં પણ તેવી સંપદા હતી તે ભગવાને બતાવી ભગવાને કાંઈ કોઈને સમ્પદા આપી નથી પણ આત્મામાં અનંતગુણની જે સંપદા હતી તે બતાવી છે જીવને પહેલાં પોતાની આત્મસંપદાનું ભાન ન હતું ને પછી ભાન થયું ત્યાં પ્રમોદથી કહે છે કે અહો, ભગવાને અને ગુરુએ મને મારી સમ્પદા આપી, મને આત્મા આપ્યો

આ આત્મા બીજાની પર્યાય કરે, કે બીજો આ આત્માની પર્યાય કરે —એવો કોઈનો સ્વભાવ નથી. બીજાને જાણે એવો આત્માનો સ્વભાવ છે, પણ બીજામાં કાંઈ કાર્ય કરે એવો સ્વભાવ નથી અરે, આત્મામાં અનાદિ અનંત ભેગા રહેલા એવા જ્ઞાન દર્શનાદિ ગુણો પણ એકબીજાનું કાર્ય કરતા નથી, તો પછી સદાય ભિન્ન રહેલા પદાર્થો એકબીજાનું કાંઈ કાર્ય કરે એ

વાત ક્યાં રહી? અંદરમાં એક ગુણ બીજા ગુણના કાર્યને પણ ન કરે તો પછી બહારના કાર્યોની તો વાત જ કેવી? આત્માની શક્તિવડે પરનાં–જડનાં કે વિકારનાં કાર્ય થવાનું જે માને તે આત્માની શક્તિના ઘાતક છે.

જેમ કોઈને ભૂત વળગ્યું હોય તો તે કાઢવા માટે ભૂવો તેને ધૂણાવીને પૂછે છે કે બોલ, તું કોણ છો? એમ પૂછતાં તે પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. તેમ અજ્ઞાનીને દેહ હું, રાગ હું—એવા મિથ્યાત્વરૂપી ભૂત વળગ્યું છે; તે ભૂતને કાઢવા માટે આત્માની શક્તિના વર્ણનરૂપી ડાકલાં વગાડીને સન્તો તેને પૂછે કે અરે જીવ! તું કોણ છો? શું રાગ તું છો? શું એકેક શક્તિના ભેદ જેટલો તું છો? ના; તું તો અનંત શક્તિનો એક પિંડ. સિદ્ધપરમાત્મા જેવો છો. –આમ નિજશક્તિને સંભાળતો જીવ મિથ્યાત્વને દૂર કરીને પોતાના સાચા સ્વરૂપને પ્રગટ કરે છે.

અહો, આવી ચૈતન્યઋદ્ધિ, આત્મશક્તિઓનું આવું અદ્ભુત વર્ણન, અત્યારે મહાભાગ્યે સાંભળવા મળે છે. કુંદકુંદાચાર્યદેવે સમયસારમાં જે ગંભીર રહસ્યો ભર્યાં છે તેનું દોહન કરીને અમૃતચંદ્રાચાર્યદેવે આ શક્તિઓ વર્ણવી છે. પોતાના અંતરના અનુભવ ઉપરાંત વસ્તુનું સ્વરૂપ બતાવવાની તેમની જ્ઞાનશક્તિ પણ અગાધ છે. અહા, જ્ઞાનની અચિંત્ય તાકાત! ઇન્દ્રિયનું જેમાં અવલંબન નથી, વિકલ્પનું જેને શરણ નથી; બે સમય ભેગા થઈને ત્રણકાળ-ત્રણલોકનું જ્ઞાન પૂરું થાય–એમ નહિ, પણ પ્રત્યેક સમયમાં ત્રણ-કાળ ત્રણ લોકનું પૂરું જ્ઞાન કરવાની અસાધારણ તાકાત જ્ઞાનમાં ભરી છે, વિશેષપણે (ભંગભેદ સહિત) ત્રણકાળ ત્રણલોકને જાણે છતાં તેમાં વિકલ્પ નથી એવી સાકારઉપયોગરૂપ જ્ઞાનશક્તિ છે. આવી જ્ઞાનશક્તિવાળા આત્માને દેખનાર જીવ સમ્યગ્દૃષ્ટિ છે.

જ્ઞાનશક્તિનું વર્ણન પૂર્ણ.






[ अनाकुलत्वलक्षणा सुखशक्तिः ]



ૐ

આત્મામાં એક સુખશક્તિ નામનો
ગુણ છે જેની સતત શક્તિની પ્રસિદ્ધિ સતત
છે તથા ગુણની વૃદ્ધિ વડે આત્મરૂપ
દર્શનને સાધક એવા ચાર ઘાતિયોના
ઘાતોઆદિના વિપદોને પણ દેવમાંથી
છોડે છે

(ગુરુદેવના હસ્તાક્ષર)

અનેકાન્તસ્વરૂપ આત્મામાં જીવત્વ, ચિતિ, દર્શન અને જ્ઞાન પછી પાંચમી સુખશક્તિનું વર્ણન છે. અસંખ્યપ્રદેશી આત્મામાં સુખ નામની એક શક્તિ છે; તેનું લક્ષણ શું?–કે અનાકુળતા તેનું લક્ષણ છે. આકુળતા તે દુઃખ છે, તેના અભાવરૂપ નિરાકુળ શાન્તિ તે સુખ છે. અનાકુળતાથી ભરેલો ભગવાન આત્મા તેના સર્વપ્રદેશોમાં સુખ ભરેલું છે. આવા નિજસુખને પરમાં શોધે તો આકુળતા ને દુઃખ થાય એટલે સંસારભ્રમણ થાય. હે જીવ! સુખ અંતરમાં છે, તે બહારમાં શોધ્યે મળે તેમ નથી. બહારમાં તો નથી ને વિકલ્પમાંય સુખ નથી. વિકલ્પમાં સુખને શોધનારો અર્થાત્ રાગને સુખનું સાધન માનનારો પરમાર્થે બાહ્યવિષયોમાં જ સુખ માને છે. પોતાના સુખસ્વભાવને તે જાણતો નથી.

ભાઈ, સુખ તો તારો સ્વભાવ; તું પોતે જ સુખસ્વભાવથી ભરેલો, તો તારા સુખને બાહ્યવિષયોની કે વિકલ્પોની અપેક્ષા કેમ હોય? પોતાના બેહદ સુખસ્વભાવને ભૂલીને અજ્ઞાની જીવ ભ્રાન્તિથી અનંતા પરદ્રવ્યોમાં (–ખાવામાં, શરીરમાં, સ્ત્રીમાં, હોદ્દામાં, લક્ષ્મી વગેરેમાં) સુખ માને છે, પણ પોતામાં ખરેખર સુખનો સમુદ્ર ભર્યો છે તે તેને ભાસતો નથી. ભાઈ, તારું સુખ તો તારામાં છે ને તે સુખનું સાધન પણ તારામાં છે. તારી સુખશક્તિ એ જ તારા સુખનું સાધન છે, બહારનું કોઈ સાધન નથી. પોતાના સુખને માટે બાહ્યસામગ્રી શોધવી તે તો વ્યગ્રતા છે, પરાધીનતા છે, દુઃખ છે.

સુખ તે આત્માનો ગુણ છે, પણ દુઃખ કાંઈ આત્માનો ગુણ નથી. જો દુઃખ મૂળસ્વભાવમાં હોય તો ટળી શકે નહિ. ને જો સુખ મૂળસ્વભાવમાં ન હોય તો મળી શકે નહિ. આમ પોતાના સુખસ્વભાવને જાણીને તેની સન્મુખ પરિણમતાં જે સુખ પ્રગટ્યું તેમાં દુઃખનો અભાવ છે. આવી દુઃખના અભાવરૂપ સુખદશા પ્રગટે ત્યારે આત્માના સુખસ્વભાવને જાણ્યો કહેવાય. સ્વાનુભૂતિમાં જે સુખનું વેદન થયું તે ઉપરથી ધર્મી જીવ જાણે છે કે મારો આખો આત્મા આવા પૂર્ણ સુખસ્વભાવથી ભરેલો છે.–આમ પર્યાયમાં પ્રસિદ્ધિ સહિત શક્તિની પ્રતીત સાચી થાય છે. શક્તિની પ્રતીત કરે ત્યાં તેનું ફળ પર્યાયમાં આવ્યા વિના રહે નહિ.

સાચું જ્ઞાન હોય ત્યાં સુખ પણ હોય જ; છતાં લક્ષણ બંનેના જુદા; જ્ઞાનનું લક્ષણ સ્વપરને જાણવું તે; સુખનું લક્ષણ અનાકુળતાને વેદવું તે.

આત્મામા દૃષ્ટિ કરતા તેના જ્ઞાન-સુખ વગેરે ગુણો વ્યક્તપણે પર્યાયમા વ્યાપે, એટલે કે નિર્મળપણે પરિણમે, ત્યારે અનતશક્તિવાળા આત્માને જાણ્યો-માન્યો-અનુભવ્યો કહેવાય

જે શક્તિ હોય તેનું કઈક કાર્ય હોવુ જોઈએ ને ! જેમ કે જ્ઞાનનુ કાર્ય શુ ? કે જાણવુ, તેમ સુખશક્તિનુ કાર્ય શુ ? કે અનાકુળતાનુ વેદન કરવુ તે સુખશક્તિનુ કાર્ય છે સુખગુણના કાર્યમા દુ ખ ન હોય સુખથી ભરેલા અતરસ્વભાવમા દૃષ્ટિ કરતા સુખ પ્રગટે છે, દુ ખ નથી પ્રગટતુ. અહા, આવા સુખસ્વભાવની પ્રતીત કરતા જ તેમાથી નિરાકુળ અચિત્ય આનદની કણિકા પ્રગટે છે, જેનો સ્વાદ સિદ્ધપ્રભુના સુખ જેવો જ છે. —આવુ સુખશક્તિનુ કાર્ય છે.

આવુ સુખ પ્રગટવા માટેના છએ કારકો પોતાના સુખગુણમા જ સમાય છે ધ્રુવમા આનદ ભર્યો છે તેમા લક્ષ કરતા તે પર્યાયમા પ્રગટે છે. ધ્રુવનુ અવલબન તે જ સાધન છે, બહારમા બીજુ કોઈ સાધન નથી ભાઈ, અતરમા નજર કરીને આનદને શોધ, બહારમા ક્યાય ન શોધ

પ્રશ્ન —બહારમા તો બગલા-મોટર-રેડિયો-સીનેમા વગેરે ઘણા પ્રકારના સુખના સાધન દેખાય છે ને ?

ઉત્તર —ભાઈ, સુખની ગધ પણ એમા નથી. એના તરફનુ વલણ તે તો પાપ અને દુ:ખ છે સુખનો સાગર આત્મામા ભર્યો છે, તેને બહારના કોઈ સાધનની જરૂર નથી, એટલે બાહ્યવલણરૂપ આકુળતાનો તેમાં અભાવ છે સુખ તેને કહેવાય કે જેમા અશમાત્ર આકુળતા ન હોય

આત્માનો સુખગુણ શ્રદ્ધા-જ્ઞાન વગેરે સર્વગુણોમા વ્યાપક છે, એટલે શ્રદ્ધા-જ્ઞાન વગેરેના સમ્યક્ પરિણમનની સાથે સુખ પણ ભેગુ જ છે. શ્રદ્ધા-જ્ઞાન સાચા થાય ને સુખનો અનુભવ ન થાય એમ બને નહિ સુખના વેદનમાં અનત ગુણોનો રસ ભેગો છે, અનત ગુણનુ અનત સુખ છે.

અહો, આવો સુખસ્વભાવ સાંભળે, તેના વિચાર-મનન કરે ને તેનો મહિમા લાવી અદર ઊતરે, તો ત્યા જગતની કોઈ ચિન્તા કે આકુળતા ક્યા છે ? સુખમાં બીજી ચિન્તા કેવી ? પરદ્રવ્ય તો કાઈ આત્મામા આવતુ નથી ને આત્મા પોતાના ગુણથી બહાર પરમા જતો નથી. આવા આત્માના ચિન્તનથી

પરમ આનંદ પ્રગટે છે. છદ્મસ્થદશામાં જ્ઞાનીને જે આનંદ છે તે પણ અનંત ગુણના રસથી ભરેલો અનંત આનંદ છે; તો સર્વજ્ઞના મહા આનંદની શી વાત? પણ પોતાના આવા આનંદસ્વભાવને ભૂલીને પરની ચિન્તામાં જીવ વળગ્યો છે તેથી દુઃખી છે. સ્વભાવમાં જુએ તો એકલું સુખ, સુખ ને સુખ જ ભર્યું છે.

આત્મામાં જે સુખ ભર્યું છે તે પ્રગટ કરવાનો માર્ગ સમ્યગ્દર્શન છે. સુખનો માર્ગ શુભરાગમાં નથી, સુખનો માર્ગ તો સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર છે. જે રાગમાં કે પુણ્યમાં સુખનો માર્ગ માને છે તેણે આત્માના સુખસ્વભાવને જાણ્યો નથી. પુણ્યના ફળરૂપ જે સુખ છે તે ઇન્દ્રિયજન્ય સુખ છે, તે કાંઈ સાચું સુખ નથી, પણ તે તો દુઃખ જ છે–એમ પ્રવચનસારમાં સિદ્ધ કર્યું છે. રાગ તો પોતે આકુળતા છે એના વડે ત્રણકાળમાં સુખ થાય નહિ. સુખગુણના પરિણમનમાં રાગનો કે આકુળતાનો અભાવ છે. એટલે કે ઉદયભાવનો અભાવ છે.

સુખશક્તિ પારિણામિકભાવે ત્રિકાળ છે; તેનું પરિણમન ક્ષાયિકાદિ ભાવરૂપ છે, આકુળતારૂપ ઉદયભાવનો તેમાં અભાવ છે, તે ખરેખર સુખગુણનું કાર્ય નથી. સુખગુણનું કાર્ય તો સુખરૂપ હોય, દુઃખરૂપ ન હોય. ઉદયભાવમાં સુખ નથી ને ઉદયભાવના ફળરૂપ બાહ્ય સંયોગ તેમાં પણ સુખ નથી. અરે, જડમાં તારું સુખ હોય? કદી ન હોય. જેનામાં પોતામાં સુખગુણ જ નથી તે તને સુખ ક્યાંથી આપશે? આત્મામાં જ આત્માનો આનંદ છે. પણ. મારામાં મારો આનંદ છે એવો તને તારો ભરોસો નથી એટલે બહારથી આનંદ લેવા માટે વ્યર્થ ફાંફાં નાંખે છે. જેમ ઝાંઝવાના જળથી તરસ કદી છીપે નહિ કેમકે ત્યાં પાણી જ નથી; તેમ વિષયો તરફના વલણથી કદી આકુળતા મટે નહિ કેમકે ત્યાં સુખ છે જ નહિ. ભાઈ, સુખનો દરિયો તો તારામાં છલોછલ ભર્યો છે તેમાં ડુબકી લગાવ તો તને તૃપ્તિ અનુભવાય, ને તારી આકુળતા મટી જાય. સુખ એટલે મોક્ષમાર્ગ, તે શુભરાગવડે થાય નહિ. અરે, સુખ તો સ્વાશ્રિતભાવમાં હોય કે પરાશ્રિતભાવમાં? પરાધીનતા સ્વપ્નેય સુખ નહિ. સ્વાધીનતા એટલે કે આત્મસ્વભાવનો આશ્રય તે જ સુખ છે.–એ સુખમાં અન્ય કોઈની જરૂર પડતી નથી.

પ્રભુ! તને આવો અવસર મળ્યો છે તો અંદરથી દરકાર કરીને આત્માને સમજ. નહિતર આ વખત ચાલ્યો જશે. મનુષ્યપણાનો વખત

તો બહુ થોડો છે જુઓને, ચાર દિવસ પહેલા તો એક ભાઈ અહી સભામા વ્યાખ્યાન સાભળવા આવેલા, ને આજે તો તે હૃદય બધ પડી જવાથી મુબઈમા ગુજરી ગયા – એવા સમાચાર સભળાય છે. – આવુ ક્ષણભગુર જીવન છે. માટે તેમાં બીજુ બધુ ગૌણ કરીને આત્માના હિતનુ સાધન કરી લેવા જેવુ છે આત્માનુ હિત કરવામા બહારનુ કોઈ સાધન નથી. ગેટલો, ઓટલો ને પોટલો હોય તો સુખી થઈએ–એમ લોકો માને છે, પણ ભાઈ! તારા આત્મામા જ અસખ્યપ્રદેશી ઓટલો, આનદના અનુભવરૂપી ગેટલો ને અનતગુણનો પોટલો છે આવા ગેટલા, ઓટલા ને પોટલામા તારુ સુખ છે. પરન્તુ હોવાપણુ કાંઈ તાગમા આવતુ નથી પરને જાણતા પોતાના ભિન્ન અસ્તિત્વને અજ્ઞાની ભૂલી જાય છે સુખ વગેરે ગુણો આત્મામા ત્રિકાળ છે, તે કાંઈ નવા કરવાના નથી, પણ તે ગુણની ઓળખાણ વડે પર્યાયમા સુખ વગેરે પ્રગટે છે – ને તેનુ નામ 'આત્મપ્રસિદ્ધિ' છે

જ્ઞાનમાત્ર આત્મામા સુખગુણ સ્વાધીન છે, તે સુખની સાથે બીજા અનત-ગુણો પણ ભેગા જ છે. અનતગુણો એકસાથે આત્મામા હોવા છતા, તેમાં જે સુખગુણ છે તે અન્યગુણ નથી, ને જે અન્યગુણો છે તે સુખગુણ નથી. –એમ બધા ગુણો પોતપોતાના ભિન્ન ભિન્ન લક્ષણને રાખીને વસ્તુમા રહ્યા છે. દરેક ગુણમા ઉત્પાદ–વ્યય–ધ્રુવતા અન્ય કારકોથી નિરપેક્ષ છે સુખના ઉત્પાદ–વ્યય–ધ્રુવ ત્રણે સુખરૂપ છે, તે ત્રણેમા દુખનો અભાવ છે બીજી રીતે કહીએ તો નિશ્ચયના શુદ્ધપરિણમનમા વ્યવહારની અશુદ્ધતાનો અભાવ છે. અહી તો શુદ્ધતાને જ જીવ કહીએ છીએ, અશુદ્ધતાને ખરેખર જીવ કહેતા નથી.

અહો, ૪૭ શક્તિનુ વર્ણન કરીને તો આચાર્યદેવે આત્માના સ્વભાવને પ્રસિદ્ધ કર્યો છે. આ ૪૭ શક્તિ તો ઘાતીકર્મની ૪૭ પ્રકૃતિનો ઘાત કરીને કેવળજ્ઞાન પ્રગટ કરનારી છે શક્તિના વર્ણનમા શક્તિઓ ૪૭, ઘાતીકર્મોની પ્રકૃતિ ૪૭, પ્રવચનસારના પરિશિષ્ટમા નયો પણ ૪૭ અને ઉપાદાન-નિમિત્તના દોહા પણ ૪૭, એમ બધામા ૪૭ નો મેળ આવી ગયો છે જ્ઞાનાવરણની પાચ, દર્શનાવરણની નવ, મોહનીયની અઠ્ઠાવીશ અને અતરાયની પાચ, (૫+૯+૨૮+૫=૪૭) એમ ઘાતીકર્મોની કુલ ૪૭ પ્રકૃતિ છે; તેની સામે અહી જે ૪૭ શક્તિનુ વર્ણન કર્યું છે તે શક્તિવાળા આત્માને ઓળખતા ૪૭ ઘાતિપ્રકૃતિનો ઘાત થઈ જાય છે, ને ભગવાન આત્મા પોતાની અનત શક્તિની નિર્મળપર્યાયોસહિત પ્રસિદ્ધ થાય છે.

ભાઈ, સુખનું કારણ તો જ્ઞાન છે. સુખ આત્મામાં છે તેનું જ્ઞાન કર તો સુખ પ્રગટે. 'જ્ઞાન સમાન ન આન જગતમેં સુખકો કારન.' સમ્યગ્જ્ઞાન વડે આત્માને જાણતાં સુખ થાય છે. અહો, આ શક્તિના અલૌકિક વર્ણનમાં જ્ઞાનીનો અભિપ્રાય શું છે તે ઓળખે તો આત્માનો અનુભવ થયા વગર રહે નહિ. પોતે અંદર ઓળખે તો જ્ઞાનીનો ખરો આશય સમજાય; ને સમજણ ત્યાં સુખ હોય જ.

જેમ આત્મદ્રવ્ય પરની અપેક્ષા રાખતું નથી, તેમ તેની સુખશક્તિ પણ પરની અપેક્ષા રાખતી નથી અને તેની સુખપર્યાય પણ પરની અપેક્ષા રાખતી નથી. આ રીતે બધી શક્તિઓમાં દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેનું પરથી નિરપેક્ષપણું સમજવું. આવી અનંતશક્તિના વૈભવથી ભરેલો આત્મા પોતે, તેની કાંઈ કિંમત અજ્ઞાનીને દેખાતી નથી, ને લાખો કે કરોડો રૂપિયા ભેગા થાય ત્યાં તો જાણે હું દુનિયામાં કેવો મોટો થઈ ગયો-એમ તેની કિંમત ભાસે છે! ભાઈ, એનાથી તારી કિંમત નથી. એનાથી તો અનેકગણા ઉત્તમ વૈભવ સ્વર્ગમાં તેં અનંતવાર મેળવ્યા, પણ તને સુખ કિંચિત્‌માત્ર ન મળ્યું. અને નિગોદના એક સૂક્ષ્મશરીરમાં અનંતા જીવો સમાઈ જાય-એવી દશામાં પણ અનંતકાળ તેં ગાળ્યો. અત્યારે હવે આવું મનુષ્યપણું, આવો સત્સંગ પામ્યો છો તો તું આત્મતત્ત્વનું સ્વરૂપ સમજ, તારી અનંતશક્તિના શાશ્વત વૈભવને સંભાળ...કે જેમાંથી તને સાચું સુખ મળે.

ચૈતન્યના આનંદસાગરમાં ડોલતો આ ભગવાન આત્મા, તેના આનંદમાં આકુળતાની છાયા પણ નથી. એનો ભરોસો કરનાર સમ્યગ્દૃષ્ટિને પરમાં જરા-પણ સુખ ભાસતું નથી. ચક્રવર્તીના વૈભવ વચ્ચે પણ સમ્યગ્દૃષ્ટિ જાણે છે કે આ બાહ્યવૈભવમાં અમે નથી, ને અમારામાં તે નથી; તે વૈભવમાં અમારું સુખ નથી; જેમાં અમારું અસ્તિત્વ જ નહિ તેમાં અમારું સુખ કેમ હોય? અમારું સુખ તો અમારામાં, અમારા નિજવૈભવમાં જ છે. સ્વાનુભવથી અમારું અંતરનું સુખ અમે દેખ્યું છે, અમારા નિજવૈભવને અમે જાણ્યો છે. અરે, આ બાહ્યવૈભવમાં અમારું અસ્તિત્વ નથી. જ્યાં અમે છીએ ત્યાં અનંતું સુખ ભર્યું છે, અમારા અસ્તિત્વમાં આનંદના સાગરની છોળો ઊછળે છે. આ રાજ્ય પ્રત્યે કે સ્ત્રીઆદિ પ્રત્યે જરાક વલણ જાય છે એ તો બધા રાગનાં ચાળા છે; ઉદયભાવની ચેષ્ટારૂપ આ રાગ પણ ખરેખર અમે નથી તોપછી બહારના પદાર્થો તો અમારા ક્યાંથી હોય? તેમાં ક્યાંય અમને અમારું સુખ દેખાતું નથી.

'પણ સંયોગમાં ઊભેલા દેખાય છે ને?' તો કહે છે કે ભાઈ, તને એના અંતરની ખબર નથી, એની અંતરની દશાને તું ઓળખતો નથી. એની દૃષ્ટિ બધેયથી ઊઠી ગઈ છે ને એક આત્મામાં જ દૃષ્ટિ લાગી છે. દૃષ્ટિ જ્યાં લાગી છે ત્યાંથી તે ખસતી નથી, ને દૃષ્ટિ જ્યાંથી ખસી ગઈ ત્યાં હવે લાગતી નથી. અને, જેની જ્યાં દૃષ્ટિ છે ત્યાં જ ખરેખર તે ઊભા છે. જ્ઞાની સંયોગમાં ઊભા છે કે સ્વભાવમાં? તેની ખબર અજ્ઞાનીને પડે નહિ. જ્ઞાનીને સંયોગની રુચિ છૂટી ગઈ છે ને નિજસ્વભાવની રુચિ થઈ છે, તેથી ખરેખર તે સંયોગમાં નથી ઊભા, રાગમાં પણ નથી ઊભા, પોતાના સ્વભાવમાં જ ઊભા છે. જે રાગપરિણમન છે તે કાંઈ 'જ્ઞાની' નથી, તેના વડે 'જ્ઞાની' ઓળખાતા નથી; રાગ વગરની નિર્મળ પરિણતિમાં પરિણમતો આત્મા તે જ 'જ્ઞાની' છે, તે પરિણતિવડે જ 'જ્ઞાની' ઓળખાય છે. આ પ્રકારની જ્ઞાનીની સાચી ઓળખાણ જીવને દુર્લભ છે. જ્ઞાનીની દર્શનશુદ્ધિમાં આત્માના આનંદનો જ આદર છે, એટલે તેને આનંદનું વેદન જ મુખ્ય છે, સંયોગનો આદર નથી, રાગનો આદર નથી એટલે દૃષ્ટિમાં તેના વેદનનો અભાવ છે.

અહો, સંયોગ અને રાગ વચ્ચે ઊભેલા દેખાય છતાં જ્ઞાનીની દૃષ્ટિ કોઈ જુદું જ કામ કરે છે. તેનું વર્ણન કરતાં કવિ દૌલતરામજી કહે છે કે—

चिन्मूरत—दृग्धारीकी मोहे रीति लगत है अटापटी।
बाहर नारकीकृत दुःख भोगे अन्तर सुखरस गटागटी।
रमत अनेक सुरनि संग पै तिस परिणतितैं नित हटाहटी।
ज्ञान—विराग शक्तितैं विधिफल भोगत पै विधि घटाघटी।
सदननिवासी तदपि उदासी तातैं आस्रव छटाछटी।

નરકના સંયોગને કે સ્વર્ગના સંયોગને, કે તે તરફના દુઃખ-સુખના ભાવને સમ્યગ્દૃષ્ટિ તન્મયપણે નથી વેદતા, તે તો પોતાના સુખગુણના નિર્મળપરિણમનરૂપ આનંદને જ તન્મયપણે વેદે છે. પ્રતિકૂળ સંયોગનો કે દુઃખનો તેમાં અભાવ છે. એ સંયોગ વખતે પણ અંતરમાં તો તે અતીન્દ્રિય સુખરસને ગટગટાવે છે. આવો સુખસ્વભાવ દરેક આત્મામાં છે. જ્ઞાનપરિણતિ સાથે તે સુખ ભેગું જ પરિણમે છે.

અસંખ્યપ્રદેશી દ્રવ્ય, જ્ઞાનાદિ અનંતગુણો ને તેનું નિર્મળ પરિણમન, આ ત્રણે થઈને અખંડ આત્મવસ્તુ છે. આવી આત્મવસ્તુને લક્ષમાં લેતાં

સમયે સમયે નવો નવો આનંદ પરિણમે છે. તે આનંદ પરિણમીને આત્માના સર્વગુણોમાં વ્યાપે છે, એટલે સુખની અનુભૂતિમાં અનંતગુણનો રસ વેદાય છે. જેમ 'સર્વ ગુણાંશ તે સમ્યક્ત્વ' કહ્યું છે તેમ આમાં પણ સમજવું. અનંતગુણમાં વ્યાપક સુખ અનંતગુણના રસથી ભરેલું અનંતું છે.

દરેક શક્તિ પોતે કારણ, ને તેની જે નિર્મળ પર્યાય પ્રગટી તે તેનું કાર્ય; બીજું કારણ નહિ, બીજું કાર્ય નહિ; ને કારણ-કાર્ય વચ્ચે સમયભેદ નહિ. 'કારણને અનુસરીને થાય તેને કાર્ય કહેવાય';–એટલે, જેમકે સુખ-શક્તિ કારણરૂપ છે તેને અનુસરીને પર્યાયમાં તેવું સુખ પ્રગટે તે સુખશક્તિનું ખરું કાર્ય છે. જો આનંદ ન પ્રગટે ને પરાધીન થઈને આકુળતા પ્રગટે તો તેને આત્માના આનંદગુણનું કાર્ય કહેવાય નહિ. જેવો ગુણ છે તેવી જાતની પર્યાય પ્રગટયા વગર ગુણના ખરા સ્વરૂપની પ્રસિદ્ધિ થાય નહિ.

ગુણનું સાચું કાર્ય તેની સદશ જાતિનું હોય, વિરુદ્ધ ન હોય. જેમ સોનામાંથી જે દાગીનો બને તે સોનાનો હોય, લોઢાનો ન હોય; તેમ સુખ-ગુણનું કાર્ય સુખ હોય, સુખનું કાર્ય દુઃખ ન હોય. સુખગુણ જેવો ત્રિકાળ છે તેવું સુખ પર્યાયમાં પ્રગટે ત્યારે સુખસ્વભાવી આત્મા પ્રતીતમાં આવ્યો કહેવાય; ને ત્યારે 'આત્મપ્રસિદ્ધિ' થઈ કહેવાય.

અહો, વીતરાગમાર્ગમાં આ બહુ ઊંચી વસ્તુ છે...આત્માનો અચિન્ત્ય વૈભવ વીતરાગી સન્તોએ દેખાડયો છે. આત્મા અનંતગુણનું ધામ છે તેને અનુભવમાં પકડીને તેના જેવું સમ્યક્ કાર્ય પ્રગટે ત્યારે આત્માની સાચી શ્રદ્ધા ને ભેદજ્ઞાન થયું કહેવાય; ત્યારે આકુળતા વગરનું સાચું સુખ વેદાય, ને પરમાં સુખની મિથ્યાકલ્પના મટે.

પહેલા સૌધર્મસ્વર્ગના ઈન્દ્રને ૩૨ લાખ વિમાનોનો વૈભવ છે, બે સાગરોપમનું આયુષ્ય છે; ઈન્દ્રાણીનું આયુષ્ય થોડું છે, એટલે તે નવી નવી ઊપજે છે; ઈન્દ્રના બે સાગરના આયુમાં તો કોટિ-લક્ષ ઈન્દ્રાણી થઈ જાય. પણ એ ૩૨ લાખ વિમાનોમાં કે એ ઈન્દ્રાણીઓમાં કયાંય આત્માના સુખનો અંશ પણ નથી. ઈન્દ્ર એટલે સ્વામી, અથવા ઈન્દ્ર એટલે આત્મા; આત્મા પરનો સ્વામી નથી, આત્મા પોતાની સુખપરિણતિનો ખરો સ્વામી છે. અનંત ગુણ-પરિણતિનો સ્વામી આત્મા, તેમાં દષ્ટિ કરતાં પર્યાયમાં અતીન્દ્રિય આનંદની ઉત્પત્તિ થાય, તે આનંદપરિણતિ સહિત આત્મા શોભે છે. પરિણતિની સ્થિતિ

એકસમયની, પરિણતિરૂપી ઈન્દ્રાણી સમયે સમયે નવી નવી ઊપજે, ને આત્મા-રૂપી ઇન્દ્ર કાયમ ટકીને અતીન્દ્રિય આનંદપરિણતિનો ભોગવટો કરે. એકપરિણતિ જાય ને તત્ક્ષણ બીજી પરિણતિ થાય—એમ સદાકાળ આત્મા પોતાની સુખ-પરિણતિને અનુભવ્યા કરે છે. સ્વમન્સુખ પરિણતિ આનંદપુત્રને જન્મ આપે છે.

જુઓ, આ કેવળીપ્રણીત ધર્મનું સ્વરૂપ કહેવાય છે આવા ધર્મને ઓળખીને તેનું જે શરણ લેશે તે ભવસાગરને તરશે. ઓળખ્યા વગર કોનુ શરણ લેશે? ભગવાને એમ કહ્યુ છે કે તારા આત્મામા એક સુખધર્મ છે, તેના શરણે તારુ સુખ પ્રગટશે, બીજા કોઈના શરણે તારુ સુખ નહિ પ્રગટે.

આત્મવસ્તુમા ભિન્ન ભિન્ન લક્ષણવાળા અનંતધર્મો એકસાથે રહેલાં છે. નિત્યપણુ ને અનિત્યપણુ, સત્પણુ ને અસત્પણુ —એવા વિરુદ્ધધર્મો આત્મામા એકસાથે રહેલા છે, એવી આત્માના સ્વભાવની અદ્ભુતતા છે. આવા આત્માના અનુભવનો રસ તે જ પરમાર્થે અદ્ભુત રસ છે. આવો અનુભવ વિકલ્પ વડે ન થાય. વિકલ્પવડે જણાય એવો આત્માનો સ્વભાવ નથી, વિકલ્પથી પર એવા સ્વસંવેદનજ્ઞાનથી આત્મા જણાય છે, ને એ રીતે જાણતા પરમ સુખ પ્રગટે છે વિકલ્પ વગર ત્રણકાળ ત્રણલોકને જાણી લ્યે એવી તાકાત આત્મામાં છે, ને એવા આત્માની અનુભૂતિ પણ વિકલ્પ વગરની છે. આત્મા પોતાના અનંત ગુણરૂપી સ્વ-ઘરમા સ્થિત રહીને નિર્મળપરિ-ણતિના આનંદને ભોગવે છે બ્રહ્મસ્વરૂપ આત્માના આનંદને ભોગવતો ધર્મી સ્વગુણની રક્ષા કરે છે, ઉપયોગના વેપારને અંતરમા જોડે છે ને સ્વભાવનુ સેવન કરીને અનંતગુણનો વૈભવ પ્રાપ્ત કરે છે એટલે કે પર્યાયમા પ્રગટપણે અનુભવે છે.

જુઓ ભાઈ, આ તો અંતરમા બિરાજમાન ચૈતન્યરાજાના વૈભવની વાત છે. દુનિયામા રાજા કેવો ને તેનો વૈભવ કેવો, કયા લડાઈ થઈ ને કોણ જીત્યું એ બહારનુ જાણવાનો જીવને કેવો રસ છે? પણ અરે ચેતનરાજ! તારો પોતાનો વૈભવ કેવો અપાર છે તે તો જાણ! તેની વાત તો ઉત્સાહથી સાંભળ! જગતમાં સૌથી મોટો મહિમાવંત ચેતનરાજા તુ છો, તારા અચિંત્ય ચૈતન્ય-વૈભવની પાસે ચક્રવર્તીના રાજનીયે કાંઈ કિંમત નથી અનંત ગુણનો અચિંત્યવૈભવ તારા અસંખ્યપ્રદેશી સ્વરાજમાં સર્વત્ર ઠાંસી ઠાંસીને ભરપૂર ભર્યો છે. અનંતગુણને રહેવા માટે ક્ષેત્ર પણ અનંત હોવું જોઈએ-એવુ કાંઈ નથી. જેમ અનંતાનંતપ્રદેશી આકાશમાં તેના અનંતા ગુણો રહેલા છે તેમ

એકપ્રદેશી પરમાણુમાં પણ તેના અનંતાગુણો રહેલા છે. અનંતપ્રદેશી આકાશ કે એકપ્રદેશી પરમાણુ-બંનેનું અસ્તિત્વ પોતપોતાના અનંતગુણથી પરિપૂર્ણ છે. આકાશનું ક્ષેત્ર મોટું માટે તેનું સામર્થ્ય મોટું ને પરમાણુનું ક્ષેત્ર નાનું માટે તેનું સામર્થ્ય ઓછું-એમ ક્ષેત્ર ઉપરથી શક્તિનું માપ નથી. નાનામાં નાનો પરમાણુ ને મોટામાં મોટું આકાશ-એ બંનેનું અસ્તિત્વ પોતપોતાના સ્વભાવમાં પરિપૂર્ણ છે. તેમ આત્મા અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્રમાં અનંતાગુણ-સ્વભાવોથી પરિપૂર્ણ છે.

જુઓ તો ખરા, વસ્તુનો અચિંત્યસ્વભાવ! અચિંત્ય વસ્તુસ્વભાવમાંથી સુખનાં ઝરણાં ઝરે છે. આત્મા અસંખ્યપ્રદેશી (આખા લોકના જેટલા પ્રદેશો છે તેટલા પ્રદેશોવાળો), તેનો દરેક ગુણ પણ તેવડો જ અસંખ્યપ્રદેશી. ને તેની પરિણતિમાં આનંદ વગેરેનો જે અંશ ખીલ્યો ને પણ તેવડો જ અસંખ્ય-પ્રદેશી છે. દ્રવ્ય-ગુણ ત્રિકાળ ને પરિણતિ એક સમયની છતાં ક્ષેત્ર બંનેનું સરખું છે. એક જ ક્ષેત્રમાં અનંત ગુણો એકસાથે, છતાં એક ગુણ તે બીજો ગુણ નહિ; ક્ષેત્રથી ભિન્ન નહિ પણ ભાવથી ભિન્ન છે. આવા ભિન્ન ભિન્ન અનંત ગુણોનું બેહદસામર્થ્ય આત્મામાં ભરેલું છે. આવા આત્મવૈભવને જાણે (એટલે કે ભૂતાર્થ સ્વભાવને જાણે) તો જૈનદર્શન જાણ્યું કહેવાય. આત્માના શુદ્ધસ્વ-ભાવને અનુભવમાં લેવો તે જ સર્વ જૈનસિદ્ધાન્તનો સાર છે.

સુખ આત્માના સ્વભાવમાં સદાય ભર્યું છે; આવા ચૈતન્યસ્વભાવને જાણતાં અનાકુળતા પ્રગટે છે, તે સુખશક્તિનું કાર્ય છે. પર્યાયે અંદરમાં જઈને, સુખસમુદ્રમાં ડુબકી મારીને ચૈતન્યભગવાનનો ભેટો કર્યો, ત્યાં આનંદ પ્રગટ્યો. અનાદિથી અજ્ઞાનભાવે રાગને ભેટતી તે પર્યાયમાં દુઃખ હતું. હવે આનંદસ્વભાવને ભેટતાં જે સુખપરિણતિ પ્રગટી તેમાં આકુળતાનો અભાવ છે; અનંતગુણના રસનું વેદન આનંદમાં સમાયેલું છે. આ રીતે શુદ્ધતાનો સદ્ભાવ ને અશુદ્ધતારૂપ વ્યવહારનો અભાવ – આવો અનેકાન્તસ્વરૂપ આત્મા છે. આવા આત્માનું ભાન થાય ત્યાં મુક્તિ થયે છૂટકો. જેમ બીજ ઊગી તે વધીને પૂર્ણિમા થયે છૂટકો, તેમ સમ્યગ્દર્શન થતાં ભેદજ્ઞાનરૂપી બીજ ઊગી તે વધીને કેવળજ્ઞાન થયે જ છૂટકો. અહો, ચૈતન્યગુણના ભંડારને એકવાર સ્પર્શે, નજરમાં લ્યે, ધ્યેયરૂપ કરે. તેનો ભેટો કરે, લક્ષમાં લ્યે, રુચિ-પ્રતીત ને જ્ઞાન કરે, ત્યાં અપૂર્વ આનંદનો અંશ પ્રગટે ને તે વધીને પૂર્ણ આનંદરૂપ મોક્ષ-

દશા થાય. એકવાર રાગથી ભિન્ન થઈને જ્ઞાનનો સમ્યક્ અંશ પ્રગટ્યો ત્યાં રાગનો સર્વથા અભાવ કરીને અલ્પકાળમાં કેવળજ્ઞાન લીધે છૂટકો. આત્માને ઓળખે તેને મોક્ષ થયે છૂટકો.

અહીં કહે છે કે, થોડો આનંદ વધીને પૂરો આનંદ થાય, તેમાં બીજાની બિલકુલ મદદ નથી, આનંદગુણ પોતે જ તેનું સાધન છે. આનંદના અનુભવ-રૂપ ક્રિયાના છએ કારકો પોતામાં જ છે વાહ, જુઓ તો ખરા! આત્મામાં આવા સ્વભાવો ભર્યાં છે આ સ્વભાવ આનંદના દાતાર છે, એને જાણતાં આનંદ થાય છે આત્માનો આવો સ્વભાવ ખ્યાલમાં ને અનુભવમાં આવી શકે તેવો છે, સન્તોએ તે પ્રગટ અનુભવમાં લઈને આ વાત પ્રસિદ્ધ કરી છે. પોતે જે વૈભવ અનુભવ્યો તે જગતને દેખાડ્યો છે, ને પરાશ્રયની દીનતા ટાળી છે ભાઈ, પરની સહાય વગર તારો આનંદ પ્રગટે છે ને પરની સહાય વગર જ તે વધીને પૂરો થાય છે, તેમાં શરીરની, રાગની કે બીજા કોઈની મદદ નથી કેવળજ્ઞાન ને પૂર્ણ આનંદ પ્રગટે એવા સામર્થ્યનો પિંડ તું પોતે છો. અંતર્મુખ થઈને પોતે પોતાના આવા સ્વભાવને પ્રત્યક્ષ કરી શકે છે. ને આવા સ્વસંવેદન વડે આત્માનો અચિંત્ય વૈભવ ખુલે છે.

અરે, તારા ભંડારમાં આનંદ ભર્યો છે ને તને તે ખોલતાં નથી આવડતું! અંતરમાં દૃષ્ટિ કરીને તારા આત્માના અચિંત્ય વૈભવને ખોલ, શક્તિમાં ભર્યું છે તેને વ્યક્ત કર. એ માટે તારે બહાર ક્યાંય જોવું પડે તેમ નથી, બીજા કોઈની મદદ લેવી પડે તેમ નથી આનંદના ભંડાર ભર્યા છે તે કેમ ખૂલે-એ વાત કુંદકુંદાચાર્યદેવ વગેરે સન્તોએ પ્રસિદ્ધ કરી છે. જેમ કોઠારમાં ભરેલું અનાજ કાણું પાડીને બહાર કાઢે છે, અંદર ભર્યું છે તે જ બહાર આવે છે, તેમ આ અખંડ ચૈતન્યકોઠી અનંત ગુણના ભંડારથી ભરેલી છે, તેના શ્રદ્ધા-જ્ઞાન વડે તે પર્યાયમાં પ્રગટ થાય છે ને પછી તે વધીને પૂર્ણ થાય છે

જ્યાં આત્માનું સમ્યગ્જ્ઞાન થાય ત્યાં સુખ પણ ભેગું હોય જ, જ્ઞાનના પરિણમનની સાથે અનંતશક્તિઓ ભેગી પરિણમે છે. આનંદ વગરનું જ્ઞાન હોય નહિ આનંદ વગરનું જ્ઞાન તે સાચું જ્ઞાન નથી. ને જ્ઞાન વગર આનંદ હોતો નથી આમ જ્ઞાન-આનંદ વગેરે શક્તિઓનું નિર્મળ પરિણમન આત્માના જ્ઞાનમાત્ર ભાવમાં ઉલ્લસી રહ્યું છે તેમાંથી પાંચમી સુખશક્તિ વર્ણવી

સુખશક્તિનું વર્ણન પૂર્ણ

જેમને અચિન્ત્ય આત્મવૈભવ પ્રગટ્યો હતો એવા કુંદકુંદાચાર્યદેવે સમયસારમાં આત્મવૈભવની અદ્ભુત વાત સમજાવી છે. ને તેમાંય છેલ્લે આ ૪૭ આત્મશક્તિ વર્ણવીને તો આચાર્યદેવે કમાલ કરી છે. 'અહો. આવી મારી ચીજ! તેને મેં પૂર્વે ન ઓળખી'–એમ જો આત્માનો સાચો પ્રેમ આવે તો તેની ઓળખાણ કર્યા વગર રહે નહિ. આત્માની ઓળખાણ કરતાં જ અનંત-કાળના જન્મ-મરણના દુઃખની ગાંઠ તૂટી જાય છે.

*

[ ૬ ]

# વીર્ય શક્તિ

[ स्वरूपनिर्वर्तनसामर्थ्यरूपा वीर्यशक्तिः ]



ॐ

આત્માનુ બળ એટલે કે વીર્ય એમા એવી તાકાત છે કે તે આત્મ સ્વરૂપની રચના કરે છે અને તેજ તેનો સ્વભાવ છે તે વિકાર ને રચે કે પરને રચે તેવુ તે વીર્યનુ સ્વરૂપ જ નથી

પરમજ્ઞાની આત્માની દિવ્ય શક્તિઓનુ વર્ણન કરતા જણાવે છે કે આત્મામા દ્રવ્ય ગુણ પર્યાયની રચનાના સામર્થ્ય રૂપ એક વીર્ય શક્તિ છે કે જેનુ શક્તિવાન એવા આત્મ દ્રવ્ય ઉપર નજર જતા દ્રવ્ય ગુણપર્યાય એ ત્રણેમા વ્યાપ્યુ થાય છે

(ગુરુદેવના હસ્તાક્ષર)

જ્ઞાનમાત્ર આત્મા પોતાના સ્વરૂપને રચે એવી વીર્યશક્તિ તેનામાં છે. પોતામાં નિર્મળજ્ઞાન, નિર્મળશ્રદ્ધા, આનંદ વગેરે અનંત ગુણોની નિર્મળપર્યાયોને રચે એવું વીર્યશક્તિનું સામર્થ્ય છે. આત્મા પોતાની નિર્મળ-પર્યાયને પોતાના સામર્થ્યથી જ રચે છે, કોઈ બીજાનો સહારો તેમાં નથી. આત્મામાં શક્તિનો અખૂટ ભંડાર ભર્યો છે, જે અનંતકાળે પણ ખૂટે તેમ નથી. દાણા વગેરેનો સંઘરો તો અમુક કાળે ખલાસ થઈ જાય, પણ આત્મામાં આનંદનો ને જ્ઞાનનો સંઘરો એવો છે કે અનંતકાળ સુધી ભોગવ્યા કરે તોપણ ખૂટે નહિ. આવા તારા ભંડારને તું જો. પોતે સ્વસન્મુખ થઈને શક્તિમાંથી નિર્મળપર્યાયને રચે એવું આત્માનું સામર્થ્ય છે, એનું નામ વીર્યશક્તિ.

આત્મા અનંત શક્તિથી ભરેલો ભગવાન છે, તેની શક્તિનો મહિમા સન્તો સંભળાવે છે. 'આત્મસિદ્ધિ' પોતાની પાસે જ છે, પણ અંતરમાં પોતે નજર કરે તો 'આત્મ-પ્રસિદ્ધિ' થાય; આત્મા સદા પોતાની પાસે જ હોવા છતાં 'આત્મભ્રાંતિ'ને લીધે તે ઢંકાઈ ગયો છે; તેની શક્તિની ઓળખાણ કરતાં આત્મભ્રાન્તિ ટળીને આત્મપ્રસિદ્ધિ થાય છે.

અનેકાન્તસ્વરૂપ આત્માનો સ્વાનુભવ થતાં તેનામાં કેવી કેવી શક્તિઓ નિર્મળપણે પ્રસિદ્ધ થાય છે તેનું આ વર્ણન છે. આત્માની વીર્યશક્તિ તેના સર્વ ગુણોમાં વ્યાપક છે; એટલે જ્ઞાનની રચનારૂપ જ્ઞાનવીર્ય, આનંદની રચનારૂપ આનંદવીર્ય, સમ્યક્ત્વની રચનારૂપ શ્રદ્ધાવીર્ય, એમ અનંતગુણની રચનારૂપ અનંતવીર્યશક્તિ આત્મામાં છે; આવી અનંતશક્તિનો સ્વામી આ આત્મા પોતે 'અનન્તનાથ' ભગવાન છે. આત્માની વીર્યશક્તિ વિકારને ન રચે, જડને ન રચે, પણ પોતાના નિર્મળસ્વરૂપને રચે, એ તેનું ખરૂં કાર્ય છે.

શરીરમાં પહેલવાન જેવી તાકાત હોય તે કાંઈ આત્માની વીર્યશક્તિનું કાર્ય નથી; શરીરનું બળ શરીરમાં છે, આત્માનું બળ આત્મામાં છે. આત્માની શક્તિનું કાર્ય કાંઈ જડમાં ન આવે. અજ્ઞાની દેહનાં અભિમાન કરે છે કે અમે ચાલતી મોટરને ઊભી રાખી દઈએ, અથવા બીજા પહેલવાનમાં એવી ક્રિયા દેખે ત્યાં એમ માને છે કે જાણે તે તેના આત્માનું કાર્ય હોય. ભાઈ, આત્માની તાકાત તો પોતાના જ્ઞાન ને આનંદનાં કામ કરે, એ તાકાત

કાંઈ જડના કામ કરવા ન જાય મોટા બળદને શીગડુ પકડીને ઊભો રાખી દે એવા એક પ્રસિદ્ધ પહેલવાનમાં મરણ ટાણે આખ ઉપરની માખીને ઉડાડવાની તાકાત નહોતી રહી. એ બળ કયા આત્માનુ હતુ ! આત્માનુ બળ તો એવુ હોય કે દેહ નબળો પડે તોય એવુ ને એવુ ટકી રહે ને અદર પોતાના શ્રદ્ધા–જ્ઞાન–આનદ વગેરેને ટકાવવાનુ કામ કર્યા કરે આત્માનુ આવુ વીર્ય શરીરના આધારે નથી, રાગના આધારે નથી શરીરના કે રાગના આધાર વગર એક ક્ષણમા કેવળજ્ઞાનને રચે એવી આત્મવીર્યની તાકાત છે, ને એવા અનતગુણની નિર્મળ પર્યાયોને એક સમયમા રચે એવી તાકાત વીર્યગુણની એક સમયની પર્યાયમા છે

અરે, જીવ ! તારી તાકાત તો જો ! આવી બેહદ તાકાતનો સ્વામી તુ જરાક પ્રતિકૂળતા આવે ત્યા મૂર્છાઈ જાય છે ! તારી તાકાતના એક ટકારે કેવળજ્ઞાન લે એવો તુ છો, તારી તાકાત સામે જો તો એમા પ્રતિકૂળતા કેવી ? પ્રતિકૂળતાના ગજ વચ્ચે પણ જગતના પદાર્થોથી જુદો નિજસ્વરૂપપણે ટકી રહે–એવી આત્મામા તાકાત છે નરકની અસહ્ય વેદના વચ્ચે અસખ્યાત વર્ષો સુધી રહ્યો, છેદાયો–ભેદાયો–પીલાયો, છતા જીવનો એક પણ આત્મપ્રદેશ કે એક પણ ગુણ ઓછો થયો નથી. અને આવા સ્વભાવના આશ્રયે સ્વાશ્રિત-વીર્યબળથી જે નિર્મળપર્યાય પ્રગટી તે પણ ગમે તેવી પ્રતિકૂળતામા ટકી રહે, કોઈથી હણાય નહિ, એવી આત્માની તાકાત છે આવી વીર્યશક્તિ પ્રગટી તે વિકારના કર્તૃત્વને હણી નાખે છે.

રાગ–દ્વેષાદિ વિકાર તે આત્માની શક્તિનુ કાર્ય નથી, તેથી તેને કર્મકૃત કહીને શુદ્ધચૈતન્યભાવથી તેની ભિન્નતા બતાવી છે આત્માની વીર્યશક્તિ કારણ થઈને નિર્મળપર્યાયની રચનારૂપ કાર્યને કરે છે આગળ 'અકારણકાર્યશક્તિ' કહેશે એટલે કે આત્માની શક્તિ રાગાદિ વિકારનુ કારણ ન થાય, ને રાગાદિને પોતાનુ કારણ ન બનાવે, એવો આત્માનો સ્વભાવ છે એવુ વિકાર માટેનુ અકારણ-કાર્યપણુ આત્માની બધી શક્તિઓમા રહેલુ છે. સ્વરૂપની રચના એટલે શુદ્ધપર્યાયની રચના કરે તેને આત્મવીર્ય કહેવાય પણ વિકારને રચે કે શરીરમા બળને રચે તે કાંઈ આત્મવીર્યનુ ખરૂ કાર્ય નથી.

જેમ આત્મામાં વીર્યશક્તિ છે તેમ પરમાણુ વગેરેમાં પણ ગતિવીર્ય એટલે કે ગમનશક્તિ વગેરે છે. એક રજકણ લોકના નીચેના છેડેથી ઠેઠ ઉપર ચૌદ રાજલોક એક સમયમાં ચાલ્યો જાય એવી તેની ગમનશક્તિ છે; જીવ એક સમયમાં ત્રણકાળ ત્રણલોકને (તેમ અલોકને) જાણી લ્યે એવી તેની તાકાત છે. નીચે સાતમી નરકના સ્થાનની નીચે રહેલો નિગોદનો જીવ ત્યાંથી ગતિ કરીને એક સમયમાં ઠેઠ ઉપર સિદ્ધલોકના સ્થાને પહોંચી જાય, તૈજસ-કાર્મણ શરીરના અનંતા રજકણો પણ ભેગા જાય,–છતાં બંનેની ગતિ સ્વતંત્ર છે. અહીં તો કહે છે કે આવી વિભાવગતિ તે પણ આત્માનું ખરૂં કાર્ય નહિ. જ્ઞાની પોતાના આત્મબળને દેહથી ને વિકારથી ભિન્ન જાણે છે.

નેમનાથ ભગવાન રાજકુમાર હતા તે વખતનો એક પ્રસંગ છે. મહારાજા શ્રીકૃષ્ણની રાજસભામાં એકવાર બળની વાત નીકળી કે આ સભામાં સૌથી બળવાન કોણ? કોઈ કહે ભીમ બળવાન, કોઈ કહે શ્રીકૃષ્ણ, કોઈ કહે બળભદ્ર–એમ ચર્ચા ચાલી; ચર્ચા ચાલતી હતી ત્યાં નેમકુમાર રાજસભામાં પધાર્યા, ને સૌએ સન્માન કર્યું. ત્યારે બળભદ્ર કહે છે કે બીજા બધા બળવાન ભલે હોય, પણ આ નેમકુમાર તીર્થંકર છે, એના બળની તોલે કોઈ ન આવે. સૌથી બળવાન હોય તો નેમકુમાર છે. નેમકુમારની આ પ્રશંસા શ્રીકૃષ્ણથી સહન ન થઈ; એને એમ કે હું જ સૌથી બળવાન છું. એટલે એ તો નેમકુમાર સાથે મલ્લકુસ્તી કરીને બળની પરીક્ષા કરવા તૈયાર થયા. પણ નેમકુમાર હસીને કહે છે કે બંધુ, તમે તો વડીલ–મોટાભાઈ છો. તમારી સાથે કુસ્તી ન હોય; છતાં પણ તમારે બળની પરીક્ષા કરવી હોયને, તો આ મારો પગ જરા ખસેડી દ્યો. શ્રીકૃષ્ણ તેને જરાય હલાવી પણ ન શક્યા. ત્યારે નેમકુમાર કહે છે–બંધુવર, રહેવા દો, આ મારી ટચલી આંગળી સીધી છે તેને જરા વાંકી કરી દ્યો. શ્રીકૃષ્ણ તે આંગળી ઉપર ટીંગાઈ જાય છે તોપણ તે ટચલી આંગળીને જરાય વાંકી વાળી શકતા નથી.

હવે આ પ્રસંગ ઉપરથી આપણે તો અહીં એ કહેવું છે કે શ્રી નેમ-કુમારને શરીરબળનો આ પ્રકારનો સહેજ વિકલ્પ આવ્યો, પણ અંતરમાં તે ધર્માત્મા તે વખતે જ જાણે છે કે આ શરીરબળ તે હું નહિ, ને આ વિકલ્પ ઊઠ્યો તે પણ હું નહિ; હું તો ચૈતન્યની વીર્યશક્તિથી બળવાન છું. મારા આત્માનું બળ તો મારી નિર્મળ પર્યાયની રચના કરે, પણ કાંઈ બહારનાં

કામ તે ન કરે. જ્ઞાનમા જ્ઞાનની રચનાનુ બળ, આનંદમાં આનંદની રચનાનુ બળ, શ્રદ્ધામા સમ્યકત્વની રચનાનુ બળ,-એમ બધા ગુણોમા સ્વરૂપની રચનાનુ બળ છે; એ બળની દાતાર કોણ? કે આત્માની વીર્યશક્તિ તેની દાતાર છે, વીર્યશક્તિ આખા આત્માના સ્વરૂપની નિર્મળપણે રચના કરે છે, આત્માના સર્વ ગુણોમા તે શક્તિ વ્યાપેલી છે. પોતામા આવા સ્વભાવસામર્થ્યનો અપાર વૈભવ ભર્યો હોવા છતા તે નિજવૈભવને ભૂલીને અજ્ઞાની જીવ દીન હીન-રંક થઈ રહ્યો છે ને પર પાસે ભીખ માગી રહ્યો છે-કે તે કાંઈ મદદ કરે! અરે ભાઈ, તારા સ્વભાવમા કયા ઓછુ સામર્થ્ય છે કે તારે બીજાની મદદ માગવી પડે! તારા સ્વભાવને દૃષ્ટિમા લે તો તને પરની મહત્તા ટળે ને સ્વભાવની મહત્તા પ્રગટે. તુ એવો બળવાન છો કે તારી ટચલી આગળીને પણ (એટલે કે તારી એક નાની પર્યાયને પણ) બીજો કોઈ હલાવી શકે એમ નથી. આવા તારા સ્વભાવસામર્થ્યને તુ સભાળ.

અરે જીવ! તારુ સામર્થ્ય કેટલુ! એક ક્ષણમા કેવળજ્ઞાનની રચના કરે એવુ તારુ સ્વવીર્ય! તેને તુ લક્ષમા તો લે બહારના સયોગથી તારી શોભા કે મહત્તા નથી. તારી શોભા ને મહત્તા તો તારા ગુણોથી ને તે ગુણોની નિર્મળપર્યાયોથી છે, – કે જેના ગુણગાન ભગવાનની દિવ્યધ્વનિ પણ કરે છે. તારા ગુણ-પર્યાયનુ અચિંત્ય સામર્થ્ય છે, તેનો મહિમા કરીને સ્વમા રત થા તો તારુ તે સામર્થ્ય ખીલી ઊઠે. જે પોતાની મહત્તા બીજા પાસેથી લેવા માંગે છે તે તો માંગણ છે.

જ્ઞાની જાણે છે કે મારો આત્મા પોતે જ પોતાની નિર્મળતાની રચના કરવાની તાકાતવાળો છે, તેને કોઈ પરની કે રાગની મદદ નથી. મારી શક્તિમાં ને તેના નિર્મળકાર્યમાં રાગનો ને પરનો તો અભાવ છે. મારી કોઈ શક્તિ એવી નથી કે રાગને રચે જેનાથી તીર્થંકરપ્રકૃતિ બધાય એવો ભાવ પણ મારી શક્તિવડે રચાયેલો નથી મારી શક્તિ બધભાવને કેમ રચે? મારી શક્તિ મને જ બાધવાનું કાર્ય કેમ કરે? બધભાવની રચના તે મારી શક્તિનુ કાર્ય નથી આત્માની શક્તિ તો નિર્મળતાને રચે કે વિકારને?

જે નિજસ્વરૂપની રચના કરે તેને જ આત્મવીર્ય કહેવાય. રાગ તે કાંઈ ખરેખર નિજસ્વરૂપ નથી જ્યાં રાગની રચના પણ આત્માની વીર્યશક્તિનુ

કાર્ય નથી, ત્યાં પરની રચના, મકાનની રચના, શરીરની રચના, પુસ્તક વગેરેની રચના, દેશની રચના—એ બધાની વાત તો ક્યાં રહી? સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર વગેરે નિર્મળ ભાવોની રચના તે આત્મવીર્યનું ખરું કામ છે.

તારી અનંતી તાકાત;
પણ તે તાકાત શું કામ કરે?
–કે પોતાના સ્વરૂપને રચે, પણ પરમાં કાંઈ ન કરે.

આત્મા સ્વશક્તિથી પોતામાં જ્ઞાનની–આનંદની–શાન્તિની–વીતરાગતાની–કેવળજ્ઞાનની ને સિદ્ધપદની રચના કરે; એમાં જ એની શોભા છે. આ સિવાય આનાથી વિરુદ્ધ બીજું કામ આત્માને સોંપે તો તેણે આત્માને જાણ્યો નથી. અરે, તારી વીર્યશક્તિના કાર્યની હદ કેટલી તેની પણ તને ખબર નથી. તારી શક્તિના સામર્થ્યની મર્યાદા એટલી કે પોતાની નિર્મળપર્યાયને રચે; તારી શક્તિ પરનાં કામ કરવા ન જાય. જો પરનાં કામ કરવા જાય તો તે શક્તિ તારી ન રહે પણ પરની થઈ જાય. પરનું કામ કરવાનું માને તેણે આત્માની શક્તિને જાણી નથી. વિકારમાં તન્મય થઈને વિકારકાર્યને કરે તે પણ આત્મશક્તિનું ખરૂં કાર્ય નથી. આત્મશક્તિ તો એવી છે કે જેના સેવનથી એક ક્ષણમાં તે કેવળજ્ઞાન આપે.

અહો, આત્માની શક્તિઓ અદ્ભુત છે, ઘણા ઊંડા ભાવો એમાં ભર્યા છે; એમાંથી તો ઘોલન કરી કરીને જેટલું કાઢીએ તેટલું નીકળે તેમ છે. આ શક્તિઓ વ્યાખ્યાનમાં ૧૪ મી વાર વંચાય છે; જેની સમજણના ફળમાં ૧૪ મું ગુણસ્થાન ને સિદ્ધપદ પમાય એવી આ વાત છે. ૧૪ બ્રહ્માંડનો સાર આમાં ભરેલો છે.

રાગ કરે તે આત્મા?........ના.
કર્મને બાંધે તે આત્મા?....ના.
ભાષા બોલે તે આત્મા?....ના.

રાગવાળો કર્મવાળો કે ભાષાવાળો આત્માને માને તેણે જ્ઞાન–દર્શન–આનંદ આદિ અનંતગુણવાળા આત્માને જાણ્યો નથી. રાગરૂપ ભાવકર્મ, કર્મરૂપ દ્રવ્યકર્મ કે ભાષાદિરૂપ નોકર્મ—એ બધાથી પાર, સમ્યક્ત્વાદિ નિર્મળકર્મને કરે એવો અનંતશક્તિસમ્પન્ન આત્મા છે. આવો આત્મા

જ્ઞાનમાત્રભાવ છે, તે જ્ઞાનમાત્રભાવ વિકારનો કર્તા નથી.—વિકારનો કર્તા કેમ નથી? કેમકે એવી કોઈ શક્તિ આત્મામા નથી. શક્તિમા જ જો વિકારનુ કર્તૃત્વ હોય તો તે કદી છૂટી શકે નહિ. માટે વિકારને કરે તે સાચો આત્મા નહિ

સાચો આત્મા કોને કહેવો?–કે સમ્યગ્દર્શનને, જ્ઞાનને, ચારિત્રને, આનંદને—એવી નિર્મળપર્યાયોને રચે તે સાચો આત્મા છે. સાચો આત્મા એટલે શુદ્ધનયનો આત્મા, ભૂતાર્થસ્વરૂપ આત્મા; આવા આત્માને જે ઓળખે તેણે આત્માને સમ્યક્‌પણે ઓળખ્યો કહેવાય. રાગવાળો આત્મા કે સંયોગવાળો આત્મા–એમ જે ઓળખે તેણે સાચા આત્માને નથી ઓળખ્યો, તેણે તો અભૂતાર્થ-આત્માને માન્યો છે, ને અભૂતાર્થ-આત્માની શ્રદ્ધાને ભગવાને સમ્યગ્દર્શન કહ્યુ નથી. ભગવાને તો ભૂતાર્થસ્વભાવની શ્રદ્ધાને સમ્યગ્દર્શન કહ્યુ છે (भूयत्थमस्सिदो खलु सम्माइट्ठी हवइ जीवो)

આ આત્માની વીર્યશક્તિનુ વર્ણન ચાલે છે વીર્યશક્તિમા આત્માના સ્વરૂપની રચનાનુ સામર્થ્ય છે પણ રાગાદિ ભાવો તો વિરૂપ છે—વિરુદ્ધરૂપ છે, તેને કાઈ વીર્યશક્તિ રચતી નથી. અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્રનુ જે વીર્ય છે તે સ્વક્ષેત્રમા નિર્મળભાવોને જ રચે છે, રાગાદિ પરભાવો ભલે એકક્ષેત્રે હોય પણ તેની રચના વીર્યશક્તિનુ કાર્ય નથી. વીર્યશક્તિનુ કાર્ય અને રાગ પરમાર્થે ભિન્નભિન્ન છે નિર્મળતા અને રાગ બને એક કેમ હોય?

અરે, કેવળજ્ઞાનને રચે એવા સામર્થ્યવાળી તારી વીર્યશક્તિને તે રાગના કર્તૃત્વમા ક્યા વેડફી નાખી? ભાઈ! વીર્યશક્તિ પાસે વિકારની રચના કરાવવી એ તો ચક્રવર્તી પાસેથી ઊકરડો સાફ કરાવવાનુ કામ લેવા જેવુ છે આ ભગવાન ચૈતન્યચક્રવર્તી તો પોતાના અસંખ્યપ્રદેશમા અનંત ગુણના નિર્મળ પરિણામની રચના કરનારો છે. તેની વીર્યશક્તિ સ્વરૂપમા આત્માને ટકાવી રાખે છે અસંખ્યપ્રદેશમા અનંતગુણોને તે-તે ગુણસ્વરૂપે ટકાવી રાખે છે ને તેની નિર્મળપર્યાયોને સમયે સમયે રચે છે.–આમ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમા વીર્યશક્તિનો રસ છે. આવી વીર્યશક્તિ સાથે તન્મય આત્મા છે. આવા આત્માને જાણે ને અનુભવે ત્યારે અનેકાન્તસ્વરૂપ આત્માને ઓળખ્યો કહેવાય, ને ત્યારે તેને 'આત્માની પ્રસિદ્ધિ' થઈ કહેવાય

* * *

અનાદિકાળથી સંસારમાં રખડતો આત્મા પોતાની અનંત શક્તિના નિજવૈભવ ઉપર લક્ષ કરતો નથી; જો નિજવૈભવને લક્ષમાં લ્યે તો પરાધીનબુદ્ધિ મટે ને સ્વાશ્રય-પરિણમનથી નિર્મળપર્યાયરૂપ સંવર-નિર્જરા-મોક્ષ પ્રગટે ને આસ્રવ-બંધરૂપ સંસારપરિભ્રમણ મટે. આથી આત્માની શક્તિઓનું વર્ણન કરીને અચિન્ત્ય નિજવૈભવ આચાર્યદેવે દેખાડ્યો છે. જેણે આત્મશાંતિ પ્રગટ કરવી હોય તેણે જેમાં શાંતિ ને આનંદ ભરેલો છે એવા આત્માનું સ્વરૂપ જાણવું જોઈએ. દુઃખ કે અશાંતિનું કારણ દ્રવ્યસ્વભાવમાં નથી, એ તો અદ્ધરથી પરલક્ષે ઊભું કરેલું છે, ને સ્વદ્રવ્યનું લક્ષ કરતાં તેનો નાશ થઈને સુખ અને શાન્તિનું વેદન પ્રગટે છે.

જેમાં જે ભર્યું હોય તેમાંથી તે આવે; શક્તિમાં જે હોય તે પર્યાયમાં આવે. આત્માની શક્તિમાં તો સુખ ભર્યું છે, તેમાં કાંઈ દુઃખ નથી ભર્યું, એટલે તેના લક્ષે તો સુખ થાય છે ને દુઃખ ટળે છે. સ્વસન્મુખ થઈને પોતે પોતામાં આનંદ અને જ્ઞાનપણે જીવવું તે જીવનું સાચું જીવત્વ છે. આત્માના અંતરલક્ષે સાચું જીવન પ્રગટે છે. —પહેલી જીવત્વશક્તિમાં એનું વિવેચન કર્યું.

આત્મામાં ચેતનાસ્વભાવ છે; તે ચેતનસ્વભાવના આશ્રયે ચૈતન્યભાવ પ્રગટે છે ને તેનાથી વિરુદ્ધ એવા પરભાવો ટળે છે.—એનું વર્ણન બીજી ચિતિશક્તિમાં કર્યું.

સ્વને દેખવાનો અભાવ ને એકલા પરને દેખવાનો ભાવ, તે સંસાર છે; સ્વસન્મુખ થઈને દૃશીશક્તિથી ભરેલા આત્માને દેખતાં સંસાર ટળે છે. એ વાત ત્રીજી દૃશીશક્તિમાં બતાવી.

જ્ઞાન પરસન્મુખ જ રહીને એકલા પરને જાણવામાં રોકાતું તે મિથ્યાજ્ઞાન સંસારનું કારણ હતું. ઉપયોગને અંતરમાં વાળીને સ્વસંવેદનથી સ્વને જાણતાં સમ્યગ્જ્ઞાન થયું, તે મોક્ષનું કારણ છે. એ વાત ચોથી જ્ઞાનશક્તિમાં બતાવી.

એવા જ્ઞાનની સાથે આનંદ પણ પ્રગટે છે.—એ વાત પાંચમી સુખશક્તિમાં બતાવી. આનંદનો સમુદ્ર આત્મા તેને ધ્યેય કરતાં પર્યાયમાં આનંદ પ્રગટે છે.

એ રીતે પાચશક્તિનુ નિર્મળકાર્ય બતાવ્યુ, આ છઠ્ઠી વીર્યશક્તિના કાર્યનુ વર્ણન ચાલે છે. આત્મામા તો અનતી શક્તિઓ પોતપોતાના નિર્મળકાર્યપણે એકસાથે જ પરિણમી રહી છે, પણ વાણીમા એ બધાનુ કથન આવી ન શકે, વાણીમા તો અમુક જ શક્તિઓનુ વર્ણન ક્રમેક્રમે આવી શકે છતા થોડા વર્ણનમા આચાર્યભગવાને ઘણા ગભીરભાવો ભરી દીધા છે

આત્મામા એવી તાકાત છે કે પોતે જ પોતાના સામર્થ્યથી, પોતાના સ્વતત્ર છ કારકોથી, બીજાની મદદ વગર પોતાના અનત ગુણોની નિર્મળ પર્યાયોને રચે છે. પર્યાય ક્રમબદ્ધ થાય છે અને છતા તેમા વીર્યશક્તિ પણ ભેગી કાર્ય કરે છે જેમ જ્ઞાન વગર આત્માની એકે પર્યાય હોતી નથી, તેમ વીર્યશક્તિ વગર પણ આત્માની એકેય પર્યાય હોતી નથી જ્ઞાન, આનદ, શ્રદ્ધા વગેરેની જેમ વીર્યશક્તિનુ પરિણમન પણ ભેગુ જ છે. વીર્યશક્તિ કોની? કે આત્મદ્રવ્યની એવા અનતગુણોથી એકાકાર આત્મદ્રવ્યને દૃષ્ટિમા લેતા અનત ગુણોનુ નિર્મળ પરિણમન પ્રગટે છે. તે નિર્મળ પર્યાયોને આત્મા પોતાની સ્વાધીન તાકાતથી જ રચે છે

'બળ' નામની વનસ્પતીનો એક વેલો થાય છે કે જે ખાવાથી બળ વધે.–એ તો બહારની વાત, અહી આત્માની અદરમા વીર્યશક્તિરૂપ બળનુ એવુ ઝાડ છે કે જેના સેવનથી કેવળજ્ઞાનની રચના કરવાનુ બળ મળે.

આકાશક્ષેત્રના અસ્તિત્વનો ક્યાય અત નથી, તે તેનુ ક્ષેત્રવીર્ય છે. અચેતનમા આવી અમર્યાદિત તાકાત, તો ચેતનના સામર્થ્યની શી વાત? જેનો ક્યાય પાર નથી એવુ અનતઆકાશ તેને પણ જ્ઞાન પોતાની દિવ્ય તાકાતથી જાણી લ્યે છે. આ જ્ઞાનની તાકાત તે જ્ઞાનવીર્ય, એ રીતે શ્રદ્ધાવીર્ય, આનદવીર્ય,–એમ અનતગુણનો રસ વીર્યશક્તિમા સમાય છે. આત્મામા એવી શક્તિ છે કે સર્વગુણોની શુદ્ધ અવસ્થાને નીપજાવે. રાગાદિ ઉદયભાવને રચે તે કાઈ આત્મશક્તિનુ સાચુ કાર્ય નથી; જોકે તેમા પણ જીવનુ જ ઊધુ વીર્ય છે, પણ શુદ્ધદૃષ્ટિમા તે જીવનુ કાર્ય નથી. આત્માની વીર્યશક્તિનુ સાચું કાર્ય તો શ્રદ્ધા-જ્ઞાન-આનદની રચના કરવી તે છે. આવુ કાર્ય પ્રગટ કરીને પરિણમે ત્યારે જ વીર્યશક્તિવાળા આત્માને જાણ્યો કહેવાય. 'કાર્ય' થયા વગર 'કારણ'નું જ્ઞાન સાચુ ન કહેવાય, એટલે નિર્મળપર્યાય પ્રગટ્યા વગર ગુણની સાચી ઓળખ થાય નહિ. કારણનુ સાચુ જ્ઞાન થતા તેને અનુસરીને

નિર્મળ કાર્ય જરૂર પ્રગટે. વિકારનો નાશ કરે ને નિર્મળતાને રચે તે વીર્ય-ગુણનું કાર્ય છે.

ક્રમબદ્ધ પર્યાય છે માટે વીર્યશક્તિ અકાર્યકારી છે—એમ નથી, ક્રમબદ્ધપર્યાયમાં વીર્યશક્તિ પણ ભેગી પોતાનું કાર્ય કરે જ છે. જુઓ, આત્મા એકલી ક્રમપર્યાયવાળો જ નથી, સાથે અક્રમરૂપ અનંત ગુણો પણ છે; આવા ક્રમ-અક્રમ સ્વભાવના પિંડરૂપ આત્માને દૃષ્ટિમાં લેતાં પર્યાયનું ક્રમવર્તીપણું ને ગુણોનું અક્રમવર્તીપણું યથાર્થ જણાય છે. એના વગર કોઈ ગુણની કે પર્યાયની વાત યથાર્થ હોય નહિ. પરભાવનું અકર્તાપણું હોવા છતાં આત્મા સ્વવીર્યવડે પોતાના સ્વરૂપની રચના પણ કરે છે.

સ્વકાળે મોક્ષ થાય અને છતાં તેમાં વીર્યગુણ પણ કાર્યકારી છે એવો મેળ છે; કેમ કે મોક્ષનો સ્વકાળ કાંઈ વીર્યગુણની નિર્મળપર્યાય વગરનો નથી. મોક્ષના સ્વકાળમાં અનંત ગુણોની નિર્મળપર્યાયો ભેગી જ કામ કરે છે, ને તે બધા ગુણોની નિર્મળપર્યાયો ભેગી થઈને મોક્ષને સાધે છે. એટલે અનંત ગુણસંપન્ન એવા શુદ્ધસ્વભાવને દૃષ્ટિમાં લીધા વગર મોક્ષનો 'સ્વકાળ' વગેરેનો સાચો નિર્ણય થતો નથી. શાસ્ત્રોમાં સ્વકાળનું વર્ણન હોય કે વીર્ય-ગુણના કાર્યનું વર્ણન હોય, તેમાં ક્યાંય એકબીજાથી વિરુદ્ધતા નથી.

એક સમયમાં અનંત ગુણો ને તેની અનંત પર્યાયો-એ બધું એક આત્મદ્રવ્યમાં સમાય છે; ને આવા દ્રવ્યસન્મુખ દૃષ્ટિ કરતાં મોક્ષ તરફ પરિણમન શરૂ થાય છે. અહો, સર્વજ્ઞની સર્વજ્ઞતાના સામર્થ્યને જે ઓળખતો નથી તે ક્રમબદ્ધપર્યાયને પણ સમજી શકતો નથી. સર્વજ્ઞસ્વભાવની જેને ઓળખાણ નથી તેને તત્ત્વમાં બધે ઠેકાણે વાંધા જ ઊઠે છે. કેમકે ધર્મનું મૂળ તો સર્વજ્ઞ છે, ને તે મૂળમાં જ એને વાંધા છે. એને આત્મવીર્યનું સાચું કાર્ય પ્રગટે નહિ.

અહો, આ અનંત શક્તિથી પ્રકાશમાન આત્મા જિનવાણીએ પ્રસિદ્ધ કર્યો છે; પણ જેમ આંખ મીંચીને, ગોદડાં ઓઢીને, બારણાં બંધ કરીને સૂતેલા માણસને સૂરજનો પ્રકાશ દેખાતો નથી, તેમ અહીં અનંત શક્તિનાં નિર્મળ કિરણોથી ઝગઝગતો ચૈતન્યસૂર્ય ઊગ્યો છે પણ જેની દૃષ્ટિ બંધ છે, જેણે મિથ્યાત્વરૂપી ગોદડાં ઓઢ્યાં છે ને સત્‌શ્રવણનાં બારણાં પણ જેણે બંધ કર્યાં છે તેને આ ચૈતન્યસૂર્યનો પ્રકાશ દેખાતો નથી. સન્તો તેને વારંવાર

જગાડે છે કે અરે જીવ! તું જાગ જાગ! ઊંધી માન્યતાના ગોદડા દૂર કરીને તારી દૃષ્ટિ ખોલ, તારા અંતરમાં અનંત શક્તિથી પ્રકાશમાન ચૈતન્યસૂર્ય દીપી રહ્યો છે, તેને દેખ. જેમ સૂર્ય પાસે અંધારાં ન હોય તેમ આ ચૈતન્યપ્રકાશમાં રાગાદિ વિકાર નથી.

રાગની રચના એ ચૈતન્યવીર્યનું કાર્ય નથી વિકારને રચે તે આત્માની વીર્યશક્તિનું કાર્ય નહિ. આત્માની વીર્યશક્તિ નિર્મળ દ્રવ્ય ગુણ-પર્યાયમાં વ્યાપીને શુદ્ધપર્યાયની રચના કરે છે અનંત ગુણની નિર્મળપર્યાયની રચના તે વીર્યશકિતનું કાર્ય છે. ને વિકારની રચના તે વીર્યશક્તિનું કાર્ય નથી એટલે કે વ્યવહારવીર્ય તે આત્માનું ખરૂં વીર્ય નથી, નિશ્ચયવીર્ય તે જ આત્માનું ખરૂં વીર્ય છે; વ્યવહાર આત્મા તે ખરો આત્મા નહિ, નિશ્ચયઆત્મા (શુદ્ધ આત્મા) તે જ ખરો આત્મા,-જુઓ આ ભેદજ્ઞાન! જેટલું વીર્ય વિકારમાં રોકાય તે આત્મા નહિ, નિર્મળ પરિણમનની રચના કરે તે જ આત્મા છે. અને તે નિર્મળપરિણમનરૂપ નિશ્ચયમાં વ્યવહારનો (વિકારનો) અભાવ છે

ભાઈ, આ વાત સૂક્ષ્મ અને અપૂર્વ તો છે પણ તારા સ્વરૂપની જ વાત છે, ને તે સમજવાની તારામાં તાકાત છે અરે, આત્મા તો કેવળજ્ઞાન પ્રગટ કરે એવી તાકાતવાળો છે, તેમાં આટલું સમજવું તે તો અલ્પ છે, તો ન કેમ સમજાય? આત્મામાં કેવળજ્ઞાન લ્યે એવું વીર્ય છે રાગને કરે એવા વીર્યને વ્યવહાર આત્મા ગણ્યો છે, તે ખરો આત્મા-નિશ્ચય આત્મા નથી. નિશ્ચયઆત્મામાં તેનો અભાવ છે.—આવો અનેકાન્ત સ્વરૂપ પ્રકાશે છે

વીર્યગુણ પોતે કર્તા થઈને અનંત ગુણોની નિર્મળ પર્યાયને રચે છે,

પણ કાઈ રાગ કર્તા થઈને કોઈ ગુણની નિર્મળ પર્યાયને રચતો નથી

ભગવાન! તારી શકિત અપાર છે, તારી એકેક શક્તિ અનંત ભાવથી ભરેલી છે આવા સ્વભાવવાળા આત્માને જે જાણે તેને વિકારમાં કર્તૃત્વબુદ્ધિ રહે નહિ નિર્મળપર્યાય પ્રગટી તે આત્મશકિતનું કાર્ય છે ને રાગનો તેમાં અભાવ છે શકિતમાં તો રાગ નથી ને તેની નિર્મળ પર્યાયમાં પણ રાગનો અભાવ છે. આ રીતે જેવી શક્તિ તેવી વ્યક્તિ થઈ ત્યારે શક્તિની ખરી ઓળખાણ થઈ. એના વગર શક્તિની સાચી ઓળખાણ થાય નહિ

જુઓ. આત્મામાં સમ્યગ્દર્શન, કેવળજ્ઞાન. આનંદ કે સિદ્ધપદ એવી

નિર્મળ પર્યાયોને કોણ રચે? તેની આ વાત છે. આત્મા પોતે સ્વતંત્રપણે સ્વવીર્યથી પોતાની તે પર્યાયોને રચે છે.

ઈશ્વર તેને રચે નહિ;
પરદ્રવ્ય તેને રચે નહિ;
રાગવડે પણ તે રચાય નહિ;

આત્મા પોતે સ્વશક્તિથી કર્તા થઈને પોતાના સમ્યગ્દર્શનાદિરૂપ નિર્મળ કાર્યને કરે છે. આત્મા પોતે સ્વતંત્રપણે કર્તા છે, કર્મરૂપ પોતાની પર્યાય તે-રૂપે પોતે જ સ્વતંત્રપણે થાય છે, સાધન પણ પોતે જ પોતાની સ્વશક્તિથી થાય છે, પોતામાંથી તે પર્યાય લઈ ને પોતામાં જ રાખે છે તેથી સંપ્રદાન અને અપાદાન પણ પોતે જ છે, ને તેનો આધાર (અધિકરણ) પણ પોતે જ છે. બીજા કોઈ સાથે તેનો સંબંધ નથી. રાગાદિ તેનો આધાર નથી, રાગાદિ તેનું સાધન નથી. પોતાની પર્યાયને રચનારો પોતે જ અનંત શક્તિમાન 'ઈશ્વર' છે.

અહો, કેટલી સ્વતંત્રતા! ભાઈ, તારું નિર્મળ કાર્ય કરવામાં (સમ્યગ્દર્શન વગેરેમાં) તારે જરાય પરાધીનતા નથી; તારી સ્વશકિતને સંભાળ–એટલી જ વાર છે.

અહો, આત્મશક્તિની શી વાત! એક ક્ષણમાં કેવળજ્ઞાન લ્યે એવી અપાર તાકાત એનામાં ભરી છે. ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે—પ્રભો! આપના કેવળજ્ઞાનમાં જે વીતરાગી અતીન્દ્રિય શાંતિ ભરી છે–એની તો શું વાત! ને એ કેવળજ્ઞાનની સાથે રહેલો જે દેહ, તેમાં પણ કોઈ અલૌકિક પ્રમાણ ભરી છે; આપના શરીરના પરમાણુ પણ જુદી જાતના છે. આપનો સર્વજ્ઞ ઉત્કૃષ્ટ શાંતિરૂપે પરિણમી ગયો, ને જગતમાં શાંતરસવાળા જેટલા ઉત્કૃષ્ટ પરમાણુઓ હતા તે આપના શાંત દેહરૂપે પરિણમી ગયા; કોઈ પરમાણુ શાંતરસવાળા જગતમાં બાકી ન રહ્યા. –આવો જ કોઈ કુદરતનો મેળ છે.

જ્યાં શીતળતાની છેલ્લી હદની પર્યાય આત્મામાં પ્રગટી ત્યાં દેહમાં પણ શીતળતા–શાંતરસની છેલ્લી હદે પરિણમેલા પરમાણુઓ આવ્યા. આત્મામાં શાંતરસની જેટલી શક્તિ હતી તે બધી આપે પ્રગટ કરી, તો પરમાણુમાં પણ જેટલી હતી તે બધી શાંતરસની પર્યાય પ્રગટી. જુઓ,

તો ખરા! ભગવાનના આત્મામા ક્રોધ શાંત થઈ ગયો ત્યા પરમાણુમા પણ શાંતિની રચના થઈ ગઈ, ક્રોધથી લાલ મોઢુ થાય કે ભ્રકુટી ચઢે એવુ આપને રહ્યુ નહિ. આપનો આત્મા શાંત, ને દેહ પણ શાંત. દેહના પરમાણુને કાંઈ ખબર નથી કે આ ભગવાન શાંતસ્વરૂપે પરિણમ્યા માટે અમે પણ શાંતરૂપે પરિણમીએ!—પણ એવો જ મેળ છે. આત્માની શક્તિ પૂરી ખીલી ગઈ ત્યા દેહના એકેક પરમાણુમા તે પ્રકારનુ પૂરુ સામર્થ્ય પ્રણમ્યુ છે. અજ્ઞાનીને આશ્ચર્ય થાય છે કે અરે, આવુ કેમ હોય! જ્ઞાનીને તો વસ્તુનો મહિમા જાણીને આશ્ચર્ય થાય છે કે વાહ! આત્માનો કોઈ અચિન્ત્ય સ્વભાવ છે.

આત્માના કેવળજ્ઞાનાદિના સામર્થ્યની તો શી વાત! પણ તીર્થંકરના શરીરમાય એવુ સામર્થ્ય છે કે,—લાખ યોજનના આ જંબુદ્વીપની વચ્ચે જે લાખયોજન ઊંચો મેરુપર્વત છે, તે મેરુને છત્રીના દાંડલાની જેમ ઉપાડીને આખા જંબુદ્વીપને રમતમાત્રમા છત્રીની જેમ ઊલટો કરી નાખે. આવી તો જેના દેહની તાકાત, એના આત્મબળની શી વાત! અહીં કહે છે કે દેહનુ આવુ બળ તે આત્મા નહિ, આત્માનુ બળ તો પોતાની નિર્મળપર્યાયોને રચનારુ છે. પરમાણુ એક સમયમા ચૌદ રાજલોક (અસંખ્યાતા યોજન) ઊંચો ચાલ્યો જાય એવુ તે જડની ગતિ શક્તિનુ વીર્ય છે ને એક સમયમા અનંતકાળને તથા અનંતક્ષેત્રને જાણી લ્યે એવુ આત્માની જ્ઞાનશક્તિનુ વીર્ય છે. વસ્તુનો અનેકાન્તસ્વભાવ કોઈ અદ્દભુત છે, ને તેમાય આત્માનો સ્વભાવ તો અલૌકિક અદ્દભુત અચિંત્ય આહ્લાદકારી છે—કે જેને જાણતા જાણનારને પરમ આનંદ થાય છે. એક આત્મામા અનંતગુણ ને એક પરમાણુમાય અનંતગુણ, અનંતગુણ હોવા છતા વસ્તુસ્વભાવ એવો સૂક્ષ્મ છે કે આંખ વગેરે ઇન્દ્રિયોથી દેખાય નહિ. અંતર્મુખી અતીન્દ્રિયજ્ઞાનવડે જ જણાય એવો વસ્તુસ્વભાવ છે.

આત્મા અનંતશક્તિનો સ્વામી પરમ-ઈશ્વર છે. પરમેશ્વર કદી પાંગળો હોય નહિ. જેમ તીર્થંકર, ચક્રવર્તી કે ઈન્દ્ર જેવા પુણ્યવંતોના પગ કદી ભાંગે નહિ ને તે કદી પાંગળા થાય નહિ, તેમ આ ચૈતન્યપ્રભુ તે કદી એવો પાંગળો નથી કે પોતાના કાર્યને માટે તેને બીજાની ઓશીયાળ લેવી પડે. સ્વશક્તિની પ્રભુતાથી આત્મા પોતે પોતાના કાર્યને કરે છે, તેમા રાગની કે પરની કોઈની ઓશીયાળ નથી.

અહો, પોતાના સ્વભાવની પ્રભુતાની આ વાતમાં જિજ્ઞાસુને કેટલો રસ આવે! જેમ સગી માતા હોય ને એકનો એક વહાલો દીકરો દૂરદેશથી આવે ત્યાં માતાને એવું હેત અંતરમાં ઊભરાય કે દૂધ ઝરે. શાસ્ત્રમાં રુક્મિણી અને પ્રદ્યુમ્નકુમારની વાત આવે છે: પ્રદ્યુમ્નકુમારને નાનપણથી જ ચોર વિદ્યાધર હરી ગયો છે, તેના વિરહમાં રુક્મિણીને ચેન પડતું નથી; નારદ સીમંધર ભગવાન પાસે જઈને તેનો પત્તો મેળવે છે કે ૧૬ વર્ષે તે પાછો આવશે. અંતે સોળ વર્ષે જ્યારે પ્રદ્યુમ્નકુમાર આવે છે ત્યારે સરોવરમાં કમળ ખીલી જાય છે, મોરલા નાચવા માંડે છે, અનેક શુભ ચિહ્નો ખીલે છે. ને રુક્મિણીને પુત્રપ્રેમથી દૂધની ધારા છૂટે છે. તેમ અહીં સન્તો આત્મશક્તિનું ભાન કરાવીને જ્ઞાન-આનંદની નિર્મળ પર્યાયરૂપી પુત્રનો ભેટો કરાવે છે, ત્યાં જિજ્ઞાસુના અંતરમાં સ્વભાવના પ્રેમને લીધે આનંદની ધારા ફૂટે છે. અહો, આવા સ્વભાવની વાત સાંભળતાં કોના અંતરમાં આનંદરસના અંકુરા ન ફૂટે! ભગવાન અને સન્તો કહે છે કે અમે તને તારું પરમેશ્વરપણું બતાવીએ છીએ, તારા પરમેશ્વરનો તને ભેટો કરાવીએ છીએ.–કે જેને ભેટતાં તારા અંતરમાં અનેક પવિત્ર ચિહ્નો (રુચિ–વૈરાગ્ય વગેરે) પ્રગટશે ને તેના ઉલ્લાસથી દૂધ જેવી નિર્મળતાના ઝરણાં ફૂટશે. અહો, પોતાની સ્વસત્તામાં જ્યાં ભગવાનના ભેટા થયા, પરમાત્માના સાક્ષાત્કાર થયા, ત્યાં પામરતા રહે નહિ.

* * *

આત્મા જ્ઞાન-આનંદ વગેરે અનંત રત્નોથી ભરેલો મહાસાગર છે. મહાસાગર કહો કે રત્નાકર કહો. જેમ સાગરના પેટાળમાં રત્નો પડ્યા હોય છે તેથી તેને 'રત્નાકર' કહેવાય છે તેમ આત્મા અનંતગુણરૂપી રત્નોનો રત્નાકર છે. શરીર-મન-વાણી કે કર્મ તો જડ, પુણ્ય-પાપ તે વિકાર, તે વિનાનું આખું ચૈતન્યદળ તે ચૈતન્ય-રત્નાકર છે, તેમાં અનંતશક્તિરૂપ અનંતરત્નો ભર્યાં છે. એકેક રત્નનો અનંત અચિંત્ય મહિમા છે. આવા આત્મવૈભવની સન્તોએ પ્રસિદ્ધિ કરી છે.

- જગતમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણ રત્નો શ્રેષ્ઠ છે.
- એ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રનું ફળ કેવળજ્ઞાન છે.
- એવા અનંતા કેવળજ્ઞાન પ્રગટવાની તાકાત એક જ્ઞાનગુણરૂપી રત્નમાં ભરેલી છે.

• ને એવા અનંત ગુણરત્નોનો સાગર આત્મા તો ચૈતન્ય મહા-રત્નાકર છે. સ્વાનુભૂતિમાં તે પ્રગટે છે તેનું આ વર્ણન છે. રાગમાં કાંઈ એવી ખાણ નથી કે એકેય રત્નને (સમ્યક્ત્વાદિને) પ્રગટ કરે.

અહીં વીર્યશક્તિનું વર્ણન છે. વીર્યશક્તિના કાર્યમાં રાગના કર્તાપણાનો અભાવ છે ને જ્ઞાનાદિની નિર્મળપરિણતિને કરવાનો સદ્ભાવ છે આત્મા સ્વવીર્યથી સ્વપર્યાયને (નિર્મળ પરિણામને) નિષ્પન્ન કરે છે, રચે છે, પણ તેમાં રાગની રચના નથી જેમ ક્રમબદ્ધ પર્યાયના નિર્ણયમાં જ્ઞાનની સન્મુખતાથી રાગનું અકર્તાપણું છે, તેમ વીર્યશક્તિના કાર્યમાં પણ રાગાદિનું અકર્તાપણું છે જ્ઞાનરૂપ થઈને ક્રમબદ્ધપર્યાયનો કે વીર્યશક્તિનો નિર્ણય કરનારને પર્યાયમાં રાગાદિના અકર્તાપણાનું વીર્ય સ્ફુરે છે, ને જ્ઞાનભાવ જાગે છે. તે જ્ઞાનભાવમાં અનંતીઆત્મશક્તિનો રસ નિર્મળપણે ઉછળે છે. —આનું નામ 'આત્મપ્રસિદ્ધિ'

આ સમયસારમાં આત્માનું અલૌકિક સ્વરૂપ સમજાવીને સમ્યગ્દર્શન કેમ થાય, એટલે કે આત્માનો પ્રગટ અનુભવ કેમ થાય તેની વાત કરી છે. ૪૭ શક્તિના વર્ણનથી જેવો આત્મા બતાવ્યો તેને ઓળખતાં નવે તત્ત્વોનું જ્ઞાન થઈ જાય છે, સંવર પ્રગટે છે ને આસ્રવનો અભાવ થાય છે એકેક શક્તિમાં તો ઘણી ગંભીરતા ભરી છે, પણ વાણીથી તો કેટલો વિસ્તાર થાય? અંદર ચેતન્યને પકડે ત્યારે પાર પમાય

આત્માનું વીર્યબળ એવું નથી કે રાગને રચે, ત્યાં પરને રચવાની શી વાત! ભાઈ, જો તું રાગની રચનાવાળો જ આત્મા અનુભવતો હો તો તને તારી વીર્યશક્તિની ખબર નથી તારી વીર્યશક્તિવાળો આત્મા અનંત ગુણ અને નિર્મળ પર્યાય સહિત અનુભવમાં આવે તો તારું જ્ઞાન સાચું, ને તો તેં તારી વીર્યશક્તિને ઓળખી

અનંતગુણનો પૂંજ આત્મા તું પોતે, તારી આ વાત છે. તારામાં જે અમાપ શક્તિ પડી છે તે કેમ ખીલે, તે બતાવે છે. આનંદથી ભરેલા ચૈતન્યદરિયાને જે ભૂલ્યો તે રાગદ્વેષને કરે છે, સમ્યગ્દર્શન થતાં ચૈતન્યદ્રવ્યને ધ્યેયમાં લીધું, આનંદના દરિયામાં ડુબકી મારી, ત્યાં રાગદ્વેષનું કર્તૃત્વ રહેતું નથી. સ્વરૂપની નિર્મળ રચના કરે તે સ્વવીર્યનું કામ છે, એને જ સાચું આત્મબળ કહેવાય. વિકારને રચે તે આત્મબળ નહિ વીર્યશક્તિમાં એવો વીરરસ

છે કે પામરતાને તોડીને પરમાત્મપણાની રચના કરે, અશુદ્ધતાને તોડીને શુદ્ધતાપણે પ્રગટ થાય, અલ્પજ્ઞતાને દૂર કરીને સર્વજ્ઞતા ખીલવે, દુઃખને દૂર કરીને પરમ આનંદને પમાડે. –આ રીતે આત્મા પોતાની વીરતાવડે અનંત શક્તિના નિર્મળ કાર્યને કરે છે.

જ્ઞાનમાં જાણવાનું વીર્ય (તાકાત, આત્મબળ) છે, તેમ વીર્યમાં સ્વરૂપને રચવાની વીરતારૂપ વીર્ય છે. તે વીર્ય આત્માને સ્વઘરમાં સ્થિર રાખે છે—સ્વરૂપમાં ટકાવી રાખે છે તેથી તેને 'ગૃહ–સ્થ' (ગૃહ એટલે સ્વઘર તેમાં સ્થિત) કહ્યું છે. રાગમાં જાય તે વીર્યને સ્વઘરનું ન કહેવાય. વીર્યશક્તિ બ્રહ્મસ્વરૂપ આત્માના આનંદમાં ચરે છે (સ્વરૂપમાં મગ્ન રહે છે) તેથી તે 'બ્રહ્મ-ચારી' છે. આમ એકેક શક્તિમાં અનંતશક્તિનો રસ ભર્યો છે. એ રીતે પરસ્પર કથંચિત મળેલા અનંતશક્તિના રસથી એકરૂપ આત્માને ધર્મી અનુભવે છે. અનંતશક્તિથી એકરસ ચૈતન્યભાવપણે આત્મા પરિણમતો હોવાથી તે અનેકાન્તસ્વરૂપ છે.

રાગાદિ પરભાવપણે પરિણમવું તે તો કાયરતા છે. વીરતા તો તેમાં છે કે પોતાના શુદ્ધસ્વરૂપને ટકાવી રાખવું ને તેમાં પરભાવના અંશને પણ પ્રવેશવા ન દેવો. આત્માની શક્તિમાં તો એવી વીરતા છે કે વિભાવને તોડીને વીતરાગતાને ને કેવળજ્ઞાનને રચે. રાગને રચે એવી કાયરતા આત્માની શક્તિમાં નથી, તે આત્મશક્તિનું કાર્ય નથી. વિકારના કર્તૃત્વમાં રોકાય એ તો બાલ-વીર્ય છે, અજ્ઞાનવીર્ય છે. આત્માના સ્વભાવનું પંડિત-વીર્ય તે નથી. આત્મા તો વીર થઈને સ્વવીર્યથી પોતાના નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાયમાં વ્યાપે એવી તેની વીરતા છે. અરે જીવ! તારી વીરતાને પણ તેં જાણી નહિ ને વીર્યહીન થઈને કાયરપણે સંસારમાં ભટકી રહ્યો છે! –એ ભટકવું તને નથી શોભતું, ભાઈ! તારામાં તો કેવળજ્ઞાન લેવાની વીરતા ભરી છે ને! સ્વસન્મુખ થઈને તારી શક્તિના એક ટંકારે કેવળજ્ઞાન લે એવી તારી તાકાત છે. રાગમાં રોકાવું તે વીરતા નથી. આત્માના સ્વરૂપનું વીર્ય તો સ્વરૂપની નિર્મળતાને રચનારું છે.

અરે, સંતોએ આત્માની વીરતાની કેવી અદ્ભુત વાત સમજાવી છે! આ સમજતાં આત્માને વીરતા ચડી જાય એવી વાત છે. અરે તું ત્રણલોકનો નાથ થઈને આવા અશુદ્ધ ભાવોમાં રાચી રહ્યો છે, તને શરમ નથી આવતી?

અમૃતનો સાગર તું છો. તારામાંથી તો અતીન્દ્રિય-અમૃતના પ્રવાહ વહે, તારા આત્મામાં શાંત-અકષાય અમૃતરસના સાગર ઉલ્લસે એવું તારું સ્વરૂપ છે. કષાય પ્રગટે એવું તારામાં છે જ નહિ. તું તો જગતનો ઈશ્વર, જગતમાં સૌથી મહાન શક્તિનો સ્વામી છો. અરે, જેમાંથી કેવળજ્ઞાન પ્રગટે એવી ચૈતન્યરિદ્ધિનો સ્વામી તું, તારી રિદ્ધિ પાસે જગતની બીજી કોઈ રિદ્ધિ-સિદ્ધિની કાંઈ ગણતરી નથી, તું જ તારી ચૈતન્યરિદ્ધિનો ધારક ઋષિ છો, અને તું જ સાધક થઈને નિજસ્વરૂપને સાધનારો સાધુ છો, નિજસ્વરૂપનું મનન કરનારો-જાણનારો મુનિ પણ તું જ છો, અને શુદ્ધોપયોગરૂપ યત્ના વડે વિકારી પર-ભાવોમાંથી આત્માની રક્ષા કરનારો યતિ પણ તું જ છો. આ રીતે ઋષિપણું, સાધુપણું, મુનિપણું, યતિપણું-એ બધા ભાવો તારી એકેક શક્તિમાં ભર્યાં છે. તારી શક્તિના સામર્થ્યનો પાર નથી. અનંત સામર્થ્યથી ભરેલા અનંત ગુણોથી તું ભરપૂર છો. અહો, આત્માનો વૈભવ અદ્‌ભુત છે, આનંદકારી છે. અહો, અદ્‌ભુત જેનું સામર્થ્ય ને અદ્‌ભુત જેનો મહિમા -એવો મારો સ્વભાવ છે,-આમ આત્મસ્વભાવનો મહિમા લાવીને જ્ઞાની તેની શ્રદ્ધા અને અનુભવ કરે છે.

કલશ ૨૭૩-૨૭૪ માં કહે છે કે—અહો, આત્માનો આ સહજ વૈભવ અદ્‌ભુત છે, અજ્ઞાનીના જ્ઞાનમાં તે આશ્ચર્ય ઉપજાવે છે કે આ તો અસંભવિત જેવી વાત છે! જ્ઞાનીને જોકે વસ્તુસ્વભાવમાં આશ્ચર્ય નથી પણ આત્માના અદ્‌ભુત વૈભવને જાણતાં, પૂર્વે કદી ન થયેલો એવો અદ્‌ભુત પરમ આનંદ થાય છે અને તેથી તે આનંદનું આશ્ચર્ય થાય છે 'અહો! આ જિનવચનો મહા ઉપકારી છે, વસ્તુના યથાર્થ સ્વરૂપને જણાવનારા છે, મેં અનાદિકાળ આવા યથાર્થ સ્વરૂપના જ્ઞાન વિના ખોયો!' -આમ મહિમા લાવીને જ્ઞાની શ્રદ્ધા કરે છે. જ્યાં ભાન થયું ત્યાં ખબર પડી કે અહો, મારા આત્માનો અદ્‌ભુતથી પણ અદ્‌ભુત સ્વભાવ-મહિમા જયવંત વર્તે છે, ચૈતન્યનો ચમત્કાર જયવંત વર્તે છે. અનેકાન્તસ્વરૂપ આત્મગુણનો વૈભવ અચંબો ઉપજાવે છે. जीवद्रव्यके स्वरूपकी बडाई मनसे उत्कृष्ट है।

ભાઈ, આ જે કાંઈ અદ્‌ભુત વૈભવ કહેવાય છે તે બધુંય તારામાં ભર્યું છે. અહો, આત્મસ્વભાવના સામર્થ્યની શી વાત! -જે અનુભવગમ્ય થાય પણ વિકલ્પમાં ન આવે. અજ્ઞાનીને આવો નિજમહિમા લક્ષમાં નથી આવતો

બહારના જડપદાર્થોની તાકાતનો (અણુબોમ્બ કે રોકેટ વગેરેનો) મહિમા અજ્ઞાનીને દેખાય છે, પણ એ બધાયને જાણનારો પોતે અચિંત્ય જ્ઞાનતાકાતથી ભરેલો છે–તેનો મહિમા દેખાતો નથી. રોકેટ એક કલાકમાં હજારો કે લાખો માઈલ ગતિ કરે તેનો મહિમા લાગે છે, પણ ભાઈ! પરમાણુમાં એવો ગતિ-સ્વભાવ છે કે એક સમયમાં ૧૪ રાજુ (અસંખ્યાતા માઈલ) ગતિ કરે; અને તારા જ્ઞાનમાં એવો અચિંત્યસ્વભાવ છે કે એક સેકંડમાં અનંતાનંત યોજનને (લોકાલોકને) જાણી લ્યે. તો હવે કોની તાકાત વધારે? અહો, આત્માના આવા સ્વભાવને બતાવનારી જિનવાણી મહા ઉપકારી છે.

તારા ગુણના હાલરડાં ગાઈને જિનવાણી-માતા જગાડે છે કે હે જીવ! તું જાગી જા! મોહનિંદ છોડીને તું જાગ અને તારા આત્મવૈભવને સંભાળ. અમે તને તારા ગુણના એવા ગાણાં સંભળાવીએ કે જેને લક્ષમાં લેતાં આનંદના નિધાન પ્રગટે....ને સર્વજ્ઞસ્વભાવથી ભરેલો આખો આત્મા પ્રતીતમાં આવી જાય.

અનંતગુણનિધાન આત્મામાં જ્યાં દૃષ્ટિ ગઈ ત્યાં આનંદકારી ખળભળાટ થઈને અનંતગુણનું નિર્મળ પરિણમન થવા માંડયું, ને નિર્મળપર્યાયની રચના થવા લાગી. –આવું આત્માની વીર્યશક્તિનું કાર્ય છે. આત્માના અનંતગુણને પર્યાયમાં પ્રગટ કરીને નિર્મળતાને રચે તે નિશ્ચયવીર્ય છે, ને વિકારની રચનારૂપ વ્યવહારવીર્યનો તેમાં અભાવ છે; આવો અનેકાન્ત છે. પણ વીર્યશક્તિ રાગને અને નિર્મળતાને બંનેને રચે એવો અનેકાન્ત અહીં નથી.

વીર્યશક્તિવાળા આત્માને પ્રતીતમાં લેતો સ્વસન્મુખ વીર્યનો જે અંશ ઊછળ્યો તે હવે અધૂરો નહિ રહે કે વિકારમાં નહિ અટકે; તે તો શક્તિના અવલંબને પૂરું કાર્ય કરશે. સ્વભાવસન્મુખ જ્ઞાનનો જે અંશ ઊછળ્યો તે હવે સર્વજ્ઞતાને સાધશે; આનંદનો જે કણ જાગ્યો તે પૂર્ણઆનંદને પ્રગટ કરશે. –આમ પ્રતીતના બળે સ્વભાવનો એક અંશ ખૂલતાં પૂર્ણ સ્વભાવવાળો આત્મા પ્રતીતમાં આવી જાય છે. –આનું નામ શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયું કહેવાય.

જુઓ ભાઈ, આ તો વસ્તુસ્વભાવના ગંભીર રહસ્યો છે. સર્વજ્ઞભગવાને જેવું વસ્તુસ્વરૂપ જાણ્યું તેવું કહ્યું, તે સ્વરૂપ સન્તોએ પ્રગટ કર્યું, તેનો મહિમા

આવ્યા વગર તે સમજાય નહિ. અજ્ઞાનીને પોતાના આત્માના વૈભવની પ્રતીત બેસતી નથી એટલે તે રાંક જેવો થઈને તૂચ્છ રાગમાં કે સંયોગોમાં રાજી રાજી થઈ જાય છે. પણ અરે ભગવાન! આત્માનું ભાન કરીને જ્યારે તું ચક્રવર્તી થઈશ, ને જ્યારે તને વૈરાગ્ય થશે ત્યારે ચૈતન્યનિધાન પાસે એ ચક્રવર્તીના રાજને ને ચૌદનિધાનને તરણાં જેવા સમજીને તું એવા છોડીશ કે ચૈતન્યના આનંદમાં લીનતા આડે તને લક્ષ પણ નહિ રહે કે મેં આ છોડયું! અરે, હું તો અનંતગુણનો બાદશાહ, સર્વજ્ઞ જેટલો મારો વૈભવ, તેમાં રાગ કે સંયોગ નથી.—એવા ભેદજ્ઞાનપૂર્વક સ્વાનુભૂતિ થતાં અતીન્દ્રિય આનંદની લહેજતમાં સંયોગ કેમ કરીને છૂટયા ને રાગ છૂટીને કયાં ગયો તેનું લક્ષેય નહિ રહે. ધર્મી જાણે છે કે હું તો મારા સ્વ-વીર્યથી મારા કેવળજ્ઞાનને-સુખને-પ્રભુતાને પ્રગટ કરીશ. રાગને કે પામરતાને રચે એવું મારા સ્વવીર્યનું કામ નથી પણ તે રાગને અને પામરતાને તોડે એવું મારા સ્વવીર્યનું કામ છે.

અરે! આવા તારા આત્માની વાત સાંભળતાં તેનો ઉલ્લાસ તો લાવ. જેની વાત સાંભળતાં પણ આનંદની ઊર્મિ ઊછળે તે વસ્તુના અનુભવની શી વાત! એકનો એક વહાલો પુત્ર પરદેશ ગયો હોય, કાંઈ સમાચાર ન હોય, ને અચાનક દશ વર્ષે ઘરે આવે, આવે તો ખરો ને સાથે ૪૭ લાખ રૂપિયા કમાઈને લાવે, ત્યાં તેના માતા-પિતાને હૃદયમાં કેવો પ્રેમ ઊછળી જાય છે! —વાહ, મારો પુત્ર કમાઈને આવ્યો! અરે, પુત્રને દેખ્યા પહેલાં હજી તો તેના આવવાના સમાચાર સાંભળે ત્યાં પણ હરખ-હરખ થઈ જાય છે. તેમ અહીં અનંતકાળથી ભૂલાયેલી આત્મશક્તિ સંતો ઓળખાવે છે, તેને ઓળખતાં આત્માર્થી જીવો ઉલ્લસિત થાય છે કે વાહ! આવી મારી શક્તિ! ભાઈ, તારી સ્વશક્તિને દેખીને એકવાર આનંદમાં આવી જા, ને અનુભવમાં લે. અનુભવ પહેલાં સંતોના શ્રીમુખે એના શ્રવણથી પણ મુમુક્ષુનું હૃદય આનંદથી ઊછળી જાય છે. વાહ! જેના શ્રવણમાં આટલો આનંદ તેના અનુભવના આનંદની શી વાત!! ૪૭ લાખેણી શક્તિનો વૈભવ લઈને તારી નિર્મળપર્યાયરૂપી પ્રજા તારી પાસે આવે છે—માટે તું આનંદિત થઈને એનો સત્કાર કર. તારામાં અનંતી લક્ષ્મી ભરેલી છે, તે અખૂટ ભંડાર ખુલ્લા કરીને સંતો તને બતાવે છે તે જોઈને રે જીવ! તું પ્રસન્ન થા કે અહો આવી મારી લક્ષ્મી! મારા ભંડારમાં આટલો મહાન વૈભવ! મારામાં આવી અનંત શક્તિ! આવો

પવિત્રતાનો પિંડ હું !! –આમ આનંદથી ઊછળી જા....પરિણતિને અંતરમાં વાળ. આત્માની અનંતી લક્ષ્મીના ભેટા થવાનો આ અવસર આવ્યો છે. આ વિકાર કે અલ્પતા હું નહિ, હું તો ચૈતન્યની અનંત શક્તિનો સાગર છું –એમ જ્યાં આત્માનો ભરોસો કરીને અંતરમાં વળ્યો ત્યાં શ્રદ્ધા-જ્ઞાન-આનંદના નિર્મળ અંશો પ્રગટ્યા. આવા શ્રદ્ધા-જ્ઞાન-આનંદથી પૂર્ણ ભરેલો હું છું–એમ પૂર્ણસ્વભાવ પ્રતીતમાં આવ્યો, એટલે ભગવાન આત્મા તેના અસલી સ્વરૂપે પ્રસિદ્ધ થયો.

આ રીતે ભગવાન આત્માને પ્રસિદ્ધ કરીને નિર્મળ પર્યાયોની રચના કરે તે વીર્યગુણનું કાર્ય છે, તેમાં અશુદ્ધતાનો અભાવ છે એટલે કે વ્યવહારનો અભાવ છે. જેમ ત્રિકાળી દ્રવ્યમાં ને ગુણમાં વિકારનો અભાવ છે, તેમ તેના આશ્રયે પ્રગટેલી નિર્મળ પર્યાયમાં પણ વિકારનો અભાવ જ છે. સમ્યગ્દર્શન પ્રગટ્યું ને ભેદજ્ઞાન થયું ત્યાં એક સમયની પર્યાયમાં બે ભાવોની વહેંચણી થઈ ગઈ,—નિર્મળભાવ તે આત્માનું કાર્ય, અને તે જ વખતે વર્તતો વિકાર-ભાવ તે આત્માનું ખરૂં કાર્ય નહિ. નિર્મળતા અને વિકાર એ બંનેનું એક હોવું અસંભવિત છે.

જેમ વીરતામાં કાયરતા નહિ, તેમ વીતરાગતામાં વિકાર નહિ. વીર જાગે તેનામાં કાયરતા હોય નહિ: તેમ વીતરાગસ્વભાવ જેણે દૃષ્ટિમાં લીધો તેનામાં રાગની રુચિ હોય નહિ જ્યારે ધાતુકીખંડનો રાજા પદ્મનાભ અર્જુનની પત્ની દ્રૌપદીને હરીને લઈ ગયેલો અને પાંડવો તથા શ્રીકૃષ્ણ તેને પાછી લાવવા માટે પદ્મનાભ સામે લડવા ગયા, ત્યારે પાંડવો તો હારીને પાછા વળ્યા: પછી શ્રીકૃષ્ણ લડવા ઊભા થયા, તેમણે જ્યાં શંખ ફૂંક્યો ત્યાં તો ત્રીજા ભાગનું લશ્કર ભયભીત થઈને ભાગ્યું; પછી જ્યાં ધનુષ-બાણ હાથમાં લઈને ટંકાર કર્યો ત્યાં વળી બીજો એકભાગ ભાગ્યો; ને બાકીનું ભયભીત થઈને શરણે થઈ ગયું. તેમ નિર્મળપર્યાયરૂપી દ્રૌપદીને મેળવવા માટે પાંચ પાંડવરૂપી ઇન્દ્રિયો પાછી પડે છે; કર્મને કૃષનાર કૃષ્ણ એવો આ ચૈતન્યભગવાન જ્યાં જાગ્યો ને સમ્યક્શ્રદ્ધાનો શંખ ફૂંક્યો ત્યાં મિથ્યાત્વ તો ભાગ્યું, સ્વાનુભૂતિના ટંકારે અજ્ઞાન પણ ભાગ્યું, થોડીક અસ્થિરતા રહી તેનું જોર તૂટી ગયું ને ક્રમેક્રમે તે પણ ભાગવા માંડી. –આવી તાકાતવાળો આત્મા છે, તેનામાં અનંતી વીરતા છે. પણ પોતાના સામર્થ્યનો ભરોસો પોતાને આવવો જોઈએ.

જેમ મૃગની ડૂંટીમા કસ્તૂરી હોય ને ચારેકોર તેની સુગંધ પ્રસરે, ત્યાં મૃગ તે સુગંધ બહારમાં ઢૂંઢે છે, આવી સરમ સુગંધ મારામા જ ભરી છે એવો એને વિશ્વાસ નથી આવતો. પણ જે સુગંધને તે બહારમા શોધે છે તે તેનામા જ ભરી છે. તેમ સિદ્ધપદની ને કેવળજ્ઞાનના મહિમાની વાત સાભળતાં જીવ બહારમા ભગવાન સામે જુએ છે, પણ ભાઈ, એ ભગવાનને જેવું સિદ્ધપદ ને કેવળજ્ઞાન પ્રગટ્યુ તેવુ સામર્થ્ય તારા સ્વભાવમા ભર્યુ છે, અંતર્મુખ થઈને જો તો કેવળજ્ઞાનના ભંડાર તને તારામા જ દેખાશે

અહો, આત્માના આવા અદ્દભુત સ્વભાવની વાત સાભળતા મુમુક્ષુને ઉલ્લાસ આવે, ને પરિણતિ રાગમાથી હટીને ચૈતન્યમા ઘૂમી જાય એટલે કે સમ્યગ્દર્શન થાય, એવી આ વાત સન્તોએ બતાવી છે. સન્તોએ આત્મવૈભવ દેખાડીને મહાન ઉપકાર કર્યો છે

ભાઈ, તારા સ્વવીર્યની શોભા અને શણગાર તો એમા છે કે સમ્યગ્દર્શનાદિ નિર્મળપર્યાયને રચીને આત્માને શોભાવે. બહારના શણગારથી તારી શોભા નથી, રાગના શણગારથી તારી શોભા નથી. રાગ એ કાઈ શણગાર નથી એ તો ભંગાર છે, એનાથી આત્માની શોભા નથી બહારમા જરાક પુણ્યના ફળ (રાજ વગેરેને) દેખે ત્યા લોકો મૂર્છાઈ જાય છે અહી તો કહે છે કે પુણ્યથી કે તેના ફળથી આત્માની શોભા નથી આત્માની શોભા તો સમ્યગ્દર્શન, જ્ઞાન, આનંદ, ચારિત્ર, સિદ્ધપદ વગેરે નિર્મળપર્યાયોના શણગારથી છે. આત્માની શોભા તો પોતાના ભાવથી હોય, કે બીજાથી ? અને નિર્મળભાવથી હોય કે મલિન ભાવથી ? મલિનતામા આત્માની શોભા કેમ હોય ? નિર્મળપરિણતિ કે જે આત્મા સાથે અભેદ થાય છે તેના વડે જ આત્માની શોભા છે. જ્ઞાનની શોભા એમા છે કે નિર્મળ થઈને આત્માને જાણે ને કેવળજ્ઞાનના પવિત્ર તરંગ ઉછાળે, શ્રદ્ધાની શોભા એમા છે કે નિર્મળ થઈને શુદ્ધઆત્માને પ્રતીતમા લ્યે, ચારિત્રની શોભા એમા છે કે અતીન્દ્રિય આનંદમા આત્માને લીન રાખે, વીર્યશક્તિની શોભા એમા છે કે સ્વવીર્યથી આત્માના અનંતગુણની નિર્મળપર્યાયોને રચે. આવી શક્તિવાળો આત્મા જેને પ્રતીતમા આવે તેને અનંતગુણમા નિર્મળતાના અંકુરા ખીલ્યા, ને હવે વધીને અલ્પકાળમા કેવળજ્ઞાન અને મોક્ષરૂપી ફળ પાકશે એકેક પર્યાયમા અનંતા ગુણોનો રસ ભેગો છે, પર્યાયમા બધા ગુણોનુ પરિણમન સવળુ થઈને વિકસવા લાગ્યુ, એટલે ભગવાન આત્મા પોતાના અનંતવૈભવસહિત પર્યાયમા પ્રસિદ્ધ થયો.

આત્મા અનંતગુણનો સાગર છે, ને તેના એકેક ગુણમાં અનંતગુણના રસનો સાગર ભર્યો છે; લક્ષણભેદ હોવા છતાં બધા ગુણોને સર્વથા ભેદ નથી, એટલે સ્વાનુભવમાં સર્વે ગુણોનો રસ સમાઈ જાય છે.

આવું વસ્તુસ્વરૂપ સમજે તો આત્માની સાચી કિંમત સમજાય. આ ચૈતન્યરત્ન જગતમાં સર્વશ્રેષ્ઠ છે. આવો ચૈતન્યહીરો હાથ આવ્યો છે, એના અનુભવનો અવસર આવ્યો છે. પણ અજ્ઞાનીને તેની કિંમત ભાસતી નથી, રાગના કર્તૃત્વમાંથી તે ઊંચો આવતો નથી. એને તો, 'હીરો આવ્યો હાથ પણ મૂર્ખ ભરવાડે બકરીના કાને બાંધ્યો'–એના જેવું છે. ચૈતન્યહીરો હાથ આવ્યો છે પણ મૂર્ખ-અજ્ઞાની ભરવાડ જેવો તેને રાગના કર્તૃત્વરૂપી બકરીની ડોકે બાંધે છે; ચૈતન્યરત્નને તે ભોગમાં ને રાગમાં વેડફી નાંખે છે.–જેમ એક મૂર્ખાએ હાથ આવેલો ચિંતામણિ કાગડાને ઉડાડવા માટે ફેંકી દીધો તેમ અજ્ઞાની ચૈતન્યરત્નના અનુભવના આ અવસરને ગુમાવી દે છે. અરે ભાઈ! ચૈતન્યહીરાનો અપાર મહિમા છે, આખા જગતના વૈભવવડે પણ એનાં મૂલ્ય થાય તેમ નથી; તેને સાધવાનો આ અવસર આવ્યો છે. આવા ટાણે સાચા જીવનો પુરુષાર્થ ઉલ્લસી જાય.–એ જગત સામું જોવા રોકાય નહિ. જેમ રણે ચડેલા રજપૂતનું શૌર્ય છૂપે નહિ,–એ કાંઈ એવા ટાણે બાયડીનાં મોઢાં જોવા રોકાય નહિ; તેમ ચૈતન્યને સાધવા માટે શૂર-વીર થઈને જે રણે ચઢ્યો છે તેની વીરતા ટાણાં આવ્યે ઉલ્લસી જાય, તે જગતના રાગમાં રોકાય નહિ. અહા, આત્મશક્તિને સાધવાના અવસર આવ્યા ત્યાં આત્માર્થીનું વીર્ય છૂપું રહે નહિ, એ તો સ્વભાવ તરફ ઉલ્લસી જાય. ચૈતન્ય-રાજા જાગ્યો તો પૂર્ણતાની પ્રતીતવડે મોહને મારીને કેવળજ્ઞાનનાં રાજ લેશે, ને અનંતગુણના આત્મ-વૈભવથી શોભી ઊઠશે. 'રાજતે શોભતે તે રાજા' એટલે અનંતા ગુણોની સ્વપરિણતિમાં જે રાજે–શોભે તે સાચો રાજા છે, બાકી તો બધા જગતના ભિખારી છે. રાજા તો તેને કહેવાય કે જે કેવળજ્ઞાનાદિનું રાજ લઈને સ્વતંત્ર-પણે શોભે; જેના ઉપર બીજું કોઈ હોય નહિ. 'न खलु समयसारात् उत्तरं किंचिदस्ति' એટલે કે સમયસાર એવો જે શુદ્ધાત્મ-રાજા તેનાથી ઊંચું ખરેખર કાંઈ નથી. રાગ તો મલિનતા છે, ચૈતન્યરાજાની શોભામાં એવી મલિનતા હોય નહિ.

જુઓ, આત્માના વીર્યસામર્થ્યનું આ વર્ણન ચાલે છે. આકાશની

અવગાહનશક્તિ જે ક્યાંય પૂરી થતી નથી એવા અમાપ આકાશને જાણવાની જેની તાકાત, તેના ભાવસામર્થ્યની શી વાત! જેમ આકાશમાં ક્ષેત્રસામર્થ્ય (અવગાહનશક્તિ) અનંત-અમાપ છે, તેમ ભગવાન આત્મામા ભાવસામર્થ્ય (જ્ઞાન-આનંદ વગેરેની શક્તિ) તેનાથી પણ અનંતગુણી અમાપ છે. આ જગતમા એક આત્મા જ એવુ તત્ત્વ છે કે જેને જાણતા આનંદ થાય છે. આ આત્માની શક્તિ અમાપ છે, એમા કોઈ હદ નથી, થાક નથી, રૂકાવટ નથી વિકલ્પથી જેનો પાર ન પમાય એવો કોઈ અચિંત્ય સ્વભાવ છે, અપાર એનો મહિમા છે

અત્યારે પણ આત્મા આવા ભાવોથી ભરેલો છે. ચારે બાજુ ક્યાય જેનો છેડો નથી એવા આકાશને પણ જાણે છે કોણ? ક્ષેત્રથી ભલે તે મોટુ, પણ તેને જાણે છે કોણ? જાણનાર તો આત્મા છે, એના ગુણોના મહિમાની શી વાત! એકેક ગુણના સામર્થ્યમા જાણે આખુ દ્રવ્ય સમાઈ જતુ હોય! એવા સામર્થ્યનો દરિયો એકેક ગુણમા ભર્યો છે. ને એવા અનંત ગુણનો સાગર આ ચૈતન્ય-રત્નાકર છે અહો, આત્માની એકેક શક્તિનુ અદ્ભુત માહાત્મ્ય આચાર્યદેવે પ્રસિદ્ધ કર્યુ છે. ટૂંકા વર્ણનમા તો શક્તિના ગંભીર-ભાવો ભરી દીધા છે.

આત્માની શક્તિમા અનંતી પ્રભુતા ભરી છે. આકાશની અનંતતા કરતા ભાવઅપેક્ષાએ જ્ઞાનની અનંતતા ઘણી મોટી છે. આકાશના અનંતાનંત અવિભાગપ્રતિચ્છેદો કરતા કેવળજ્ઞાનના અવિભાગપ્રતિચ્છેદો એટલા બધા વધારે છે કે આકાશના અવિભાગઅંશોનો અનંતવાર વર્ગ કરવામાં આવે તોપણ કેવળજ્ઞાનનુ માપ નીકળી ન શકે. એ કેવળજ્ઞાનના અચિંત્ય સામર્થ્યની શી વાત! એવા અનંતા કેવળજ્ઞાન પ્રગટવાની તાકાત જ્ઞાનગુણમા ભરી છે, ને એવા-એવા અનંતગુણોનો વૈભવ આત્મામા છે આત્માની એક નિર્મળ-પર્યાયમા એ બધા ગુણોનો ભાવ ઉલ્લસે છે.

આવા આત્મવૈભવને પ્રતીતમા લઈને સ્વવીર્યથી શ્રદ્ધા-જ્ઞાન-આનંદની નિર્મળપર્યાયોને રચવી તે આત્માની વીર્યશક્તિનુ કાર્ય છે.

આ રીતે વીર્યશક્તિનુ વર્ણન પૂરુ થયું.



ॐ

અનાદિ અનંત એક નિજ
શુધ્ધ ચૈતન્ય સ્વરૂપ તેનું સ્વ
સન્મુખ થઈ આરાધન કરવું તેજ
પરમાત્મા થવાનો સાચો ઉપાય છે.

(ગુરુદેવના હસ્તાક્ષર)

*



[ ૭ ]

# પ્રભુત્વ શક્તિ

[ अखण्डितप्रतापस्वातन्त्र्यशालित्वलक्षणा प्रभुत्वशक्तिः ]



આત્માની પ્રભુતા સાભળતા મુમુક્ષુ જીવ આશ્ચર્ય પામીને સ્વસન્મુખ જુએ છે, પોતાના આત્માની પ્રભુતાનો વૈભવ જાણીને તે આનંદિત થાય છે, ને જ્ઞાની મહાત્માનો ઉપકાર માને છે કે અહો, મારા આત્મામા આવી પ્રભુતા તો અનાદિથી જ હતી, પણ મને તેની ખબર ન હતી, તેથી અત્યાર સુધી હુ બહારમા ભટક્યો હવે ભાન થતા દીનતા ટળી ને પ્રભુતા પ્રગટી

જ્ઞાનમાત્ર ભાવમાં ઉલ્લસતી આત્માની અનંત શક્તિઓમાંથી છ શક્તિનું વર્ણન થયું. સાતમી પ્રભુત્વશક્તિ છે. આત્મા અખંડિત પ્રતાપવાળી સ્વતંત્રતાથી શોભે છે—એવી તેની પ્રભુતા છે. જ્ઞાનસ્વરૂપ આત્માને ઓળખતાં આવી પ્રભુતાનું પણ ભેગું ભાન થાય છે. આત્માની પ્રભુતા એવી છે કે તેને કોઈ તોડી શકે નહિ. કે પરાધીન બનાવી શકે નહિ. આવી પ્રભુતાના ભાન-વડે પર્યાયમાં પ્રભુતા પ્રગટે છે.

જગતમાં રાજા-મહારાજાનો પ્રતાપ તો એનાથી મોટા બીજા રાજાવડે ખંડિત થઈ જાય છે; જુઓને, ભરત ચક્રવર્તી જેવાનો પ્રતાપ પણ બાહુબલી-વડે ખંડિત થઈ ગયો;—એ તો પુણ્યનો પ્રતાપ છે, એ કાંઈ અખંડિત પ્રતાપ નથી. આ ચૈતન્યરાજા અનંતગુણનો ચક્રવર્તી, તેનો પ્રતાપ કોઈથી ખંડિત થાય નહિ, તેની સ્વતંત્રતાને કોઈ લૂંટી શકે નહિ. આવી અનંતગુણની પ્રભુતા-શોભા આત્મામાં ભરી છે. એક પ્રભુત્વગુણે સર્વગુણોમાં પ્રભુતા આપી છે, એટલે બધા ગુણો અખંડિત પ્રતાપવાળી સ્વતંત્રતાથી શોભી રહ્યા છે. રાગવડે ગુણની પ્રભુતા ખંડિત થતી નથી, પણ ગુણની નિર્મળપર્યાય પ્રગટ કરીને રાગને ખંડ-ખંડ કરી નાંખે એવી દરેક ગુણમાં તાકાત છે. પ્રભુત્વને લીધે આત્માના સર્વ ગુણોમાં પ્રભુતા છે, ને તેના પરિણમનમાં રાગનો અભાવ છે. એનો અભાવ જ છે પછી તે આત્માની પ્રભુતાને ખંડિત કરે એ વાત ક્યાં રહી?

જુઓ, આ આત્માની પ્રભુતા! અહા, આત્મામાં પ્રભુતા ભરી છે તેનું અનંત માહાત્મ્ય છે. આવા આત્મામાં દૃષ્ટિ કરતાં પર્યાયમાં પ્રભુતા પ્રગટે છે. દુનિયામાં એવો કોઈ દુશ્મન નથી કે જે આત્માની પ્રભુતાને તોડી શકે. સાતમી નરકના જીવને પોતાની પ્રભુતાના અવલંબને જે સમ્યગ્દર્શન પ્રગટ્યું છે, ત્યાંની અનંતી પ્રતિકૂળતામાં એવી તાકાત નથી કે સમ્યગ્દર્શનની જે પ્રભુતા પ્રગટી છે તેને તોડી શકે. દરેક ગુણની નિર્મળપર્યાયમાં પ્રભુતા છે, એટલે કે પોતાથી સ્વતંત્રપણે તે શોભે છે. કોઈ સંયોગને લીધે તેની શોભા છે કે રાગને લીધે તેની શોભા છે—એમ નથી. જ્ઞાનની પ્રભુતામાં જ્ઞાનાવરણકર્મનો અભાવ છે, તેની પ્રભુતાને જ્ઞાનાવરણકર્મ હણી શકે નહિ. સિદ્ધપ્રભુ લોકાગ્રે નિજસ્વરૂપમાં બિરાજે છે, તેઓ જ્યાં સ્થિર રહ્યા છે ત્યાં પોતાની સ્વતંત્ર પ્રભુતાથી જ રહ્યા છે,—નહિ કે ઉપર ધર્માસ્તિકાયનો અભાવ હોવાને લીધે પરાધીનપણે ત્યાં અટકી જવું પડ્યું. અરે, સિદ્ધપ્રભુમાં પણ જેને પરાધીનતા

દેખાય તે જીવ આત્માની સ્વતંત્ર પ્રભુતાને કઈ રીતે પ્રતીતમા લેશે? બાપુ! આત્માની પ્રભુતાના સ્વતંત્ર પ્રતાપને કોઈ હણી શકતુ નથી દ્રવ્ય, ગુણ કે પર્યાય ત્રણેમા આવી પ્રભુતા છે

કોઈ કહે કે જ્ઞાન કેમ નથી ઊઘડતુ ? તો કહે છે કે તુ તારી પ્રભુતાને સંભાળતો નથી માટે, સર્વજ્ઞતા પ્રગટે એવી પ્રભુતા તારામા ભરી છે પણ તુ તેની સન્મુખ થા તો પર્યાયમા તે પ્રગટે. પ્રભુતાથી વિમુખ થયો એટલે પર્યાયમા પામરતા થઈ છતા શક્તિમા તો પ્રભુતા ભરી જ છે પામરતા એવીને તારી પ્રભુતાને તે મંતાડી રાખી છે. પ્રભુતાને પ્રતીતમા લઈને તેનુ સેવન કર તો પર્યાયમા સર્વજ્ઞતારૂપ પ્રભુતા ઊઘડી જાય, ને તારો આત્મા અખંડ પ્રતાપવાળી સ્વતંત્રતાથી શોભી ઊઠે

જ્ઞાનસ્વરૂપ આત્મા અનંતગુણથી ભરેલો છે. તે સ્વરૂપની અનુભૂતિમાં અનંત ગુણોનો સ્વાદ ભેગો છે. આ રીતે જ્ઞાન સાથે અવિનાભૂત અનંત ગુણ-પર્યાયોનો જે સમૂહ છે તેવડો આત્મા છે. આત્મા પોતાના અનંત ગુણ-પર્યાયોમા વ્યાપક છે તેને બદલે પરમાં વ્યાપક માને છે એટલે તે અનુભવમા આવતો નથી. પરથી આત્મા ભિન્ન છે પણ તેને જાણનારુ જે જ્ઞાન છે તેનાથી અભિન્ન છે. જ્ઞાન અને તેની સાથેના આનંદ-પ્રભુતા વગેરે અનંત ગુણોમા આત્મા અભિન્ન છે. આવા આત્મા ઉપર નજર નાખતાં પરમ ચૈતન્યનિધાન એક ક્ષણમાં પ્રગટે છે. અહા, આવુ ચેતન્યનિધાન પોતાની જ પાસે છે પણ જગત તેને બહારમાં શોધે છે.–જાણે કે રાગમાથી મારા ગુણનુ નિધાન પ્રગટશે! પણ ભાઈ, તારા નિધાન રાગમા નથી, ચૈતન્યમાં તારા નિધાન ભર્યા છે તારા નિધાનનુ માહાત્મ્ય કરીને તેમા નજર કર. બધાને જાણનારો પોતે પોતાનુ માહાત્મ્ય ભૂલીને, રાગને અને પરને માહાત્મ્ય આપે છે કે આ પદાર્થ મારા, –પણ એને જાણનારુ પોતાનુ જ્ઞાન મારૂ છે –એમ અનુભવમા નથી લેતો. એને ખબર નથી કે હુ તો જ્ઞાન છુ, ને આ રાગાદિ ભાવો તો ચેતન વગરના છે, તેમનામા સ્વ-પરને જાણવાનો સ્વભાવ નથી પોતાના જ્ઞાનસ્વભાવથી છૂટીને અજ્ઞાની 'પર મારા, રાગ હુ' એમ અનુભવે છે. ભાઈ, પરદ્રવ્ય શરીરાદિ કાઈ તારા જ્ઞાનમા વળગ્યા નથી, છૂટા જ છે, પણ 'આ મારા' એવી ભ્રમણા કરીને તુ તેને વળગે છે—મમતા કરે છે, તેથી પરિભ્રમણ ને દુ:ખ છે તારી અનંતગુણની પ્રભુતાને જાણ તો એ પરિભ્રમણ ને દુ:ખ મટે.

આત્મા ચૈતન્યસ્વભાવી સૂર્ય છે; તેના નિધાન કેવાં? તેનાં ગુણોનું સામર્થ્ય કેટલું? તેનું ક્ષેત્ર કેટલું? સંખ્યા કેટલી? એનું ખરું કાર્ય શું? –એનો વિચાર જીવે કદી યથાર્થરૂપે કર્યો નથી. અહીં અનંતગુણનિધાન બતાવીને આચાર્યદેવ કહે છે કે–ભાઈ, જો તારે શાંતિ ને આનંદનો અનુભવ જોઈતો હોય તો, ને સ્વતંત્રસુખનો રાહ–પંથ જોઈતો હોય તો, જ્ઞાનવડે જાણનારને જાણ. બહારમાં જે દેખાય છે તે તું નથી, જે દેખનારો છે તે તું છો. તારે લઈને રાગ કે શરીર નથી, તારે લઈને તો જ્ઞાન છે, એટલે કે જ્ઞાન જ તારું કાર્ય છે.

આત્મા જાણનાર છે છતાં પોતે પોતાને કેમ નથી જાણતો? જ્ઞાનને સ્વસન્મુખ કરતો નથી તેથી આત્મા જણાતો નથી. અનંત શક્તિનો પરમેશ્વર છે તો પોતે જ, પણ પોતે પોતાને ભૂલી ગયો છે. ૩૮ મી ગાથામાં કહ્યું હતું કે–જેમ કોઈ મૂઠીમાં રાખેલા સુવર્ણને ભૂલી ગયો હોય ને બહાર શોધતો હોય, તે ફરી યાદ કરીને સુવર્ણને પોતાની મૂઠીમાં જ દેખે કે અરે, આ રહ્યું સોનું: મારી મૂઠીમાં જ છે! તેમ અનાદિ અજ્ઞાનથી જીવ પોતાના પરમેશ્વર-આત્માને ભૂલી ગયો હતો, પણ શ્રીગુરુના વીતરાગી ઉપદેશથી વારંવાર સમજાવવામાં આવતાં તેને પોતાની પ્રભુતાનું ભાન થયું, સાવધાન થઈને પોતામાં જ પોતાની પ્રભુતાને જાણી કે અહો, અનંત શક્તિની પરમેશ્વરતા તો મારામાં જ છે, મારામાં જ મારી પ્રભુતા છે; પરદ્રવ્ય અંશમાત્ર મારું નથી; મારા ભિન્ન સ્વરૂપના અનુભવથી હું પ્રતાપવંત છું. –આમ પોતાની પ્રભુતાને જાણી તેનું શ્રદ્ધાન કરીને તથા તેમાં તન્મયપણે લીન થઈને સમ્યક્પ્રકારે આત્મારામ થયો....પોતે પોતાને અનંત શક્તિસંપન્ન જ્ઞાયકસ્વભાવરૂપે અનુભવતો થકો પ્રસિદ્ધ થયો. મોહનો નાશ થઈને જ્ઞાનપ્રકાશ પ્રગટ થયો.

જુઓ, આનું નામ જ્ઞાનદશા; આનું નામ અનુભવદશા; આવી દશા થતાં પોતાને પોતાનો અનુભવ થાય ને પોતાને તેના આનંદની ખબર પડે. અહા! પરમેશ્વરના જ્યાં ભેટા થયા–એ દશાની શી વાત! જ્ઞાનસમુદ્ર ભગવાન આત્મા પ્રગટ થયો.–તે કહે છે કે અહો. બધા જીવો આવા આત્માને અનુભવો; બધા જીવો આત્માના શાંતરસમાં મગ્ન થાઓ. શાંતરસનો સમુદ્ર પોતામાં ઉલ્લસ્યો છે, ત્યાં કહે છે કે બધાય જીવો આ શાંતરસના દરિયામાં તરબોળ થાઓ.

જુઓ તો ખરા, સન્તોને આત્માની પ્રભુતાનો કેટલો પ્રેમ છે ! આત્મા તો અનંત ગુણ-રત્નોથી ભરેલો મોટો રત્નાકર છે. દરિયાને રત્નાકર કહેવાય છે આત્મા અનંતગુણથી ભરેલો દરિયો ચૈતન્ય-રત્નાકર છે, એમાં એટલા રત્નો ભર્યાં છે કે એકેક ગુણના ક્રમથી એનું કથન કરતા કદી પૂરું ન થાય.

આત્મા ચૈતન્યરત્નાકર તો સૌથી મહાન છે.

રત્ન : સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ મોક્ષમાર્ગના ત્રણ રત્નો છે

મહા રત્ન : એ રત્નત્રયના ફળમાં કેવળજ્ઞાનાદિ ચતુષ્ટય પ્રગટે છે તે કેવળજ્ઞાનાદિ મહારત્નો છે.

મહાનથી પણ મહાન રત્ન : જ્ઞાનાદિ એકેક ગુણમાં અનંતા કેવળ-જ્ઞાનરત્નોની ખાણ ભરી છે, તેથી તે મહા-મહા રત્ન છે

મહા-મહા-મહા રત્ન : એવા અનંત ગુણરત્નોની ખાણ આત્મા એ તો મહા-મહા-મહા રત્ન છે. એના મહિમાની શી વાત !

ભાઈ! આવું મહિમાવંત રત્ન તું પોતે છો મહાન રત્નોની ખાણ તારામાં ભરેલી છે. એ સિવાય પરચીજ તારામાં નથી, એ ચીજ તારી નથી, સફતની પરની ચિંતા તે તારે ગળે વળગાડી છે ખરેખર જે તારું હોય તે તારાથી કદી જુદું ન પડે, ને તારાથી જુદું પડે તે ખરેખર તારું હોય નહિ. શું જ્ઞાન આત્માથી કદી જુદું પડશે? -ના. કેમકે તે આત્માથી જુદું નથી, તે તો આત્મા જ છે શરીરાદિ આત્માના નથી, એટલે તે આત્માથી છૂટા પડી જાય છે પહેલેથી જ છૂટા હતા તેથી છૂટા પડ્યા એક-મેક થઈ ગયા હોત તો છૂટા ન પડત એ જ રીતે જ્ઞાન ને રાગ પણ એકમેક થઈ ગયા નથી, ભિન્નસ્વરૂપે જ રહ્યા છે તેથી ભિન્ન પડી જાય છે પ્રજ્ઞા રીણી વડે રાગ તો આત્માથી બહાર નીકળી જાય છે ને જ્ઞાન અંતરમાં એકમેક રહી જાય છે -આવું ભેદજ્ઞાન કરે તો આત્માની સાચી પ્રભુતા ઓળખાય

અહો, પરમેશ્વર-તીર્થંકર પરમાત્માની દિવ્યવાણીમાં પણ જેનો મહિમા પૂરો ન પડે, એવો ચૈતન્યહીરલો તું ! તારા એકેક પાસામાં (એકેક ગુણમાં) અનંતી તાકાત ઝળકે, એવા અનંતા પાસાથી ઝળકતી તારી પ્રભુતા! અનંતશક્તિના વૈભવથી ભરેલ આનંદનું ધામ એવો ભગવાન તું પોતે ! પણ તારી નજરની આળસે તું તને દેખતો નથી 'હરિ' તું પોતે. પોતે પોતાથી

જરાય વેગળો નથી—દૂર નથી, છતાં તેના ભાન વગર અનંતકાળ ગાળ્યો. ભાઈ, હવે તો જાગ! જાગીને તારામાં જો! અંદરમાં નજર કરતાં જ 'મેરો પ્રભુ નહીં દૂર દેશાંતર, મોહિમેં હૈ, મોહે સુઝત નીકે'—એમ તારામાં જ તને તારી પ્રભુતા દેખાશે. જ્ઞાનસ્વરૂપમાં દૃષ્ટિ કરતાં આત્મા હાથમાં આવે છે; તેનો અનુભવ થાય છે. તે અનુભવમાં ઉલ્લસતી શક્તિઓનું આ વર્ણન છે. અનુભવમાં તો અનંત શક્તિઓ સમાય છે, પણ કથનમાં અનંત ન આવે, કથનમાં તો થોડીક જ આવે. છતાં એકેક શક્તિ અનંતશક્તિની ગંભીરતાને લેતી આવે છે; એકેક શક્તિના વર્ણનમાં અનંત શક્તિની ગંભીરતા ભરી છે.

અહીં પ્રભુત્વશક્તિનું વર્ણન છે. પ્રભુત્વશક્તિથી આત્મા અખંડિત પ્રતાપવાળી સ્વતંત્રતાથી શોભે છે. પ્રભુત્વગુણનો સ્વભાવ શું?—કે આત્માને અખંડ સ્વતંત્રતાથી શોભાવવો તે પ્રભુત્વગુણનો પ્રતાપ છે. એના વગર આત્મામાં અનંતગુણની પ્રભુતા ટકી ન શકે. અરે, આત્મામાં આવી પ્રભુતા હોવા છતાં, સંસારની પ્રીતિ આડે પોતાની પ્રભુતાને નીહાળવા જીવ નવરો થતો નથી. પોતાની પ્રભુતાનો મહિમા કરતો નથી ને પરનો મહિમા કરી કરીને પોતાની પ્રભુતાને લૂંટાવે છે. ભાઈ, અંદર જો, અનંત શક્તિનાં નિધાન તારામાં છે તેને દેખ.

આત્મા કેવડો? કે જ્ઞાનલક્ષણથી નિર્મળ ગુણ-પર્યાયનો જેટલો સમુદાય લક્ષિત થાય તેટલો આત્મા છે. જ્ઞાનલક્ષણથી વિરુદ્ધ એવો વિકલ્પ તે આત્મા નહિ. રાગ તે આત્મા નહિ. રાગને રચે તે આત્મવીર્ય નહિ, તેમાં આત્માની પ્રભુતા નહિ; નિર્મળ ગુણ-પર્યાયને રચે તે આત્મવીર્ય, ને તેમાં આત્માની શોભા.

નિર્મળતાની ને પ્રભુતાની ઉત્પત્તિ કેમ થાય? કે પ્રભુતાથી ભરેલા નિર્દોષ અને બળવાન એવા આત્મસ્વભાવને જોતાં તેના અવલંબને પર્યાય પણ તેવી નિર્દોષ અને બળવાન થાય છે એટલે પર્યાયમાં પ્રભુતા પ્રગટે છે. આ રીતે નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં આત્માની પ્રભુતા વ્યાપે છે, ને રાગનો તેમાં અભાવ છે. આવા આત્માના અનુભવમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મોક્ષમાર્ગ સમાય છે.

આ પ્રભુની શક્તિનું વર્ણન છે.

કયા પ્રભુની આ વાત હશે ? કોઈ હજાર હાથવાળો ભગવાન હશે ?—ના, ભાઈ ! આ તો હજાર નહિ પણ અનંત શક્તિવાળો આત્મા તું પોતે પ્રભુ છો, તારી પ્રભુતાની આ વાત છે.—તે જાણીને આનન્દિત થા, ને તારી પ્રભુતાને દેખ. તારા પ્રદેશેપ્રદેશે અનંતગુણની પ્રભુતા પ્રસરેલી છે.

વાહ, જુઓ આ આત્માનો વૈભવ ! પ્રભુત્વને ધરનાર આત્માને ધ્યેય કરતાં દરેક ગુણની પર્યાયમાં પ્રભુતા પરિણમે છે, ને રાગાદિના અભાવપણે સ્વતંત્રતાથી આત્મા શોભે છે. આત્મસ્વભાવ ઉપર દૃષ્ટિ કરતાં પર્યાયમાં પ્રભુતાનો એવો પ્રતાપ પ્રગટે છે કે તેને કર્મનો ઉદય કે બહારની પ્રતિકૂળતા તોડી શકે નહિ. પર્યાયમાં આવી પ્રભુતા ખીલે ને તેમાં આત્મા વ્યાપે તેને ખરો આત્મા કહીએ છીએ, મલિનતામાં રહે તેને ખરો આત્મા કહેતા નથી, તેમાં આત્માની શોભા નથી

અરે, આવી પ્રભુતાસંપન્ન પોતાનો આત્મા છે તેનું પોતે પ્રેમપૂર્વક શ્રવણ પણ કર્યું નથી. એકવાર ખરા પ્રેમથી સાંભળે તો અંદર ઘૂસી ગયા વગર રહે નહિ પરથી હું જુદો છું, મારામાં મારી અનંતશક્તિ છે, વિકાર એ મારી શક્તિનું કાર્ય નથી—એમ આત્માના સ્વરૂપને લક્ષગત કરવું જોઈએ. લક્ષ સાચું હોય તો તેના ઘોલનથી અનુભવ થાય. જેનું લક્ષ જ ખોટું હોય તેને સાચો અનુભવ ક્યાથી થાય ?

કોઈ કહે—અમને બહારની ઘણી ઉપાધિ વળગી છે એટલે આવા આત્માનો અનુભવ ક્યાથી થાય ?

તો કહે છે કે—અરે ભાઈ ! પરચીજનો બહારનો એક અંશમાત્ર તારામાં નથી વળગ્યો, એ તો તારાથી બહાર ને બહાર જ છે, ભિન્ન જ છે, તારામાં તો તારા અનંતગુણ સદા વળગેલા છે—કદી તારાથી જુદા પડે નહિ એવા એકમેક છે, તેની સામે નજર કર એટલી જ વાર છે નજર કરતાં જ પરથી તદ્દન છૂટો, હળવોફૂલ ને સ્વગુણથી પરિપૂર્ણ તારો આત્મા તને આનંદસહિત અનુભવાશે

આત્મામાં પ્રભુતારૂપે ને આનંદરૂપે પરિણમવાનો ગુણ છે, પણ રાગરૂપે પરિણમવાનો ગુણ નથી. રાગ તો પરાશ્રિતભાવ છે, તેમાં સ્વતંત્ર શોભા નથી પોતે પોતાના જ આશ્રયે સ્વાધીન પ્રભુતારૂપે પરિણમીને સ્વતંત્રતાથી

શોભે તેને ખરો આત્મા કહેવાય. રાગપરિણમનથી આત્મા શોભતો નથી, તેને ખરો આત્મા કહેતા નથી.

પ્રભુતાની મર્યાદા કેટલી?

–તો કહે છે કે કોઈથી ખંડિત ન થાય એટલી; આત્માની પ્રભુતામાં પરનું વિઘ્ન નથી, પરની સહાય નથી, કોઈ એની પ્રભુતાને તોડી શકે નહિ. આવી પ્રભુતાશક્તિની સન્મુખ થતાં આત્મા પોતે પોતાની નિર્મળ પરિણતિથી અખંડપણે શોભી ઊઠે છે; શક્તિમાં જે પ્રભુતા હતી તે પ્રભુતા પર્યાયમાં પણ પરિણમી ગઈ. આવી પ્રભુતાના પરિણમનમાં આત્મા સર્વતંત્ર-સ્વતંત્ર છે એટલે સર્વ તરફથી સ્વતંત્ર છે; કોઈ બીજો હોય તો આની નિર્મળપર્યાય થાય –એવી પરાધીનતા નથી.

કોઈ કહે કે સિદ્ધભગવાન પણ કથંચિત્ પરાધીન છે, કેમકે રહેવા માટે આકાશનો આધાર, પરિણમવા માટે કાળનું નિમિત્ત, એ રીતે તેમને પણ અનેક પ્રકારે પરાધીનતા છે!

–અરે ભાઈ! શું કહે છે તું? સિદ્ધનેય પરાધીન કહીને તારે શું કરવું છે? અહીં તને તારામાં સ્વાધીનતા ભાસતી નથી એટલે તારી પરાધીન-દૃષ્ટિમાં સિદ્ધ પણ તને પરાધીન દેખાય છે; જગતમાં ક્યાંય સ્વાધીનતાને તું દેખી શકતો નથી. સિદ્ધ ભગવંતો પોતાના અસંખ્ય ચૈતન્યપ્રદેશોમાં સ્વાધીન-પણે જ રહ્યા છે; આકાશ આકાશમાં ને સિદ્ધ સિદ્ધમાં; બંને સ્વતંત્રપણે પોતપોતાના સ્વ-પ્રદેશોમાં જ રહ્યા છે. એ જ રીતે સ્વપર્યાયમાં તેઓ સ્વતંત્રપણે જ પરિણમી રહ્યા છે; કોઈ પણ પ્રકારે તેમનામાં પરાધીનપણું નથી. જો પરાધીનતા કહો તો તો સ્વાધીન પ્રભુતા ખંડિત થઈ જાય! આત્મા પ્રભુતાને લીધે પોતાની અખંડ પ્રતાપવંતી સ્વતંત્રતામાં શોભે છે. અરે, સિદ્ધમાંય જેને પરાધીનતા દેખાય, તે આત્માની પ્રભુતાને ક્યાંથી સાધી શકશે?

આત્મામાં કેવળજ્ઞાનની પ્રભુતા પ્રગટી; ત્યાં તે કેવળજ્ઞાનનું પરિણમન કેવળજ્ઞાનાવરણકર્મના પરમાણુને આધીન નથી. કેવળજ્ઞાનાવરણમાં ક્ષયરૂપ પરિણમન અને અહીં કેવળજ્ઞાનમાં ઉત્પત્તિરૂપ પરિણમન–એ બંને એકસાથે ભલે હો, પણ તેથી કાંઈ તે પુદ્ગલના પરિણમનને આધીન જીવના કેવળજ્ઞાનનું પરિણમન નથી. જો તેને આધીન હોય તો તો તેની જ સામે જોવાનું રહ્યું!

કેવળજ્ઞાનનુ પરિણમન તો પોતાની જ્ઞાનશક્તિને આધીન છે, તે શક્તિની સન્મુખ જોતા સ્વાધીનપણે કેવળજ્ઞાનપ્રભુતારૂપે આત્મા પરિણમી જાય છે.

ભાઈ, પ્રભુત્વશક્તિવાળા તારા સ્વભાવને લક્ષમાં લે તો તેમા અજ્ઞાન કે કર્મ છે જ નહિ; એટલે તે નડે એ વાત રહેતી નથી. તારા સ્વભાવને લક્ષમા લઈને પર્યાયમા જે પ્રભુતા પ્રગટી તેની શોભા સ્વતત્ર છે, તેને કોઈ પરાધીન કરે નહિ, તેના પ્રતાપને કોઈ તોડે નહિ.

જેમ સૂર્યને કોઈએ ફરિયાદ કરી કે અધારુ બહુ હેરાન કરે છે. ત્યારે સૂર્યે કહ્યુ કે એ અધારાને મારી પાસે લાવજે એટલે એનો ફેંસલો કરુ! પણ સૂર્ય પાસે તે કાઈ અધારુ આવતુ હશે? તેમ અજ્ઞાની પર્યાયદૃષ્ટિથી કહે છે કે વિકાર છે ને પરાધીનતા છે, પણ જ્ઞાની કહે છે કે ભાઈ! તુ તારા ચૈતન્યસૂર્ય પાસે જા તો ત્યા વિકાર કે પરાધીનતારૂપી અધારા રહે જ નહિ, એટલે કે સ્વભાવસન્મુખ જતા પર્યાયમા જ્ઞાનપ્રકાશ ખીલે ને વિકાર ટળી જાય ખરેખર તો ત્યા તે સમયે વિકાર છે જ નહિ એટલે તેને ટાળવાનુ પણ નથી રહેતુ. પોતાની અસ્તિમાં રહેલા અનતગુણની નિર્મળતાનુ જ વેદન છે.

સ્વસવેદનથી આવા આત્માને અનુભવમા લેતાં આત્મા પોતે સ્વતત્ર-કર્તા થઈને પ્રભુતારૂપે પરિણમે છે, તેમા રાગાદિનો અભાવ છે, કર્મનો અત્યત અભાવ છે. એ જ પ્રમાણે પ્રભુતાના છએ કારકોરૂપે આત્મા સ્વય થાય છે, ને તેમા પરનો–વ્યવહારનો અભાવ છે

અરે, આવી તારી પ્રભુતા! એને ચૂકીને તુ વિષયોમા મોહ્યો? તારી સ્વાધીનતાને ચૂકીને નિમિત્તની પરાધીનતામા તુ મોહ્યો? છખડની વિભૂતિને ક્ષણમા છોડવાની તાકાતવાળો તુ, ને મારે પર વગર ન ચાલે એમ માનીને તુ પરમા મોહી રહ્યો છે! બાપુ! આ સન્તો તારી પ્રભુતા દેખાડે છે તેને અતરમા જો, એટલે તારી દીનતા મટી જશે. તારા જ્ઞાનની ને અનતગુણની પ્રભુતાને રોકે એવી તાકાત જગતમા કોઈમા નથી. તારો જ્ઞાનધર્મ કે તારી કોઈ શક્તિ પરને આધીન જરાય નથી. તારી નિજસપદાને તુ ભૂલ્યો તેથી તારી દશા હણાણી અને તુ કર્મને આધીન કહેવાયો. પણ નિજસપદાને ઓળખીને તુ તારી પ્રભુતા પ્રગટ કર તો તુ સ્વતત્ર છો

જેમ લોકાગ્રે સિદ્ધાલયમાં સિદ્ધભગવંતો પોતાની પ્રભુતામાં સ્વાધીનપણે બિરાજી રહ્યા છે, કાંઈ ધર્માસ્તિકાયના અભાવને લીધે પરાધીનપણે તેમને ત્યાં રોકાઈ જવું પડ્યું-એવી પરતંત્રતા નથી; તેમ દરેક આત્મામાં પોતાની સ્વાધીન પ્રભુતા ભરેલી છે. તેને આ પ્રભુત્વશક્તિદ્વારા આચાર્યદેવે પ્રસિદ્ધ કરી છે.

આત્માની પ્રભુતા એવી અચિન્ત્ય, કે વિકલ્પ જેને તોડી ન શકે; જેમ સૂર્યમાં અંધકારનો પ્રવેશ નથી તેમ સ્વભાવ-સૂર્યમાં વિકલ્પનો પ્રવેશ જ નથી. એ સ્વભાવસૂર્યની પાસે જતાં મન તો પહેલાં મરી જાય છે, ત્યાં જડ-કર્મની શી વાત? પણ એ સ્વભાવમાં જવા માટે કોઈ અપૂર્વ પુરુષાર્થ હોય છે. જેમ રણે ચડેલો રાજપૂત છૂપે નહિ તેમ સ્વભાવના પુરુષાર્થની સરાણે ચડેલો આત્માર્થી છૂપે નહિ. ચૈતન્યહીરાને પુરુષાર્થની સરાણે ચડાવતાં તેમાં પ્રભુતાના અનંત પાસા ઝળકી ઊઠે છે. ત્યાં જ્ઞાનમાં રાગ વગરની સર્વજ્ઞતા પ્રગટે છે, શ્રદ્ધામાં ક્ષાયિકસમ્યક્ત્વરૂપ પ્રભુતા પ્રગટે છે,-એમ અનંત ગુણની પ્રભુતાના પ્રતાપને કોઈ રોકી શકે નહિ, તેમાં મલિનતા કરી શકે નહિ.

બહારમાં દેવ-ગુરુના સંયોગ અનંતવાર મળ્યા છતાં કેમ સમ્યગ્દર્શન ન થયું?-કે પોતે પોતાની પ્રભુતા પ્રગટ ન કરી માટે; સમ્યગ્દર્શન થવું તે કાંઈ દેવ-ગુરુને આધીન નથી પણ પોતાની પ્રભુતાને આધીન છે. પોતે સ્વ-સન્મુખ ન જોયું તેથી સમ્યક્ત્વ ન થયું. દર્શનમોહનો ઉદય હતો માટે ન થયું-એ તો નિમિત્તની વાત છે, ઉપચાર છે. ભાઈ, તારી પ્રભુતાને તું પ્રગટ કર, ને તારી શ્રદ્ધાપર્યાયની પ્રભુતાના એ પ્રતાપને દર્શનમોહ જીરવી શકે -એમ બને નહિ, તારી શ્રદ્ધાના પ્રતાપ પાસે તો દર્શનમોહ ભસ્મ થઈ જાય છે. શ્રદ્ધાપર્યાય પ્રગટે ને દર્શનમોહ ઊભો રહે એમ બને નહિ. તે પર્યાય સ્વતંત્રપણે શોભે છે. દ્રવ્યના મહિમાની જેમ તેની શ્રદ્ધા વગેરે પર્યાયો પણ એની એવી સ્વતંત્રતાથી શોભે છે કે તે રાગાદિ વ્યવહારના અભાવપણે પ્રકાશે છે; સાથે રાગાદિ વ્યવહાર હોય તોપણ તેના વડે તેનો પ્રતાપ ખંડિત થતો નથી. અરે, તારી નિર્મળપર્યાયમાં રાગાદિ વ્યવહારનો અભાવ છે ત્યાં કર્મની તો ક્યાં વાત! આવી અખંડ પ્રભુતાથી તું ભરેલો છો.

આત્માની પ્રભુતા તેના સર્વ ગુણોમાં વ્યાપક છે, એટલે સર્વે ગુણો સ્વતંત્ર પ્રભુતાથી શોભે છે. આત્મા આનંદરસથી ભરેલો ભગવાન, તેના

આનંદનો રસિયો થઈને અનુભવ કરતા સ્વસંવેદનમા જે અતીન્દ્રિય-આનંદ ચોથે પાચમે કે છઠ્ઠા વગેરે ગુણસ્થાને ઊછળે, તે આનંદમા પોતાની પ્રભુતા છે, સ્વતંત્રતા છે. એ આનંદરસની પ્રભુતાના પ્રતાપને કોઈ તોડી શકે નહિ. અહા, આવી પ્રભુતાની પ્રતીત કરીને અનુભવ કરતા આનંદરસના ઝરણા ઝરે છે, જેમ પર્વતમાથી શીતળ પાણીના ઝરણા ઝરતા હોય છે (બાહુબલીની યાત્રાએ ગયા ત્યારે રસ્તામા ઘણે ઠેકાણે એવા ઝરણા આવતા હતા), તેમ મોક્ષના યાત્રિકને ચૈતન્યશક્તિના મોટા પર્વતમાથી સ્વાનુભવના આનંદ-રૂપી પરમ શીતળ ઝરણા ઝરે છે. પણ દૃષ્ટિ અંદર કરે તેને તે પ્રગટે ભાઈ, તારો આત્મા પણ આવા સ્વાધીન આનંદના સમુદ્રથી ભરેલો છે, તારી દૃષ્ટિના દોષથી તને તે આનંદ દેખાતો નથી. માત્ર દૃષ્ટિ બદલાવ એટલી વાર છે! ચૈતન્ય બાદશાહને દૃષ્ટિમા લઈને ધર્મી સ્વતંત્રપણે આત્માના આનંદનો સ્વાદ લ્યે છે, એ અતીન્દ્રિય-આનંદ જગતમા બીજે ક્યાય નથી. સમ્યગ્દર્શન પછી પણ બાહ્યવૃત્તિ આવે પણ તે બાહ્ય વિષયોના સંગના આકુળસ્વાદનો આત્માના આનંદના અનાકુળ સ્વાદમા અભાવ છે–એમ ધર્મી જાણે છે, બીજી રીતે કહીએ તો ધર્મીને જે નિશ્ચય-પરિણતિ પ્રગટી તેમા વ્યવહારનો અભાવ છે.–આવી પરિણતિવાળા આત્માને સાચો આત્મા (શુદ્ધ આત્મા) કહેવામા આવે છે.

ત્રિલોકનાથ સર્વજ્ઞદેવે જાણેલો ને કહેલો આત્મા વીતરાગી સન્તો નિજવૈભવથી બતાવે છે. હે જીવ! અનંત ગુણનો તારો નિજવૈભવ તારા અસંખ્ય પ્રદેશમાં ભરેલો છે, તેને ખોલવાની આ વાત છે. અહા, શ્રદ્ધાના બળે જ્યા શ્રદ્ધાની–જ્ઞાનની–આનંદની પ્રભુતા ખીલીને પરિણમનમા આવી ત્યા તેને પરાધીન કરે, રોકે કે મલિન કરે, એવી કોઈ ચીજ આ જગતમાં અસ્તિત્વ જ ધરાવતી નથી.

અહા, સત્‌નુ આવુ સ્વરૂપ જીવે યથાર્થપણે કદી સાભળ્યુ નથી. છે તો આ પોતાનુ જ સ્વરૂપ, એટલે સરલ છે, સુગમ છે, પણ જીવોને આવા સત્‌નુ શ્રવણ મળવુ અને તેની જિજ્ઞાસા જાગવી તે બહુ દુર્લભ છે. સત્ મળવા દુર્લભ છે, ને મળ્યા ત્યારે પોતે ધ્યાન આપ્યુ નહિ–તો તેને શુ લાભ? સન્તે કહ્યો તેવો સત્‌સ્વભાવ લક્ષમા લ્યે ત્યારે સત્ મળ્યા કહેવાય અહા! આવો આત્મા,–જેની પાસે ઇન્દ્રના ઇન્દ્રાસનના સુખ પણ તૃણવત્ લાગે,

તેને દૃષ્ટિમાં લેતાં અનંત ગુણોમાં જે સ્વતંત્રતાનું પરિણમન થાય તેની શોભા અને તેના આનંદ પાસે જ્ઞાનીને દુનિયાના સુખો તૂચ્છ લાગે છે.

પ્રશ્ન:—જો એમ છે તો સમ્યગ્દૃષ્ટિ-તીર્થંકરો (શાંતિનાથ વગેરે) શા માટે પરણ્યા?

ઉત્તર:—બાપુ, એટલો રાગનો ભાગ હજી બાકી હતો, પણ એમાં સુખ નહોતા માનતા, એને નિજશક્તિનું પરિણમન નહોતા માનતા, ચૈતન્યની પ્રભુતાના પરિણમનમાં તે વખતે જ તે રાગનો અભાવ વર્તતો હતો. ભાઈ, તું રાગને અને સંયોગને જ ન દેખ, માત્ર રાગને કે સંયોગને જોતાં તને જ્ઞાની નહિ ઓળખાય. રાગથી ને સંયોગથી અત્યંત પાર એવી વસ્તુ જ્ઞાનીની પકડમાં (શ્રદ્ધા-જ્ઞાન-અનુભવમાં) આવી ગઈ છે તેને તું ઓળખતાં શીખ. તો તને તારામાંય રાગનો ને સંયોગનો અભાવ દેખાશે ને અનંત શક્તિસમ્પન્ન આત્મા નિર્મળપણે તને અનુભવમાં આવશે. આવા અંતરના અનુભવ વડે જ અજ્ઞાનના અંધારા ઉલેચાશે, બાકી કોઈ પાવડા વડે (એટલે કે બાહ્ય ક્રિયાઓ વડે કે રાગ વડે) અજ્ઞાનના અંધારા ઉલેચાય નહિ.

આ શેની વાત છે? આ આત્માના જીવનની કથા છે; આત્માની ધર્મ-કથા છે. આત્માને ધર્મ કેમ થાય, તેનો વૈભવ કેવો છે ને તેને પરમેશ્વરપદ કેમ પ્રગટે તેની આ વાત છે. પોતાના સ્વરૂપની સાચી કથા પ્રેમપૂર્વક જીવે કદી સાંભળી નથી. તેથી શ્રી કુંદકુંદસ્વામી કહે છે કે— કામ-ભોગ-બંધનની કથા તો સર્વે જીવોએ અનંતવાર સાંભળી છે, પરિચયમાં લીધી છે ને અનુભવ કર્યો છે તેથી તે તો જીવોને સુલભ છે; પરંતુ પરથી ભિન્ન પોતાના એકત્વસ્વરૂપ આત્માની વાત તેણે કદી સાંભળી નથી, પરિચય કર્યો નથી ને અનુભવમાં લીધી નથી તેથી તે દુર્લભ છે. તારું તે એકત્વસ્વરૂપ આત્માના નિજવૈભવથી અમે અહીં દેખાડીએ છીએ તેને તું તારા સ્વાનુભવ વડે જાણજે.

ભગવાન પાસે ગયો ત્યાં તો આવી વાણીનો ધોધ છૂટતો હતો, પણ તે વખતે ભગવાન જે વિકલ્પ રહિત ચિદાનંદસ્વભાવ બતાવે છે તે વાત લક્ષમાં લઈને તેનું વેદન કર્યું નહિ, ને રાગની-પરાશ્રયભાવની મીઠાસ રાખીને તેનું જ વેદન કર્યું એટલે તે વખતે ય તેણે ખરેખર શુદ્ધાત્માની વાત ન સાંભળી, પણ રાગની જ વાત સાંભળી. ખરું શ્રવણ એને કહેવાય કે જેવું

શ્રવણ કર્યું તેવુ વેદનમા હ્યે. ભગવાન આત્મા સ્વાનુભવની સરાણ ઉપર ચડીને આનંદના પાસા પાડતો પરિણમ્યો ત્યા તેના શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રની પ્રભુતાને કોઈ રોકી શકે નહિ, અખંડ પ્રતાપવાળી સ્વતંત્રતાથી તે શોભી ઊઠે. આત્માની પ્રભુત્વશક્તિને લીધે તેના બધાય ગુણોમાં પોતપોતાની પ્રભુતા છે સ્વતંત્ર શાંતિને પ્રગટ કરે એવો આત્માનો સ્વભાવ છે, જે વિકૃતિ છે તેનો ખરેખર આત્માના સ્વભાવમાં અભાવ છે, ને તેના આશ્રયે જે પર્યાય થઈ તેમાં પણ વિકૃતિનો અભાવ છે. આ રીતે દ્રવ્ય-ગુણ તેમ જ નિર્મળ પર્યાય ત્રણેમા અખંડ પ્રભુતા વ્યાપે છે, વિકારમા પ્રભુતા નથી એનામા તો તુચ્છતા છે.

પ્રભુતા નામનો એક ગુણ, તે ગુણનુ કાર્ય શુ ? કે બધા ગુણોને સ્વતંત્રતાથી શોભાવવા તે પ્રભુતા ગુણનુ કાર્ય છે. આવી પ્રભુતાવાળા પરમેશ્વરને નજરમા લેતા અનંત ગુણની પર્યાયમાં નિર્મળતારૂપ પ્રભુતા પ્રગટે તે પ્રભુત્વગુણનો લાભ છે.

'તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહિ'–તેમ આ આત્મા અનંત ગુણના મહિમાથી ભરેલો મોટો ચૈતન્યડુંગર, તે વિકલ્પરૂપ તરણાની ઓથે અજ્ઞાનીને દેખાતો નથી. તરણા જેવો જે રાગ-વિકલ્પ, તેના કર્તૃત્વમાં અટકી ગયેલો જીવ તેની પાછળના આખા ચૈતન્ય-પહાડને દેખતો નથી. જેમ તરણુ ભલે નાનુ, પણ જો બરાબર આંખમા જ વચ્ચે આવે તો મોટા પહાડને પણ દેખી શકાય નહિ, તેમ વિકલ્પરૂપી તરણાને જ્ઞાનચક્ષુ સાથે જે એકમેક કરે છે તે જીવ અંતરમા અનંતગુણના ચૈતન્યપહાડને દેખી શકતો નથી

સાઈ, તુ તો ઉપયોગસ્વરૂપ છોને ! તારા ઉપયોગને અંદરના નિજગુણમા વાળ તો તારો વેપાર સાચો થાય ને તને નિર્મળતાનો લાભ થાય. નિજગુણની નિર્મળતામાં વર્તવારૂપ વેપાર કરે તે સાચો વેપારી, ને સ્વ-વીર્યવડે નિજગુણની રક્ષા કરે તે સાચો ક્ષત્રિય, જેણે આત્માને જાણીને સ્વગુણની રક્ષા કરી, વિકારવડે આત્માને હણાવા ન દીધો તે દરેક જીવ ક્ષત્રિય છે વ્યવહારથી પણ તીર્થંકરો તો ક્ષત્રિયકુળમા જ અવતરે, વાણીયા-બ્રાહ્મણના કુળમા ન અવતરે એવો કુદરતનો નિયમ છે પરમાર્થમા તો વીરતાવડે સ્વગુણની રક્ષા કરે તે ક્ષત્રિય, ને બ્રહ્મસ્વરૂપ-આનંદસ્વરૂપ આત્માને

જે સેવે તે બ્રાહ્મણ. અહા. તીર્થંકરોની વીરતાની શી વાત ! એમની તો એકેક વાત અલૌકિક હોય છે. એ તો કેવળજ્ઞાન પ્રગટ કરવાની વીરતા લઇને આવ્યા છે,–જાણે વીર્યના પૂતળાં ! મહા તેજસ્વી ને શાંતરસ જાણે નીતરતો હોય એવી જેની મુદ્રા ! સો ઇન્દ્રો જેની સેવા કરે. એ ભગવાન જ્યારે કેવળજ્ઞાન પામે ને આકાશમાં પાંચહજાર ધનુષ ઊંચે ચાલે, ત્યારે તો જાણે સર્વજ્ઞતાનો એકલો શીતળ રસ ! જેમના દેહના પરમાણુ પણ પલટીને પરમ-ઔદારિક ને શાંત–શાંત થઈ ગયા, એની અંદરની શીતળતાની શી વાત !! અહીં તો કહે છે કે જેવી પ્રભુતા એ પ્રભુને પ્રગટી તેવી જ પ્રભુતા તારામાં ભરી છે. અંદર ભરી છે તો પ્રગટે છે. અંદર પોતામાં પ્રભુતા ન હોય તો પ્રગટશે ક્યાંથી ? શું બહારથી આવશે ? નહિ. હે જીવ ! તારામાં તારી પ્રભુતા ભરેલી છે, તેને તું દેખ તો ખરો. જેમ કુવામાં ઊંડી ડુબકી મારીને તેના તળિયાનો તાગ લાવે છે તેમ દૃષ્ટિની ગુલાંટ મારીને અંદરના ચૈતન્યસમુદ્રમાં પડ ને એના અતીન્દ્રિય આનંદનો તાગ લાવ. સ્વભાવવીર્યને ઉલ્લસાવ. વીર્યહીન જીવને એમ લાગે કે અરેરે, આવો આત્મા ! એ તે કેમ હાથ આવતો હશે !! આપણે તો શુભરાગ કરીએ ! –એમ રાગની રુચિ આડે તે નામર્દને સ્વભાવનો ઉત્સાહ જ ચડતો નથી. વિકલ્પ વગરનું ચૈતન્યતત્ત્વ તેના લક્ષમાં આવતું નથી, તેને તો વિકલ્પવાળું જ ચૈતન્યતત્ત્વ ભાસે છે. આત્માર્થી હોય તે તો પોતાની પ્રભુતા સાંભળતાં ઉલ્લસી જાય કે વાહ ! મારા ચૈતન્યની પ્રભુતામાં વિકલ્પને અવકાશ જ ક્યાં છે ! વિકલ્પ તરફનો ઉત્સાહ તૂટીને સ્વભાવ તરફ તેનું વીર્ય ઊછળે છે; પ્રભુતા તરફના પુરુષાર્થનો ઉત્સાહ પ્રગટ કરીને તે વિકલ્પથી ભિન્ન ચૈતન્યતત્ત્વને અનુભવે છે, ચૈતન્યમાં ઊંડો....ઊંડો ઊતરીને અતીન્દ્રિયસુખનો તાગ લ્યે છે. જેમ પુત્રને દેખતાં અતિશય હેતને લીધે તેની માતાને દૂધની ધારા છૂટે તેમ પોતાની પ્રભુતાનો જેને પરમ પ્રેમ છે તેને તેની વાત સાંભળતાં હેત ઊભરાય છે ને અંતરમાંથી ચૈતન્યના આનંદરસની ધારા છૂટે છે. રોમ રોમ ઉલ્લસે છે એટલે કે સર્વે ગુણોમાં પ્રદેશેપ્રદેશે અનુભવરસની ધારા ઉલ્લસે છે. આત્માની પરિણતિ પોતે પોતાના ગુણની સેવા કરીને તેને સેવે છે, સ્વગુણની સેવના વડે નિર્મળપર્યાય ઉત્પન્ન થાય છે.

અરે પ્રભુ ! તારા ગુણના મહિમાની વાત તેં સાંભળી નથી. એનો પ્રેમ ને એનો ઉલ્લાસ કદી તને જાગ્યો નથી, તો તેનો અનુભવ ક્યાંથી થાય ? આત્માની પ્રભુતામાં એવો અદ્ભુત રસ છે કે તેના રસમાં એકાકાર થતાં

વિકલ્પ રહે નહિ, પર્યાય દ્રવ્યમા એવી લીન થઈ જાય કે દ્વૈતપણુ રહે નહિ, રાગની રુચિ રહે નહિ; ચૈતન્યરમની સન્મુખ જોતા જ રાગ તો કયાંક અલોપ થઈ જાય છે. અરે, ઘરમાં ઝવેરાતનો દાગીનો નવો આવે ત્યા તો કેવો પ્રસન્ન ને ઉલ્લસિત થાય છે! તો અનત ગુણરત્નોથી જડેલો આ મોટો ચૈતન્ય-દાગીનો તારી પાસે જ છે ને સન્તો તને તે દેખાડે છે તેની પ્રાપ્તિનો તો ઉત્સાહ કર, તેના પ્રત્યે મહા ઉલ્લાસ અને પ્રમન્નતા કર. અહો, અનતગુણનો રાશિ આત્મા, જેના એકેક ગુણ-રત્નમા એવુ અનત સામર્થ્ય કે ત્રણલોકના વૈભવવડે પણ જેની તૂલના ન થઈ શકે આકાશની અનતતા કરતાય જેના ભાવનુ સામર્થ્ય અનતગણુ,–તેની પ્રભુતાની શી વાત!

પ્રભુતા એટલે મોટાઈ, અથવા પ્રભુતા એટલે શોભા! આત્માની મોટાઈ કે શોભા રૂપાળા દેહવડે નથી, રાગ વડે પણ નથી, પણ પોતાના નિજગુણોના નિર્મળ કાર્યવડે જ આત્માની પ્રભુતા ને શોભા છે ભગવાન! આ તારી પ્રભુતાનો દરબાર જો તો ખરો! તારા ચૈતન્યદરબારમા કેવા કેવા અમૂલ્ય રાજ-રત્નો (ગુણ-રત્નો) બિરાજે છે તેને દેખ!–તો બહારનો બધોય મહિમા ઊડી જશે. જેમ ચક્રવર્તીના ભડારમા તો મોટા કિમતી રત્નો ને નિધાન ભર્યા હોય, કે જેને ખોલતા કદી ખૂટે નહિ, છતાય એ તો ક્ષણિક છે ને એ કોઈ જીવને સુખ આપી શકતા નથી, પણ આ ચૈતન્યચક્રવર્તીના ભડારમા અનતગુણના એવા નિધાન ભર્યા છે કે જે કદી ખૂટે નહિ, જેનો કદી વિયોગ થાય નહિ, જેને કોઈ લૂટી શકે નહિ, અને જેને દેખતા પરમ સુખ થાય. સ્વાનુભવરૂપી શ્રુત-ગગાના કિનારે નવક્ષાયિકલબ્ધિના પરમ નિધાન પડચા છે. અહા, પોતામા ભરેલા પોતાના નિધાનને દેખતો નથી ને બહારના જડ-નિધાનનો મહિમા કરે છે પ્રભુ હોવા છતા પોતે પોતાને પામર માની રહ્યો છે, ને કર્મે મને મારી નાખ્યો એમ રાડ પાડે છે અરે બાપુ! કર્મનુ નામ-નિશાન તારામા નથી, એ તે તને શુ કરે? તારામા તો તારી પ્રભુતા ભરી છે. તારી પ્રભુતાને સભાળીને એકવાર શ્રદ્ધાનો સિહનાદ કર ત્યા તો, જેમ સિહ પાસે હરણીયા ભાગે તેમ, આઠે કર્મો ભાગી જશે ને તારી પ્રભુતા પ્રગટ થશે. વીર થઈને વીરના માર્ગને સાધ.

'સર્વદમન'ની વીરતાની વાત પ્રસિદ્ધ છે કે તે નાનો હતો ત્યારે એક-વાર સિહના બચ્ચાને રમતા રમતા હાથમાં ઉપાડચુ; સિહણ પાસે જ ઊભી

ઊભી આંખ ફાડીને જોઈ રહી હતી; પણ આણે તો નિર્ભયપણે સિંહના બચ્ચાંનું મોઢું ઝાલીને કહ્યું કે 'ઉઘાડ તારું મોઢું, મારે તારા દાંત ગણવા છે!' જુઓ, લૌકિકમાંય કેટલી હિંમત! તેમ અહીં 'સર્વદમન' એવો આત્મા સર્વે કર્મોનું દમન કરવા જાગ્યો તે ચૈતન્યની વીરતાથી કહે છે કે–દૂર જા કર્મ, મારામાં તારો અભાવ છે. ચૈતન્યમાં વળી કર્મ કેવા? ચૈતન્યને સાધવા નીકળ્યા એ તો કાંઈ કર્મથી ડરતા હશે?–એ તો કર્મના નાશક છે.

પોતાની સર્વશક્તિને સંભાળતો આ ચૈતન્યસિંહ જાગ્યો ત્યાં શું રાગ કે કર્મ તેની સામે ટકી શકતા હશે! આત્મા પોતાના પુરુષાર્થથી જાગ્યો ત્યાં તેના અખંડ પુરુષાર્થને કોઈ ખંડિત કરી શકે નહિ. જેમ સિદ્ધભગવાન સંપૂર્ણ સ્વતંત્ર થઈ ગયા છે, અંશમાત્ર પરતંત્રતા તેમને નથી, તેમ નીચે સિદ્ધપદના સાધકને પણ સ્વલક્ષે સ્વાધીન પ્રભુતા પરિણમી રહી છે, અને તેને જ આત્મા કહીએ છીએ. જે પરલક્ષી વિકારપરિણમન છે તે ખરેખર આત્મા નથી.

આ ભરતક્ષેત્રમાં ત્રણ ખંડ આ બાજુ છે ને ત્રણ ખંડ સામી બાજુ છે,–વચ્ચે મોટો વિજયાર્દ્ધ પર્વત છે, તેમાં મોટી ગૂફા છે. જ્યારે આ તરફના ત્રણ ખંડ જીતીને અર્ધો વિજય કરી લીધો ત્યારપછી સામેના ત્રણ ખંડ જીતવા માટે ચક્રવર્તીનું સૈન્ય આ ગૂફામાંથી પસાર થાય છે. અસંખ્ય વર્ષથી તે ગૂફાના દ્વાર બિડાયેલા હતા તે ચક્રવર્તીના સેનાપતિ દંડરત્નવડે પ્રહાર કરીને જ્યારે ખોલે છે ત્યારે તેમાંથી ભયંકર ગરમ હવા છૂટે છે, ને તેનાથી બચવા તેનો અશ્વ બાર યોજન (લગભગ સો માઈલ)ની છલાંગ મારે છે! તેમ અહીં આ ચૈતન્યચક્રવર્તી અનાદિકાળથી બંધ રહેલા પોતાના ચૈતન્ય-નિધાનને ખોલવા તૈયાર થયો છે, કષાયોની કલુષતાથી બચવા તે પોતાના જ્ઞાનગગનમાં છલાંગ મારે છે. નિરાલંબી જ્ઞાનગગનમાં આત્મા ઊડ્યો તેને હવે પરભાવો સ્પર્શી શકે નહિ. પં. બનારસીદાસજી સમયસાર-નાટકમાં કહે છે કે જેને સમયસારના પક્ષ રૂપી પાંખ છે એટલે કે શુદ્ધાત્માનો જે 'પક્ષી' છે તે નિરાલંબી જ્ઞાનગગનમાં ઊડે છે; ને આનાથી વિપક્ષી છે તે જગતની જંજાળમાં રૂલે છે.

એકવાર મોહને તોડીને ચૈતન્ય-ગૂફાના દ્વાર ખોલ્યા તે ફરીને કદી બિડાય નહિ, કેવળજ્ઞાનાદિ નવ નિધાન પ્રગટ્યા તે ફરીને કદી જાય નહિ.

પછી તે ગૂફામાં આગળ જતાં નિમગ્ના ને ઉન્મગ્ના એવી બે નદીઓ આવે છે; 'નિમગ્ના' એટલે ચૈતન્યગૂફામા નિજવૈભવને સાધતો આત્મા પોતાની પરિણતિને ચૈતન્યપ્રવાહમા ડુબાડીને નિમગ્ન કરે છે એટલે કે લીન કરે છે; ને 'ઉન્મગ્ના' એટલે પરભાવોને ઉછાળીને પોતાની બહાર કાઢી નાખે છે. એ રીતે છ કારકની સ્વાધીનતા વડે શોભતા એવા ચૈતન્યનિધાનરૂપ ચક્રવર્તીપદને તે સાધે છે.

હે જીવ! તારામાં પ્રભુ થવાનો સ્વભાવ છે, પામર કે દીન રહેવાનો તારો સ્વભાવ નથી. આવી પ્રભુતાને ભૂલીને મૂઢતાથી તે રાગ વડે લાભ માન્યો છે. પણ ભાઈ, તારી સ્વતત્ર પ્રભુતામા રાગની મદદ કેવી? પ્રભુતાને પ્રતીતમા લેતા રાગનુ અવલબન રહેતુ નથી. આ રીતે અનતગુણની પ્રભુતાના સ્વતત્ર પરિણમનથી શોભતી પર્યાય પ્રગટ થઈ તે પર્યાય સહિત આત્મા શોભી ઊઠયો તેને જ ખરો આત્મા કહેવાય છે ને આવી પ્રભુતાવાળા આત્માને દૃષ્ટિમા લેવો તે સમ્યગ્દર્શન છે. સમ્યક્ત્વ થતા પ્રભુતા ખીલવા માડે છે.

* * *

સમયસારમા આચાર્ય ભગવાને આત્માને 'જ્ઞાનમાત્ર' કહીને ઓળખાવ્યો છે. જ્ઞાનમાત્ર કહેવા છતા એકાન્ત થઈ જતો નથી કેમકે જે 'જ્ઞાનમાત્રભાવ' પોતે અનતશક્તિથી ભરેલો છે તેથી તેને સ્વયમેવ અનેકાન્તપણુ પ્રકાશી રહ્યુ છે. સ્વાનુભૂતિમા ધર્મીને જે જ્ઞાનસ્વરૂપ આત્મા પ્રસિદ્ધ થયો તે કેવો છે? તેનામાં અનતા ધર્મો કેવા છે? તેનુ આ વર્ણન ચાલે છે

સિદ્ધ ભગવાન જેવી અનતી શક્તિઓ આત્મામા ભરી છે, પણ ઓળખાણ વગર એને એની કિંમત નથી. જેમ કોઈ માણસ પોતાને ગરીબ માનીને બીજા પાસે ભીખ માગે છે, એના ઘરમાં મહા કિંમતી રત્ન છે પણ ઓળખાણ વગર એને એની કિંમત નથી, તે કોઈ શેઠ પાસે ભીખ માગવા ગયો, ત્યારે તેની પાસે રહેલા રત્નનો પ્રકાશ દેખીને શેઠ આશ્ચર્ય પામ્યા ને કહ્યુ કે ભાઈ! તુ ભીખ ન માગ, તુ ગરીબ નથી, જો, તારી પાસે આ રત્ન છે ને, તે મહા કિંમતી છે. આ મારે ત્યા સોનામહોરોની એક હજાર વખાર ભરી છે, તે બધી તુ લે ને આ રત્ન મને દે.—આવુ ઊંચુ રત્ન તારી પાસે છે, માટે ભીખ ન માગ.

એ સાંભળતાં જ તે માણસ આશ્ચર્ય પામ્યો, પોતાની પાસે આવું રત્ન છે ને જાણીને તે આનંદિત થયો. શેઠનો ઉપકાર માનીને તે કહેવા લાગ્યો કે અહો, આ રત્ન તો મારા ઘરમાં કેટલાય વખતથી પડ્યું છે, પણ મને તેની કિંમતની ખબર ન હતી તેથી અત્યાર સુધી મેં ભીખ માંગી. પણ હવે તેનું ભાન થયું ને દીનતા ટળી.—આ દૃષ્ટાન્ત.

તેમ આ આત્મા ચૈતન્યરત્નાકર છે, અનંતા ગુણરત્નો તેમાં ભર્યા છે; જેના એકેક પાસાની (એકેક નિર્મળપર્યાયની) અપાર કિંમત છે,—દુનિયાના વૈભવવડે પણ જેની તૂલના થઈ ન શકે એવા અનંતા રત્નોથી ભરેલો ભગવાન આત્મા જગતનું શ્રેષ્ઠ મહા રત્ન છે. પણ અજ્ઞાની પોતાને દીન માનીને સંયોગ પાસે ને પુણ્ય પાસે ભીખ માંગે છે; એના ઘરમાં મહા કિંમતી ગુણો ભર્યા છે પણ ઓળખાણ વગર એને એની કિંમત નથી, તેથી પુણ્યની ને સંયોગની મહત્તા માનીને તેની પાસે ભીખ માંગતો (તેના આશ્રયે મોક્ષસુખ મળશે એમ માનતો) ચાર ગતિમાં ભમે છે. કોઈ વાર 'શ્રેષ્ઠ' એવા જ્ઞાની પાસે ગયો ત્યારે જ્ઞાનીએ તેના ગુણ બતાવીને તેને કહ્યું કે રે જીવ! તું બહારમાં ન ભમ: તું પામર નથી, તું શરીર જેટલો કે વિકાર જેટલો નથી; તારું ચૈતન્યરત્ન મહા કિંમતી છે. ત્રણ જગતનો વૈભવ જેની તૂલના ન કરી શકે એવો તારો અપાર વૈભવ છે; વાણીથી તે કહી શકાતો નથી, વિકલ્પ વડે એને વેદી શકાતો નથી, અંતર્મુખ જ્ઞાનવડે જ એ અનુભવમાં આવે છે. અનુભવમાં આવે પણ વાણીમાં ન આવે એવો તારો અતીન્દ્રિય વૈભવ છે. માટે દીનતા છોડીને આ તારા આત્મવૈભવને દેખ.

આ સાંભળતાં મુમુક્ષુ જીવ આશ્ચર્ય પામીને સ્વસન્મુખ જુએ છે, પોતાના આત્મામાં આવો વૈભવ છે—તે જાણીને તે આનંદિત થાય છે; ને જ્ઞાની-મહાત્માનો ઉપકાર માને છે કે અહો! આત્માનો આવો સ્વભાવ તો અનાદિથી જ હતો, મારામાં જ હતો, પણ મને તેની કિંમતની ખબર ન હતી તેથી અત્યારસુધી હું બહારમાં ભટક્યો. હવે ભાન થતાં દીનતા ટળી ને પ્રભુતા પ્રગટી.

અરે જીવ! તું શરીરની અનુકૂળતામાં કે માનની મીઠાશમાં આખો અર્પાઈ જાય છે પણ ભાઈ! તારા અનુભવના અતીન્દ્રિય આનંદ પાસે ચૌદ બ્રહ્માંડ પણ ડૂબી જાય—એવો તું છો. ઈન્દ્રો-ચક્રવર્તીઓ વગેરે બધાયના

ત્રણકાળના ઇન્દ્રિયસુખ ભેગા કરવામા આવે તોપણ તારા એક સમયના અતીન્દ્રિય આનંદના સ્વાદ પાસે એની કાંઈ જ કિંમત નથી. આવો આત્મા મહા ચૈતન્યરત્ન, દેહથી ભિન્ન, રાગથી પાર, જ્ઞાયકભાવરૂપ છે. કરોડો-અબજો રૂપિયાની કિંમતનો હીરો હોય-પણ તેની કિંમતનો કરનાર કોણ? એની કિંમત કરનાર તો જ્ઞાન છે;-તો બધાની કિંમત કરનાર એવા તારા જ્ઞાનની કાંઈ કિંમત ખરી? તારા જ્ઞાનની કિંમત તે કદી કરી? જેમ મૂર્ખ ભરવાડે હીરો બકરીના કાને બાંધ્યો, તેમ અજ્ઞાની-મહામૂર્ખ પોતાના ચૈતન્યહીરાને દેહની ક્રિયા સાથે તથા રાગરૂપી બકરી સાથે બાંધે છે. ભાઈ, ચૈતન્યહીરામાંથી તો સર્વજ્ઞતાનો દિવ્ય પ્રકાશ ખીલે. સર્વજ્ઞતાના અચિંત્ય સામર્થ્યની શી વાત? ત્રણ કાળ-ત્રણલોકને જાણી લેવા એ તો જેને રમત માત્ર છે; તેનાથી પણ અનંતગણું જેનું સામર્થ્ય છે —

> તે સર્વજ્ઞાની-દર્શી પણ નિજ કર્મરજ-અચ્છાદને,
> સંસારપ્રાપ્ત ન જાણતો તે સર્વ રીતે સર્વને

સર્વજ્ઞતાના પિંડરૂપ ચૈતન્યરત્નના મહા સ્વાદને કેવળીભગવાન વેદે છે પણ વાણીમા તેનું કથન પૂરું નથી આવતું. આવો સ્વભાવ અત્યારે જ આ દરેક જીવમા વર્તી રહ્યો છે પણ પોતે પોતાના સ્વભાવની પરીક્ષા કરીને ઓળખાણ કરતો નથી દુનિયામા પારકી પરીક્ષા કરવા રોકાયો પણ પોતાના આત્મામા કેવું બેહદ સામર્થ્ય છે તેની પરીક્ષા કરવાની દરકાર ન કરી અરે ભાઈ! પરમ મહિમાવંત તારા આત્માને તે વિકલ્પની આડમા સંતાડી દીધો વિકલ્પના મહિમા આડે અનંતગુણના દરિયાને તું ભૂલી ગયો નિજગુણના નિધાનને તું ભૂલ્યો ને પારકા માલને (દેહાદિને તથા રાગાદિને) તારામા માનીને તે ચોરી કરી ચોર કોણ? કે સ્વશક્તિને ગોપવે ને પરને પોતાનું માને તે ચોર.

અરે પ્રભુ! એક રાગના પરિણામમા તું અર્પાઈ જાય છે, પણ સો-સો ઇન્દ્રો ભક્તિથી જેને પૂજે છે એવા તીર્થંકર ભગવાન ધર્મસભામા દુંદુભીના દિવ્યનાદ વચ્ચે કહે છે કે તું પ્રભુ છો, અમારા જેવા જ તારા ચૈતન્યનિધાન અનંત ગુણથી ભરપૂર છે એકેક ગુણનું અપાર માહાત્મ્ય છે, ને તેમા રાગા-દિનો અભાવ છે

1. તારી જીવત્વશક્તિ અપાર મહિમાવાળી, કે જે રાગ અને ઇન્દ્રિયો વગર આત્માને જીવાડે.
2. તારી ચિતિશક્તિ અપાર મહિમાવાળી, કે જે જડને કે વિકારને ચૈતન્ય સાથે કદી તન્મય થવા ન દે.

3–4. તારી દૃશિશક્તિ ને જ્ઞાનશક્તિ અપાર મહિમાવાળી, કે જે સર્વદર્શિતા ને સર્વજ્ઞતા આપે.

5. તારી સુખશક્તિ અપાર મહિમાવાળી, કે જે અત્યંત અનાકુળતાનું વેદન આપે.
6. તારી વીર્યશક્તિ અપાર મહિમાવાળી, કે જે પોતાના નિર્મળ સ્વરૂપને રચે.
7. તારી પ્રભુત્વશક્તિ અપાર મહિમાવાળી, કે જે અખંડિત પ્રતાપવંતી સ્વતંત્રતાથી આત્માને શોભાવે.

અહા, આવા અનંત-અનંત સ્વભાવોથી ભરેલા તારા અપાર મહિમાની શી વાત ! વચનથી તો કેટલુંક કહેવાય ? સર્વાર્થસિદ્ધિના સમ્યગ્દષ્ટિ–એકાવતારી દેવો પણ ૩૩ સાગરોપમના અસંખ્યાતા વર્ષો સુધી ચર્ચા કરવા છતાં જેનો મહિમા પૂરો કરી ન શક્યા એ તત્ત્વનો મહિમા સ્વાનુભવમાં સમાય છે. એક સમય જેનો અનુભવ કરતાં સંસાર આખો છૂટી જાય –એવા આનંદનો પૂંજ આ આત્મા છે. તારો આનંદ તારામાં છે. આનંદથી ભરેલા તારા આત્મામાં સંસાર નથી–દુઃખ નથી, એટલે તેની સન્મુખ થઈને અનુભવ કરતાં સંસાર અને દુઃખ ટળી જાય છે ને આનંદ પ્રગટે છે. માટે કહે છે કે "અરે જીવ ! તને ક્યાંય ન ગમે તો તારા આત્મામાં ગમાડને ! આત્મામાં આનંદ ભર્યો છે એટલે ત્યાં જરૂર ગમે તેવું છે."

'મારો તો આનંદ છે ને મારું તો જ્ઞાન છે' એને બદલે 'મારો દેહ ને મારા પૈસા' એ માન્યતા જ દુઃખ છે. પરદ્રવ્ય મારું છે એવી મિથ્યાભ્રમણા જીવને અંતર્મુખ થઈને પોતાના આનંદનું વેદન કરવા દેતી નથી. 'સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે–લેશ એ લક્ષે લહો' એમ શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે તેનો અર્થ એ છે કે–ભાઈ, સુખ તો આત્મામાં છે; તેને ન માનતાં સ્ત્રી-પૈસા-મોટાઈ વગેરેમાં તેં સુખ માન્યું તો તેમાં તારા સુખનો અનાદર

થઈ જાય છે એટલે તારુ સાચુ સુખ તને વેદનમા આવતુ નથી માટે તારા અ તરમા જ નિર્દોષ આન દ (રાગ વગરનો આન દ) ભર્યો છે તેને તું જાણ. જડમાં સુખ ન હોય, પણ તુ તો ચૈતન્ય છોને! ચૈતન્ય તે કદી સુખ વગરનું હોય? નહિ, ચૈતન્ય તત્ત્વ તો સદાય આનદથી ભરેલુ છે. આત્મા સુખથી ભરેલો છે ને જડ-શરીર તો સુખથી ખાલી છે. ચૈતન્યનુ પરિણમન શ્રદ્ધા, આનદ, પ્રભુતા વગેરે અન ત વૈભવથી ભરેલુ છે, એવો વૈભવ રાગમા કે જડમાં ક્યાય અ શમાત્ર નથી.

અહો, સર્વોત્કૃષ્ટ તત્ત્વ આત્મા, તેની સન્મુખ થઈને જ્ઞાન પરિણમે ત્યારે આત્માની સાચી કિ મત કરી કહેવાય. આત્માથી વિમુખ રહીને આત્માની સાચી કિ મત કેમ થઈ શકે?

રત્ન અમુક પ્રકારનુ હોય તો ઊચુ, હાથી-ઘોડા અમુક જાતના સારા, ચોખા બાસમતીના સારા, ઘી આવુ હોય તો સારુ, કાપડ તો અમુક પ્રકારનું સારુ,-એમ બધી વસ્તુની પરીક્ષા કરે છે, પણ આત્મા કેવો હોય તો સારો? એનો તો વિચાર કર. શુ દેહ સુદર હોય તો આત્મા સારો?-કે ના, શુ રાગવાળો આત્મા સારો?-ના, આત્મા આનદનુ ધામ છે, તેનુ પરિણમન કરે તે આત્મા સારો, તે શ્રેષ્ઠ, એનાથી ઊચી જગતમા કોઈ વસ્તુ નથી. ('न खलु समयसारात् उत्तर किंचिदस्ति')

રાગથી, પુણ્યથી, દેહથી, સમવસરણાદિથી આત્માનુ સારાપણુ-શ્રેષ્ઠપણુ-પૂજ્યપણુ નથી, આત્માનુ સારાપણુ પોતાના ગુણના નિર્મળ પરિણમનથી જ છે, સમન્તભદ્ર સ્વામીએ સર્વજ્ઞદેવની મહા સ્તુતિ કરતા કહ્યુ છે કે હે સર્વજ્ઞદેવ! આપનુ પરમ ઔદારિક શરીર, આ સમવસરણની અદ્ભુત વિભૂતિ, આકાશમા ગમન, દેવોનુ આગમન-એ બધા સ યોગને કારણે કાઈ આપ અમારા મનને મહાન નથી, પરતુ સર્વજ્ઞતા ને વીતરાગતા પ્રગટ કરીને આપે અમને મોક્ષમાર્ગ બતાવ્યો તેથી આપ મહાન છો, આપના ગુણની પવિત્રતા વડે આપ મહાન છો, ને અમને તે ગુણ ગમ્યા છે તેથી અમે આપની સ્તુતિ કરીએ છીએ -આમ ગુણની ઓળખાણપૂર્વકની સ્તુતિ તે સાચી સ્તુતિ છે. કુદકુદસ્વામી પણ કહે છે કે સ્વસન્મુખ થઈને તુ તારી પ્રભુતાને ઓળખ ત્યારે તે સર્વજ્ઞની ઓળખાણ અને સ્તુતિ કરી કહેવાય.

અનંતગુણનો ઢગલો ભગવાન આત્મા કેવો છે તેની પ્રભુતાનું આ વર્ણન ચાલે છે.

અનંતગુણનો પૂરો વૈભવ આત્મામાં ભર્યો છે, તેથી આત્મા જ 'પરમેશ્વર' છે. જ્ઞાનાદિ પરમ-ઐશ્વર્ય પરમવિભૂતિનો સ્વામી તે પરમેશ્વર છે. સમયસાર ગા. ૩૮માં શિષ્ય કહે છે કે હું મારા પરમેશ્વર આત્માને ભૂલી ગયો હતો, હવે વિરક્ત ગુરુએ તે મને કૃપા કરીને સમજાવ્યો, તેનો અનુભવ કરીને હું સમ્યક્ પ્રકારે એક આત્મારામ થયો.... જુઓ, ભાન થયું ત્યાં ખબર પડી કે મારો પરમેશ્વર હું છું. मेरो प्रभु नहीं दूर दिसंतर, मोहिमें है मोहे भासत नीके—પં. બનારસીદાસજી કહે છે કે લોકો પ્રભુને બહારમાં ઢૂંઢે છે, પણ મારો પ્રભુ કોઈ દૂર-દેશાંતરમાં નથી, એ તો મારામાં જ છે ને સ્વાનુભવથી મને સ્પષ્ટ દેખાય છે.

અરિહંતોને જે પ્રભુતા પ્રગટી તે ક્યાંથી પ્રગટી? આત્મામાં હતી તે જ પ્રગટી, કાંઈ બહારથી નથી આવી. સ્વભાવથી આ આત્મા પણ અરિહંત જેવો જ છે, અરિહંતના આત્મામાં ને આ આત્મામાં પરમાર્થે કાંઈ ફેર નથી. અરિહંતદેવ આવા આત્માને જોઈને અને વેદીને કહે છે કે હે જીવો! તમારા આત્મામાંય આવી જ પ્રભુતા ભરી છે.... તેની સન્મુખ જુઓ.... તો તમને પણ આવી પ્રભુતા પ્રગટશે ને આત્મા સ્વાધીન સ્વતંત્રતાના અખંડ પ્રતાપથી શોભી ઊઠશે. એ સિવાય નરેન્દ્રપદમાં કે ઇન્દ્રપદમાં આત્માની ખરી શોભા નથી. આત્મા તો પોતાના અનંતગુણનો સ્વામી 'ગુણેન્દ્ર' છે. આત્માની પ્રભુતાનો પ્રતાપ તેના અનંતગુણોની નિર્મળતામાં ફેલી વળ્યો છે, એના પ્રતાપને કોઈ તોડી ન શકે. જેણે પોતાની આવી પ્રભુતાને દૃષ્ટિમાં લીધી તેને જગતમાં કાંઈ વિઘ્ન છે જ નહિ.

જેમ ચંદનમાં સુગંધ છે, ગોળમાં મીઠાશ છે, પુણ્ય-પાપમાં આકુળતા છે, તેમ આત્મામાં જ્ઞાન-સુખ ને પ્રભુતા છે. આવા આત્માને જાણીને અનુભવમાં પ્રસિદ્ધ કરવો તેનું નામ મોક્ષમાર્ગ અને ધર્મ છે. બહારના સંયોગથી કે આબરૂથી કાંઈ આત્માની પ્રસિદ્ધિ નથી, રાગમાંય આત્માની પ્રસિદ્ધિ નથી, આત્માની પ્રસિદ્ધિ તો પોતાના અનંત ગુણપર્યાયમાં છે, સ્વાનુભવની નિર્મળ-દશામાં ભગવાન આત્મા પ્રસિદ્ધ થયો છે. આત્માની આવી પ્રસિદ્ધિ કરે એને પરની પ્રસિદ્ધિનો મોહ ઊડી જાય. બહારના સંયોગથી તું તને મોટો

માને છે પણ ભાઈ! તારી મોટપ એટલે કે તારી પ્રભુતા કાંઈ એવી પરાધીન નથી કે બીજા પાસેથી તે લેવી પડે

ધર્મી જીવ પોતાની પ્રભુતા પોતામા દેખે છે. ઉદયભાવને આત્માથી ભિન્ન જાણીને તેનાથી તો અળગા થયા છે, ને જ્ઞાનસ્વભાવમાં વળગ્યા છે કર્મનો ઉદય કે પ્રતિકૂળસયોગ મારી પ્રભુતાને હણી શકે નહિ. જ્ઞાનની ને ઉદયની સધિ ભેદજ્ઞાનવડે તોડી નાખી છે. એટલે હવે ઉદયમા એકાકાર થતા નથી. ઉદયથી ભિન્ન જ્ઞાનસ્વભાવી આત્માની કિમત જાણી છે, એનો ઉપશમ-રસ ચાખ્યો છે એટલે હવે રાગની પુણ્યની કે મયોગની કિમત ઊડી ગઈ છે, તેનો રસ ઊડી ગયો છે.

અરે, અજ્ઞાનીને આત્માની મહત્તા દેખાતી નથી, એના સ્વાદની એને ખબર નથી. 'અરે! મારામા મારુ અમૃત ભર્યું છે, મારો આનદરસ મારામા ભર્યો છે, સૌથી ઉત્તમ ચૈતન્યરત્ન હુ છુ, જિનવાણીએ જેના અપાર ગાણા ગાયા છે તે ચૈતન્યતત્ત્વ હુ જ છુ'–એમ જ્યા ભાન થયુ ને શ્રદ્ધા–જ્ઞાનમા પોતાની કિમત થઈ ત્યા તેના અનુભવરસનો એવો અપૂર્વ સ્વાદ આવ્યો કે હવે શુભરાગ કે તેના ફળ બેસ્વાદ લાગે છે, આ રાગનો સ્વાદ એ મારો નહિ, મારો ચૈતન્યસ્વાદ તો પરમ શાત .શાત, આકુળતા વગરનો છે પણ એકવાર સ્વાદ ચાખે એને એની ખબર પડે.–' માહી પડયા તે માણે મોજ,'–એને દેખનાર પણ આનદ પામે

અરે, અદરમાં આનુ પોતાનુ નિધાન, એને તો અજ્ઞાની જોતો નથી ને આ જડ શરીર હાલે-ચાલે, બોલે, ખાય-પીએ ત્યા મૂરખો એમ માને છે કે હુ –આત્મા જ આ બધુ કરુ છુ તીર્થંકર ભગવાન કહે છે કે હે પ્રભુ! તારા અતરમા પ્રભુતાનો સ્વાધીન પ્રતાપ છે,–જેને કોઈ સયોગની અપેક્ષા નથી, એ પ્રભુતાને લક્ષમા લઈ, તેનુ ધ્યાન ધરી તેનો સ્વામી થા, તો જડનુ–સયોગનુ સ્વામીપણુ તને સહજમાત્રમા છૂટી જશે. અરે, તુ ચૈતન્યપ્રભુ થઇને અચેતનનો–જડનો સ્વામી થવા જાય–એ તો કલક કહેવાય, બાપુ! એ તને ન શોભે!

આચાર્યદેવને અપાર કરુણા છે, ઘડીકમા મૂરખ કહે ને ઘડીકમા પ્રભુ કહે, ત્યા સ્વભાવની પ્રભુતા બતાવીને પર્યાયની મૂર્ખતા છોડાવવા માગે છે. રે જીવ! તુ તો પ્રભુ છોને! આ પરના ભાવને તારામા માને છે એ તે

કેવી મૂર્ખતા! છોડ એ મુર્ખાઈ, ને સંભાળ તારી પ્રભુતાને! તીર્થંકરદેવે આત્મા એવો નથી કહ્યો કે પરનું કંઈ કાર્ય કરે. ભગવાને તો ત્રણેકાળે આત્મા ઉપયોગસ્વરૂપ જોયો છે; ઉપયોગ વગેરે નિજગુણોવડે તેની પ્રભુતા છે; ને તે ઉપયોગવડે જ જીવ જીવી રહ્યો છે. ધર્મીનું જીવન અખંડ ઉપયોગમય છે, તે ઉપયોગના અખંડ પ્રતાપને કોઈ તોડી શકતું નથી, તેમાં બીજાનો પ્રવેશ નથી.

જુઓને, સીતા-ચંદના-અંજના જેવી ધર્માત્મા સ્ત્રીઓ પણ આત્મજ્ઞાન પામ્યા, ને પોતાની આવી પ્રભુતાને જાણીને દુનિયાની પ્રતિકૂળતાના દુઃખ વચ્ચેય અડગ આનંદને અનુભવતા સ્થંભની જેમ ધર્મમાં સ્થિર રહ્યા. શરીર ભલે સ્ત્રીનું હતું પણ અંદર ભાન હતું કે અમે આ શરીર નથી, અમે તો ચૈતન્યરૂપ આત્મા છીએ. સંયોગનું અમને દુઃખ નથી, પ્રતિકૂળતાથી અમે ડરતા નથી; બહારમાં ધણીએ અમને છોડયા તો ભલે છોડયા, અંતરમાં અમારી પ્રભુતાને અમે જાણી છે, તે પ્રભુતાથી અમને કોઈ છોડાવી શકે તેમ નથી. સ્ત્રીદેહમાં અમે નથી, અમે તો અમારી પ્રભુતાના પુરુષાર્થમાં ને આનંદના વેદનમાં વર્તીએ છીએ. ચૈતન્ય મહાપ્રતાપી ભગવાન આત્મા, તેનો પ્રતાપ સંયોગવડે તૂટે નહિ. સ્વતંત્ર પ્રભુતાથી આત્મા શોભે છે.

પ્રતાપવંતા આત્માની દૃષ્ટિ થતાં જે જ્ઞાનદશા-આનંદદશા-અનંતગુણની નિર્મળદશા પ્રગટી તેને કોઈ હણી શકે નહિ. આત્માની નિર્મળદશા કોઈ બીજા વડે પમાય નહિ ને બીજા વડે હણાય નહિ. પ્રત્યક્ષ-સ્વસંવેદનરૂપ જ્ઞાનની પ્રકાશ કળાવડે આત્મા પ્રસિદ્ધ અનુભવાય છે.

અજ્ઞાની સંયોગની પ્રતિકૂળતાનો ને કર્મના ઉદયનો પોકાર કરીને આત્માની પ્રભુતાને ભૂલી જાય છે. એને બહારની વસ્તુની મહત્તા ભાસે છે પણ પોતાની પ્રભુતાને તે પારખતો નથી. એકવાર એક રાજાના દરબારમાં કોઈ પરદેશી એક હીરો લઈને આવ્યો ને કહ્યું કે મહારાજ! આપના ઝવેરીઓ પાસે આનાં મુલ્ય કરાવો. ગામના ઝવેરીઓ એકઠા થયા પણ કોઈ મૂલ્ય કરી શક્યું નહિ. છેવટે એક વૃદ્ધ ઝવેરી આવ્યા ને હીરો તપાસીને તેનું સાચું મૂલ્ય કરી દીધું. રાજાએ ખુશી થઈને દીવાનને હુકમ કર્યો કે આ ઝવેરીને ઈનામ આપો. દીવાનજી ધર્મના જાણકાર હતા; તેમણે જોયું કે વૃદ્ધ ઝવેરીનું હિત કરવાની આ તક છે. તેમણે ઝવેરીને ઈનામ આપવાને બદલે ઠપકો આપીને કહ્યું દાદાજી! તમે હીરા પારખવામાં જીંદગી વીતાવી,

જીંદગીનો છેડો આવ્યો પણ અંદરના ચૈતન્યહીરાને ઓળખવાનું હજી તમને સૂઝતું નથી! ત્યારે ઝવેરીનો આત્મા પણ જાગી ઊઠયો ને દીવાનજીનો ઉપકાર માન્યો. બીજે દિવસે ગજદરબારમાં કહ્યું કે રાજાજી! ઈનામને લાયક હું નથી, ખરા ઈનામને લાયક આ દીવાનજી છે કે જેણે મને ચૈતન્યહીરો પારખવાની પ્રેરણા આપી. હીરાની પરીક્ષા મેં કરી પણ મારી પરીક્ષા આ દીવાનજીએ કરી ને મારું હિત કર્યું. તેમ અહીં સર્વજ્ઞ રાજાના દીવાન એવા જ્ઞાની-સન્તો કહે છે કે અરે જીવ! બહારના પદાર્થોને જાણવામાં તેં અનંતકાળ ગાળ્યો પણ તારા ચૈતન્યહીરાના અપાર મૂલ્ય છે તેને તું જાણ. ચૈતન્યહીરાનો પ્રતાપ કોઈ અચિંત્ય છે જ્ઞાની જાણે છે કે સર્વથી જુદા નિજ-સ્વરૂપને અનુભવતો હું પ્રતાપવંત છું પરદ્રવ્ય પરમાણુમાત્ર પણ મને મારાપણે ભાસતું નથી; મેં નિજરસવડે મોહને મૂળમાંથી ઉખેડીને મહાન જ્ઞાનપ્રકાશ મને પ્રગટ થયો છે. મારા પરમેશ્વરને હું ભૂલી ગયો હતો, પણ વારંવાર જ્ઞાનીના ઉપદેશના શ્રવણથી, સન્તોએ જેવો આત્મા કહ્યો તેવો સમજ્યો, ત્યાં ભાન થયું ને મારા પરમેશ્વરને મેં મારામાં જ દેખ્યો. જુઓ, સ્વસંવેદનની આવી નિઃશંકદશા થાય ત્યારે જીવ ધર્મી થયો કહેવાય. પરમેશ્વર જ્યાં છે ત્યાં શોધે નહિ ને બહાર ભટકે તો ક્યાંથી મળે! મારો આત્મા અનંતગુણનો સ્વામી છે, હું જ મારો પરમેશ્વર છું ને દેહાદિની ક્રિયાઓ મારાથી બહાર છે-આવા આત્મભાનમાં જગતની કોઈ ચીજનું માહાત્મ્ય ધર્મીને રહેતું નથી

જ્ઞાનમાં જ્ઞાનની સ્વતંત્ર પ્રભુતા છે,
દર્શનમાં દર્શનની સ્વતંત્ર પ્રભુતા છે,
શ્રદ્ધામાં શ્રદ્ધાની સ્વતંત્ર પ્રભુતા છે,
આનંદમાં આનંદની સ્વતંત્ર પ્રભુતા છે,
વીર્યમાં વીર્યની સ્વતંત્ર પ્રભુતા છે,
જીવત્વમાં જીવનની સ્વતંત્ર પ્રભુતા છે,
ને આત્મામાં અનંતગુણની સ્વતંત્ર પ્રભુતા છે.

અનંતગુણના અખંડ પ્રતાપથી સ્વાધીનપણે શોભતો આત્મા, તેને સ્વાનુભવવડે પ્રસિદ્ધ કરવાની આ વાત છે

કોઈ કહે કે 'મને મારો આત્મા નથી દેખાતો'-પણ ભાઈ, એમ

જાણવામા પહેલો નબર લે ને ! આત્માને જાણવાની પરીક્ષામા નાપાસ થઈને અનતકાળથી રખડી રહ્યો છે, તો તેમા પાસ થવાનો પ્રયત્ન કર ને ! એકવાર મરીને પણ આત્માને જાણ, એટલે કે જીવન આખુ એમા અર્પી દે, દેહનુ થવુ હોય તે થાય–એમ તેની દરકાર છોડીને. આત્માને જાણવાનો ઉદ્યમી થા તો તારો આત્મા તને જરૂર જણાશે. અરે, અજ્ઞાનથી તે નિગોદથી માડીને નવમી ગ્રૈવેયક સુધીના કેટલા ભવ કર્યા ? હવે તો એનાથી ભયભીત થા ! શુ હજી તને આ પરિભ્રમણનો થાક નથી લાગ્યો ? બહારમાં સાધુ થઈને પણ આત્માના જ્ઞાન વગર રાગથી ધર્મ માનીને તુ ભગવાનની પરીક્ષામા નાપાસ થયો,–એની કાઈ શરમ ખરી !

તેજણ ઘોડીને ચાબખા ન હોય, એને તો ઈસારા જ હોય, તેમ આત્માને સાધવાનુ તેજ જેને ચડ્યુ, જે તેજીલો થયો, તેને સન્તોના એક જ ઈસારાથી બસ છે, એને વારવાર કહેવુ ન પડે સન્તોએ જે માર્ગ બતાવ્યો તે માર્ગે અદરમા ઉતરીને તે જીવ પરમાત્મા થઈ જશે, એ વચ્ચે ક્યાય અટકશે નહિ. સાધક થઈને સીધો સિદ્ધાલયમા ચાલ્યો જશે.

અરે, 'હુ મને ન જણાઉ' એમ કહેતા તને લાજ નથી આવતી ! પરને જાણવામા ચતુરાઈ કરે છે ને સ્વને જાણવામા મૂરખ થાય છે,–શુ તને શરમ નથી આવતી ! અરે, પ્રભુ ! આ તે તને શોભે છે ? તારુ જ્ઞાન, અને એ તને જ ન જાણે–એ શોભતુ નથી. જો પોતે પોતાને ન જાણે તો તારા જ્ઞાનની પ્રભુતા લાજવાય છે.

ભાઈ. તારા જ્ઞાનની પ્રભુતામા રાગના કાર્યનો અભાવ છે, અને 'ન જાણવુ' એવુ અજ્ઞાન પણ તેમા નથી. જ્ઞાનશક્તિમા 'ન જાણવાપણુ' કેમ હોય ? દોષને અને અજ્ઞાનને ગુણના કાર્યમાથી કાઢી નાખ્યા છે, જેણે ગુણ ઉપર દૃષ્ટિ કરી તેને દોષ કે અજ્ઞાન રહે નહિ સ્વગુણના સ્વતત્ર વૈભવથી શોભતો આત્મા, તેના નિર્મળ કાર્યને કોઈ રોકી શકે નહિ આત્મા પોતાના સ્વાધીન આનદરસના અનુભવમા ચડ્યો ત્યા પર્યાયને કોઈ કાળ, કોઈ ક્ષેત્ર, કોઈ સયોગ, કોઈ ઉદય કે જગતની કોઈ પ્રતિકૂળતા રોકી શકે નહિ નિજ-ગુણમા જેમ પરની મદદ નથી તેમ પરનુ વિઘ્ન પણ નથી. જો તેમા બીજો કોઈ મદદ કરે તોપણ પરાધીનતા થઈ જાય. ભાઈ ! તારા ગુણનો ધણી તું છો, અનતશક્તિની શાશ્વત સપદાથી તુ પ્રતાપવત છો –એકવાર સ્વમા નજર

કરીને જો એટલી જ વાર છે. સ્વ વૈભવમાં નજર કરતાં જ તું એવો ન્યાલ થઈ જઈશ કે એના સિવાય બીજે ક્યાંય તારી પરિણતિને ચેન નહીં પડે.

સમ્યગ્દર્શન થતાં આત્માના આવા નિજવૈભવની પ્રાપ્તિ થાય છે, પોતાની પ્રભુતા પોતામાં દેખાય છે. ભલે ગૃહસ્થપણામાં હોય, રાજપાટમાં હોય, સ્વર્ગમાં હો કે નરકમાં હો, મનુષ્ય હો કે તિર્યંચ હો,–પણ જે કોઈ જીવ અંતર્દૃષ્ટિ કરે તેને અંતરમાં પોતાની આવી પ્રભુતા દેખાય છે, એનો વચનાતીત આનંદ વેદાય છે. આત્માની શક્તિની અનંતતા—સંખ્યાથી પણ જેની હદ નથી ને સામર્થ્યથી પણ જેની હદ નથી, એને દૃષ્ટિમાં લેતાં અનંત ગુણમાં એકસાથે નિર્મળતાનો પ્રવાહ શરૂ થાય છે, એટલે મોક્ષમાર્ગ શરૂ થાય છે. આવા સર્વગુણસમ્પન્ન ને સ્વતંત્રતાથી શોભતા ભગવાન આત્માની શ્રદ્ધા ને અનુભવ અંતરમાં ઊતરીને કરવો તે પ્રભુતા પ્રગટાવવાનો પંથ છે. આવી શ્રદ્ધા ને આવા અનુભવ વગર સ્વ-પરનું સાચું ભેદજ્ઞાન થાય નહિ ને સંસારભ્રમણ મટે નહિ.

આત્માના અનંતગુણોને પરસ્પર અનેરા-અનેરાપણું છે અર્થાત્ જ્ઞાન તે સુખ નહિ, સુખ તે જ્ઞાન નહિ, એમ ગુણોમાં એકબીજાથી પૃથક્‌પણું છે, પરંતુ તેમને પ્રદેશભિન્નતા નથી અર્થાત્ જ્ઞાનના પ્રદેશ જુદા, સુખના પ્રદેશ જુદા –એવો પ્રદેશભેદ નથી. બધા ગુણોનું ક્ષેત્ર એક જ (અસંખ્યપ્રદેશી) છે. ક્ષેત્ર એક ને ભાવ અનંત, સામર્થ્ય અનંત, કાળ અનંત,—પણ એક અખંડ દ્રવ્યમાં એ બધું સંકેલાઈ જાય છે. અખંડદ્રવ્યની સ્વાનુભૂતિમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના ભેદ પણ નથી. આવી અખંડ પ્રભુતાવાળા આત્માને જ્યાં શ્રદ્ધામાં લીધો ત્યાં તે જીવ સિદ્ધપદનો સાધક થયો. હવે પોતાની પ્રભુતાને સાધતાં સાધતાં પામરતાને સર્વથા તોડીને, અખંડ પ્રતાપવંતી પ્રભુતાથી સિદ્ધપદમાં તે શોભી ઊઠશે....ને આત્મપ્રભુતા પૂરેપૂરી ખીલી જશે.

આત્માનો સ્વભાવ કહો, ગુણ કહો, શક્તિ કહો કે વૈભવ કહો, તે આત્મવૈભવનું આ વર્ણન છે.–શા માટે? કે જીવ જો પોતાના આત્મવૈભવને જાણે તો તેને પોતાનો ખરો મહિમા સમજાય ને પરનો મહિમા છોડીને તે સ્વમાં એકાગ્ર થાય; સ્વમાં એકાગ્ર થતાં પોતાની શક્તિમાં ભરેલા જ્ઞાન-આનંદ-પ્રભુતા તેને પ્રગટ અનુભવમાં આવે, એટલે તેનો સંસાર છૂટે ને મોક્ષ થાય.

ભગવાન આત્મા દેહથી ભિન્ન તત્ત્વ છે, પુણ્ય-પાપ, રાગ-દ્વેષ તેનુ સ્વરૂપ નથી, તેમા તેનો વૈભવ નથી ને તે તેનુ ખરૂ કાર્ય નથી અનત ગુણસ્વભાવી આત્મામા દૃષ્ટિ થતા જે નિર્મળ પરિણમન થાય તે જ તેનુ ખરૂ કાર્ય છે, તેમા તેનો વૈભવ છે મલિનતા તે આત્મા નહિ, દ્રવ્ય-ગુણ ને નિર્મળ પર્યાય એ ત્રણેનુ એકરૂપ તે આત્મા છે

પ્રભુત્વ શક્તિને લીધે આત્મા અખડ સ્વતત્રતાથી શોભે છે. જેમ રાજાની શોભા ત્યારે કહેવાય કે તેના માથે બીજો કોઈ ન હોય, જે કોઈને આધીન ન હોય તેને 'રાજા' કહેવાય તેમ આત્માની પ્રભુતા ત્યારે કહેવાય કે તે કોઈને આધીન ન હોય આત્માની પ્રભુતા અખડ સ્વતત્ર છે સ્વતત્રતા વગર શોભા કેવી ? ને શોભા વગર પ્રભુતા કેવી ? પરાધીનતામા પ્રભુતા નહિ, શોભા નહિ. જો કે પર્યાયમા પરલક્ષે આત્મા પોતે પરાધીન થાય છે, પણ તે તેનુ સ્વરૂપ નથી, તેમા તેની શોભા નથી, તેમા પ્રભુતા નથી, એટલે તે પરાધીનભાવને ખરેખર આત્મા કહેતા નથી.

પ્રશ્ન – પ્રવચનસારમા ઈશ્વરનયે આત્માને પરતત્રતા ભોગવનાર કહ્યો છે ને ?

ઉત્તર – ત્યા સાધકની પર્યાયમા તે પ્રકારનુ અલ્પ પરિણમન છે તેથી પર્યાયઅપેક્ષાએ તેને આત્માનો ધર્મ કહ્યો છે, પણ તે વ્યવહારનયનો વિષય છે, શુદ્ધનયના વિષયરૂપ જે પરમાર્થ આત્મા છે તેમા તે ન આવે અને વિકારમા જે પરાધીનતા કહી તેનો પણ એવો અર્થ નથી કે પરદ્રવ્ય બળજોરીથી આત્માને વિકારરૂપે પરિણમાવે છે, પરતુ તેનો અર્થ એવો છે કે વિકારરૂપ પરિણમન પરના આશ્રયે જ થાય છે માટે તેમા પરાધીનતા છે, તે આત્માની શક્તિને આધીન તે કાર્ય થયેલુ નથી તેથી અહી શક્તિના વર્ણનમા તેને આત્માનુ કાર્ય નથી કહેતા. અહી તો આત્માની પરમેશ્વરતા બતાવવી છે, આત્માનો વૈભવ બતાવવો છે. વસ્તુની શક્તિમા વિકાર કે પરાધીનતા કેમ હોય ? આ જગતમા પોતાના સ્વાધીન સ્વરૂપથી જ દરેક વસ્તુ શોભે છે. ભાઈ, તારી પરમેશ્વરતા તારામા ભરી છે, ઉદયભાવ-વિકારીભાવ-પરાધીનભાવ તેનો અભાવ કરીને સ્વાધીનતાથી આત્માને શોભાવે એવી તારી પરમેશ્વરતાની તાકાત છે આત્માના આવા નિજવૈભવને જાણીને સ્વઘરમા પ્રવેશ કરતાં પ્રભુતા પ્રગટે છે, સ્વમયપણુ થાય છે ને આત્મા શોભે છે. વિકારમાં વસે

તે પ્રભુત્વની પરિણતિ નથી, એ તો પરસમયપણું છે, તેમાં આત્મા શોભતો નથી. ભાઈ, સ્વઘરમાં અનંત શક્તિનો સમુદ્ર ઉલ્લસે છે, સ્વઘરમાં પ્રવેશતાં જ અનંતગુણની શાંતિનું તને વેદન થશે, ને તારા ગુણો સ્વાધીનપરિણતિથી શોભી ઊઠશે.

અંતર્મુખ થઈને આત્માને સ્પર્શે એટલે કે અનુભવે ત્યારે સ્વઘરમાં આવ્યો કહેવાય. ને ત્યારે સ્વઘરના વૈભવને તે ભોગવી શકે. સ્વઘરને જાણ્યા વગર ને તેમાં પ્રવેશ્યા વગર તેના વૈભવને ભોગવી શકાય નહિ. પરઘર સામે (વિકાર સામે) જોયા કરે તો સ્વઘરના વૈભવને ક્યાંથી ભોગવે? પ્રભુ! તું સ્વાનુભવથી સ્વઘરમાં આવ ત્યારે તને તારો અપાર વૈભવ દેખાય, ને ત્યારે તું પ્રભુના માર્ગમાં આવ્યો કહેવાય.

અહા, આત્માના બધા ગુણોમાં પરમેશ્વરતા છે; એક સમયમાં પૂર્ણ-શક્તિથી ભરેલા પોતાના પરમેશ્વરના ઘરમાં પ્રવેશીને પોતાની નિર્મળ પરિણતિને ભેટતાં, ને નિર્મળ પરિણતિ નિજસ્વભાવને ભેટતાં, (એ રીતે દ્રવ્ય-પર્યાયની એકતા થતાં) નિજવૈભવના અનુભવનું અપૂર્વ સુખ પ્રગટે છે ને અતીન્દ્રિય આનંદ ઉલ્લસે છે. આનંદની આ સાચી પરિણતિ છે, દુઃખ તે આનંદની સાચી પરિણતિ નથી.

આત્મામાં પોતામાં અત્યારે પણ જે વૈભવ ભર્યો છે તેની આ વાત છે. જેણે સ્વાનુભવથી આત્માના નિજવૈભવને જાણ્યો તેને અનંતગુણમાં વ્યાપેલા અતીન્દ્રિય આનંદનો અનુભવ થાય છે, આત્માનો આખો પરિવાર આનંદિત થાય છે અર્થાત્ સર્વગુણોમાં આનંદ વ્યાપી જાય છે. જેમ સારા પુત્રનો જન્મ થતાં આખો પરિવાર રાજી થાય છે, તેમ આત્મામાં આનંદ-પર્યાયરૂપ ઉત્તમપુત્રનો અવતાર થતાં આખો આત્મપરિવાર (દ્રવ્ય-ગુણ-પર્યાય સૌ) આનંદિત થાય છે. –આવી આત્માના આનંદગુણની પ્રભુતા છે. ને તેના વડે આત્માની શોભા છે. જેમ કુલટા વડે કુળની શોભા નહિ તેમ વિકાર-પરિણતિ વડે આત્માની શોભા નથી, તે ચૈતન્યકુળની જાત નથી.

અહા, એકેક આત્મા પોતાની સ્વતંત્ર અનંતશક્તિથી પરિપૂર્ણ, ને એકેક શક્તિ નિર્મળપરિણમનથી ભરેલી, –આવા આત્મવૈભવનું વર્ણન ભગવાન અરિહંત સર્વજ્ઞપરમાત્માના પંથ સિવાય જગતમાં બીજે ક્યાંય

નથી. સર્વજ્ઞદેવે આત્મામા ભાખેલો ને સમવસરણમા ઉપદેશેલો એવો જે મોક્ષપથ તેમાંથી આવેલો આ પ્રવાહ છે.

'અરે શુ કરીએ? અમને કર્મો નડે છે!'–અરર! તુ મોટો પ્રભુ, અનતસામર્થ્યવાન, અને જડ કર્મો તને દબાવી જાય? ક્યા તારી પરમેશ્વરતા! ને ક્યા કર્મની અચેતનતા! અમે પરમેશ્વર થઈને તને કહીએ છીએ કે તારી અનતશક્તિની પરમેશ્વરતા તારામા ભરી છે, તેની સન્મુખ થા તો તારી પ્રભુતાને રોકનાર કોઈ આ જગતમા નથી. પણ તુ પોતે તારી પ્રભુતાનો વિશ્વાસ કરતો નથી, ને પરતત્રતા માનીને તુ જ તારી પ્રભુતાને હણે છે. છતા તે હણાયેલી દશા જેટલો જ આખા આત્માને માની લેવો તે અપરાધ છે, અને તે દશા કર્મે હણી એમ માનવુ તે ડબલ અપરાધ છે તુ પોતે અપરાધ કરીને કર્મના ગળે વળગ્યો છે એમ ન કરે ને પોતાના અપરાધ જેટલો જ આત્માને માને તોપણ આત્માના પરમ વૈભવને તે જાણતો નથી, એટલે તે પણ અપરાધમા જ પડેલો છે, નિરપરાધ સ્વભાવની આરાધના તેને પ્રગટી નથી દોષ વગરનુ નિરુપદ્રવ શિવધામ અસખ્યપ્રદેશી આત્મા, જેમાં અનત ગુણના અતીન્દ્રિય સ્વાદવાળો શીરો પાકે, એની સન્મુખ થતા પરમ આનદસહિત પોતાની પ્રભુતા દેખાય છે, શિવધામમા બિરાજમાન પ્રભુનો સાક્ષાત્કાર થાય છે એ પ્રભુમા ક્યાય પરાધીનતા નથી, પામરતા નથી, એ તો સદા સ્વાધીન સ્વતત્ર પ્રભુતાથી શોભાયમાન છે.

આવી સ્વાધીન પ્રભુતાના નિજનિધાનને નહી દેખનારો જીવ પર્યાયમા પરાધીન થાય છે પણ અહી તો કહે છે કે પરાધીનતા ને વિકાર તે ખરેખર આત્મા જ નથી.–એને તે આત્મા કોણ કહે? જેમ દુરાચાર તે ખાનદાન કુળના ઘરની ચીજ ન કહેવાય, ખાનદાનના ઘરમા તે શોભે નહિ, તેમ આ ભગવાન આત્મા તીર્થંકરોના મહાન વીતરાગી કુળનો વારસ, તેની વીતરાગી-ખાનદાનીમા રાગાદિ દુર્ભાવો શોભે નહિ, એ એના ઘરની ચીજ ન કહેવાય. અનતગુણમા નિર્મળતા પ્રગટ કરે ને તેમા કદી ભગ ન પડવા દે–એવી આત્માના કુળની ટેક છે. અરે જીવ! તુ સુઝા મા, આવી તારી પ્રભુતાને દેખતા જ તને પરમ પ્રસન્નતા થશે ને તારી બધી મુઝવણ મટી જશે અદર પ્રભુતાના પડઘા પડશે.

ભાઈ, તારી પ્રભુતા અત્યારેય તારામાં છે, પણ તને તારા આત્માની

ખબર નથી, જ્ઞાન નથી, અનુભવ નથી, અરે! એની ઝાંખી પણ નથી કરતો, એનો ઉત્સાહ નથી લાવતો, પછી અંતરમાં એના પડઘા ક્યાંથી વાગે? સ્વસન્મુખ થા તો આત્મા જવાબ આપે ને! બહારમાં ઝાંવા નાંખી-નાંખીને અનંતકાળથી હેરાન થઈ રહ્યો છે, પણ હવે તો આવા અવસરમાં તારા સ્વભાવને જો; તારા સ્વાધીન વૈભવની ઝાંખી તો કર, એના તરફનો ઉલ્લાસ તો કર. એના તરફના વલણથી તને કોઈ જુદો જ આનંદ અનુભવાશે. આવા આનંદની અનુભૂતિ થાય તેને જ અમે આત્માની પરિણતિ કહીએ છીએ. એ સિવાય રાગાદિ પરિણતિ તે ખરેખર આત્માની પરિણતિ નથી ને તેમાં આત્માનો વૈભવ કે શોભા નથી.

અહો, વારંવાર આત્માના આવા વૈભવનું શ્રવણ કરવા જેવું છે, અંતરમાં તેનો મહિમા લાવીને ઊંડું ઊંડું મંથન કરવા જેવું છે. ભાઈ, તારા ચૈતન્યમાં ભરેલા અપાર વૈભવને ખોલવાનો આ સુગમ રસ્તો સન્તોએ દેખાડયો છે. દ્રવ્ય-ગુણ-પર્યાયનો આવો સ્વાધીન વૈભવ દેખાડનારા દેવ-ગુરુ-શાસ્ત્રો પ્રત્યે ધર્મીને ભક્તિ-પૂજનના શુભભાવ આવે છે, ને ઘણા જ વિનય-પૂર્વક તેમનું બહુમાન કરે છે; પણ એ શુભરાગને આત્માના વૈભવની ચીજ નથી સમજતા. જેમની ભક્તિ કરે છે તે દેવ-ગુરુ-શાસ્ત્રોએ પણ એમ જ સમજાવ્યું છે કે શુભ વિકલ્પનો પણ તારા આત્મવૈભવમાં અભાવ છે. તારા આત્માની શોભા શુભ વિકલ્પથી નથી પણ દ્રવ્ય-ગુણ-પર્યાયમાં અખંડ પ્રતાપવાળી જે સ્વાધીનતા પ્રગટી તેનાથી તારા આત્માની શોભા છે.

ભગવાન આત્માની કોઈ શક્તિ-કોઈ ગુણ રાગના વિકલ્પને ઉત્પન્ન કરે એવો એનો સ્વભાવ નથી; માટે રાગની ક્રિયા તે ખરેખર આત્માની ક્રિયા નથી પણ અનાત્માની ક્રિયા છે. આત્માનો નિજવૈભવ તે રાગાદિમાં નથી, આત્માનો વૈભવ તો રાગ વગરનો અનંતગુણની નિર્મળતાથી ભરપૂર છે.

અરે, એકવાર શ્રદ્ધાના બળે તારી શક્તિનો ટંકાર તો કર! તારી શક્તિના ધનુષ્ટંકાર સામે કોઈ પરભાવ ટકી શકે નહિ. જેમ સિંહની ત્રાડ પડે ત્યાં સસલાં ભાગે, તેમ આ ચૈતન્યસિંહ સ્વાનુભવથી જાગે ત્યાં પરભાવ ભાગે. આ ભગવાન આત્માના પ્રતાપને કોણ ઝીલી શકે? કોણ જાણી શકે? કોણ લક્ષમાં લઈ શકે? વિકારમાં એવી તાકાત નથી કે આ ભગવાન આત્માના પ્રતાપને ઝીલી શકે, કે જાણી શકે. સ્વસન્મુખ થયેલ વીતરાગી પર્યાયમાં જ

એ તાકાત છે કે ચૈતન્યપ્રભુના પ્રતાપને ઝીલી શકે, એ જ એને જાણી શકે ને એ જ એને વેદી શકે જેમ ચક્રવર્તીના તેજને સામાન્ય માણસ ઝીલી ન શકે, અથવા ઝગઝગતા સૂર્યના તેજને કાચી આંખવાળો ઝીલી ન શકે, તેમ ચૈતન્યના અતીન્દ્રિય તેજને ઝીલવાની તાકાત રાગમા નથી, તેના અતીન્દ્રિય જ્ઞાન-આનંદના પ્રકાશનો એક અંશ પણ સમ્યગ્દષ્ટિ જ ઝીલી શકે, અજ્ઞાનીથી તે ઝીલી શકાય નહિ. રાગાદિ પરભાવની પાછળ કાંઈ ત્રિકાળી શક્તિનું જોર નથી, એ તો અદ્ધરથી ઉત્પન્ન થયેલા છે, એટલે તેનામા ત્રિકાળી ચૈતન્યપ્રતાપને ઝીલવાની તાકાત નથી, જ્યારે નિર્મળતા પાછળ તો ત્રિકાળી શક્તિનું જોર છે, એટલે ત્રિકાળી ચૈતન્યપ્રતાપ સાથે એકતા કરીને તેને તે ઝીલી શકે છે—પ્રતીતમાં જ્ઞાનમા ને અનુભવમા લઈ શકે છે.

અહો, સંતોએ ચૈતન્યની પ્રભુતાના અચિંત્ય ગાણા ગાયા છે, આત્મામા આવા ભાવો ભર્યા છે તે અનુભવમા લઈને તેના આ ગાણા ગાયા છે, આત્માની પ્રભુતાને પ્રસિદ્ધ કરીને જગતને બતાવી છે. આત્માની શક્તિમા જે પ્રભુતા છે તેમા રાગાદિ અશુદ્ધતાનો અભાવ છે, એટલે સ્વભાવનો સદ્‌ભાવ ને અશુદ્ધતાનો અભાવ (-નિશ્ચયનો આશ્રય ને વ્યવહારનો નિષેધ) -આવો અનેકાન્ત છે, ને આ અનેકાન્તનું ફળ અમૃત છે, તેનાથી અતીન્દ્રિય આનંદનો અનુભવ થાય છે.

અરે ભાઈ! તું પ્રભુ છો, તારી પ્રભુતા પરાધીન નથી, એને બદલે તું સિદ્ધપ્રભુને ય પરતંત્ર (નિમિત્તાધીન) ઠરાવ -એ તો તારી કુદૃષ્ટિનો મોટો દોષ છે સિદ્ધ તો આ આત્માના આદર્શ છે, એ સિદ્ધમાય જેને પરતંત્રતા દેખાય તેને પોતાના આત્માની સ્વતંત્રતા તો ક્યાંથી દેખાશે? ને સ્વતંત્રતાને દેખ્યા વગર એ સ્વતંત્ર ક્યાથી થશે?

અહી તો આચાર્યભગવાને સ્વતંત્ર પ્રભુતાના ઢંઢેરા પીટ્યા છે, અમૃતચંદ્રદેવે આ પંચમકાળમા અમૃત રેડ્યા છે ૯૦૦ વર્ષ પહેલા એ અમૃતચંદ્ર-મુનિરાજ ચારિત્રની મસ્તીમા ઝૂલતા-ઝૂલતા વનમાથી આહાર માટે નગરી તરફ ચાલ્યા આવતા હોય-ત્યારે એમનો દેખાવ કેવો હશે! અહા, એ તો જાણે નાનકડા સિદ્ધપ્રભુજી ચાલ્યા આવતા હોય! અને જ્યારે અનંતના અનુભવમા કલમ બોળી-બોળીને તેઓ કુંદકુંદપ્રભુની ગાથાના ગહનભાવોને ટીકામા ખોલતા હશે,-ત્યારે તો જાણે ગણધરદેવ દિવ્યધ્વનિને

ગૂંથવા બેઠા! અહા, એમની અનુભવદશાની શી વાત! ચૈતન્યના અચિંત્ય વૈભવને ખોલતાં-ખોલતાં, કેવળજ્ઞાન સાધતાં-સાધતાં, તેમણે આ શક્તિઓનું વર્ણન કર્યું છે ને તેના દ્વારા જગતનો અચિંત્ય આત્મવૈભવ જગતને દેખાડયો છે. અહા, એમની શક્તિની ને એમના ઉપકારની શી વાત! એ તો વીતરાગી પરમેષ્ઠીપદમાં ઝૂલનારા ને પ્રભુતાને અનુભવનારા સન્ત હતા, જૈનધર્મના થંભ હતા.

આ ચૈતન્ય-પરમેશ્વરનો પ્રતાપ કોઈ જુદી જાતનો છે: અજ્ઞાનીને તે દૃષ્ટિમાં આવતો નથી. પ્રભુતાના ભાવે વ્યક્ત પરિણમેલો આત્મા, તેની પરિણતિમાં રાગાદિ અશુદ્ધતારૂપ વ્યવહારનો અભાવ છે; માટે કહ્યું છે કે સમ્યગ્દૃષ્ટિ નિશ્ચયમાં લીન છે ને વ્યવહારમાંથી વિમુક્ત છે. નિશ્ચયસ્વભાવમાં લીન મુનિવરો મુક્તિને પામે છે; ને વ્યવહારમાં જે લીન છે તેને આત્માના સ્વાશ્રિત વૈભવની ખબર નથી, પરમાર્થ આત્માની ખબર નથી. એવા જીવોને આત્માનો પરમાર્થસ્વભાવ ઓળખાવવા, અને પરાશ્રયે થતા રાગભાવોનું અવલંબન છોડાવવા માટે શ્રી જિનવાણીએ વ્યવહારને અભૂતાર્થ કહીને તેનું અવલંબન છોડાવ્યું છે, ને પરમાર્થસ્વભાવનો અનુભવ કરાવ્યો છે.

વાહ! કેવી સરસ વાત!! અરે, વીરા! વીર થઈને તારા સ્વાશ્રિત સ્વભાવનું અવલંબન લે... તારી પ્રભુતાને સંભાળ. જેમ 'સબરસ' વગરની રસોઈ નીરસ લાગે તેમ ચૈતન્યરસના અનુભવ વગરનું બધુંય નીરસ છે, આનંદ વગરનું છે, એમાં આત્માનો કાંઈ જ સ્વાદ નથી. માટે તારે તારા આત્માને રસમય અતીંદ્રિય સ્વાદવાળો બનાવવો હોય તો સ્વસન્મુખ થઈને સ્વાનુભવના આનંદરસને ચાખ. વીર થઈને મહાવીરના આ પરમાર્થમાર્ગને તું સાધ. આત્મા એવો વીર છે કે વિકારના અંશને પણ પ્રભુતામાં આવવા ન દે, ને વિકારથી ભિન્ન પોતાના આત્માના આનંદરસને અનુભવે. એ રીતે સ્વાધીનપણે પોતાના અખંડ પ્રતાપને આનંદ સહિત અનુભવતો-અનુભવતો, સિદ્ધપદને સાધતો-સાધતો, પોતાની પ્રભુતા પ્રગટ કરીને શોભી ઊઠે છે.

जय हो आत्मप्रभुतानो.

**પ્રભુત્વશક્તિનું વર્ણન પૂર્ણ.**



## [ ૮ ]

# વિભુત્વ શક્તિ

[ सर्वभावव्यापक-एकभावरूपा विभुत्वशक्तिः । ]



અહો, સન્તોની અનુભવદશાની શી વાત! અંતરના અનુભવ વડે આત્માના અચિંત્ય વૈભવને ખોલતા–ખોલતા તેમણે આ સમયસારની રચના કરી છે, ને એના દ્વારા જગતનો 'આત્મવૈભવ' જગતને દેખાડ્યો છે અહો! એમના ઉપકારની શી વાત!

અરે વીર! વીર થઈને તું તારા આત્મવૈભવને દેખ શ્રદ્ધાના બળે તારી શક્તિનો ટંકાર કર



આત્માના અનંત ધર્મોમાં એક વિભુત્વ ધર્મ છે. જ્ઞાન, આનંદ, પ્રભુતા વગેરે જે અનંત ધર્મો છે, તે એકેક ધર્મ આત્માના બીજા સર્વે ધર્મોમાં વ્યાપક છે. ધર્મ કહો, શક્તિ કહો, ગુણ કહો કે ભાવ કહો; એક જ્ઞાનભાવ બીજા અનંત ભાવોમાં વ્યાપક છે. એક આનંદભાવ બીજા અનંત ભાવોમાં વ્યાપક છે. એટલે જ્ઞાનભાવથી જોતાં આખો આત્મા જ્ઞાનરૂપ દેખાય છે. આનંદભાવથી જોતાં આખો આત્મા આનંદરૂપ દેખાય છે.–આવું આત્માની વિભુત્વશક્તિનું કાર્ય છે.

વિભુ એટલે વ્યાપક; આત્મા વિભુ છે એટલે કે વ્યાપક છે: પણ કઈ રીતે? ક્ષેત્રથી આકાશમાં સર્વવ્યાપક એવો અહીં 'વિભુ'નો અર્થ નથી, પણ ભાવથી પોતાની અનંતશક્તિઓમાં વ્યાપવારૂપ વિભુતા છે. આત્મા પોતે એક રહીને પોતાના અનંત ગુણ-પર્યાયોમાં સર્વવ્યાપક છે–એવી આશ્ચર્યકારી એની વિભુતા છે. આત્માની પ્રભુતા પણ મોટી, ને આત્માની વિભુતા પણ મોટી; મોટી ખરી પણ તે પોતામાં જ સમાય. બહાર ન નીકળે. ક્ષેત્રથી મોટાઈ હોય તો જ આત્માની મોટાઈ ગણાય–એવું નથી. આત્માની મોટાઈ જ્ઞાનાદિ અનંત નિજશક્તિના ભાવથી છે.–જેના એક ગુણની એક પર્યાયનું એટલું મહાન સામર્થ્ય કે સમસ્ત લોકાલોકને જ્ઞેયપણે જાણી લ્યે.–જાણવામાં કોઈની મદદ નહિ ને એકથી બીજો સમય નહિ. આવા આશ્ચર્યકારી સામર્થ્યવાળા અનંત ગુણ-પર્યાયોમાં આત્મા એકસાથે વ્યાપેલો છે. એક ગુણમાં બીજો ગુણ ન વ્યાપે. એક પર્યાયમાં બીજી પર્યાય ન વ્યાપે, પણ આત્મા અનંત ગુણ-પર્યાયોમાં એકસાથે વ્યાપે છે, એવી તેની વિભુતા છે. આત્માના અનુભવરસમાં બધા ગુણોનો ભેગો સ્વાદ એકરસપણે વેદાય છે.

વસ્તુ પોતાના ગુણ-પર્યાયમાં જ વ્યાપક હોય, એટલે દ્રવ્યનું ને ગુણ-પર્યાયનું ક્ષેત્ર જુદું જુદું નથી. એક ગુણ બીજા ગુણરૂપે થાય નહિ, છતાં ક્ષેત્ર તો બંનેનું એક જ છે, પ્રદેશો એક જ છે. જે જ્ઞાનના પ્રદેશો છે તે જ આનંદના પ્રદેશો છે; જ્યાં જ્ઞાન છે ત્યાં જ આનંદ છે; ને તેની પર્યાય પણ ત્યાં જ તેટલા જ પ્રદેશમાં છે. ભલે ગુણ ત્રિકાળ ને પર્યાય ક્ષણિક, છતાં ક્ષેત્ર બંનેનું સરખું છે.

અસંખ્યપ્રદેશમાં અનંત ગુણ કેમ સમાયા?–કેમકે ગુણોને પ્રદેશભેદ નથી, એક જ ક્ષેત્રમાં સર્વે ગુણો ભેગા રહેલા છે. આત્મામાં એક ઠેકાણે

જ્ઞાન ને બીજા ઠેકાણે આનંદ–એવો ભેદ નથી. આત્મા પોતાના સર્વ પ્રદેશોવડે પોતાના અનંતગુણોમાં જો એકસાથે ન વ્યાપે તો તેની અખંડ વિભુતા સિદ્ધ ન થાય.

અસંખ્યપ્રદેશમાં અનંતગુણો કેમ સમાય?

–ભાઈ, અસંખ્યપ્રદેશમાં અનંતપ્રદેશવાળી વસ્તુ ન સમાય એ બરાબર, પણ ગુણોમાં કાંઈ પ્રદેશથી અનંતપણું નથી, પ્રદેશો તો દરેક ગુણના અસંખ્યાત જ છે પણ ભાવસામર્થ્ય તેનામાં અનંતુ છે, અસંખ્યપ્રદેશે એકરસપણે બધા અનંતગુણો ભેગા રહી શકે છે જેમ એક હજાર ઔષધી પીસીપીસીને એકરસ કરે ને પછી તેની તદ્દન નાની રાઈ જેવડી ગોળી બનાવે, તો તે નાનકડી ગોળીમાં પણ હજાર ઔષધીનો રસ ભર્યો છે. તેમ આત્માના અસંખ્યપ્રદેશમાં અનંતગુણનો રસ છે–જે સ્વાનુભવ વડે સ્વાદમાં આવે છે.

એક પ્રદેશનું ક્ષેત્ર બીજા પ્રદેશે પૂરું થઈ ગયું, પણ ગુણ કાંઈ પૂરો નથી થઈ ગયો. ગુણ તો આત્માના સર્વ–અસંખ્યપ્રદેશમાં રહેલો છે. ભિન્ન-ભિન્ન અનંતગુણના મળીને અનંત પ્રદેશો એકેક ચૈતન્યપ્રદેશમાં રહેલા છે. પણ એક જ ગુણના સર્વ–અસંખ્યપ્રદેશો એક પ્રદેશે રહી ન શકે, કેમકે આત્મામાં એટલો સંકોચ કદી થતો નથી ગમે તેટલો સંકોચ થાય તોપણ અસંખ્યપ્રદેશ (લોકના અસંખ્યાતમા ભાગના અસંખ્યપ્રદેશ) તો તે રોકે જ. અને ગમે તેટલો વિસ્તાર થાય તોપણ લોકપ્રમાણ અસંખ્યપ્રદેશ કરતાં વધુ વિસ્તાર કદી થાય નહિ.

અરે, પોતાની પ્રભુતાનું ક્ષેત્ર કેટલું, પોતાના ગુણોનું ક્ષેત્ર કેટલું તેનો પણ યથાર્થ વિચાર જીવે કદી કર્યો નથી; પોતાના નિજવૈભવને લક્ષમાં લીધો નથી. ભગવાન આત્મા નિજવૈભવને ભૂલ્યો તે નજર ક્યાં નાખશે? તારા નિજવૈભવનું ક્ષેત્ર તારા અસંખ્યપ્રદેશ છે ને તેમાં જ તારો વાસ છે. વિભુનો વાસ ક્યાં છે? કે પોતાના જ્ઞાનાદિ અનંતગુણ–પર્યાયોમાં વિભુનો વાસ છે. સ્વગુણ–પર્યાયમાં વસેલો આત્મા પોતે જ વિભુ છે. નિવાસનું ધામ અને તેમાં વસનારો એ બંને કાંઈ જુદા નથી પોતાના ધર્મોમાં પોતે જ વસનારો છે એકેક જીવના પ્રદેશોની લોકાકાશના પ્રદેશો જેટલી સંખ્યા છે. આકાશ તો પરક્ષેત્ર છે, જીવના અસંખ્ય પ્રદેશો—જે અનંતગુણથી ભરેલા છે તેમાં જીવનો વાસ છે.

જીવ-અજીવથી ભરેલો જે આ લોક, તેના અસંખ્યપ્રદેશો, પણ તેમાં અનંતા જીવો ને અનંતાનંત પુદ્‌ગલો સમાઈ ગયા છે, પોતપોતાનો સ્વભાવ જુદો રાખીને લોકમાં એકસાથે રહેવામાં તેઓ એકબીજાને બાધા કરતા નથી.

આ ચૈતન્યરાજાનો અસંખ્યપ્રદેશી મહેલ છે. અનંતગુણનો ખજાનો છે ને તેની નિર્મળપર્યાયોરૂપી પ્રજા છે.–આવા નિજવૈભવમાં વ્યાપતો ભગવાન આત્મા પોતાની વિભુતાથી શોભે છે. આત્મા વિભુ થઈને પોતાના સર્વ-ભાવોમાં વ્યાપે છે; અહીં 'સર્વ ભાવો' કહેતાં બધા નિર્મળ ભાવો લેવા. કેમકે આ તો 'જ્ઞાનમાત્રભાવ'ની સાથે પરિણમતા ધર્મોની વાત છે એટલે વિકારભાવો તેમાં ન આવે.

'આત્મા લોકાલોકમાં સર્વવ્યાપક હોય તો જ તે મોટો કહેવાય' –એમ ક્ષેત્રની મોટાઈથી આત્માનું માહાત્મ્ય માનવું તે તો સ્થૂળ બુદ્ધિ છે. જ્ઞાનાદિભાવોની મહાનતાથી આત્માની મહત્તા છે; આત્માના ગુણો અનંત, તેનું સામર્થ્ય અનંત, પણ તેનું ક્ષેત્ર કાંઈ અનંત નથી; અનંત ગુણોના ક્ષેત્ર કાંઈ જુદા જુદા અનંત નથી. 'વિભુ સૌમાં વસેલો છે'–એનો અર્થ કાંઈ એવો નથી કે જડ-ચેતન બધામાં કોઈ ભગવાનનો વાસ છે; પરંતુ 'વિભુ' એવો આત્મા, તે સૌમાં એટલે પોતાના સર્વે ગુણ–પર્યાયોમાં વસેલો છે–એ રીતે આ આત્મા–વિભુ સૌમાં વસેલો છે, એવી તેની વિભુત્વશક્તિ છે.

અહો, આ આત્મવિભુનો વૈભવ અદ્‌ભુત છે. ભગવાન સર્વજ્ઞદેવે ધર્મસભામાં આત્માનો જે વૈભવ દેખાડયો તે જ અહીં સન્તો સ્વયં અનુભવીને દેખાડે છે. આત્માના આવા વૈભવની વાત જૈનમાં જ હોય, બીજે ન હોય. જુદા જુદા લક્ષણવાળા જ્ઞાન–આનંદાદિ અનંતગુણો. એની સમય સમય બદલતી પર્યાયો, એના અસંખ્યપ્રદેશો, ને એ બધામાં વ્યાપેલો એક આત્મા,—એક સમયમાં આટલો વૈભવ એકેક આત્મામાં ભર્યો છે ને એવા આત્માઓ અનંત છે. ભાઈ. તારો મોટો વૈભવ તારા અસંખ્યપ્રદેશમાં સમાયેલો છે, એને કોઈ લૂંટી શકે નહિ. તારી અબાધિત સીમામાં કોઈ પ્રવેશી શકે નહિ.–આવા આત્મવૈભવને દૃષ્ટિમાં લેતાં અનંતગુણની નિર્મળ-પર્યાયો પ્રગટશે ને તેમાં અભેદપણે તારો આત્મા વ્યાપી જશે.–આનું નામ ધર્મ, ને આ જ મોક્ષમાર્ગ.

* * *

ભગવાન અરિહંતદેવે પોતામાં જેવી પૂર્ણ શક્તિઓ પ્રગટ કરી, એવી અનંતશક્તિ દરેક આત્મામાં જોઈ ને દિવ્યધ્વનિ વડે જગતમાં પ્રસિદ્ધ કરી. તેનું આ વર્ણન ચાલે છે ભાઈ, જેવા અમે એવો જ તું આત્મા છો, મારી ને તારી શક્તિમાં જરાય ફેર નથી. એકેક ગુણમાં અનંત સામર્થ્ય, ને એવા અનંતા ગુણ– એવો આત્મવૈભવ છે. જ્ઞાન ને દર્શન, પ્રભુતા ને વિભુતા, સુખ અને જીવન— એવી અચિંત્ય પ્રભાવવાળી અનંતશક્તિઓ આત્મામાં છે ને તેનો અપાર મહિમા છે આવા તારા વૈભવની કિંમત તો કર ગગની ને પરની કિંમત કરે છે તેને બદલે આવા આત્મવૈભવની કિંમત કર. લોકો એક ઊંચા હીરાની પણ કેટલી કિંમત ટાંકે છે! ને તેને જોવાનું કેવું કુતૂહલ કરે છે! તો અનંતા કેવળજ્ઞાનરત્નો જેમાં ભરેલા છે એવો જ્ઞાનગુણ, ને એવા અનંતા ગુણરત્નો જેમાં ભરેલા છે એવો આ ચૈતન્યરત્નાકર—તેના મહિમાની શી વાત! એ તો તારામાં પોતામાં જ છે. એને જોવાનું તો કુતૂહલ કર, તેના ઉપર નજર કરતાં ત્યાં તારી નજર એવી ઠરશે ને તને એવો આનંદ આવશે કે જગતમાં બીજે ક્યાંય પછી તારી નજર નહિ ઠરે. તારામાં એવું પંડિતવીર્ય પ્રગટશે કે અખંડપણે મોક્ષને સાધે. અહો, આત્માના વૈભવની શી વાત!–જે તીર્થંકરપ્રભુએ સાધ્યો ને જગતને દેખાડ્યો.—એનું યથાર્થ શ્રવણ કરીને એકવાર આત્મા જો અંતરથી ઉછળી જાય તો તે વૈભવને પ્રાપ્ત કર્યા વગર રહે નહિ સ્વદ્રવ્યના વૈભવ ઉપર દૃષ્ટિ જતાં અનંતગુણોનું અંતર્મુખ પરિણમન થાય છે ને રાગ-દ્વેષરૂપ મલિન પરિણમન છૂટી જાય છે, કોઈ અપૂર્વ શાન્તિને આત્મા વેદે છે. પોતાના ગુણ-પર્યાયરૂપ વૈભવમાં વ્યાપીને આવી શાન્તિને વેદે તે જ ખરેખર આત્મા છે. તેમાં સામાન્ય-વિશેષ બંને ભેગા એકરૂપ છે

સામાન્યનું અવલંબન કર્યું કોણે? એટલે કે ભૂતાર્થનો આશ્રય લીધો કોણે?—એ વિશેષ છે જે પરિણામ સ્વમાં તન્મય થાય છે તે મોક્ષમાર્ગ છે, જે પરિણામ પર તરફ જાય છે તે સંસાર છે. શુદ્ધ દ્રવ્ય ઉપર દૃષ્ટિ જતાં તેનું વિશેષરૂપ નિર્મળ પરિણમન થાય છે. 'भूयत्थमस्सिदो खलु..' તેમાં આ જ સિદ્ધાન્ત છે. ત્રિકાળીસ્વભાવનો આશ્રય કરનાર તો વર્તમાનપરિણામ છે. પરિણામીનો આશ્રય કાંઈ પરિણામી પોતે નથી કરતો (અર્થાત્ દ્રવ્ય–ગુણનો આશ્રય કરનારા કાંઈ દ્રવ્ય-ગુણ નથી), દ્રવ્ય–ગુણનો આશ્રય કરનાર તો પર્યાય છે. તે પર્યાય પોતે મોક્ષમાર્ગ છે.–આવી પર્યાયસહિતનો આત્મા તે 'ધર્મીનો આત્મા' છે, વિકારવાળો આત્મા તે ખરેખર 'ધર્મીનો આત્મા' નથી.

ધર્મીનો આત્મા પરલક્ષી પરિણામમાં ભળતો નથી એટલે કે વિકારમાં ભળતો નથી, તેમાં તન્મય થતો નથી; એ આત્મા તો સ્વલક્ષી નિર્મળ-પરિણામમાં ભળે છે, તેમાં તન્મય થાય છે. જે અલ્પ રાગાદિ વર્તે છે તેનો ધર્મીની દૃષ્ટિમાં અભાવ છે, ને તે દૃષ્ટિથી જે નિર્મળપરિણમન થયું તેમાં પણ તે રાગાદિનો અભાવ જ છે.

અહો, ચૈતન્યની ઋદ્ધિ અપાર છે, તે ઋદ્ધિનો મહિમા વાણીમાં પૂરો આવતો નથી. આવો ભગવાન આત્મા દેહમાં બિરાજે છે, તે પોતાના ગુણ-પર્યાયમાં વ્યાપીને, પોતાની સ્વતંત્ર પ્રભુતાથી શોભાયમાન છે. પરમેશ્વરે આત્માની પરમેશ્વરતા બતાવી છે; પણ આ પરમેશ્વર પોતે પોતાના પરમેશ્વર-ની સંભાળ લેતો નથી, ને પામરતા માનીને પરિભ્રમણ કરી રહ્યો છે. તે ટાળીને પરમેશ્વર થવાની આ વાત છે.

આત્મા સ્વભાવથી આવો છે; પણ તેનામાં વાણી નથી કે પોતે પોતાનું સ્વરૂપ બોલે. અને કોઈ વિરુદ્ધ માને તો 'તમે માનો છો એવો હું નથી' –એમ કાંઈ આત્મા બોલે એવો નથી. અને વિકલ્પ પણ એનામાં ક્યાં છે? એટલે વાણીથી કે વિકલ્પથી બીજાનું સમાધાન કરવાપણું રહેતું નથી. વાણી કે વિકલ્પ એ તો હું નથી, મારામાં તો વાણી કે વિકલ્પનો અભાવ છે, એટલે 'હું કંઈક બોલીને બીજાનું સમાધાન કરું' એવી વૃત્તિનું ઉત્થાન પણ આત્માના સ્વરૂપમાં નથી. આમ વાણી ને વિકલ્પ બધાથી ખસીને પોતે અંતર્મુખ થઈ પોતાના સ્વભાવને પકડીને જ્યાં વેદન કર્યું ત્યાં તે વેદનમાં આત્મા પોતાના ખરા સ્વરૂપે પ્રસિદ્ધ થયો, તેનું ખરું સ્વરૂપ અનુ-ભવમાં આવ્યું; તેનામાં વિકલ્પનો ને વાણીનો અભાવ છે. પોતાના અનંત-ગુણની ચૈતન્યસંપદાના રસમાં પડેલો આત્મા વાણી ને વિકલ્પોથી પાર છે, તેને લક્ષમાં લેવો એ જગતને માટે નવીન છે; કેમકે પૂર્વે કદી તે લક્ષમાં લીધું નથી. આમ તો અનંતા કેવળીભગવંતો–સન્તો–સમ્યગ્દૃષ્ટિઓ આવા આત્માનું વેદન કરી ચુક્યા છે, વર્તમાનમાંય એવું વેદન કરનારા છે, પણ પોતે એવું વેદન કરે ત્યારે પોતાના માટે તે નવીન છે. વાણી અને વિકલ્પ વગરના, ને અનંત ગુણથી ભરપૂર એવા સ્વક્ષેત્રમાં–સ્વકાળમાં–સ્વભાવમાં ને સ્વદ્રવ્યમાં રહીને સંતોએ પોતાનાં કામ કર્યાં છે; પોતાના આવા સ્વરૂપથી આત્મા બહાર નીકળ્યો જ નથી, પછી બહારનાં કામ તે ક્યાંથી કરે? વિકલ્પ અને

વાણીનુ અસ્તિત્વ ભલે હો પણ તે ચૈતન્યવસ્તુથી બહાર છે, ચૈતન્યવસ્તુની એ ચીજ નથી ને ચૈતન્યવસ્તુનુ એ કાર્ય નથી. ચૈતન્યની વિભુતા રાગમા નથી વ્યાપતી, ચૈતન્યની વિભુતા તો નિર્મળ ગુણ-પર્યાયમા વ્યાપે છે. ચૈતન્યના પટારામા તો અનત ગુણરત્નોનો ભડાર છે, તે ભડારને ખોલતા તેમાથી રાગ કે વાણી ન નીકળે, એ ચૈતન્યભડારમાથી તો કેવળજ્ઞાન, પરમ આનદ, વચનાતીત વિભુતા-એવા એવા અનત રત્નો નીકળે. પ્રભુ! એકવાર તારા પટારા ખોલ ને નિજવૈભવને નીહાળ

અરે જીવ! તારા વૈભવને ભૂલીને તુ બહારમાં કયા મોહ્યો? તારામાં જ પ્રભુતા તો ભરી છેને! તારી પ્રભુતાને તેં માની નહિ ને કોઈક પાસેથી પ્રભુતા લેવા જતા તને વિભાવનો વળગાડ વળગ્યો. તારા અનતગુણના નિધાન-મા તો ક્યાય પરભાવ નથી. એમા તો પરમેશ્વરતાના નિધાન છે, તેનુ ભાન કરતા પર્યાયમાથી પરભાવ છૂટીને આત્મા પરમેશ્વર થાય છે. સમ્યગ્દર્શન થતા જ 'હુ પ્રભુ છુ ને પામર નથી' એવી પ્રતીત થઈ, પૂર્ણ કૃતકૃત્ય જ છુ-એવી દૃષ્ટિ થઈ, હવે અલ્પકાળે એવી પૂર્ણતા વ્યક્ત કરીને આત્મા સાક્ષાત્ પરમાત્મા થશે. આમ પ્રભુતાની પ્રતીતવડે સમ્યગ્દર્શન થાય છે ને પ્રભુતા પ્રગટે છે. પ્રભુતા જેને ગમે નહિ એને પ્રભુતા કયાથી પ્રગટશે?

પ્રભુ! તારા ધર્મનો ને તારી પ્રભુતાનો આ માર્ગ સૂક્ષ્મ છે, પણ માર્ગ આ જ છે, બીજો માર્ગ નથી. તારામા જ તારો ધર્મ સમાય છે. તારામાં જે હોય તેનાથી તારો ધર્મ થાય, ને તારામા જે નથી તેનાથી તારો ધર્મ ન થાય,-આવો અનેકાન્ત પ્રકાશે છે. તારા સ્વભાવમાં જે ભર્યું છે તે રૂપે તુ થા એટલે કે તે રૂપે તુ પરિણમ તે તારો અસ્તિ-ધર્મ, ને તારા સ્વભાવમા જે નથી તે રૂપે (વિકારરૂપે) તુ ન થા એ તારો નાસ્તિધર્મ,—આવો અનેકાન્તધર્મ તારામા છે. ભાઈ, તારા અનેકાન્તસ્વભાવને સન્તોએ પ્રસિદ્ધ કરીને બતાવ્યો છે તારામા આવો સ્વભાવનો વૈભવ છે, તે સન્તોએ સ્વાનુ-ભવથી જોયો ને તને બતાવ્યો. તો તુ પણ તારા સ્વાનુભવથી તારા વૈભવને જાણ. સન્તોએ જે બતાવ્યુ તે તારામા વિદ્યમાન જ છે; તારામા જે છે તે જ સન્તોએ બતાવ્યુ છે.

તારામાં એવી વિભુતા છે કે તારા અનતગુણોમાં એકમાથે તુ રહેલો છો. તારા ગુણોમાં વિકાર નથી વ્યાપ્યો, પર નથી વ્યાપ્યું, પણ શુદ્ધ જ્ઞાન-

ભાવરૂપ તારો આત્મા જ તારા સર્વ ગુણ–પર્યાયોમાં વ્યાપ્યો છે. ને વિકારમાં ને વાણીમાં તારા આત્માને વ્યાપકપણું નથી. વિભુ શેમાં વસે છે–તે અહીં બતાવ્યું છે.

આ સમયસારની શરૂઆતમાં જ કુંદકુંદાચાર્યદેવે આત્મામાં સિદ્ધપણું સ્થાપીને મંગળ કર્યું હતું કે 'હું સિદ્ધ ને તું સિદ્ધ' મારામાં ને તારામાં બંનેમાં સિદ્ધને સ્થાપું છું; એટલે સિદ્ધપદ જેવા નિર્મળભાવોમાં વ્યાપે એવો આત્મા છે,–એવો આત્મા હું આ સમયસારમાં દેખાડીશ. તારી જ્ઞાનપર્યાયના આંગણે અનંતા સિદ્ધપ્રભુને પધરાવું છું ને વિકારને કાઢી નાંખું છું. અંતર્મુખ થયેલી જ્ઞાનપર્યાયમાં એટલી તાકાત છે કે વિકારને કાઢી નાંખીને અનંતા સિદ્ધપ્રભુને પોતામાં સ્થાપે. આ રીતથી અનંત સિદ્ધોને તારા જ્ઞાનમાં આમંત્રણ આપ ને તું પણ તેવો થા. વિકારને તારા જ્ઞાનમાંથી કાઢી નાંખ ને સિદ્ધપણું સ્થાપ એટલે કે સિદ્ધ જેવા સ્વભાવથી ભરેલો તારો આત્મા તેને જ્ઞાનમાં લઈને પર્યાયમાં તું તેવો થઈ જા.

વાહ, સિદ્ધપદના ટંકાર કરીને અપૂર્વ શરૂઆત કરી છે, કે અમારા સમયસારનું શ્રવણ કરનારા શ્રોતાઓ પણ આવા હોય; એ રાગની રુચિવાળા ન હોય. એ તો અનંતા સિદ્ધ–મહેમાનોનો સત્કાર કરીને પોતાના આંગણે પધરાવે છે; અનંતા સિદ્ધ જ્યાં પધારે તે આંગણું કેટલું મોટું ને કેટલું ચોકખું ? –એ જ્ઞાનપર્યાયની તાકાત કેટલી કે જે અનંતસિદ્ધોને સ્વીકારે ? રાગમાં અટકેલી પર્યાયમાં એવી તાકાત હોય નહિ. રાગ નહિ, વિકલ્પ નહિ, કર્મ નહિ, દેહ નહિ, અપૂર્ણતા નહિ, સિદ્ધ જેવો પૂર્ણ તાકાતવાળો હું છું–એમ સ્વીકારીને સિદ્ધને પોતામાં સાથે રાખીને જે ઉપડયો તે જીવ સિદ્ધપરિણતિને લીધા વગર પાછો નહિ ફરે.

અરે ભાઈ, આ તારું સ્વરૂપ સન્તો તને પોકારી પોકારીને બતાવે છે, તે એકવાર નક્કી તો કર. જંગલમાં વસતા ને સ્વરૂપને અનુભવતા દિગંબર સન્ત, મોરપીંછી ને કમંડળ તે પણ જેને બાહ્ય છે, અંદર સિદ્ધસ્વરૂપને જ પોતામાં વસાવીને ધ્યાવી રહ્યા છે, તેમનું આ કથન છે, પરમ વીતરાગી, પરમ નિર્દોષ ! અમે તો અંદર અમારા અનંતગુણની નિર્મળતા પ્રગટ કરીને તેમાં સિદ્ધપ્રભુને બિરાજમાન કર્યા છે; રાગ નહિ, પરસંગ નહિ, અલ્પજ્ઞતા નહિ, અમે તો જ્ઞાન-આનંદથી પૂરા એવા સિદ્ધને અમારા આત્મામાં સ્થાપીને

સિદ્ધ પ્રભુની પંક્તિમાં બેઠા. હવે સિદ્ધ થવા સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નથી. વિકારરૂપે થનારા અમે નહિ, અમે તો સિદ્ધ થનારા.

અહો, અમે અનંતા સિદ્ધને સાથે ને તારા આત્મામાં સ્થાપ્યા, હે જીવ! અમારી પાસે તું 'શુદ્ધઆત્મા' સાંભળવા આવ્યો છો એટલે તું સંતનું એટલું તો બહુમાન લઈને આવ્યો છો કે તને સિદ્ધપણું ગમશે ને વિકાર નહિ ગમે.–તો અમે તને તારું સિદ્ધપણું સંભળાવીએ છીએ ને તારો શુદ્ધ-આત્મા દેખાડીએ છીએ, તે સાંભળીને તું તારા આત્મામાં સિદ્ધપણું સ્થાપ. તું શ્રોતા થઈને આવ્યો એનો અર્થ એ થયો કે, અમે જે કહીએ છીએ તે તારે જાણવું છે–માનવું છે ને આદરવું છે. અમારી વાત તને ગોઠી એટલે તું સાંભળવા આવ્યો. હવે અમે સમસ્ત નિજવૈભવથી તને તારા આત્માનો વૈભવ બતાવીએ છીએ, અનંતા સિદ્ધોને તારી પર્યાયમાં સમાડી દે એટલે કે શ્રદ્ધા-જ્ઞાનમાં લઈને તું પણ સિદ્ધ થા–એવી તારા આત્મવૈભવની તાકાત છે. તેની સામે જોઈને આવા તારા સામર્થ્યની હા પાડ, તારા શ્રદ્ધા-જ્ઞાનરૂપી આંગણું ચોકખું કરીને તેમાં સિદ્ધપ્રભુને પધરાવ. પછી અમે તને સમયસાર સંભળાવીએ. તારી પ્રભુતાની હા પાડીને સમયસાર સાંભળ! એટલે જરૂર તને પણ અમારા જેવો સ્વાનુભવ થશે, ને વક્તાના તથા શ્રોતાના ભાવની સંધિ થશે.

જે આંગણામાં પ્રભુને પધરાવવા (–અનુભવમાં લેવા) હોય તે આંગણું કેટલું ચોકખું જોઈએ! વિકારની રુચિવડે જેનું આંગણું મલિન છે તે મલિન આંગણામાં પ્રભુ પધારે નહિ–અનુભવમાં આવે નહિ. એક મોટો રાજા ઘરે આવે તોપણ તેનો કેટલો આદર કરે છે ને આંગણું ચોકખું કરીને કેવું શણગારે છે! તો હે ભાઈ! જગતના મહારાજા એવા સિદ્ધપ્રભુને તારા આત્મામાં પધરાવવા માટે તારી પર્યાયના આંગણાને નિર્મળ શ્રદ્ધા-જ્ઞાનવડે તું શણગાર. હકારના જોરપૂર્વક જે સાંભળવા આવ્યો તેની પર્યાય રાગથી પાછી હઠીને અંતર તરફ વળવા લાગી, સંસારથી પાછી ફરીને સિદ્ધપદ તરફ જવા લાગી. અનંતા સિદ્ધને ને સર્વજ્ઞપદને મારા જ્ઞાનમાં–શ્રદ્ધામાં–અનુભવમાં સમાડી દઉં એવી મારી તાકાત છે–એમ સ્વભાવના ભરોસે હા પાડીને તે સ્વભાવને સાંભળે છે, એટલે એના શ્રવણમાં ને એના ભાવમાં અપૂર્વતા છે.

જુઓ, આ પ્રભુતા! પ્રભુ પોતાના અનંત ગુણોમાં વ્યાપેલો વિભુ છે. તેની વિભુતાનો આ વિસ્તાર થાય છે. વિભુતામાં જ્ઞાન છે, વિભુતામાં વિકલ્પ નથી. વિકલ્પમાં કે વાણીમાં જ્ઞાન નથી, જ્ઞાનમાં વિકલ્પ કે વાણી નથી. જ્ઞાન સર્વને જાણવાના સામર્થ્યવાળું છે એ અપેક્ષાએ આત્માને સર્વવ્યાપક ભલે કહેવાય, પણ ખરેખર તો તે સ્વ-વ્યાપક છે; રાગમાં તે વ્યાપતું નથી ત્યાં પરમાં વ્યાપવાની તો વાત જ કેવી?

સ્ત્રી કે બાળક, વૃદ્ધ કે યુવાન, મનુષ્ય કે દેવ, એ તો બધા ઉપરના ખોખાં છે, એનાથી ભિન્ન અંદર બધા આત્મા એક જાતના છે. બધાય આત્મા પોતપોતાના અનંત ગુણના વૈભવથી ભરેલા છે. આત્મા ક્યાં સ્ત્રી આદિ છે? એ તો ચૈતન્યગુણનો ભંડાર છે. અહો, આવું સ્વરૂપ લક્ષમાં લેનાર જ્ઞાનની કેટલી ગંભીરતા? આવી ગંભીરતામાં અનંત સર્વજ્ઞ-વીતરાગને સ્થાપ્યા છે. ભાઈ! તું બીજા વિચાર ન કર... સિદ્ધ જેવી તારી તાકાત છે તેમાં શંકા ન કર. બીજો વિકલ્પ વચ્ચે ન લાવ. ભગવાન કુંદકુંદસ્વામી જેમણે વિદેહની યાત્રા કરીને સીમંધર પરમાત્માના સાક્ષાત્ ભેટા કર્યા, તેઓ સ્વાનુભવના જોરથી પરમ સત્યને પ્રસિદ્ધ કરતાં ફરમાવે છે કે આત્માના નિજવૈભવમાં સિદ્ધપણું છે, તે અમે ભગવાન પાસેથી સાંભળ્યું છે, પરમ ગુરુઓએ કૃપાપૂર્વક અમને બતાવ્યું છે ને અમારા સ્વાનુભવથી અમે જોયું છે, તે અમે તને આ સમયસારમાં દેખાડીએ છીએ. અહો! આમાં તો ઘણી ગંભીરતા છે, જે પર્યાયમાં રાગવગરના અનંતા સર્વજ્ઞ–સિદ્ધોનો સ્વીકાર થયો તે પર્યાયની તાકાત કેટલી? તે પર્યાય શું રાગમાં ઊભી રહેશે?–નહિ; એ પર્યાય તો સ્વભાવસન્મુખ થઈને અનંતો આનંદ પ્રગટ કરશે, અનંત જ્ઞાનની તાકાત પ્રગટ કરશે, અનંત વીર્યવડે પ્રભુતા પ્રગટાવશે, રાગ વગરનું અતીન્દ્રિય ચૈતન્યજીવન પ્રગટાવશે. વાહ રે વાહ! આ તો પ્રભુતાની પ્રાપ્તિનો અવસર આવ્યો. અરે જીવ! આવી પ્રભુતાના પ્રસંગે પામરતાને યાદ ન કરીશ; સિદ્ધની સાથે ગોષ્ઠી કરી...હવે સંસારને ભૂલી જજે; આત્મામાં સિદ્ધને સ્થાપ્યા–હવે સિદ્ધ થતાં શી વાર! થોડો કાળ વચ્ચે છે પણ સિદ્ધપણાના પ્રસ્થાનાના જોરે (પ્રતીતના જોરે) સાધક તે અંતરને તોડી નાંખે છે, ને જાણે અત્યારે જ હું સિદ્ધ છું એમ શુદ્ધદૃષ્ટિથી દેખે છે. સિદ્ધનું પ્રસ્થાનું કર્યું ત્યાં જ રુચિમાંથી રાગ ભાગી ગયો. અરે, આઠવર્ષના બાળક પણ જાગી

ઊઠે ને અંતરમાં પોતાના આવા નિજવૈભવને દેખે કે 'આવો હું!' સિદ્ધ જેવા અનંતગુણના સામર્થ્યરૂપે તે પોતાને દેખે છે ને નિર્વિકલ્પધ્યાનવડે અનુભવે છે. અમે દેહમાં કે રાગમાં રહેનારા નહિ, અમે તો એક સમયમાં નિર્મળ ગુણ-પર્યાયોરૂપ જે અનંત ભાવો તેમાં રહેનારા છીએ. અમારો વાસ અમારા અનંત ગુણ-પર્યાયમાં છે, 'અનંતધામ'માં વસનારો વિભુ અમારો આત્મા છે. અહા, પોતાના અંતરમાં જ આવો વિભુ વસી રહ્યો છે પણ નજરની આળસે જીવો એને દેખતા નથી.

બુદ્ધિને અંતરમાં વાળે તો તો પોતે પોતામાં નજર કરવી સહેલી છે, પણ કદી એવી નજર કરી નથી ને મોંઘી માનીને પરભાવમાં અટકી રહ્યો છે. પરભાવ સુગમ ને નિજભાવ કઠિન—એવી વિપરીતબુદ્ધિને લીધે જીવ સ્વવૈભવને દેખી શકતો નથી.—એ વિપરીતતાની મર્યાદા કેટલી? એક સમયપૂરતી, અને તે પણ કાંઈ સ્વભાવમાં પેસી ગઈ નથી. જો દૃઢતાથી ઊપડે કે મારે મારા આત્માને દેખવો જ છે ને સ્વવૈભવને સાધવો જ છે, તો પરભાવની રુચિ તોડીને સ્વભાવને અનુભવતા વાર લાગે નહિ. અહા, આત્મસ્વભાવના વૈભવનો પથારો કેટલો?—કે એકસાથે અનંતગુણોમાં ને તે બધાની નિર્મળપર્યાયોમાં ફેલાઈ જાય એટલો એનો વિસ્તાર છે. પણ એ બહાર જઈને વિકારમાં ફેલાતો નથી. ચૈતન્યગુણના ફેલાવમાં વિકારનો અભાવ છે.

અરે, ચક્રવર્તીના આગણે જઈને એની પાસે કોલસા ન મગાય, એની પાસે તો હીરા મગાય, તેમ આ ચૈતન્યચક્રવર્તીના આગણે નીકટભવ્ય થઈને આવ્યો તો એની પાસે રાગ ન મગાય, એની પાસે તો કેવળજ્ઞાનાદિ અનંત ગુણ-રત્નો મગાય. અહો, ચૈતન્યના વૈભવની શી વાત! ક્ષેત્ર ભલે મધ્યમ-મર્યાદિત, પણ એના ભાવની તાકાત અચિન્ત્ય ને અમર્યાદિત છે. એક સમયમાં અનંતગુણનો જે અપાર વૈભવ પ્રગટ્યો તેમાં સર્વવ્યાપક થઈને પરિણમે છે—એવી આત્માની વિભુતા છે. સમ્યગ્દર્શન થતાં આવા 'વિભુ'નો પોતામાં સાક્ષાત્કાર થાય છે, આત્મલાભ થાય છે, પરમાત્મપણું પોતામાં દેખાય છે, સાક્ષાત્ પરમાત્મા થવાની તાલાવેલી જાગે છે એટલે કે પરિણતિનો પ્રવાહ તે તરફ વહે છે. (—સ્વરૂપ ભણી દોડે પરિણતિ)

જેમ ચાર હાથની નાની ઓરડી (ઓફિસ)માં પણ કરોડો-અબજોનો વેપાર ચાલતો હોય, તેમ પરમાત્માની પેઢી (ઓફિસ) ભલે નાની

અસંખ્યપ્રદેશી શરીર જેવડી, પણ તેમાં અનંતા ગુણોની નિર્મળતાનો મોટો વેપાર ચાલી રહ્યો છે. સર્વજ્ઞદેવે શાસ્ત્રોમાં જે કહ્યું તેના શબ્દો ભલે થોડા પણ તેમાં આત્માના અચિંત્યવૈભવના જે અનંત ગંભીર ભાવો ભર્યા છે તેને સમ્યગ્દૃષ્ટિ જ જાણે છે. એ રીતે પોતાની વિભુતાને જાણતો તે નિર્મળ ભાવોમાં વ્યાપીને સાક્ષાત્ વિભુતા પ્રગટ કરે છે.

આ રીતે વિભુત્વશક્તિનું વર્ણન પૂરું થયું.



હે ભદ્ર! કુંદકુંદસ્વામી જેવા સન્ત તને તારું સિદ્ધપણું બતાવે છે, તો તું ઉલ્લાસથી તેની હા પાડ, ને હું સિદ્ધ છું–એમ તારા શુદ્ધાત્માને ચિન્તનમાં લે.



[ ૯ ]

# સર્વદર્શિત્વશક્તિ

[ विश्वविश्वसामान्यभावपरिणतात्मदर्शनमयी सर्वदर्शित्व शक्तिः। ]



હે જીવ! તારો વૈભવ સન્તો તને અત્યારે દેખાડી રહ્યા છે તો એનો પરમ ઉલ્લાસ પ્રગટ કરીને તું અંતરમાં જો ત્રણલોકનો વૈભવ જેની પાસે સાવ નીરસ લાગે એવા તારા અદ્ભુત વૈભવને દેખતા તને કોઈ પરમ આનંદ થશે આ ચૈતન્યસંપદા પાસે અન્ય સંપદાને અસાર સમજીને ચક્રવર્તી પણ ક્ષણમાં રાજ છોડીને આત્મવૈભવ સાધવા માટે ચાલી નીકળ્યા નાની ઉંમરના રાજપુત્રો પણ, માતાનેય પૂછ્યા વગર આત્મસંપદા સાધવા ચાલ્યા ગયા એવી આત્મસંપદાનું આ વર્ણન છે

જ્ઞાનસ્વરૂપ આત્માની અનંત શક્તિમાં એક 'સર્વદર્શિત્વ' શક્તિ છે. આત્માના સ્વભાવમાં કેવી શક્તિઓ છે, કેવા ધર્મો છે, તે ઓળખે તો આત્માનો અનુભવ થાય. ક્ષેત્રથી આત્મા ભલે નાનો, લોકના એક નાના ભાગમાં રહેલો છે પણ તેનો સ્વભાવ કાંઈ નાનો નથી; એનો સ્વભાવ તો અનંત લોકાલોકને જાણવા-દેખવાનો છે. લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલો (-કેવળીસમુદ્ઘાત વખતે સર્વલોકમાં ફેલાય છે, તે સિવાય લોકના અસંખ્યાત-માં ભાગમાં રહેલો) આ આત્મા પોતાના અસંખ્યપ્રદેશોમાં અનંતશક્તિથી ભરેલો છે; ને એકેક શક્તિમાં અનંત અચિંત્ય અપાર સામર્થ્ય છે. આવો આત્મા લક્ષમાં આવતાં તેનું માહાત્મ્ય આવે, ને સંયોગી ચીજનું કે વિકારનું માહાત્મ્ય ટળી જાય; નિજમહિમા વડે સ્વભાવ-સન્મુખ થતાં તેનો અનુભવ થાય, આનંદ આવે, ને નિર્મળતા પ્રગટે. એનું નામ ધર્મ છે ને તે મુક્તિનો પંથ છે.

ત્રીજી 'દૃશિ શક્તિ' માં દર્શનગુણ વર્ણવ્યો તેમાં જોકે સર્વદર્શીપણું ગર્ભિત છે, દર્શન અને સર્વદર્શીપણું એ બે કાંઈ જુદી જુદી પર્યાયો નથી; પણ દર્શનગુણનું સર્વદર્શીરૂપ સામર્થ્ય પર્યાયમાં પરિપૂર્ણ ખીલી ગયું તે આ સર્વદર્શીત્વમાં બતાવ્યું છે. સર્વદર્શીપણું કેવું છે? કે આત્મદર્શનમય છે, એટલે કે આત્મા પોતાને દેખતાં આખા વિશ્વને દેખી લ્યે છે, વિશ્વને દેખવા માટે વિશ્વ તરફ ઉપયોગ જોડવો પડતો નથી. અંતરમાં સર્વને દેખવાના સ્વભાવપણે આત્મા પરિણમ્યો તે આત્માના દર્શનમયી સર્વદર્શી-શક્તિ છે, એટલે ઉપયોગ બહારમાં નથી મુકવો પડતો.

સર્વદર્શીપણું એ દૃશ્યમાનપદાર્થમય નથી, રાગમય નથી, પણ આત્મદર્શનમય છે; એટલે આવા સર્વદર્શીસ્વભાવને પ્રતીતમાં લેનાર સાધક જાણે છે કે મારી દર્શનપરિણતિ પણ દૃશ્યમાન પરદ્રવ્યના આશ્રયે નથી, રાગના આશ્રયે નથી, પણ આત્માના આશ્રયે છે.-આમ શક્તિના નિર્મળકાર્યને ઓળખતાં ભેદજ્ઞાન થાય છે. દ્રવ્ય-ગુણમાં રહેલું દર્શનસામર્થ્ય જ્યારે પૂરું ખીલી જાય છે ત્યારે સમસ્ત વિશ્વને સામાન્યપણે દેખવારૂપે આત્મા પરિણમી જાય છે.-આવા આત્માના દર્શનમયી સર્વદર્શિત્વ શક્તિ છે. સાધકને ભલે હજી આવું સર્વદર્શિત્વ પ્રગટ્યું ન હોય પરંતુ એની પ્રતીતમાં તો આવી જ ગયું છે, એટલે કે 'શ્રદ્ધાપણે કેવળદર્શન થયું છે.'

કેવળદર્શન અર્થાત્ સર્વદર્શીપણુ પ્રગટવાની તાકાત જેનામા ભરી છે એવો ધર્મ અત્યારે જ મારામા વર્તી રહ્યો છે (-'મુખ્યનયના હેતુથી કેવળજ્ઞાન વર્તે છે') એમ ધર્માત્માને પ્રતીત થઈ છે, અને તે પ્રતીતના ફળમા આવુ સર્વદર્શીપણુ પ્રગટ થશે-એમ તે જાણે છે. વિશ્વ એટલે લોક ને અલોક બધુય, તેની સત્તાને એકસાથે અવલોકવાની આત્માની તાકાત છે. સમસ્ત દ્રવ્ય-ગુણ-પર્યાયના સમૂહરૂપ સતને દર્શન એકસાથે દેખે છે. આંખના અવલબન વિના, રાગના આશ્રય વિના એક સમયમા આવું કાર્ય કરવાની (સર્વને દેખવાની) આત્માની તાકાત છે. એ તાકાતનો ભરોસો ક્યારે આવે? કે જ્ઞાયકભાવમાત્ર આત્મસ્વભાવની સન્મુખ થઈને પરિણમે ત્યારે

અનત ગુણના વૈભવથી અભિન્ન અને વિકારથી ભિન્ન એવો આત્મા છે. ભાઈ, તારા આત્મ-ખજાનામા કેવો વૈભવ છે તે ખોલીને સન્તો તને દેખાડે છે ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતા શ્રી પદ્મનદીમુનિરાજ કહે છે કે અહો દેવ! કેવળજ્ઞાન પામીને દિવ્યધ્વનિદ્વારા આપે જે ચૈતન્યસપદા બતાવી ને મોક્ષના નિધાન ખોલ દિયા, તો તે ચૈતન્યસપદા પાસે આ રાજસપદાને તૂચ્છ તરણા જેવી સમજીને કોણ ન છોડે? આ રાજસપદા છોડીને ચૈતન્યસપદા લેવા માટે કોણ ન આવે? ભરતચક્રી જેવા રાજાઓ પણ ચક્રવર્તીપદને ક્ષણમા છોડીને પ્રભો! આપે બતાવેલી ચૈતન્યસપદા લેવા માટે ચાલી નીકળ્યા અરે, નાની નાની ઉમરના રાજપુત્રો પણ એ ચૈતન્યસપત્તિને સાધવા માટે, માતાનેય પૂછ્યા વગર ચાલ્યા ગયા 'અહો! આવો અચિત્ય મારો આત્મવૈભવ!' એવી જ્યાં દૃષ્ટિ થઈ ત્યા જગતના વૈભવની મહત્તા ઊડી ગઈ અરે જીવ! આવો તારો વૈભવ સન્તો તને અત્યારે દેખાડી રહ્યા છે, તો એનો પરમ ઉલ્લાસ પ્રગટ કરીને તુ અતરમા જો-ત્રણલોકનો વૈભવ જેની પાસે સાવ નીરસ લાગે એવા તારા અદ્ભુત વૈભવને દેખતા તને કોઈ પરમ આનદ થશે.

આ જે કાઈ કહેવાય છે તે બધુ તારામા ભર્યું છે, તારુ જ સ્વરૂપ તને બતાવાય છે, એટલે ન સમજાય એવુ કાઈ નથી માટે, નહિ સમજાય-એ વાત મનમાથી કાઢી નાંખ, ને બધુય સમજવાની મારામાં તાકાત છે એમ સ્વશક્તિનો વિશ્વાસ લાવીને આવા આત્મવૈભવને લક્ષમા લે. આ સમજ્યા સિવાય બીજા કોઈ ઉપાયે ઉદ્ધાર નથી, બીજે ક્યાય શાતિ નથી.

અપૂર્ણતા રહે કે વિકારમાં અટકે એવું મારું સ્વરૂપ નહિ, પણ રાગને તોડીને પૂર્ણપણે પરિણમે એવું મારું સ્વરૂપ છે. એક દર્શનના પૂર્ણ પરિણમનની સાથે આનંદ વગેરે અનંત ગુણોનું પરિણમન પણ ભેગું જ છે.

એકેક શક્તિના વર્ણનમાં આચાર્યદેવે ખુબી કરી છે. અહીં સર્વદર્શિત્વ-શક્તિ 'લોકાલોકને દેખવામયી' એમ ન કહ્યું પણ 'લોકાલોકને દેખનારા એવા આત્માને દેખવામયી' એમ કહ્યું, એટલે 'આત્મદર્શનમયી' એમ કહીને નિશ્ચયની વાત લીધી, ને સાથેસાથે લોકાલોકને દેખવાનું તેનું સામર્થ્ય છે તે પણ બતાવી દીધું. લોકાલોકને દેખતું હોવા છતાં તે દર્શન આત્મદર્શનમય છે; આત્મા પોતે એવા દર્શનસામર્થ્યરૂપે પરિણમ્યો છે; તે કાંઈ પરસન્મુખ જોઈને પરિણમતો નથી પણ આત્મદર્શનની સ્વચ્છતામાં જ એવું સામર્થ્ય છે કે લોકાલોક તેમાં દેખાઈ જાય છે.

આત્મા પરને દેખતાં-જાણતાં તન્મય થયા વગર દેખે-જાણે છે તેથી તેને વ્યવહાર કહ્યો; ને આત્મા સ્વને દેખતાં-જાણતાં તન્મય થઈને દેખે-જાણે છે તેથી તેને નિશ્ચય કહ્યો,–એ એક જુદી વિવક્ષા છે; પણ સ્વ-પરને દેખવા-જાણવાની આત્માની તાકાત છે તે તો તેનો નિશ્ચયસ્વભાવ છે. પોતે પોતાને તન્મય થઈને દેખે છે ને પરને તન્મય થયા વગર દેખે છે. સર્વદર્શીપણાને 'આત્મદર્શનમય' કહીને સ્વાશ્રય બતાવ્યો છે. લોકાલોકને દેખવામાં કાંઈ પરાશ્રય નથી. આવો સર્વદર્શીસ્વભાવી આત્મા જ્યાં દૃષ્ટિમાં આવ્યો ત્યાં પ્રતીત થઈ કે સંપૂર્ણ દેખવારૂપે પરિણમું એવો હું, રાગાદિમાં અટકું કે ઇંદ્રિયોદ્વારા દેખું એવો હું નહીં.–આવી પૂર્ણતાની પ્રતીતપૂર્વક સાધક થઈને સર્વદર્શિતા તરફ તેનું પરિણમન ચાલ્યું. તેને પૂર્ણતારૂપ નિશ્ચયનો આદર, ને વચ્ચે વિકારરૂપ વ્યવહાર રહ્યો તેનો નિષેધ વર્તે છે.

આત્માનું દર્શનસામર્થ્ય એવું છે કે પોતે પોતામાં રહીને દેખે છે. પરચીજનું દર્શન પોતામાં થયું પણ તેનાં લક્ષણ પોતામાં ન આવ્યાં; જો પરને દેખતાં પરનું લક્ષણ પણ પોતામાં આવી જાય તો તો જડને જાણતાં આત્મા પોતે જડ થઈ જાય. પણ, જેમ બરફ કે અગ્નિને દેખતાં આંખ ઠંડી કે ગરમ થતી નથી, મલિન વસ્તુને જાણતાં આંખ પોતે મેલી થતી નથી, તેમ પરને જાણતાં–દેખતાં કે રાગાદિને જાણતાં–દેખતાં આત્માની ચેતના પરરૂપ કે રાગરૂપ થઈ જતી નથી; પોતે પોતાના સ્વરૂપે રહીને જાણે-દેખે છે, એવું આત્માનું સામર્થ્ય છે.

અરે, તારા સ્વભાવના સામર્થ્યને તો તુ જો! વિકલ્પ વિના, પરની સામે દેખ્યા વિના, લોકાલોકને દેખી લ્યે એવી તારા આત્માની તાકાત છે. આવુ સર્વદર્શિત્વ તે સાધ્ય છે, સાધકદશામા તે પ્રગટ હોતુ નથી પણ તેની પ્રતીત હોય છે આ ભગવાન ચૈતન્યમહારાજા, તેને દૃષ્ટિમા લેતાં આખો બધો વૈભવ પ્રતીતમા આવી જાય છે. સમ્યગ્દષ્ટિ-ધર્માત્મા સ્વાનુભવથી એમ જાણે છે કે હુ જ્ઞાયક-ચિદાનદ અનતશક્તિનો પિડ વીતરાગસ્વભાવ છુ ને પર્યાયમા પણ એવા જ ભાવનુ પરિણમન થાય તે મારુ સ્વરૂપ છે, જે રાગાદિ પરભાવ વર્તે છે તે પૃથક્પણે વર્તે છે, મારા સ્વરૂપપણે નહિ. દ્રવ્યસ્વભાવમા કે અનતીશક્તિમાથી એકકેય શક્તિમા તો રાગ છે જ નહિ, ને પર્યાયમા જે રાગ છે તે પણ જ્ઞાનભાવના પરિણમનથી જુદાપણે વર્તે છે, જ્ઞાનભાવ સાથે એકપણે વર્તતો નથી. આવા ભેદજ્ઞાનવડે સ્વભાવનો આદર ને પરભાવનો નિષેધ હોવાથી રાગનુ પરિણમન તૂટતુ જાય છે ને સ્વભાવનુ પરિણમન ખીલતુ જાય છે. ધર્મી જાણે છે કે રાગમા અટકવાનો મારો સ્વભાવ નથી, રાગનો પ્રવાહ મારા સ્વભાવમાથી નથી આવતો, મારા સ્વભાવમાથી તો સર્વદર્શીતાના સર્વજ્ઞતાના આનદના ને વીતરાગતાના નિર્મળ પ્રવાહ આવે છે.—એ પ્રવાહમા ક્યાય દુ ખ છે નહિ, આકુળતા છે નહિ, અજ્ઞાન છે નહિ

અનાદિ અજ્ઞાનથી જીવ જે દુ ખ ભોગવે છે તેનો અભાવ થાય ને સાદિ-અનત અતીન્દ્રિય આનદ પ્રગટે—એવી આ વાત છે. એકવાર આવા સ્વભાવને દૃષ્ટિમા તો લે, ભાઈ! તો તને ખ્યાલ આવશે કે મારો આ સ્વભાવ રાગરૂપે કદી પરિણમનો નથી રાગના જ્ઞાનરૂપે ભલે પરિણમે પણ રાગરૂપે પોતે પરિણમતો નથી. અહા, ભેદજ્ઞાનીએ રાગને અને જ્ઞાનને જુદા અનુભવ્યા છે. પોતાનો ચિદાનદ સ્વભાવ જેની દૃષ્ટિમા આવ્યો તે જીવ આરાધનાથી કદી પાછો પડતો નથી, તેને પ્રતીત છે કે હવે હુ રાગાદિમા તન્મય કદી થવાનો નથી, મારા સ્વભાવમા તન્મય રહીને સર્વદર્શિત્વરૂપે પરિણમીશ. અને તે કાઈ પરને દેખવા માટે નથી પરિણમતો, પણ પરલક્ષ વગર દર્શનના પરિણમનમાં જ એવી શક્તિ ખીલી જાય છે કે બધુ તેમા દેખાય.

આત્માના સ્વઘરમા નિજશક્તિનો જે વૈભવ છે તેની આ વાત છે. આત્માની એકેક શક્તિ એવી અચિત્ય સામર્થ્યવાળી દેવી છે કે એને

માનતાં મોક્ષ મળે. મોરબી પાસે શનાળા ગામે શક્તિમાતાનું મંદિર છે, પણ સાચી શક્તિમાતા તો આ આત્માના ચૈતન્યમંદિરમાં બિરાજે છે, કે જેની ઉપાસના કરવાથી સુખ મળે. આત્માને સંયોગ વિના ચાલે, રાગ વગર ચાલે પણ આવી નિજશક્તિ વગર ન ચાલે. અજ્ઞાની સ્વશક્તિને ભૂલીને એમ માને છે કે મારે પર વિના ન ચાલે ને રાગ વિના-પુણ્ય વિના ન ચાલે. અરે ભાઈ! આ તારી શક્તિના વૈભવને તો જો! એમાં ક્યાં બીજા કોઈની જરૂર છે? અહો, આ એકેક શક્તિ એ તો પરમેશ્વરની શક્તિ! એના સામર્થ્યની શી વાત! ચૈતન્યશક્તિના આવા અખૂટ ભંડાર, એમાં વળી બીજાની ઓશિયાળ કેવી? એને તો પર વગર જ સદાય ચાલી રહ્યું છે, પરની તો એનામાં નાસ્તિ છે; પરની નાસ્તિથી જ આત્મા ટકેલો છે. જો આત્મામાં પરની (શરીરની ને સંયોગની) નાસ્તિ ન હોય તો આત્મા તે પરરૂપે થઈ જાય એટલે નિજસ્વરૂપે ટકી શકે નહિ. પર વગર જ સદા રહ્યો છે પણ હું મારા સ્વરૂપથી ટકેલો છું-એમ જીવે કદી જાણ્યું ન હતું. તેને જ્ઞાનીએ સમજાવ્યું કે ભાઈ, તું પરથી તો ખાલી છો ને તારી અનંત શક્તિથી ભરેલો છો. તારું ટકવાપણું તારી શક્તિના વૈભવથી છે, પરથી કે વિકારથી નહિ. માટે, પર વિના મારે ન ચાલે-એવી ઊંધી માન્યતા છોડ ને તારા સાધ્યને જાણ. સ્વસામર્થ્યની પ્રતીત કરતાં અપૂર્વ સમ્યગ્દર્શન ને સાધકદશા પ્રગટે છે; તે સાધકદશા સાધ્યની પ્રતીત ભેગી લેતી આવે છે. જ્યાં સાધ્યને પકડ્યું ત્યાં હવે વચ્ચે બીજા કોઈ બાધકભાવમાં તે જીવ અટકતો નથી, તે સ્વસાધ્યમાં એકાગ્ર થઈને સર્વદર્શી થાય છે.

અહો, આચાર્યદેવની આ વાણી નીકળી તેમાં કોઈ અલૌકિક રહસ્યો ભર્યાં છે. આત્મશક્તિના અપારવૈભવને દેખાડનારી આ વાણી પંચમકાળમાં હજારો વર્ષો સુધી રહેશે. પંચમકાળના છેડે જે મુનિ-આર્યિકા-શ્રાવક ને શ્રાવિકા એ ચાર ધર્માત્માઓ રહેશે તેઓ પણ પોતાના આવા આત્મવૈભવને જાણનારા હશે. સમ્યગ્દર્શન વગર તો સાધકપણું હોય નહિ. સર્વદર્શીપણું પ્રગટે છે તે અંદર સાધ્ય પડ્યું છે તેમાંથી આવે છે, બહારથી નથી આવતું. પર સામે દેખી-દેખીને સર્વને દેખવા માંગે તો કદી દેખી શકે નહિ; દેખનારો પોતાને દેખે છે ને પોતાને દેખતાં તે નિજસામર્થ્યવડે સર્વદર્શી થાય છે. લોકાલોકને દેખવા છતાં તે પોતાના અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્રની સીમાને છોડતો નથી, ને દેખવામાં એને બે સમય લાગતા નથી, એકેક

સમયમા સર્વદર્શીપણાનુ પૂરુ સામર્થ્ય પરિણમી ગયુ છે. તેમા રાગાદિ કોઈ પ્રતિબધ રહ્યો નથી –આવુ સર્વદર્શીપણાનુ સામર્થ્ય દરેક આત્મામા છે.

વિશ્વલોકમા અનતા જડ-ચેતન દ્રવ્યો એકસાથે રહ્યા હોવા છતાં એકબીજાને કોઈ સ્પર્શતા નથી,–અર્થાત્ પોતાનુ સ્વરૂપ છોડીને અન્યરૂપે થઈ જતાં નથી, પોતપોતાના અનતધર્મમા જ રહે છે આત્મા પરને સ્પર્શતો નથી ને પરદ્રવ્ય આત્માને સ્પર્શતુ નથી શરીર-વચન વગેરે પુદ્ગલની કોઈ ક્રિયાને આત્મા કદી અડતો પણ નથી તો તેને કરવાની વાત કયા રહી? પરને સ્પર્શ્યા વગર તેના દર્શનનો ઉપયોગ આત્મામા છે છદ્મસ્થને પણ પરને સ્પર્શ્યા વગર પોતાને યોગ્ય દર્શન (ચક્ષુદર્શનાદિ) પરિણમે છે. અહા, અનત ધર્મોનુ ચક્ર એકસાથે આત્મામા ચાલી રહ્યુ છે પ્રભુ! તારી મોટપની ને તારા વૈભવની તને ખબર નથી જેમ કોઈ માણસ પોતાને ગરીબ સમજીને જ્યા-ત્યાં ભમતો હતો, ત્યા તેના કોઈ હિતસ્વીએ કહ્યુ કે તુ ખરેખર ગરીબ નથી, તુ તો અમુક રાજાનો રાજપુત્ર છો ને તારા ઘરમા તો કરોડો સોનામહોર ભરી છે,–એમ કહીને એને એનો બધો વૈભવ દેખાડે, ત્યારે એને દેખીને તે કેવો ખુશી થાય! તેમ નિજવૈભવને ભૂલેલો અજ્ઞાની પોતાને રાગી-સયોગી દીન-હીન માનીને સસારમાં જ્યા-ત્યા ભમી રહ્યો છે, ત્યા પરમ હિતસ્વી કોઈ જ્ઞાની તેને કહે છે કે અરે જીવ! તુ રાગી કે પરાધીન નથી, તુ તો 'રાજપુત્ર' એટલે સિદ્ધોનો ને અરિહતોનો વારસદાર છો, સિદ્ધ જેવી અનતશક્તિનો અચિત્ય વૈભવ તારી પાસે ભર્યો છે –આમ સન્તોએ નિજવૈભવ દેખાડયો તે પોતામા દેખીને જીવને પરમ આનદ થાય છે, પોતે પોતાને સિદ્ધ જેવો જાણે છે–'सिद्धसमान सदा पद मेरो' અત્યાર સુધી મારી પ્રભુતાને ભૂલીને દીનપણે હુ સસારમા રખડયો, પણ હવે પ્રભુતાનુ ભાન થયુ એટલે હવે સિદ્ધ થયે છૂટકો આ પરાશ્રિત રાગ-આકુળતા કે અલ્પતા તે હુ નહિ, હુ તો સર્વજ્ઞપદના વૈભવથી ભરેલો છુ.—આમ નિજવૈભવનો મહિમા આવતા પરિણમન પણ તે તરફનુ ખીલે છે.

અનતશક્તિનાં નિધાન ખોલીને સન્તો બતાવે છે કે રાગ કે સયોગ તે તારી પૂજી નહિ, તારી પૂજીમા તો જ્ઞાન-દર્શન-આનદના અનત નિધાન ભર્યાં છે. પરને પોતાની સાથે એકમેક તન્મય કરવા માગે તે ત્રણકાળમા થઈ શકે નહિ, ને પોતાની અનતશક્તિ સાથે જે ત્રિકાળી એકતા છે તે કદી

તૂટે નહિ.–આવી સ્વશક્તિને પ્રતીતમાં લેતાં તેના કાર્યરૂપ સર્વજ્ઞતા–સર્વદર્શિતા વગેરે પ્રગટવાની પ્રતીત પણ ભેગી જ આવી જશે. કારણને પ્રતીતમાં લેતાં કાર્યની પ્રતીત ભેગી ન આવે એમ બને નહિ; શુદ્ધ દ્રવ્યને પ્રતીતમાં લેતાં શુદ્ધ પર્યાયરૂપ કાર્ય પણ થાય જ. આ રીતે સ્વશક્તિને પ્રતીતમાં લઈને જ્યાં સાધક થયો ત્યાં પૂર્ણ સાધ્યની નિઃશંકતા થઈ કે હવે આ શક્તિની સન્મુખતા વડે પૂર્ણ જ્ઞાન–દર્શન–આનંદરૂપે પરિણમન થશે.–એને હવે વિભાવનો આદર ન રહ્યો ને સ્વભાવસન્મુખ જ ગતિ રહી. આવી સાધકદશા પ્રગટી તે જીવ અલ્પકાળમાં સર્વદર્શીપણાને સાધે છે.

સર્વદર્શિત્વ શક્તિનું વર્ણન પૂરું થયું.

  

## આરાધનાનો ઉત્સાહ

સમ્યક્ત્વાદિની આરાધનાની ભાવના ભાવવી,
આરાધના પ્રત્યેનો ઉત્સાહ વધારવો,
આરાધકજીવો પ્રત્યે બહુમાનથી વર્તવું,
ઈત્યાદિ સર્વ પ્રકારના ઉદ્યમવડે આત્માને આરાધનામાં જોડવો.
આરાધનાને પામેલા ધર્માત્માઓનું દર્શન અને સત્સંગ
આરાધના પ્રત્યે ઉલ્લાસ જગાડે છે.



[ ૧૦ ]

# સર્વજ્ઞત્વ શક્તિ

[ विश्वविश्वविशेषभावपरिणतात्मज्ञानमयी सर्वज्ञत्व शक्तिः। ]



ॐ

એક આત્માને જાણતા સર્વ જાણી શકાય છે
કેમકે આત્માનો સર્વને જાણવાનો સ્વભાવ છે
આત્માના સ્વપર પ્રકાશક સ્વભાવ હોવાથી
સ્વને જાણતા પર જણાઈ જાય છે

—ગુરુદેવના હસ્તાક્ષર



**સ**ર્વજ્ઞત્વના સામર્થ્યથી આત્મા ભરેલો છે. દરેક આત્મામાં સર્વજ્ઞતા શક્તિરૂપે ભરેલી છે, તેનું ભાન થતાં પર્યાયમાં તે પ્રગટ થાય છે. જ્ઞાનસ્વભાવી આત્મામાં જો સર્વજ્ઞશક્તિ ન હોય તો તેની અખંડતા ને પૂર્ણતા સાબિત થાય નહિ. "જીવ એક અખંડ સંપૂર્ણ દ્રવ્ય હોવાથી તેનું જ્ઞાનસામર્થ્ય સંપૂર્ણ છે; સંપૂર્ણ વીતરાગ થાય તે સંપૂર્ણ સર્વજ્ઞ થાય."—શ્રીમદ્ રાજચંદ્રજીએ આ બે વાક્યમાં સર્વજ્ઞસ્વભાવનું રહસ્ય ભરી દીધું છે. અને તે સર્વજ્ઞતાનું સાધન રાગ નથી, પણ વીતરાગતા તેનું સાધન છે એ પણ બતાવ્યું છે. રાગને જે જ્ઞાનનું સાધન માને તેને આત્માના સર્વજ્ઞસ્વભાવની ખબર નથી.

સર્વજ્ઞતા તે ધર્મનું મૂળ છે; સર્વજ્ઞસ્વભાવની પ્રતીત ઉપર તો ધર્મનો આધાર છે. 'સર્વજ્ઞ' કહેતાં રાગ ને પરાશ્રય બધું એકકોર ઊડી જાય છે, કેમકે જ્યાં રાગ ને પરાશ્રય હોય ત્યાં સર્વજ્ઞતા ન હોય. એટલે રાગ ઉપર કે પરાશ્રય ઉપર દૃષ્ટિ રાખીને સર્વજ્ઞની પ્રતીત થઈ શકે નહિ. આથી કુંદકુંદસ્વામીએ કહ્યું છે કે તારે સર્વજ્ઞની પરમાર્થસ્તુતિ કરવી હોય તો તારા જ્ઞાયકસ્વભાવની સન્મુખ થા.

જ્ઞાયકસ્વભાવની સન્મુખ થઈને આત્માની પ્રતીત કરતાં પર્યાયમાં આનંદનો અનુભવ થાય છે, ને સ્વાશ્રયે વીતરાગતા થતાં સંપૂર્ણ સર્વજ્ઞતા પ્રગટી જાય છે. તે સર્વજ્ઞતાના સામર્થ્યવડે આત્મા પોતાના સ્વભાવસન્મુખ રહીને સમસ્ત વિશ્વને વિશેષપણે જાણે છે. એકેય દિશામાં જેનો અંત નથી એવો અનંત અલોક—કે જેની વચ્ચે અસંખ્ય જોજનનો ને અનંત જીવ-પુદ્ગલોથી ભરેલો આ લોક તો અનંતમા ભાગનો, એક પરમાણુતૂલ્ય છે—તેને પણ તે સંપૂર્ણપણે જાણી લ્યે છે. અલોકનો છેડો ભગવાન ન જાણે (—કેમકે છેડો છે જ નહિ) પણ અલોક જેવો છે તેવો તેને ભગવાન બરાબર જાણે છે. 'અલોકનો છેડો જાણે તો જ અલોકનું જ્ઞાન થયું કહેવાય'—એમ કાંઈ નથી. ઊલટું, અલોકને પણ છેડો છે એમ જે માને તેનું જ્ઞાન ખોટું છે. જે છેડા વગરનું અનંત છે તેને છેડા વગરના અનંત તરીકે જ ભગવાન જાણે છે.—એમાં જ્ઞાનની કોઈ અચિંત્ય ગંભીરતા છે, પોતાના અસંખ્યપ્રદેશમાં રહીને જ અનંતપ્રદેશી અલોકને જાણી લેવાની જ્ઞાનની દિવ્ય તાકાત છે. આવા જ્ઞાનનો જેને મહિમા આવે તેને રાગનો મહિમા રહે નહિ, અલ્પ ઉઘાડનું અભિમાન થાય નહિ; અરે ક્યાં મહાન સર્વજ્ઞતા ને ક્યાં મારું આ

અલ્પજ્ઞાન!-આ તો સર્વજ્ઞના અનંતમા ભાગનું છે. ને રાગ તો સારી સર્વજ્ઞતાને રોકનાર છે, એટલે જ્ઞાનની ને રાગની જાત એક નથી પણ જુદી છે. તેથી જ્ઞાનસન્મુખ થઈને રાગનો સંપૂર્ણ અભાવ થાય તો જ સર્વજ્ઞતા ખીલે -આમ ધર્મીને જ્ઞાનનો આદર ને રાગનો નિષેધ વર્તે છે.

શુદ્ધઆત્મા (ચોથી) જ્ઞાનશક્તિ વર્ણવી, તે જ્ઞાનશક્તિના પેટામાં જોકે સર્વજ્ઞતા સમાઈ જાય છે, છતાં સર્વજ્ઞતાનું નામ જુદું વર્ણન કરીને જ્ઞાનશક્તિનું પૂરું કાર્ય અને તેનું મહાન સામર્થ્ય બતાવ્યું છે, સામાન્યપણે જ્ઞાન-જ્ઞાન કરે પણ જો સર્વજ્ઞશક્તિને આ રીતે ન માને તો તેણે જ્ઞાનસ્વભાવી આત્માને ઓળખ્યો નથી.

પરના સંબંધ વગરનો આત્મા પરનાં કાર્યો કેમ કરે? અને પર તરફની વૃત્તિ (અશુભ કે શુભ) તેના સ્વરૂપમાં કેમ હોય? ભગવાન જિનદેવે તો સર્વજ્ઞશક્તિવાળો આત્મા જોયો છે જે 'સદા ઉપયોગસ્વરૂપ' છે એવો આત્મા રાગનો કર્તા કેમ હોય? કે અજીવ સાથે એકમેક કેમ હોય? અહો, આ શક્તિઓ બતાવીને આત્માનું અજીવથી ને રાગથી અત્યંત ભિન્નપણું બતાવ્યું છે આવી શક્તિવાળા આત્માની પ્રતીત કરીને તેમાં લીન થતાં રાગની વૃત્તિનું ઉત્થાન પણ રહેતું નથી આત્માની સર્વજ્ઞત્વશક્તિ બધાય વિકલ્પોથી પાર છે. સર્વજ્ઞપદમાં પરનો તો અભાવ ને વિકલ્પનોય અભાવ છે આવા સર્વજ્ઞપદની જેણે પ્રતીત કરી તે જીવ સર્વજ્ઞના ધર્મમાં આવ્યો. માટે કહે છે કે હે જીવ!-

> 'સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
> આરાધ! આરાધ! પ્રભાવ આણી,
> અનાથ એકાંત સનાથ થાશે,
> એના વિના કોઈ ન બાહ્ય સ્હાશે.'

સર્વજ્ઞનો ધર્મ કહો, કે આત્માનો સર્વજ્ઞસ્વભાવ કહો, ભાઈ, તને શરણ તો તારો સર્વજ્ઞસ્વભાવ છે, એને ઓળખીને એની આરાધના કર. એની આરાધના સિવાય, એટલે કે જ્ઞાનસ્વભાવની સન્મુખતા સિવાય, બીજું કોઈ તને જગતમાં શરણરૂપ થાય તેમ નથી.

અહો, જગતને સર્વજ્ઞની ઓળખાણ દુર્લભ છે. સર્વજ્ઞ તો લોકાલોકના સમસ્ત પદાર્થોને, તેના દ્રવ્ય-ગુણ-પર્યાયને, પ્રદેશોને જાણે છે, ભૂત-

ભવિષ્યની સર્વે પર્યાયોને દરેકના ભિન્નાભિન્ન સ્વરૂપે જાણે છે. અને છતાં, માત્ર લોકાલોકને જાણવાવડે સર્વજ્ઞશક્તિનું પૂરું માપ નથી આવતું, સર્વજ્ઞતાનું સામર્થ્ય તો એના કરતાંય અનંતગણું છે.–એની સાથે પરમ અતીન્દ્રિય આનંદ, શુદ્ધ જીવત્વ, પ્રભુતા, વિભુતા એવા અનંતધર્મો વર્તી રહ્યા છે. આવા સંપૂર્ણ જ્ઞાનરૂપે પરિણમવાની આત્માની તાકાત છે. સર્વને જાણવા છતાં સર્વજ્ઞપણું 'આત્મજ્ઞાનમય' છે. સ્વને જાણનારું જ્ઞાન ને પરને જાણનારું જ્ઞાન એ જ્ઞાન તો આત્મામય છે; પરને જાણનારું જ્ઞાન કાંઈ પરનું નથી, કે પરસન્મુખ નથી, તે જ્ઞાન પણ સ્વનું જ છે. સર્વજ્ઞતા તે આત્મ-જ્ઞાનમય છે; એટલે આત્માની સન્મુખ રહીને આત્મા સર્વજ્ઞ થાય છે ને સર્વને જાણે છે. આવી સર્વજ્ઞતાની શક્તિ મારામાં ત્રિકાળ છે ને તેમાંથી સર્વજ્ઞતા પ્રગટ થશે–એ રીતે સાધ્યની પ્રતીત સહિત સમ્યગ્દર્શન અને સાધકપણું પ્રગટે છે.

* * *

આત્માના સ્વભાવનું એટલે કે આત્માના વૈભવનું આ વર્ણન છે. આત્માને 'જ્ઞાનમાત્ર' કહ્યો, તેથી કાંઈ તેનામાં એકલું જ્ઞાન જ છે–એમ નથી, 'જ્ઞાનમાત્ર ભાવ' એટલે રાગ વગરનો ભાવ, તે જ્ઞાનમાત્રભાવમાં તો અનંતગુણોનું પરિણમન સમાયેલું છે, અનંતગુણોનો વૈભવ જ્ઞાનભાવમાં સમાય છે. 'જ્ઞાન-માત્ર આત્મા' એમ કહેતાં તે ભાવ કાંઈ એક ગુણભેદને નથી સૂચવતો પરંતુ અનંત ગુણના પિંડસ્વરૂપ જે આત્મતત્ત્વ તેને તે સૂચવે છે. આ રીતે 'જ્ઞાન-માત્ર ભાવ' આખા આત્માને લક્ષિત કરે છે એટલે આત્માના સંપૂર્ણ વૈભવને પ્રસિદ્ધ કરે છે. 'જ્ઞાનમાત્ર' એ જ્ઞાનથી વિરુદ્ધ એવા રાગાદિનો અભાવ સૂચવે છે, પણ એ કાંઈ જ્ઞાન સાથેના બીજા અનંતગુણોના અભાવને નથી સૂચવતો. એટલે, જ્ઞાનમાત્ર આત્મામાં સ્થપાયેલી અચલિતદૃષ્ટિથી જોતાં ભગવાન આત્મા અનેકાન્તરૂપ નિજવૈભવસહિત પ્રસિદ્ધ થાય છે. આવા આત્માને દૃષ્ટિમાં લઈને પરિણમે ત્યારે આત્મા આત્મારૂપ થયો કહેવાય. પોતાનું જ્ઞાન જ્યાં અંતરમાં વળીને 'લક્ષ્ય' સાથે એકાગ્ર થયું ત્યારે તે જ્ઞાનલક્ષણવડે આવો આત્મા પ્રસિદ્ધ થયો, એટલે કે અનુભવમાં આવ્યો. તેમાં અનંત ધર્મો એકસાથે ઉલ્લસે છે–નિર્મળપણે પરિણમે છે, તેનું આ વર્ણન છે. તેમાં આ દશમી સર્વજ્ઞત્વશક્તિનું વર્ણન ચાલે છે.

જ્ઞાનને અંતર્મુખ કરતાં અનુભવમાં જે આત્મા આવ્યો તે આત્મા સર્વજ્ઞત્વશક્તિસહિત પરિણમી રહ્યો છે બધાય આત્મા સર્વજ્ઞશક્તિથી સંપન્ન છે પણ તેને પ્રસિદ્ધ કોણ કરે?–કે જ્ઞાન, કેમકે જ્ઞાન પોતે પ્રસિદ્ધ છે; તે પોતે પોતાનું સંવેદન કરનારું છે ને બીજાને પણ તે જાણીને પ્રસિદ્ધ કરે છે પ્રસિદ્ધ એવું જ્ઞાનલક્ષણ સ્વાનુભવ વડે અનંતધર્મવાળા આત્માને પ્રસિદ્ધ કરે છે. ત્યાં કાંઈ આ જ્ઞાન લક્ષણ ને આ આત્મા લક્ષ્ય–એવા ભેદ સ્વાનુભવમાં રહેતા નથી પણ લક્ષણવડે આત્મસ્વરૂપ સમજાવવા માટે એટલો ભેદ આવી જાય છે, ને સાધકને પહેલાં વિચારદશામાં પણ 'જ્ઞાન તે આત્મા' એવો ભેદ, ( અભેદ તરફ ઢળતો ) આવી જાય છે, સ્વાનુભૂતિ વખતે તો એટલોય ભેદ-વિચાર રહેતો નથી, અભેદના આનંદનું જ વેદન છે

જ્ઞાયક આત્મામાં સર્વજ્ઞ થવાની તાકાત છે, જ્ઞાનશક્તિ તે કારણ ને સર્વજ્ઞતા તેનું કાર્ય; કારણની પ્રતીતમાં તેના આવા કાર્યની પ્રતીત પણ ભેગી જ છે.—એ રીતે કારણ-કાર્યની સંધિ છે કારણરૂપ શક્તિની ઓળખાણ થતાં તેના આશ્રયે તેનું કાર્ય પણ થવા માંડે છે

જ્ઞાન એકલા અનુમાનથી જાણનારું નથી કે પરસન્મુખ થઈને જાણનારું નથી; જ્ઞાનમાં તો સ્વસન્મુખ રહીને સમસ્ત પદાર્થોના અંશેઅંશને ભેદ-સહિત પ્રત્યક્ષ જાણવાની તાકાત છે જ્ઞાનની કોઈ ગહન તાકાત છે, એકેક સમયના કારણ–કાર્ય વગેરે સર્વને તે જાણે છે અનાદિ અનંતકાળમાં કયો જીવ ક્યારે મોક્ષ પામશે, કયો જીવ તીર્થંકર કે ગણધર થશે, કયા સમયમાં ૧૦૮ જીવો એકસાથે અઢીદ્વીપમાંથી મોક્ષ પામશે, આ જીવ આ સમયે સમ્યગ્દર્શન પામશે-એમ બધુંય સર્વજ્ઞતામાં અત્યંત સ્પષ્ટ, નિઃસંદેહ અને વિકલ્પ વગર જણાય છે; જેનો સ્વભાવ જ જાણવાનો, તે કોને ન જાણે? કંઈ પણ બાકી રાખ્યા વગર બધુંય સર્વજ્ઞના જ્ઞાનમાં જણાય છે. 'સર્વ-જ્ઞ' કહેવા અને સર્વને ન જાણે એમ કહેવું એ તો પરસ્પર વિરુદ્ધ થયું. અહો, સર્વજ્ઞશક્તિની અચિંત્ય તાકાત!–પણ અહીં તો એમ કહેવું છે કે સર્વજ્ઞ થયા પહેલાં સાધકને પણ પોતાની આવી સર્વજ્ઞશક્તિ પ્રતીતમાં આવી ગઈ છે સર્વજ્ઞશક્તિવાળા આત્માની પ્રતીતવડે તેને સાધકભાવ શરૂ થયો છે. તે સર્વજ્ઞપદનો સાધક થયો છે.

'જ્ઞાનસ્વરૂપ આત્મા'ની પ્રતીતમાં તો કેટલી બધી ગંભીરતા સમાય છે! તેની ગંભીરતાની જગતને ખબર નથી. સમ્યગ્દૃષ્ટિએ જે જ્ઞાનમાત્ર આત્મા દૃષ્ટિમાં લીધો તેમાં આ બધુંય ગર્ભિતપણે સમાઈ જાય છે.

આત્માની જ્ઞાનશક્તિ સર્વને જાણવારૂપે પરિણમે છે, પણ છતાં તે આત્મજ્ઞાનમય છે. સર્વજ્ઞસ્વભાવી આત્માને જાણતાં સમસ્ત વિશ્વ સહજભાવે જણાઈ જાય છે—એવી જ કોઈ સ્વ-પરપ્રકાશકશક્તિની નિર્મળતા છે. વિશ્વને જાણવા માટે બહારમાં વિશ્વ સામે જોવું નથી પડતું. સર્વને જાણવાની જ્ઞાનની પોતાની પરમાર્થ-શક્તિ હોવાથી, પરની સાથે સંબંધ વગર જ સર્વને જાણવારૂપે જ્ઞાન પરિણમે છે. પરને જાણવાની જ્ઞાનની જે તાકાત છે તે કાંઈ વ્યવહારથી નથી. તે તો પરમાર્થથી છે: જાણવું એ તો જ્ઞાનનો પોતાનો સ્વાભાવિક ભાવ છે, એમાં કાંઈ પરની ઉપાધિ આવી જતી નથી. સર્વને જાણવાના સામર્થ્યરૂપે પરિણમેલો આત્મા પોતે પોતાને જાણતાં સર્વ જ્ઞેયોને પણ જાણી લ્યે છે, છતાં તે જ્ઞાન તો જ્ઞાનનું જ છે—આત્માનું જ છે; આત્મ-સન્મુખ રહીને તે જાણે છે, પરસન્મુખ થઈને જાણતું નથી. પોતાના અસંખ્યપ્રદેશમાં અનંત પદાર્થોનું જ્ઞાન સમાઈ જાય, એક સમયની પર્યાયમાં ત્રણકાળના પદાર્થોનું જ્ઞાન સમાઈ જાય,—એવું અચિંત્ય જ્ઞાનસામર્થ્ય છે. —આવા જ્ઞાનસ્વભાવની આરાધના કરવી તેનું નામ વીતરાગમાર્ગ છે. તે સર્વજ્ઞનો માર્ગ છે.

અહો, આ વીતરાગમાર્ગ અલૌકિક છે. ભાઈ, વીતરાગમાર્ગ એટલે તારો પોતાનો માર્ગ; તારા આત્મામાં જવાનો માર્ગ તને સન્તો બતાવે છે. પોતે પોતાના સ્વઘરમાં પહોંચવાના આ રસ્તા છે. આ માર્ગની પ્રતીત કરતાં સ્વભાવમાં સન્મુખતા થાય છે ને પરાશ્રિતપણાની બધી વાત ઊડી જાય છે. આ સિવાય બીજા ઊંધા માર્ગે આત્માના ઘરમાં પહોંચાય નહિ ને આત્માનો વૈભવ મળે નહિ. અહો, મારી શ્રદ્ધા મારું જ્ઞાન તેના રસ્તા મારામાં જ છે, તે પરને લીધે થતા નથી, પરના લક્ષ વગર સ્વનાં શ્રદ્ધા-જ્ઞાન થાય છે.

આત્મામાં સ્વતંત્ર પ્રભુતા ને સર્વજ્ઞતા છે, તેનો વિશ્વાસ કરતાં વિકલ્પ રાગ કે પર સાથેની એકત્વબુદ્ધિ ઊડી જાય છે. પરને લીધે કે રાગને લીધે મારાં શ્રદ્ધા-જ્ઞાન નહીં, મારા શ્રદ્ધા-જ્ઞાનમાં મારા સ્વભાવ સિવાય બીજા કોઈનું અવલંબન મને નથી.—આમ સ્વશક્તિની પ્રતીતવડે સ્વસન્મુખતા થાય છે ને

સાધકપણુ પ્રગટે છે. સાધકભાવમા પૂર્ણસાધ્યની પ્રતીત ભેગી જ વર્તે છે, અશીના આશ્રયે તે અશ ખીલ્યો છે

અહા, કેવી સ્વતત્રતા છે! સ્વશક્તિના સ્વાધીન સામર્થ્યથી આત્મા કેવો શોભે છે! ભાઈ, તને તારા વૈભવની ખબર નહીં તો તુ પોતાના ધર્મને (પોતાના સ્વભાવને) કઈ રીતે સાધીશ? નિજશક્તિની ઓળખાણ વગર પર્યાયમા તે વ્યક્ત ક્યાથી કરીશ?

ભાઈ, તારા ચૈતન્યમા એક ગુપ્ત ચમત્કાર છે શેનો?–કે જ્ઞાનનો, તારી જ્ઞાનશક્તિમા અચિંત્ય ચમત્કાર છે. અહા, સર્વજ્ઞસ્વભાવના ચમત્કારની શી વાત? એ પર સામે જુએ નહિ છતા પરને જાણે, એ રાગમા અટકે નહિ છતા રાગને જાણે, એ નિમિત્તનુ અવલબન લ્યે નહિ છતા નિમિત્તને જાણે. આવા સર્વજ્ઞસ્વભાવને સ્વજ્ઞેયપણે ઉપાદેય કરતો ધર્મીજીવ રાગાદિ વ્યવહાર-આત્માને સ્વજ્ઞેયપણે નથી જાણતો, ને તેમા તન્મય થતો નથી, નિર્મળ શક્તિરૂપે પરિણમતા આત્માને જ સ્વજ્ઞેયપણે જાણીને તેમા તન્મય થાય છે

સ્વને જાણતુ જ્ઞાન, કે પરને જાણતુ જ્ઞાન, બનેનુ જ્ઞાન તો એકરૂપ રાગ વગરનુ છે, ને તે જ્ઞાન આત્માને જ અવલબનારુ છે. પરને જાણતુ જ્ઞાન કાઈ પરને અવલબનારુ નથી, રાગને જાણતુ જ્ઞાન કાઈ રાગને અવલબનારુ નથી, રાગથી ને પરથી ભિન્ન એવા નિજ સ્વભાવને અવલબીને જાણવાની જ્ઞાનની તાકાત છે આવા જ્ઞાનસામર્થ્યની પ્રતીત વગર સર્વજ્ઞભગવાનની સાચી ઓળખાણ થાય નહીં.

સર્વજ્ઞને ઓળખવા માટે આત્મસ્વભાવની સન્મુખ થવુ પડે છે. સર્વજ્ઞને કેમ ઓળખવા તેની પણ અજ્ઞાનીને ખબર નથી ભાઈ, સર્વજ્ઞ એટલે તારો જ્ઞાનસ્વભાવ. સર્વજ્ઞને તે વ્યક્તરૂપ છે, તારામા તે શક્તિરૂપ છે, તે શક્તિની સન્મુખતા વડે સર્વજ્ઞતા વ્યક્ત થશે. માટે તારી શક્તિની સન્મુખ થઈને તેની પ્રતીત કર તો તને સર્વજ્ઞની ખરી પ્રતીત થાય, તેનો ખરો મહિમા જાગે, ને એ જ એમની આરાધના છે

વસ્તુ કાઈ દ્રવ્ય-ગુણ ને પર્યાય એમ જુદાજુદા ત્રણ ખડરૂપ નથી, ત્રણે ધર્મસહિત અખડ એક વસ્તુ છે પોતાના શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયને સ્વ-જ્ઞેયપણે ધર્મી જાણે છે, ને જગતના દ્રવ્ય-ગુણ-પર્યાયને પરજ્ઞેયપણે જાણે છે

રાગને વ્યવહારથી સ્વજ્ઞેયપણે જાણે છે. પરમાર્થે સ્વજ્ઞેય તે નથી. આત્મામાં જ્ઞાનાદિ અનંત શક્તિની નિર્મળપર્યાયો પોતાના સ્વાધીન છ કારકથી સ્વતંત્રપણે થાય છે. ને પરની પર્યાયો એનાં છ કારકોની સ્વાધીનતાથી થાય છે; એકબીજાના કારકો એકબીજામાં જતા નથી.

અહા, તું સર્વજ્ઞતાનો ભંડાર, ને તને તારી વસ્તુ જાણવી કઠણ પડે? જેમ ચક્રવર્તીનાં નિધાન કદી ખૂટે નહિ, તેમ આ ચૈતન્યચક્રવર્તી આત્મામાં બેહદ જ્ઞાન-નિધાન છે, ગમે તેટલું જાણવા છતાં જાણવાની એની તાકાત કદી ખૂટતી નથી. જગતના બધા નિધાનને જાણનાર અને જગતમાં બધાયથી ઉત્તમ એવા અપાર જ્ઞાનનિધાન આ ચૈતન્યચક્રવર્તી પાસે છે; બધાયને જાણવા છતાં ક્યાંય એનું જ્ઞાન મુર્છાતું નથી: એ જ્ઞાનભંડારની શી વાત! શાંતિ ને આનંદ, પ્રભુતા ને વિભુતા, જીવન અને ચેતના, સ્વચ્છતા ને સર્વજ્ઞતા તથા વીર્યબળ,–એવા નવનિધાન તો શું પણ અનંતા નિધાન આત્મામાં ભર્યા છે. ચક્રવર્તીના નિધાન તો મર્યાદિત છે. આત્માના અપાર અચિંત્ય નિધાન એવા છે કે સાદિ-અનંત કાળ ભોગવ્યા જ કરે છતાં કદી ખૂટે નહિ, ઓછું પણ થાય નહિ; એના સામર્થ્યની પણ કોઈ મર્યાદા નથી. સ્વમાં જે નિધાન ભર્યાં છે તેનું લક્ષ કરતાં અચિંત્ય સામર્થ્ય ને સર્વજ્ઞપદનો વૈભવ પ્રગટ થાય છે; તેને માટે પરલક્ષ કરવું પડતું નથી, બીજા પાસે માગવું પડતું નથી. ભગવાન તારા જાણવાનાં નિધાન એવા કે લોકાલોકને જાણવા માટે વિકલ્પ ન કરવો પડે, ઇન્દ્રિય વગેરે કોઈનો આશ્રય ન લેવો પડે, ને એક સમય કરતાં વધુ વખત લાગે નહિ. એટલી તો જેના એક ગુણની તાકાત, તો આવા અનંત ગુણ જેનામાં ભરેલા છે એ આત્મા કેવડો? ને એનો વૈભવ કેટલો? એવા 'આત્મવૈભવ'ને પ્રગટ કરવા પોતામાં જ જોવાનું છે, પર સામે જોવાનું નથી.

આવી સર્વજ્ઞશક્તિવાળા આત્માની પ્રતીત કરવા જાય ત્યાં રાગનું કર્તૃત્વ છૂટી જાય ને સ્વસન્મુખ પુરુષાર્થ જાગે; સ્વભાવના અનંત ગુણનાં નિધાન વ્યક્ત થઈને અનુભવમાં આવે ને અપૂર્વ આનંદ પ્રગટે.–આમાં મોક્ષમાર્ગ આવી જાય છે. આવું અંતરમાં કરે ત્યારે તેને સર્વજ્ઞનો ભરોસો આવ્યો કહેવાય ને તેણે સર્વજ્ઞનો માર્ગ જાણ્યો કહેવાય. જ્ઞાનમાત્રમાં સ્થાપેલી અચલિત દૃષ્ટિવડે આ બધું નક્કી થાય છે.

પોતાની જ્ઞાનશક્તિવડે ત્રણકાળને જાણવાનો સમય એક છે, ત્રણ નથી, એક સમયમાં ત્રણકાળને જાણે, અસંખ્યપ્રદેશી રહીને અનંત ક્ષેત્રને જાણે, રાગ-દ્વેષ વગર જાણે ને પ્રત્યક્ષ જાણે, આવા સર્વજ્ઞ સામર્થ્યવાળો ભગવાન આત્મા છે તેના ભરોસે મોક્ષમાર્ગ પ્રગટે છે ને ભગવાન થવાય છે.

આવા જ્ઞાનની પ્રતીત વગર કોઈ 'હોનહાર'ની વાત કરીને પુરુષાર્થહીન થાય, તો એની વાત ખોટી છે ભાઈ, હોનહાર નક્કી કરનાર કોણ છે? જ્ઞાનથી એ નક્કી થાય છે કે જ્ઞાન વગર? સર્વજ્ઞસ્વભાવી આત્મા નક્કી કર્યો ત્યારે હોનહાર નક્કી થયું,-એને તો જ્ઞાનસ્વભાવ તરફ પરિણતિ ઝુકી ગઈ, એ જ્ઞાન-પરિણતિમાં રાગનું અકર્તૃત્વ થઈ ગયું, એટલે ભેદજ્ઞાન અને મોક્ષમાર્ગ થઈ ગયો. જ્ઞાનના આવા પુરુષાર્થ વગર જો તું હોનહારની વાત કરીને સ્વચ્છંદી બનો હો-તો તારી દૃષ્ટિ ઊંધી છે હોનહારનું દ્વાર તો સ્વસન્મુખ ઉદ્યમ છે

જુઓ, ભગવાન અર્હંન્તદેવે આત્માના લક્ષ્ય-લક્ષણ બતાવ્યા, ને એમ સૂચવે છે કે આવા લક્ષણ દ્વારા તું તારા સ્વ-લક્ષ્યને પ્રસિદ્ધ કર. એટલે સ્વસન્મુખ પુરુષાર્થ આમાં આવ્યો લક્ષણદ્વારા લક્ષ્યને નક્કી કરનારું જ્ઞાન વીતરાગી-પુરુષાર્થવાળું છે, એ કાંઈ પુરુષાર્થ વગરનું નથી. હા, એમાં રાગના કર્તૃત્વનો ઊંધો પુરુષાર્થ નથી, પણ સ્વભાવની સન્મુખતાનો સમ્યક્ પુરુષાર્થ છે ને તેમાં સ્વવીર્ય, આનંદ, સ્વચ્છતા, પ્રભુતા વગેરે અનંત ધર્મોનું પરિ-ણમન પણ ભેગું જ છે.

ભગવાન! તારો આત્મા ચિત્ચમત્કાર છે એના નિર્ણયમાં અનંત કેવળી-સર્વજ્ઞ-સિદ્ધ ભગવંતોનો નિર્ણય સમાઈ જાય છે. વિશ્વને જાણે છતાં ક્યાય રાગ-દ્વેષનો વિકલ્પ નહિ, ક્યાય પરનો આશ્રય નહિ,—જ્ઞાનની એ શક્તિ આશ્ચર્યકારી છે, આત્માનો આ અદ્ભુત રસ છે, તેમાં જ વીતરાગી વીરતારૂપ વીરરસ છે, ને તેમાં જ અનાકુળ સુખરૂપી શાંતરસ છે.

જેમ કાચના સ્વચ્છ ગોળામાં (હાંડીમાં) ચારેકોરની વસ્તુઓ સહેજે ઝળકે છે તેમ આત્માની સર્વજ્ઞતારૂપ ચૈતન્યગોળાના પ્રકાશમાં વિશ્વના પદાર્થો સહેજે ઝળકે છે આવું વિશ્વપ્રકાશી રત્ન આત્માના નિધાનમાં પડ્યું છે, ને એવા તો અનંતા મહા રત્નોનો ભંડાર આત્મા છે એક જ આત્મામાં દર્શન ને જ્ઞાન બે શક્તિ, બંને એક જ ક્ષેત્રમાં રહેનારી, બંને એક જ કાળમાં

કાર્ય કરનારી, છતાં એક વિશ્વને સામાન્ય અવલોકનરૂપે દેખે, ને બીજી વિશ્વને વિશેષપણે જાણે–એમ બંનેના કાર્યમાં ફેર છે,–એવો લક્ષણભેદ છે. આવા આશ્ચર્યકારી અનંત સ્વભાવોથી આ ભગવાન આત્મા ભરેલો છે. તે સ્વભાવના નિર્ણયમાં સમ્યક્ પુરુષાર્થ છે.

સર્વજ્ઞ ભગવાને લક્ષણદ્વારા લક્ષ્યને લક્ષગત કરવાનો જે ઉપદેશ આપ્યો છે તે ઉપદેશ જીવોને સમ્યક્પુરુષાર્થ કરાવવા માટે છે. અરિહંતદેવના શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયને જે જાણે તે પોતાના શુદ્ધ આત્માને જાણે, તે સમ્યગ્દર્શન પામે ને તેનો મોહ ક્ષય થાય–એમ ભગવાને કહ્યું છે, ને એમ કહીને ભગવાને પુરુષાર્થ ઉપદેશ્યો છે; આત્માને જાણવા માટે જીવમાં તેવો પુરુષાર્થ છે, ને તે પુરુષાર્થ માટે જ ભગવાનનો ઉપદેશ છે. ભગવાનને સાધકપણા વખતે જ્ઞાનસ્વભાવની સન્મુખતાનો પુરુષાર્થ કરતાં કરતાં, વચ્ચે રાગના કર્તાપણા વગરનો જે વિકલ્પ હતો, તેનાથી દિવ્યવાણીને યોગ્ય રજકણો ( તીર્થંકરપ્રકૃતિની સાથે ) બંધાયા; ને તે વિકલ્પ તોડીને સર્વજ્ઞ થતાં સમવસરણમાં સહજપણે જે દિવ્યવાણી નીકળી તે વાણીમાં પણ, પોતે જેવો સ્વસન્મુખ પુરુષાર્થ કર્યો હતો તેવો જ ઉપદેશ આવ્યો; તીર્થંકર ભગવંતોએ જે પોતે કર્યું તે જ બીજાને ઉપદેશ્યું; સ્વાશ્રયમાર્ગનો ઉપદેશ ભગવાને આપ્યો; જ્ઞાનસ્વભાવનો પુરુષાર્થ ભગવાને બતાવ્યો. અહો! તે ભગવંતોને નમસ્કાર હો; ભગવંતોએ ઉપદેશેલા એ સ્વાશ્રિતમાર્ગને નમસ્કાર હો.

જુઓ, આ ભગવાનના ઉપદેશની ઓળખાણ! ભગવાને શું ઉપદેશ્યું? જ્ઞાનલક્ષણવડે લક્ષિત એવા અનંતશક્તિસંપન્ન આત્માને પ્રસિદ્ધ કરાવવા માટે (એટલે કે તેનો અનુભવ કરાવવા માટે) ભગવાને લક્ષ્ય-લક્ષણ ઉપદેશ્યા છે. –આમાં જ્ઞાનલક્ષણને સ્વસન્મુખ કરવાનો પુરુષાર્થ છે; તેમાં વચ્ચે રાગનું કર્તૃત્વ નથી, વિકલ્પનું અવલંબન નથી. લક્ષ્યની પ્રસિદ્ધિ 'જ્ઞાન'લક્ષણવડે થાય છે. આવા લક્ષ્ય-લક્ષણની વાત સાંભળવા જે ઊભો છે તે જીવ પોતાના અંતરમાં તેવા પ્રયત્ન વડે લક્ષ્યને પ્રસિદ્ધ કરવા માંગે છે, ને એ પ્રયત્ન રાગ વગરનો છે,–આવા પ્રયત્નવડે ભગવાન આત્માની પ્રસિદ્ધિ થાય છે. સ્વસન્મુખ જ્ઞાનપુરુષાર્થવડે મોક્ષ સધાય છે.

સર્વજ્ઞસ્વભાવી આત્માને માનતાં શું થાય?

–તો કહે છે કે મોક્ષ માટેનો સ્વસન્મુખ પુરુષાર્થ ઊપડે. ભાઈ, તારી

વસ્તુનું જેવુ સ્વરૂપ છે તેને તુ લક્ષમા લે. ખોટુ લક્ષ કર્યું છે તેને બદલે જેવો સત્સ્વભાવ છે તેવો લક્ષમા લે, તેથી અસત્ એવા રાગાદિનુ કર્તાપણુ મટીને સત્ એવા જ્ઞાનનો સમ્યક્ પુરુષાર્થ થશે. એક ક્ષણનુ સત્સ્વભાવનુ લક્ષ ટકાર કરતુ કેવળજ્ઞાનને લાવે, ને સાદિ-અનત આનદને આપે. અનત-અનત કાળે પણ જે આનદનો અત ન આવે એવો અક્ષય આનદ જેના ફળમા પ્રાપ્ત થાય તે ધર્મની શી વાત! ને એવો ધર્મ સ્વભાવના નિર્ણય વડે થાય છે, માટે વારવાર આચાર્યદેવ કહે છે કે ભાઈ, તુ જાગૃત થા ને તારા સ્વભાવને દેખ તારો સ્વભાવ રાગમા ભળી ગયો નથી પણ છૂટો છે, તેનો તુ નિર્ણય કર

એક માણસને એવી ટેવ કે જો ખુલ્લા આકાશને ન દેખે તો એને મુઝારો થાય, તેમ રાગની રુચિ આડે પોતાના ખુલ્લા જ્ઞાનગગનને અજ્ઞાની દેખતો નથી એટલે પરભાવના કર્તૃત્વમા તે મુઝાઈ રહ્યો છે રાગથી જુદુ ખુલ્લુ જ્ઞાન બતાવીને જ્ઞાની તેને કહે છે કે દેખ! આ તારુ જ્ઞાન ખુલ્લુ જ છે, એ રાગથી ઢકાઈ નથી ગયુ, રાગમા એકમેક નથી થઈ ગયુ, માટે તારા મુક્તસ્વભાવને દેખ, જેથી તારી મુઝવણ મટશે ને તને તારો આનદ અનુભવમા આવશે.

જરાક પ્રતિકૂળતા આવે ત્યા તુ ઘેરાઈ જાય છે!—પણ ભાઈ!! એ પ્રતિકૂળતાના ઘેરામા તારો જ્ઞાનસ્વભાવ ઘેરાઈ ગયો નથી, એ તો બધાયથી ઉપર છૂટો ને છૂટો તરી રહ્યો છે. અરે, અનતકાળમા તે આવી તો અનંતી પ્રતિકૂળતાને વેદી, નિગોદમાં ને નરકમા તે જે પ્રતિકૂળતાઓ વેદી તે વેદનને કેવળી પ્રભુ જ જાણે છે અજ્ઞાનભાવે તુ અનત દુઃખ વેદી ચુકયો ભાઈ! અને છતા તારો નિજવૈભવ નષ્ટ નથી થઈ ગયો હવે એ અનત દુખથી છૂટવાનો ઉપાય એ છે કે તારા નિજસ્વભાવના વૈભવને તુ સભાળ. તારા સ્વભાવની શાતિ અનતી છે,—એવી અનતી કે અનત પ્રતિકૂળતાના ગજ વચ્ચે પણ પોતે પોતાની શાતિને વેદી શકે છે. અનતી શાતિના દરિયામા અનત સિદ્ધોનો સમૂહ મગ્ન છે, તારો સ્વભાવ પણ એવો જ ધ્રુવ શાતિનો દરિયો છે, અકષાય-વીતરાગ રસથી તે ભરિયો છે

સન્તોએ કરુણા કરીને આત્મસ્વભાવનો આવો વૈભવ બતાવ્યો, પણ તે વૈભવને પ્રતીતમા લેવાની તાકાત કોની? પ્રતીતમા લેનારને પોતાનો સ્વભાવનો

પુરુષાર્થ છે. પુરુષાર્થ વગરનો જીવ સર્વજ્ઞદેવે બતાવેલા નિજવૈભવને નીહાળી શકતો નથી. નિજસ્વભાવને નહીં દેખનારો જીવ, સર્વજ્ઞની વાણીના ગંભીર રહસ્યોનો નિર્ણય કરી શકતો નથી. અહા! જે સ્વભાવને નીહાળવાથી પરમાત્મપણું પ્રગટ થાય તેના મહિમાની શી વાત? અરે જીવ! તું સર્વજ્ઞનો પુત્ર છો, તું અરિહંતનો યુવરાજ છો, સર્વજ્ઞપદનું રાજ લેવાની તાકાતવાળો તું છો. જિનસેન સ્વામીએ મહાપુરાણમાં ગૌતમગણધરને 'સર્વજ્ઞપુત્ર' કહ્યા છે; સમ્યગ્દષ્ટિને કેવળીપ્રભુનો લઘુનંદન કહ્યો છે. પોતાનો સર્વજ્ઞસ્વભાવ જેણે પ્રતીતમાં લીધો તેનું પરિણમન સર્વજ્ઞતા તરફ વળ્યું, હવે અલ્પકાળમાં પોતે સર્વજ્ઞ થશે.—આવી સર્વજ્ઞ થવાની શક્તિ આત્મામાં છે; પણ નિજસ્વભાવને લક્ષમાં લીધા વગર સર્વજ્ઞશક્તિનો નિર્ણય થઈ શકે નહીં. પૂર્ણસ્વભાવની પ્રતીત કરતાં સાધકપણું થયું, તે હવે પૂર્ણસ્વભાવના આશ્રયે અલ્પકાળમાં પૂર્ણતા પ્રગટ કરશે. તે પૂર્ણતાનું કારણ પોતામાં જ છે, તેનું સાધન પોતામાં જ છે.

જેણે સર્વજ્ઞશક્તિવાળા આત્માને જાણ્યો તેણે તેનું સાધન ને સાધ્ય બંને પોતામાં જાણ્યા; એટલે બીજા કોઈ બાહ્યસાધનની બુદ્ધિ તેને ન રહી: રાગને પણ સાધન તે ન માને. રાગાદિ ભાવો તે ખરેખર આત્મા નથી, તે તો અભૂતાર્થ-આત્મા છે; જ્યારે સ્વભાવનો નિર્ણય કરીને સાધકભાવમાં ચડ્યો ત્યારે નિર્મળપર્યાયરૂપે પરિણમેલો તે આત્મા 'ભૂતાર્થ-આત્મા' થયો, તે સાચો આત્મા થયો, તે ધર્માત્મા થયો...ને તે મોક્ષનો પંથી થયો...તેના અનંતા ગુણોનો સંઘ નિર્મળપર્યાયસહિત મોક્ષધામની યાત્રા કરવા ચાલ્યો.

આત્મા પોતે અનંતશક્તિનો એકરૂપ પિંડ છે, છતાં ભિન્નભિન્ન અનંતશક્તિનો રસ તેમાં સમાયેલો છે; તેની જે એક શક્તિ છે તે બીજી શક્તિરૂપ નથી, એમ શક્તિઓને એકબીજાથી અતત્પણું છે. 'જ્ઞાનમાત્ર' આત્માને લક્ષમાં લઈને અનુભવ કરતાં બધી શક્તિનો રસ એકસાથે અનુભવમાં આવે છે. અનંત ગુણ-પર્યાયનો આવો વૈભવ આત્માના અસંખ્યપ્રદેશમાં સમાઈ જાય છે. જે આવા આત્માને જાણે-માને-અનુભવે તેણે આત્માને ખરેખર ઓળખ્યો કહેવાય, તેને અનુભવમાં આત્મા પ્રસિદ્ધ થાય ને ત્યારે ધર્મ થાય.

* * *

અનંતશક્તિસમ્પન્ન આત્માની શક્તિઓનો ક્રમિક ગણતરીથી પાર ન આવે, પહેલી જીવત્વશક્તિ બીજી ચેતનાશક્તિ પાંચમી સુખશક્તિ આઠમી પ્રભુત્વશક્તિ દશમી સર્વજ્ઞત્વશક્તિ એમ ક્રમક્રમથી ગણતા કરોડ પૂર્વના કે અસંખ્ય વર્ષના આયુષ્યમાં પણ અનંતશક્તિનો પાર ન આવે. સર્વાર્થસિદ્ધિના બધાય દેવો ૩૩ સાગરોપમ સુધી ગણ્યા કરે તોય એનો અનંતમો ભાગ જ ગણી શકે -આવી અનંતશક્તિ દરેક આત્મામાં છે, ને એકેક શક્તિમાં અનંતી તાકાત છે -આવો આત્માનો વૈભવ છે

પણ આમાં ધર્મ ક્યાં આવ્યો ?

-ભાઈ! આવા આત્મવૈભવને પ્રતીતમાં લેતાં પરનો મહિમા ઉડી જાય એટલે જ્ઞાન સ્વમાં ઠરે ને આત્મા સ્વસમયરૂપ પરિણમે, રાગથી છૂટીને અનંત શક્તિનું નિર્મળ પરિણમન થવા માંડે-એનું નામ ધર્મ મારો આત્મા એક સમયમાં પરિપૂર્ણ અનંત શક્તિનો પિંડ-આમ સ્વમાં લક્ષ આવતાં જ્ઞાનનું, શ્રદ્ધાનું, સુખનું એમ અનંતગુણનું નિર્મળ પરિણમન એકસાથે ઊછળે છે-નિર્મળતા પ્રગટે છે, તે જ ધર્મ ને તે જ મોક્ષમાર્ગ, તેને સાધ્ય આત્માની સિદ્ધિ થઈ

આત્માના અનંતગુણોમાં એક સર્વજ્ઞત્વશક્તિ પણ ભેગી પરિણમી રહી છે અહા, સર્વજ્ઞતાના સ્વરૂપની ને તેના સામર્થ્યની લોકોને ખબર નથી સર્વજ્ઞતાને ઓળખતાં તો સમ્યગ્દર્શન થાય, જ્ઞાન ને રાગની સંધિ તૂટી જાય ને ભેદજ્ઞાન થાય કેવળજ્ઞાન સ્વલક્ષે એકાગ્રતાથી ખીલ્યું છે, તે પરલક્ષે નથી ખીલ્યું. જગત છે માટે કેવળજ્ઞાન થયું -એમ નથી, જગત તો અનાદિઅનંત છે, તેને લીધે જ્ઞાન થતું હોય તો અનાદિથી કેવળજ્ઞાન દરેક જીવને હોવું જોઈએ આત્મા જ્યારે સ્વમાં એકાગ્ર થઈને, પોતાની અસાધારણ જ્ઞાનશક્તિને કારણ બનાવીને પરિણમ્યો ત્યારે કેવળજ્ઞાન થયું, ને ત્યારે જગત જ્ઞેયપણે જણાયું જગત જ્ઞેયપણે નિમિત્તરૂપ છે પણ જ્ઞાનનું પરિણમન નિમિત્તને આશ્રિત નથી, જ્ઞાનનું પરિણમન તો સ્વાશ્રિત છે સર્વજ્ઞતા એટલે આત્માના જ્ઞાનની પરિપૂર્ણ પ્રસિદ્ધિ, જ્ઞાનનો પરિપૂર્ણ વૈભવ પર્યાયમાં પ્રગટ થયો એનું નામ સર્વજ્ઞતા 'સર્વજ્ઞતા' કહેતાં અજ્ઞાનીને બહારના ઘણા જ્ઞેયો સામે લક્ષ જાય છે પણ જેમાંથી સર્વજ્ઞતા ખીલી એવી જ્ઞાનશક્તિ સામે તેનું લક્ષ જતું નથી જ્ઞાનશક્તિ સામે લક્ષ જાય તો જ સર્વજ્ઞતાની સાચી પ્રતીત થાય.

સર્વજ્ઞતાની શક્તિ આત્મામાં ત્રિકાળ છે પણ તેનું પરિણમન ક્યારે થાય? કે સર્વજ્ઞશક્તિવાળા આત્માને પ્રતીતમાં લઈને પરિણમે ત્યારે.–તેમાં બીજું કોઈ સાધન નથી; પોતાનો સર્વજ્ઞસ્વભાવી આત્મા જ સાધન છે. આત્મા પોતે કર્તા થઈને સ્વશક્તિના સાધનવડે તે કાર્યને કરે છે. રાગને સાધન માને તે જીવ પોતાના સર્વજ્ઞસ્વભાવને જાણતો નથી. સર્વજ્ઞની શ્રદ્ધા કહો કે મોક્ષની શ્રદ્ધા કહો, કે આત્માના જ્ઞાનસ્વભાવની શ્રદ્ધા કહો. તેનું સાધન બહારમાં કે રાગમાં નથી, સર્વજ્ઞસ્વભાવી આત્મા પોતે જ તેનું સાધન છે.

'જીવ એક અખંડ સંપૂર્ણ દ્રવ્ય હોવાથી તેનું જ્ઞાનસામર્થ્ય સંપૂર્ણ છે.
સંપૂર્ણ વીતરાગ થાય તે સંપૂર્ણ સર્વજ્ઞ થાય'.

–શ્રીમદ્ રાજચંદ્રના આ ટૂંકા વાક્યમાં ઘણી ગંભીરતા ભરી છે. સર્વજ્ઞસ્વભાવ અને તેનું સાધન બંને તેમાં બતાવી દીધા છે. હવે રાગને જે જીવ સાધન માને તે રાગ છોડીને વીતરાગ કેમ થાય? ને વીતરાગતા વગર સર્વજ્ઞતા ક્યાંથી થાય? એટલે રાગને સાધન માનનારને તો સર્વજ્ઞતાની કે તેના ઉપાયની ખબર નથી. સર્વજ્ઞ કોણ થાય? કે 'વીતરાગ થાય તે સર્વજ્ઞ થાય'. ને વીતરાગ કોણ થાય? કે જે રાગને સાધન ન માને એટલે કે જ્ઞાનસ્વભાવને જ સાધન માને તે જીવ જ્ઞાનસ્વભાવની સન્મુખ થઈને વીતરાગ થાય ને તે જ સર્વજ્ઞ થાય.–એટલે સ્વભાવસન્મુખ થવું તે જ સર્વજ્ઞતાનો ઉપાય છે–એમ તાત્પર્ય છે.

શાસ્ત્રોએ સર્વજ્ઞતાનો તો અપાર મહિમા ખૂબખૂબ ગાયો છે; કેમકે એનો નિર્ણય એ તો જૈનધર્મનું મૂળ છે. સન્તોને સર્વજ્ઞતા ખૂબ વહાલી છે, જ્ઞાનીના હૃદયમાં એનો મહિમા કોતરાઈ ગયો છે. તેથી પ્રવચનસારની ૮૦મી ગાથામાં કુંદકુંદાચાર્યમહારાજે કહ્યું છે કે—

જે જાણતો અર્હંતને ગુણ દ્રવ્ય ને પર્યયપણે,
તે જીવ જાણે આત્મને તસુ મોહ પામે લય ખરે.

કેવળજ્ઞાન તે લોકાલોકનું કર્તા નથી, ને લોકાલોક કેવળજ્ઞાનના કર્તા નથી; જ્ઞાનશક્તિવડે આત્મા પોતે જ તે સમયે કેવળજ્ઞાનનો કર્તા થઈને પરિણમે છે; પૂર્વપર્યાય તે-રૂપે નથી પરિણમતી, રાગનો પણ તેમાં અભાવ

છે ને પરનો તો ત્રિકાળ અભાવ છે છએ કારકોની સ્વતંત્રતાવડે આત્મા કેવળજ્ઞાનને કરે છે. પોતાના જ છ કારકોવડે, બહારના સાધનોથી નિરપેક્ષપણે આત્મા પોતે સર્વજ્ઞતારૂપે પરિણમતો હોવાથી તે સર્વજ્ઞભગવાન 'સ્વયંભૂ' છે વજ્રશરીર કે રાગ તે કોઈ કેવળજ્ઞાનનું સાધન નથી આ રીતે આત્માની બધી શક્તિઓ પોતાના જ છ કારકોવડે પરિણમી રહી છે, તેમાં બીજા સાધનનો અભાવ છે આત્માની શક્તિ જ પોતાની નિર્મળપર્યાયના સાધનપણે પરિણમે છે, બહાર સાધન શોધવું પડે તેમ નથી. સ્વાશ્રિત-પરિણમનમાં છએ કારકો સમાઈ જાય છે.

આ ૪૭ શક્તિમાં પાંચ ભાવો કયા પ્રકારે લાગુ પડે છે તે પણ સમજવું જોઈએ. ત્રિકાળીશક્તિઓ તે પારિણામિકભાવે છે તેના આશ્રયે તેનું જે નિર્મળકાર્ય પ્રગટયું તે પૂરું કાર્ય તો ક્ષાયિકભાવે છે. ને અધૂરી-દશામાં ઉપશમ કે ક્ષયોપશમભાવ હોય છે ઉદયભાવનો ને નિર્મળ કાર્યમાં અભાવ છે અહીં સર્વજ્ઞત્વ શક્તિનું પૂરું કાર્ય જે સર્વજ્ઞતા તે તો હંમેશા ક્ષાયિક ભાવે જ હોય છે, તેમાં ઉપશમાદિ ભાવો હોતા નથી

સર્વજ્ઞશક્તિ સ્વાધીનપણે જ્યાં કેવળજ્ઞાનરૂપે પરિણમી, ત્યાં તે કેવળજ્ઞાનમાં સર્વજ્ઞેયો નિમિત્તરૂપ ભલે હો પણ તેઓ કાંઈ જ્ઞાનના સાધન નથી, કે જ્ઞાન તેમનું કર્તા નથી. કેવળજ્ઞાને પોતાના આખા આત્માને અનંત શક્તિના નિર્મળ પરિણમન સહિત જ્ઞેય બનાવી દીધો છે, ત્યાં પરજ્ઞેયો તો સહેજે જણાય છે. જ્ઞેયપણે સ્વ-પર બધુંય છે અહો, સર્વજ્ઞસ્વભાવી વસ્તુના નિર્ણયમાં અનંત પુરુષાર્થ ભરેલો છે રાગમાં એ નિર્ણય કરવાની તાકાત નથી. દ્રવ્યે પોતાની પર્યાયને કરી-એ પણ હજી ભેદકથન છે, ખરેખર દ્રવ્ય કર્તા ને પર્યાય કર્મ એવા ભેદ નથી દ્રવ્ય અભેદપણે તે-તે સમયની પર્યાય-પણે પરિણમી રહ્યું છે, દ્રવ્ય પોતે એવા નિર્મળભાવપણે ઉલ્લસ્યું છે. દ્રવ્ય ને પર્યાય બંને એક થઈને પરિણમ્યા ત્યાં વચ્ચે વિકલ્પ કે ભેદનું ઉત્થાન ન રહ્યું.-આનું નામ જૈનદર્શન. ને આનું નામ વસ્તુસ્વભાવની પ્રસિદ્ધિ!

ભાઈ, જૈનદર્શન એટલે વસ્તુ સ્વભાવનું દર્શન' તારા આત્મસ્વભાવને અંદરમાં જો તો ખરો!-જેનું અચિંત્ય સામર્થ્ય છે, ને જેમાં બહારના કોઈ સાધનની જરૂર નથી, કારણ-કાર્યના ભેદના વિકલ્પને ય જ્યાં અવકાશ નથી, સ્વશક્તિથી આત્મા પોતે અભેદપણે પોતાની નિર્મળપર્યાયમાં પ્રણમી રહ્યો

છે. એક પર્યાય જેટલા જ આખા દ્રવ્ય-ગુણ નથી, પણ તે પર્યાયે આખા દ્રવ્ય-ગુણને જાણી લીધા છે. આત્માની પર્યાય પરને લીધે થવાનું કહેવું એ તો વસ્તુસ્વરૂપનું મોટું અજ્ઞાન છે. ભાઈ, તારા દ્રવ્ય-ગુણ-પર્યાય પરથી સ્વતંત્ર છે, પર સામે ન જો, તારા નિજવૈભવને જો. તારી તાકાત કેટલી? કે એક કેવળજ્ઞાનપર્યાય અનંતા કેવળજ્ઞાનને જાણી લ્યે; ને એવી અનંત-પર્યાયરૂપે પરિણમવાની એક જ્ઞાનગુણની તાકાત; એવા જ્ઞાનસાથે આનંદ-પ્રભુતા વગેરે અનંત ગુણોનો વૈભવ આત્મામાં ભર્યો છે. અહા, આવી વસ્તુ! —તે તું છો.

અરે, જ્યાં તું જ પરિપૂર્ણ છો પછી બીજા ક્યા સાધનને તારે શોધવું છે? પૂર્વની અધૂરી પર્યાય પણ કેવળજ્ઞાનપર્યાયને પરાણે નથી લાવતી; સાધકભાવ બળજોરીપૂર્વક સાધ્યને નથી લાવતો; પણ તે સમયની પર્યાયમાં કેવળજ્ઞાનાદિ પૂર્ણ પર્યાયરૂપે પરિણમવાનું સ્વતંત્રવીર્ય છે. અરે, પૂર્વની નિર્મળ પર્યાય પણ કારણ ખરેખર નથી ત્યાં શુભરાગની કે બહારનાં પદાર્થોની તો શી વાત?—એનો તો નિર્મળ કાર્યમાં અભાવ જ છે. આત્મા પોતે પોતાની નિજ શક્તિના ભંડારમાંથી સર્વજ્ઞતાને બહાર કાઢે છે; પોતાના વૈભવમાં ભર્યું છે તેમાંથી પ્રગટ કરે છે; બીજા પાસે માંગતો નથી.

'સત્'ના મહાસાગરમાં ઉત્પાદ-વ્યયનાં મોજાં ઉછળે છે...ને તેમાંથી કેવળજ્ઞાનાદિ મહારત્નો નીકળે છે. એ કેવળજ્ઞાનનો દેનાર પોતે ને લેનાર પણ પોતે. દાતાર મોટો ને ઝીલનાર પાત્ર પણ મોટું. રાગમાં તાકાત નથી કે સર્વજ્ઞતાને ઝીલી શકે. તેમજ તેનામાં તાકાત નથી કે સર્વજ્ઞતા આપી શકે. સર્વજ્ઞતા આપવાની ને ઝીલવાની અપૂર્વ તાકાત તો અનંતશક્તિસમ્પન્ન આત્મામાં જ છે.

આત્માનો વૈભવ જેવો છે તેવો સમ્યગ્દર્શન થતાં જણાયો; એ કાંઈ નવો નથી થયો; પર્યાયમાં પહેલાં ન હતો ને પ્રગટ્યો તે અપેક્ષાએ નવો છે; પણ શક્તિમાં તો આવો વૈભવ સદાય હતો જ. 'સત્' સ્વભાવ હતો તે સર્વજ્ઞદેવે બતાવ્યો. અહા, આવા સત્ સ્વભાવનું ઘોલન-મનન કરવા જેવું છે. આ સ્વભાવનું ઘોલન કરતાં કરતાં પર્યાયમાં તે પ્રસિદ્ધ થાય છે એટલે કે અનુભવમાં આવે છે. ભગવાન આત્મા મહા ચૈતન્યપદાર્થ છે. એની મોટાઈનો પાર નથી. એની પ્રતીત કરવામાંય કોઈ અચિંત્ય પુરુષાર્થ છે. એની પ્રતીત

ફરીને જ્યાં સમ્યગ્દર્શન થયું ત્યાં તે પરમાત્મા થઈ ગયો, 'હું પરમાત્મા જ છું' એવી એની દૃષ્ટિ થઈ, પરમાત્મપણું પોતામાં જ દેખ્યું પર્યાયની અલ્પતા ગૌણ થઈ ગઈ ને દૃષ્ટિમાં કૃતકૃત્યતા થઈ–આનું નામ ધર્મ ને આનું નામ મોક્ષમાર્ગ!

આત્મામાં સર્વજ્ઞતા વગેરે પૂર્ણ પર્યાય પ્રગટવાની તાકાત છે તે કોઈ પરના અવલંબને નથી, પોતે જ સાધક છે, પોતે જ સાધન છે, ને સાધ્ય પણ પોતામાં જ છે. આત્માનું બધું આત્મામાં જ સમાય છે. અરૂપી આત્મામાં અપાર વૈભવ ભર્યો છે. બહારમાં રૂપી પદાર્થોના જે પૂંજ દેખાય છે તેના કરતા તેને દેખનારા અરૂપી આત્માની શક્તિ ઘણી મહાન છે લોકાલોકની સામે જોયા વિના જેના જ્ઞાનમાં લોકાલોક ઝળકે–એવો ભગવાન આત્મા જ લોકમાં ઉત્તમ પદાર્થ છે જડને તો જડના વૈભવનીયે ખબર નથી ને આત્માના વૈભવની પણ ખબર નથી. આ ચૈતન્યવૈભવધારી આત્માને જ સ્વના ને પરના વૈભવની ખબર છે. ભલે કરોડો-અબજોની કિંમતનો હીરો હોય—પણ એ જડ-હીરાને ખબર નથી કે હું આટલો કિંમતી છું! એની ખબર તો આ ચૈતન્ય-હીરાને જ પડે છે. જગતના બધાય જડ 'હીરા' ભેગા થાય તોપણ તેમાંથી ચૈતન્યનો એક કણિયો પણ થઈ શકે નહિ, એવો આ ચૈતન્ય હીરાનો વૈભવ છે. જગતને જડનો વૈભવ દેખાય છે પણ પોતાનો ચૈતન્યવૈભવ દેખાતો નથી જેના એક અંશમાં લોકાલોક ઝળકે એવી અનંત ચૈતન્યશક્તિનો ધણી આત્મા છે 'આવો આત્મા હું છું'–એમ જેની દૃષ્ટિમાં આવ્યું તેની દૃષ્ટિમાં ક્યાંય રાગનું–દેહનું–વાણીનું કે પરનું મહત્વ રહેતું નથી એટલે સ્વ તરફ જ તેની પરિણતિ ઢળતી જાય છે –આવી સમ્યગ્દૃષ્ટિની દશા છે. સમ્યગ્દર્શન થયું એટલે તો ભગવાનના ભેટા થઈ ગયા, પોતાને પામર–અલ્પ માન્યો હતો તે મટી ગયું ને પરમાત્માપણે પોતાને ઓળખ્યો, તેનું પરિણમન હવે પરમાત્મા થવા તરફ વળ્યું થોડા જ વખતમાં તે સાક્ષાત્ સર્વજ્ઞ-પરમાત્મા થશે.

—આ છે સર્વજ્ઞત્વશક્તિવાળા આત્માની ઓળખાણનું ફળ!

ઇતિ શ્રી સર્વજ્ઞત્વશક્તિનું વર્ણન સમાપ્ત



ૐ

સમ્યક્ દૃષ્ટિ થતાં સહજાત્મ ચૈતન્યના
સ્વામી થાય છે તેનું ફળ મુક્તિ છે.
તેથી વિપરીત મિથ્યા રૂચિમાં પર પદાર્થ
અને વિકારનો સ્વામી થાય છે.
તે બંધનું કારણ છે.

(ગુરુદેવના હસ્તાક્ષર)



[ ૧૧ ]

# સ્વચ્છત્વ શક્તિ

[ नीरूपात्मप्रदेशप्रकाशमानलोकालोकाकारमेचकोपयोगलक्षणा स्वच्छत्वशक्तिः। ]



આત્માની પ્રકાશશક્તિ વર્ણવીને સ્વસંવેદનરૂપ પ્રકાશ પ્રગટાવવાની એવી સુંદર રીત સંતોએ બતાવી છે કે તેના વિચારમાં ને મનનમાં જ્ઞાનને રોકે તો સ્વાનુભવનો માર્ગ મળે ને જન્મ-મરણના ફેરા ટળે માટે હે જીવ! તારા વીર્યબળને સ્વતરફ ઉલ્લસાવીને તારા સ્વભાવની હા પાડ ને પુરુષાર્થની તીખી ધારાએ તે સ્વભાવનો અપૂર્વ પક્ષ કર—આમ કરવાથી તને તારું સ્વસંવેદન થશે ને આનંદ અનુભવાશે



જ્ઞાનસ્વરૂપ આત્મામાં એવી સ્વચ્છતા છે કે તેના ઉપયોગમાં લોકાલોક જણાય છે. પોતે અરૂપી હોવા છતાં રૂપી–અરૂપી સમસ્ત પદાર્થો તેના જ્ઞાનમાં જણાય છે. પોતે અરૂપી રહીને પણ રૂપીને જાણી લ્યે છે. લોકાલોકને જાણવા છતાં તેના ઉપયોગમાં જરાય વિકાર ન થાય એવી તેની સ્વચ્છતા છે. જેમ અરીસાની સ્વચ્છતામાં અનેક ચિત્ર-વિચિત્ર પદાર્થો જણાય છે, ત્યાં અરીસામાં જાણે કેટલાય પદાર્થો હોય એવું મેચકપણું (અનેકપણું) લાગે છે, પણ ખરેખર કાંઈ અરીસામાં બીજી વસ્તુ નથી, એ તો અરીસાની સ્વચ્છતાનો જ એવો સ્વભાવ છે. તેમ અરૂપી આત્મપ્રદેશોમાં લોકાલોકના સમસ્ત પદાર્થોના દ્રવ્ય-ગુણ-પર્યાયો પ્રકાશમાન થાય છે, ત્યાં જ્ઞાનમાં જાણે કેટલાય પદાર્થો જણાતા હોય એવું મેચકપણું (અનેકપણું) લાગે છે, પણ ખરેખર કાંઈ જ્ઞાનમાં બીજી વસ્તુ નથી. જ્ઞાનની જ એવી સ્વચ્છતા છે. અને અરીસાની માફક ખરેખર કાંઈ જ્ઞાનમાં અન્ય વસ્તુનું પ્રતિબિંબ નથી પડતું,–કેમકે જ્ઞાન તો અરૂપી છે તેમાં પ્રતિબિંબ ન પડે; પણ પદાર્થો જ્ઞાનમાં પ્રતિબિંબિત થયા–એનો અર્થ એમ છે કે પદાર્થોનું જેવું સ્વરૂપ હતું તેવું જ્ઞાને જાણી લીધું. જ્ઞાનની સ્વચ્છતામાં એવી તાકાત છે કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુને પણ જાણી લ્યે. જ્ઞાનમાં સ્વચ્છતા થતાં પોતે પોતાને તો જાણે ને લોકાલોકને પણ જાણી લ્યે એવી તેની તાકાત છે. એક મતિજ્ઞાન,–કે જે કેવળજ્ઞાનના અનંતમા ભાગનું છે તેની સ્વચ્છતામાં પણ એવી તાકાત છે કે પૂર્વના કેટલાય ભવને જાણી લ્યે. તો કેવળજ્ઞાનની તાકાતની શી વાત!

જ્ઞાનલક્ષણવડે આત્માને અનુભવમાં લેતાં જે જ્ઞાન પરિણમ્યું તે પરિણમનમાં ભેગી આવી સ્વચ્છતા પણ પરિણમે છે. લોકાલોકના જે અનેક પદાર્થો તે બધા પદાર્થો આત્માના જ્ઞાનમાં જ્ઞેયપણે જણાતા હોવાથી જ્ઞાન અનેકાકારરૂપ (–મેચક) છે, છતાં તેમાં કાંઈ મલિનતા થતી નથી, લોકાલોક એનામાં જણાવા છતાં જ્ઞાન તો સ્વચ્છ જ રહે છે. હવે એ જ રીતે સાધકનું જ્ઞાન,–તે પણ એવી સ્વચ્છતારૂપે પરિણમે છે કે રાગને જાણવા છતાં પોતે રાગરૂપ મલિન થઈ જતું નથી. રાગ મલિન છે, પણ રાગને જાણનારું જ્ઞાન મલિન નથી.–વાહ! કેવું ભેદજ્ઞાન! સ્વચ્છત્વશક્તિને લીધે આત્માના ઉપયોગની એવી તાકાત છે કે ગમે તેટલા ને ગમે તેવા પદાર્થોને જાણે છતાં પણ પોતે મલિન થતો નથી, તેમજ તેના ઉપર બોજો થઈ જતો નથી. જેમ કરોડો–અબજો મણ વજનને જાણે તેથી કાંઈ આંખ તેવી વજનદાર થઈ જતી

નથી, તેમ જ્ઞાન ઘણા પદાર્થોને જાણે તેથી કાંઈ જ્ઞાનમા બોજો થઈ જતો નથી, તેમજ મલિન પદાર્થોને જાણે તેથી કાંઈ જ્ઞાન પોતે મલિન થઈ જતુ નથી, એ તો અરૂપી, સ્વચ્છ ને નિરુપાધિક જ રહે છે જુઓ, એક બીજી વાત! પોતાના આનદાદિ સ્વભાવને જાણતા જ્ઞાન તેમા તો તન્મય થાય છે, પણ રાગાદિ પરભાવને જાણતા જ્ઞાન તેમા તન્મય થતુ નથી એટલે એ જ વાત આવીને ઊભી રહી કે નિજસ્વભાવરૂપ જે નિશ્ચય તેમા તો જ્ઞાનની એકતા છે, ને પરભાવરૂપ જે વ્યવહાર તેમા જ્ઞાનની એકતા નથી પણ ભિન્નતા છે. એટલે નિશ્ચયનો આશ્રય ને વ્યવહારનો નિષેધ એવુ સાધકના જ્ઞાનનું પરિણમન છે.

અહા, એકેક શક્તિમા તો કેવા રહસ્યો ભર્યા છે! જ્ઞાન તો દર્પણ સમાન અવિકાર છે ઉષ્ણ જ્વાળા અગ્નિની છે દર્પણની નહિ. દર્પણની તો સ્વચ્છતા જ છે, તેમ જ્ઞાનદર્પણમા તો જ્ઞાનની સ્વચ્છતા જ છે, રૂપીપણું કે રાગ એ તો પરજ્ઞેયના છે, તે કાંઈ જ્ઞાનના નથી, જ્ઞાન તેવુ થઈ ગયુ નથી, જ્ઞાન તો સ્વચ્છ જ રહ્યુ છે આવા સ્વચ્છ જ્ઞાનની અનુભૂતિ જ્યારે આત્મા કરશે ત્યારે જ તે પ્રતિબુદ્ધ થશે, ત્યારે જ તે ભેદજ્ઞાની અને ધર્મી થશે. અહીં જ્ઞાનને 'મેચક' કહ્યુ, આ 'મેચક'નો અર્થ મલિનતા નથી પણ મેચકપણુ એટલે અનેકવિધપણુ, જ્ઞાનમા અનેકતા છે પણ મલિનતા નથી, લોકાલોકને જાણવારૂપ મેચકતા એ તો ઉલટુ જ્ઞાનની સ્વચ્છતાને જાહેર કરે છે. જો લોકાલોક જ્ઞાનમા ન જણાય તો તે જ્ઞાનની પૂરી સ્વચ્છતા નહિ, એ જ્ઞાનની દિવ્યતા નહિ

ભાઈ, લોકાલોક જેની સ્વચ્છતામા જણાય એવા તારા પવિત્ર આત્માને તારે જાણવો હોય તો તારુ જ્ઞાન સ્વચ્છ કર મલિનદર્પણમા મોઢુ ન દેખાય, તેમ મલિનભાવમા આત્માનુ સાચુ સ્વરૂપ ન દેખાય. માટે જ્ઞાનને ચોકખુ કર, વિકાર વગરનુ કર શરૂઆતના મગળ વખતે જ સિદ્ધભગવાનને જ્ઞાનમા પધરાવીને જ્ઞાનને ચોકખુ કર્યું છે, જેણે પોતાના જ્ઞાનમા સિદ્ધપ્રભુને પધરાવ્યા તેનુ જ્ઞાન રાગથી જુદુ પડીને ચોકખુ થયુ, ને એવા ચોકખા જ્ઞાનવડે જ અનતશક્તિવાળા આત્માની ઓળખાણ ને અનુભવ થઈ શકે

પરમાણુ વગેરેને જાણે છતા આત્મા તે જડ પરમાણુરૂપ થાય નહિ, ને આત્મામા પરમાણુ પ્રવેશે નહિ પરમાણુ પરમાણુમા રહે. જ્ઞાન જ્ઞાનમાં

રહે, બંને પોતપોતામાં રહે, છતાં જ્ઞાન તેને જાણે ખરું.—જાણવાનો સ્વભાવ જ કોઈ અચિંત્ય છે. જાણવા માટે જ્ઞાનને બહાર નીકળીને પરમાં જવું પડતું નથી ને પરને પોતામાં લાવવું પડતું નથી. અહા, કેવું નિરાલંબીપણું! ને કેવી સ્વતંત્રતા! પોતે સ્વચ્છ રહીને મલિનતાને પણ જાણી લ્યે. પોતે સુખમાં લીન રહીને દુઃખને પણ જાણી લ્યે એવી જ્ઞાનની સ્વચ્છતાની તાકાત છે. તે પોતે નિશ્ચયનો આશ્રય રાખીને વ્યવહારને પણ જાણી લ્યે છે.—તેને જાણે છે પણ તેનો આશ્રય લેતું નથી.—આવું સાધકનું સ્વચ્છ જ્ઞાન છે. નિર્મળ ઉપયોગરૂપ અસંખ્યપ્રદેશી જ્ઞાનદર્પણમાં જગતના બધા પદાર્થો જણાય છે—એવી આત્માની પરમેશ્વરતા છે. જેમ રાજાની આજ્ઞા કોઈ લોપે નહિ તેમ આ જ્ઞાન-રાજાની આજ્ઞાને જગતમાં કોઈ લોપી શકતું નથી. એકેય જ્ઞેય જ્ઞાનની આજ્ઞાથી બહાર રહેતું નથી. જ્ઞાનની પૂરી સ્વચ્છતા ખીલે ને એકેય જ્ઞેય તેમાં જણાયા વગરનું રહી જાય—એમ બનતું નથી. આવી પારમેશ્વરી શક્તિવાળો પોતે,—પણ પોતાને પોતાનું માહાત્મ્ય ન ભાસ્યું એટલે જગતમાં બીજો ઈશ્વર જગતના કર્તા-તરીકે કલ્પી લીધો. ભાઈ, કોઈ પ્રભુમાં—કોઈ ઈશ્વરમાં એવી તાકાત નથી કે અન્યને કાંઈ કરે. આ જ્ઞાન-પરમેશ્વર એ જગતને જાણનારો છે પણ કરનારો નથી.

ભાઈ, તારામાં નિરંતર તારી પ્રભુતા ભરેલી છે; તું પ્રતીતમાં લે તોપણ ભરી જ છે ને ન લે તોપણ ભરી જ છે. એ પ્રભુતા વ્યક્ત કેમ થાય તેની આ વાત છે. સંતો પોતે પોતામાં પ્રભુતા પ્રગટ કરીને તેની રીત જગતને દેખાડે છે. એકેક શક્તિના વર્ણનમાં અદ્‌ભુત આત્મવૈભવની ખીલવટ કરી છે. તેની પ્રતીત કરતાં પર્યાયમાં તે વૈભવ પ્રગટે છે.

એકેક આત્મામાં એકસાથે અનંત શક્તિઓ છે; આત્માના જ્ઞાનમાત્ર-ભાવમાં તે બધીયનું પરિણમન વર્તે છે. અમૂર્ત આત્માને અસંખ્ય પ્રદેશો છે,—કેટલા? કે ચૌદ બ્રહ્માંડમાં પથરાય એટલા; તેના ક્ષેત્રની અવગાહનામાં સંકોચ-વિસ્તાર થવા છતાં આત્મપ્રદેશોની સંખ્યામાં ઘટ-વધ થતી નથી, કે પ્રદેશ નાનો-મોટો થતો નથી. અમૂર્તિક એવા અસંખ્ય આત્મપ્રદેશોમાં મૂર્ત-અમૂર્ત અનંતા પદાર્થો જ્ઞેયપણે ઝળકે છે; એ બધું જણાય છતાં ઉપયોગમાં મલિનતા ન આવે એવો સ્વચ્છ આત્મસ્વભાવ છે. ઉપયોગ પોતે રાગ વગરનો હોવા છતાં તેમાં રાગ જ્ઞેયપણે જણાય છે—એ તો તેની સ્વચ્છતા છે.

રાગને અને ઉપયોગને જ્ઞેયજ્ઞાયકપણુ છે તે કાંઈ આત્માને રાગપણે જાહેર નથી કરતુ પણ આત્માને ઉપયોગપણે જ જાહેર કરે છે અગ્નિમા અગ્નિ જણાય તે અગ્નિમાના પ્રકાશસ્વભાવને પ્રસિદ્ધ કરે છે, ઉષ્ણસ્વભાવને નહિ, તેમ આત્માના શુદ્ધ-અરૂપી ઉપયોગદર્પણમા જગતના રૂપી પદાર્થો કે વિકાર જણાય તે કાંઈ ઉપયોગને રૂપીપણે કે વિકારપણે પ્રસિદ્ધ નથી કરતા, પણ તેના સ્વચ્છ સ્વ-પરપ્રકાશી સ્વભાવને પ્રસિદ્ધ કરે છે આવા ભેદજ્ઞાનવડે સાધકને ઉપયોગની સ્વચ્છતાનુ પરિણમન શરૂ થઈ ગયુ છે

આ આત્મા પોતે અનત શક્તિસમ્પન્ન પરમાત્મા છે, સ્વસન્મુખ થઈને પોતે પોતાની પ્રતીત કરતા અનુભવ થાય ને શુદ્ધતા-સ્વચ્છતા પ્રગટે. સ્વચ્છતારૂપે પરિણમતો આત્મા, જગતને જાણવા છતા જગતથી અલિપ્ત રહે છે, મૂર્તને અડયા વગર મૂર્તને જાણે છે, પોતે રાગી થયા વગર રાગાદિને જાણે છે, પોતાની અનત શક્તિના નિર્મળ પરિણમનમા તન્મય રહીને બધાને જાણે છે. આ રીતે સ્વચ્છ-સ્વભાવે પરિણમતો આ જ્ઞાનસ્વરૂપ આત્મા અનેકાન્તપણે પ્રકાશી રહ્યો છે

વસ્તુમા જે 'ઉત્પાદ' છે તે જ તેનુ કાર્ય છે, અને તે તો વસ્તુનુ સ્વરૂપ જ છે, તો બીજાએ તેમા શુ કર્યુ ? અહી તો કહે છે કે વસ્તુમા કારણરૂપ શક્તિ જેવી શુદ્ધ છે તેવુ જ શુદ્ધ તેનુ પરિણમન પ્રગટે તે તેનુ સાચુ કાર્ય છે; કેમકે કારણ અને કાર્ય એક જાતના હોય શુદ્ધ કારણનો જ્યા સ્વીકાર હોય ત્યા કાર્ય પણ શુદ્ધ હોય જ સ્વ-છત્વ શક્તિથી પરિણમતા આત્મામા સર્વત્ર સ્વચ્છતા વ્યાપેલી છે, એટલે બધા ગુણોની પર્યાયમા સ્વચ્છતા પરિણમી રહી છે-પણ એમ ક્યારે થાય ? કે અનત શક્તિસપન્ન સ્વદ્રવ્યનુ અવલબન લઈને પરિણમે ત્યારે. પરસન્મુખ રહીને પરિણમે તો તેમા શક્તિનુ કાર્ય ન આવે, શક્તિવાન એવા આત્માની સન્મુખ થઈને પરિણમે તેમા જ શક્તિનુ કાર્ય આવે સ્વદ્રવ્યને અવલબીને જે પરિણમન થયુ તેમા અનત ગુણની નિર્મળ પર્યાય એકસાથે ઉલ્લસે છે આ રીતે 'જ્ઞાનમાત્ર' સ્વસન્મુખ ભાવમા આખો આત્મા પ્રસિદ્ધ થાય છે. આવી આત્મપ્રસિદ્ધિ વડે અનતા જીવો મોક્ષ પામ્યા છે

આકાશમા ઊડતુ પખી નિર્મળ પાણીમા દેખાય, મેલા પાણીમા ન દેખાય,-જોકે તેમા તો બને મૂર્ત છે, અહીં અમૂર્ત જ્ઞાનદર્પણમાં મૂર્ત ને

અમૂર્ત બધુંય દેખાય છે; રાગ વગરના નિર્મળ જ્ઞાનદર્પણમાં લોકાલોક સ્પષ્ટ દેખાય છે, મલિન જ્ઞાનમાં લોકાલોક દેખાતા નથી. આત્માની સ્વચ્છતાના સામર્થ્યને લીધે લોકાલોક જણાય તેથી જ્ઞાનમાં કાંઈ મલિનતા નથી. જ્ઞાન તો સ્વચ્છ છે ને સાથે અનંતા ગુણની સ્વચ્છતાને ભેગી રાખીને પરિણમે છે. આવો જ્ઞાયક આત્માનો સ્વભાવ છે.

જેણે આત્મા જાણવો હોય, ને તેના શ્રદ્ધા-જ્ઞાન-અનુભવ વડે મોક્ષ સાધવો હોય તેણે પોતાની શક્તિઓને ઓળખવી જોઈએ. શક્તિની સાચી ઓળખાણ વડે શક્તિમાન એવો આત્મા ઓળખાય છે, ને તેને દૃષ્ટિમાં લઈ ને પરિણમતાં નિર્મળ પર્યાયનો વિકાસ થાય છે. ત્યાં ઉપયોગની સ્વચ્છતામાં સ્વ-પર સમસ્ત પદાર્થો જણાય એવી એની સ્વચ્છતા છે. લોકાલોક જણાતા હોવા છતાં આત્મા નીરૂપ છે-અમૂર્ત છે; જ્ઞેયપદાર્થો કાંઈ તેનામાં પ્રવેશી ગયા નથી. પણ જ્ઞેયનું જેવું સ્વરૂપ છે તેવું અહીં જ્ઞાન થયું-એવું જ્ઞાનની સ્વચ્છતાનું સામર્થ્ય છે. જે ઉપયોગપર્યાયમાં સ્વ-પર જ્ઞેયો યથાર્થ ન ભાસે તે પર્યાય સ્વચ્છ નથી. અહીં તો સ્વચ્છ ઉપયોગરૂપે પરિણમનો આત્મા તે જ ખરો આત્મા છે. સમ્યક્શ્રદ્ધાના વિષયભૂત આત્મામાં મલિનતા નથી; નિર્મળ-પર્યાયરૂપ પરિણમતા અનંત ગુણનો પિંડ આત્મા છે તે સમ્યક્શ્રદ્ધાનો વિષય છે.

આત્માના અસંખ્ય પ્રદેશોમાં અનંતી શક્તિઓ-અનંતા ગુણો અથવા અનંતા ધર્મો પથરાયેલા છે. એકેક ધર્મની સાથે બીજા અનંતા ધર્મો પણ ભેગાં જ વર્તે છે એટલે આત્માના અનુભવમાં અનંત શક્તિઓ એકરસપણે અનુભવમાં આવે છે. શાશ્વત ચૈતન્ય નિધાનથી ભરેલો આત્મા અનાદિથી એવો ને એવો બિરાજમાન છે. નરક-સ્વર્ગાદિના અનંતા ભવ કર્યા છતાં સ્વભાવની સ્વચ્છ શક્તિમાં તે પ્રવેશી ગયા નથી, સ્વચ્છત્વ શક્તિની સ્વચ્છતા મટી ગઈ નથી; આત્માનો સ્વચ્છ સ્વભાવ શાશ્વત એવો ને એવો, નિત્ય આનંદનો ધામ ને અનંત ગુણનો ગ્રામ (સમૂહ) બિરાજી રહ્યો છે; તે સ્વભાવને કોઈ વિઘ્ન નથી, મલિનતા નથી. અને તે સ્વભાવને ઓળખતાં તેમાંથી જે સ્વચ્છપર્યાય આવી તેમાં ભગવાન આત્મા પ્રસિદ્ધ થયો, તેમાં પણ કોઈ વિઘ્ન કે મલિનતા નથી.

આ આત્માની સ્વચ્છતાની વાત ચાલે છે. જુઓને, લોકોને ઘરનું

આગણું વગેરેમાં પણ ચોકખાઈ ગમે છે ને! કવિતામાં પણ આવતું કે મારા ચોકખા ચિત્તમાં પ્રભુ વસે તો અહીં કહે છે કે ભાઈ, ખરેખર તારે તારા ચિત્તમાં પ્રભુને વસાવવા હોય, તો તારા ચિત્તને એટલે કે ઉપયોગને ચોકખો-રાગવગરનો કર રાગવાળા ચિત્તમાં પ્રભુ નહિ વસે. પ્રભુ તો ઉપયોગસ્વરૂપ છે ને પોતાના ઉપયોગમાં જ તેનો વાસ છે. ભાઈ, ઉપયોગમાં વસનારો આવો પ્રભુ તું પોતે જ છો, તારામાં પ્રભુતાનો મોટો વૈભવ ભર્યો છે. જે સ્વચ્છતાથી શોભી રહ્યો છે અરે, આ ચૈતન્યપ્રભુને રાગની મલિનતા તે કાંઈ શોભતી હશે? –એને તો આત્મા જ કોણ કહે છે?

અહો, તારો આત્મવૈભવ તો મહા સ્વચ્છ છે, પણ પરાધીનદૃષ્ટિથી તે તારી નિજ-શક્તિની સ્વચ્છતાને ગોપવી દીધી છે. સ્વ-શક્તિના વૈભવમાં દૃષ્ટિને જોડતા અનંત શક્તિનું ધામ પ્રસિદ્ધ થાય છે, પોતાનો વૈભવ પોતાના અનુભવમાં આવી જાય છે. પરમાં જોઈ-જોઈને થાક્યો પણ તને ક્યાય સુખ ન મળ્યું, સ્વર્ગના વૈભવમાંથી પણ તને સુખ ન મળ્યું. ભાઈ, સન્તો તને તારો જે નિજવૈભવ દેખાડે છે તે નિજવૈભવને અંતરદૃષ્ટિથી નીહાળતા તે ક્ષણે જ તને, પૂર્વે કદી ન થયેલો એવો અપૂર્વ આનંદ થશે. સ્વમાં દૃષ્ટિ કરતા નિર્મળપર્યાયપણે આત્મા પરિણમે તેને મોક્ષનો સાધકભાવ કહેવાય છે આનંદધામ એવા ચૈતન્ય ભગવાનની સ્વચ્છતામાં રાગાદિ છે નહિ તો તે રાગાદિ તેને મોક્ષનું સાધન કેમ થાય? મલિનતા તે સ્વચ્છતાનું કારણ કેમ થાય? દેહની જડ ક્રિયા તો આત્મામાં છે જ ક્યા? અને શુભરાગ પણ પરલક્ષી વિકૃતભાવ છે તે પણ આત્માના સ્વચ્છ સ્વભાવમાં નથી, તેથી તે પણ મોક્ષનું કારણ નથી જે પોતાના સ્વભાવની જાત હોય તે મોક્ષનું કારણ થાય, પણ સ્વભાવથી જે વિરુદ્ધ હોય કે ભિન્ન હોય તે મોક્ષનું સાધન થાય નહીં.

ભાઈ, તારો આત્મા અમૂર્તિક, તેની સ્વચ્છતાનું એવું સામર્થ્ય છે કે તેના ઉપયોગમાં સમસ્ત પદાર્થો પ્રકાશમાન છે આત્મા જડ અથવા આંધળો નથી કે પદાર્થોને ન જાણે અજ્ઞાનરૂપી મલિનતામાં સ્વ-પર પદાર્થો જણાતા નથી, પરંતુ સ્વ-શક્તિને સંભાળતા જ્યા કેવળજ્ઞાનપ્રકાશ ખીલ્યો ને સ્વચ્છતા પ્રગટી ત્યા બધુંય તેમાં જ્ઞેયપણે ઝળકે છે. કેવળજ્ઞાનનો આકાર કેવડો? કે પોતાના દ્રવ્ય-ગુણ જેવડો.–અને તેમાં જણાય કેટલું? કે લોકાલોકના

અનંત પદાર્થોના સમસ્ત આકાર તેમાં જણાય,–એવી તેની અસાધારણ તાકાત છે.

અસ્પર્શ-સ્વભાવી આત્મા જડને તો નથી સ્પર્શ્યો ને તેના શુદ્ધ દ્રવ્ય-ગુણ–પર્યાય વિકારને પણ સ્પર્શ્યા નથી, તેની સાથે એકમેક થયા નથી. જેમ વજ્રમાં ખીલી ન પેસે, તેમ ચૈતન્યવજ્રમાં વિકારની ખીલી પેસતી નથી. અસ્પર્શી હોવા છતાં આત્મા નિર્ગુણ કે નિરાકાર નથી, તેનામાં ચૈતન્યસહિત અનંત ગુણો છે, તથા દરેક ગુણનો આકાર અસંખ્યપ્રદેશી આત્મા પ્રમાણે છે. દરેક ગુણ ને પર્યાયનો આકાર દ્રવ્ય પ્રમાણે જ હોય છે. જોકે દ્રવ્યનો ગુણનો ને પર્યાયનો એમ ત્રણેના આકાર કાંઈ અલગ અલગ ત્રણ નથી, ત્રણેનો થઈને એક જ આકાર છે, એ ત્રણેને ક્ષેત્રભેદ નથી.

ધ્રુવધામ આત્મા પોતાની અનંત શક્તિ સહિત ને ગુણ–પર્યાયોના આકાર સહિત બિરાજે છે. તેનું ક્ષેત્ર મર્યાદિત પણ સામર્થ્ય અમર્યાદિત છે. મર્યાદિત આકારવાળી એની સ્વચ્છતામાં કોઈ અચિંત્ય તાકાત છે કે અમર્યાદિત આકાશ વગેરે પણ તેમાં જણાય છે. નિજઘરનાં નિધાન કેટલા મોટા છે તેની જીવને ખબર નથી. જેમ શ્રવણબેલગોલામાં ચંદ્રગિરિ પર તેમજ ચૂબોનજીમાં કેટલાક મંદિરો એવાં છે કે બહારથી જુઓ તો દરવાજા સાવ નાના–માથું ભટકાય તેવા, પણ અંદર ડોકિયું કરીને જુઓ તો આહા! મોટામોટા ભગવાન ઊભા હોય. તેમ નાનકડા આકારવાળા આ આત્મમંદિરમાં અંદર સ્વભાવમાં ડોકિયું કરીને જોતાં અનંત સામર્થ્યવાળો મોટો ચૈતન્ય-ભગવાન બિરાજી રહ્યો છે.–જેને જોતાં જ મહાન આશ્ચર્ય અને આનંદ થાય છે. આવો ચૈતન્યભગવાન તારામાં જ છે. જીવો બહારની ધમાધમમાં બધો વખત કાઢે છે પણ અંદરના નિજવૈભવને નીહાળવાને માટે એક ક્ષણનો પણ વખત લેતા નથી. અરે, જો એક જ ક્ષણ પણ નિજઆત્માના નિધાનને નીહાળે તો તેનો અચિંત્ય મહિમા લક્ષમાં આવે ને જગતનો મહિમા છૂટી જાય. નિજ નિધાનને નીહાળતાં જ સંસારનો વ્યય ને મોક્ષનો ઉત્પાદ થવા માંડે.

ઉપયોગની સ્વચ્છતામાં લોકાલોક ઝળકે છે તેથી તેને સાકાર કહ્યો છે. પણ સાકારનો અર્થ એવો નથી કે લીમડો–પર્વત–પ્રતિમા વગેરે પરદ્રવ્યનો આકાર જ્ઞાનમાં પ્રવેશી જાય, અથવા જ્ઞેય વસ્તુ જેટલી લાંબી-પહોળી–ઊંચી હોય તેટલું લાંબું–પહોળું-ઊંચું જ્ઞાન થઈ જાય. જો એમ હોય તો તો આ

પાચ-છ ફુટ જેટલા આકારમા ૫૭ ફુટ ઊંચા બાહુબલીભગવાનની મૂર્તિનુ જ્ઞાન જ ન થઈ શકે, ને અલોકને જાણવા માટે અલોક જેટલુ પહોળુ થવુ પડે! પણ એમ નથી, જ્ઞાનની જ કોઈ એવી અચિંત્ય તાકાત છે કે પોતાના આત્મ-આકારે રહીને પોતાથી મોટા આકારવાળા સમસ્ત પદાર્થોને પણ જાણી લ્યે છે. જેમ જ્ઞાનમા જ્ઞેયનો કડવો-મીઠો રસ આવી જતો નથી તેમ જ્ઞાનમા પરનો આકાર પણ આવતો નથી, જેમ જ્ઞાન પોતે અરસ રહીને રસને જાણે છે, અરાગી રહીને રાગને જાણે છે, તેમ જ્ઞાન પોતે સ્વ-આકાર રહીને પરના આકારને જાણે છે.-અહો, જ્ઞેયોને જાણવા છતા જ્ઞાનની કેવી નિરપેક્ષતા! પરજ્ઞેયોને જાણતા પોતે તે જ્ઞેયોમા ભળી જતુ નથી, જુદુ ને જુદુ નિજસ્વરૂપમા રહે છે જ્ઞાન 'સાકાર' છે એનો અર્થ એટલો કે તે સ્વ-પરનુ પ્રકાશક છે જ્ઞાન સિવાય બીજા કોઈમા સ્વ-પરના ભિન્નભિન્ન આકારોને પ્રકાશવાની તાકાત નથી

આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેના પ્રદેશો એક છે. અસખ્યપ્રદેશી ક્ષેત્રરૂપ આત્માનુ જે સ્વઘર તેની મર્યાદા કેટલી ને તેમા કેવો વૈભવ ભર્યો છે તેનુ આ વર્ણન છે સ્વઘરમા આવ્યા વગર સુખ ક્યાથી થાય? તે માટે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવરૂપ સ્વચતુષ્ટયથી આત્માને ઓળખવો જોઈએ એ રીતે જ્ઞાનમાત્ર આત્માને લક્ષગત કરીને અનુભવમા લેતા તેની સ્વચ્છતા એવી પ્રગટે છે કે લોક-અલોકના સમસ્ત પદાર્થો તેમાં જણાય, અને છતા તેમા મલિનતા થાય નહિ.

જુદી જુદી શક્તિઓનુ વર્ણન કરવામા ગુણભેદ તો પડે, પણ તે ભેદનુ કાઈ પ્રયોજન નથી, અનતગુણના વૈભવવાળો અભેદ આત્મા સમજાવવાનુ પ્રયોજન છે આ વાત આઠમી ગાથામા કહી ગયા છે, દર્શન-જ્ઞાન-ચારિત્રના ભેદથી આત્માનુ કથન કર્યું ત્યા તે ભેદનો વિકલ્પ અનુસરવા લાયક નથી, પણ અભેદ આત્માનો અનુભવ કરવાનો છે. તે અભેદ બતાવવા માટે જ ભેદ પાડીને ઓળખાવ્યુ છે ભેદ પાડનારને તે વખતે જ લક્ષમા છે કે મારે આ ભેદનુ અવલબન કરાવવુ નથી પણ અભેદ આત્મા બતાવવો છે, ને તે ઉપદેશકના આશયઅનુસાર શિષ્ય પણ તેવા અભેદ આત્માને લક્ષમા લઈને અનુભવે છે,-તે જ ખરો શિષ્ય ને તે જ ખરો શ્રોતા છે તેમ અહી પણ એકેક શક્તિ અનતશક્તિવાળા આખા આત્માને પ્રસિદ્ધ કરે છે જ્ઞાન દર્શન-

સુખ વગેરે ગુણભેદથી વર્ણન કરવા છતાં કાંઈ ગુણભેદનું અવલંબન નથી, અનંતધર્મવાળો આત્મા જ અવલંબવા જેવો છે. તેના જ અવલંબને સમ્યક્-દર્શનાદિરૂપ સ્વચ્છતા પ્રગટે છે. એકસાથે અનંતા ગુણમાં સ્વચ્છતાનું પરિણમન થવા માંડે છે, તેનું નામ ધર્મ છે. અનંત ગુણથી ભરેલા આખા આત્મસ્વભાવનું અવલંબન તે મૂળવસ્તુ છે. તે જ સમ્યગ્દર્શનની ઉત્પત્તિનો ઉપાય છે. ને તે જ ઉપાયવડે ચૈતન્યદર્પણની પૂર્ણ સ્વચ્છતા ખીલીને લોકાલોક સહજપણે તેમાં ઝળકે છે. તેથી એવા કેવળજ્ઞાનને જગતનું મંગલદર્પણ કહ્યું છે.

સ્વચ્છત્વ શક્તિનું વર્ણન સમાપ્ત. (૧૧)



ગુરુદેવના હાથમાં પહેલીવાર સં. ૧૯૭૮ માં જ્યારે સમયસાર આવ્યું ને જરાક વાંચ્યું ત્યાં એવો ભણકાર આવ્યો કે અહો, આ સમયસારમાં અશરીરી થવાની વાત છે. અશરીરી એવા સિદ્ધપદનો માર્ગ આમાં બતાવ્યો છે. અંતરમાંથી સિદ્ધપદના ભણકાર કરતી સંતોની આ વાણી આવી છે. આ સમયસારમાં જ્ઞાયકસ્વરૂપ બતાવીને સિદ્ધપદનો અલૌકિક માર્ગ બતાવ્યો છે.



# [ ૧૨ ]

# પ્ર. કા. શ. શ. ક્તિ

[ स्वयप्रकाशमानविशदस्वसंवित्तिमयी प्रकाशशक्तिः । ]



આત્માનું પ્રત્યક્ષ સ્વસંવેદન તે મોક્ષમાર્ગ છે અરે જીવ! એકવાર તારા વીર્યબળને સ્વ તરફ ઉલ્લસાવીને તારા સ્વભાવની હા પાડ પુરુષાર્થની તીખી ધારાએ અંતરસ્વભાવનો અપૂર્વ પક્ષ કર તેનો ઉલ્લાસ લાવ સ્વભાવનો યથાર્થ નિર્ણય કરે તેને સ્વસંવેદન થયા વગર રહે નહી આવું સ્વસંવેદન તે ધર્મ છે, તે પરમ આનંદરૂપ છે



આ જ્ઞાનસ્વરૂપ આત્મામાં એક પ્રકાશશક્તિ છે; આ શક્તિના બળથી આત્મા પરની સહાય વગર—રાગ વગર પોતે પોતાને સ્પષ્ટ પ્રકાશે છે ને સ્વાનુભવ કરે છે. આ શક્તિનો અચિંત્ય મહિમા છે.

જ્યારે જે શક્તિ આવે ત્યારે તેનાં ગાણાં ગવાય, બાકી તો દરેક શક્તિ આખા આત્માને પ્રસિદ્ધ કરનારી છે; દરેક શક્તિ પોતાના પૂર્ણ સામર્થ્યથી ભરેલી છે ને વિકારના અભાવરૂપ છે. એક શક્તિને જુદી પાડીને તેનો આશ્રય કરી શકાય નહિ. શક્તિ અને શક્તિમાન જુદા નથી, ગુણ અને ગુણી જુદા નથી, એટલે દ્રવ્યની શક્તિનું કે ગુણનું સ્વરૂપ ઓળખતાં અનંતધર્મસંપન્ન આખું દ્રવ્ય ઓળખાઈ જાય છે, ને તેની પ્રતીત વડે સમ્યગ્દર્શન થાય છે. એમાં ક્યાંય વચ્ચે રાગનું કે નિમિત્તનું અવલંબન નથી. તેના અવલંબન વગર આત્મા પોતે જ પોતાને સ્પષ્ટ એટલે કે પ્રત્યક્ષ પ્રકાશે છે એવો તેનો પ્રકાશસ્વભાવ છે.

આમાં બે વાત આવી—એક તો સ્વાનુભવમાં આત્મા પોતે પોતાને સ્પષ્ટ પ્રકાશે છે અને તે સ્વભાવ સ્વયં પ્રકાશમાન છે, તેમાં આત્મા સિવાય બીજા કોઈનો હાથ નથી. આવા સ્વસંવેદનની તાકાતવાળો આત્મા છે.

કોઈ કહે કે આત્મા ન જણાય?

તો અહીં કહે છે કે ભાઈ, આત્મા પોતે પોતાને સ્વાનુભવમાં પ્રત્યક્ષ જણાય એવો તો એનો સ્વભાવ જ છે, અને તેમાં કોઈ બીજાની જરૂર ન પડે એવો સ્વયં પ્રકાશમાન સ્વભાવ છે. દીવો પોતે જ પ્રકાશી રહ્યો છે કે હું દીવો છું, દીવાને દેખવા માટે બીજા દીવાની જરૂર નથી પડતી, તેમ આ આત્મા ચૈતન્યપ્રકાશી દીવો પોતે જ પોતાને સ્વસંવેદનમાં પ્રકાશી રહ્યો છે, જ્ઞાન પોતે જ પોતાને પ્રકાશી રહ્યું છે કે હું જ્ઞાન છું,–આ રીતે આત્મા સ્વયં પ્રકાશમાન છે, એને પ્રકાશવા માટે કોઈ બીજા જ્ઞાનની જરૂર નથી પડતી, રાગની કે ઇન્દ્રિયોની તો વાત જ ક્યાં રહી? તે તો અંધકારરૂપ છે,–ચેતનપ્રકાશમાં તેનો અભાવ છે.

કોઈ કહે કે આત્મા પોતે પોતાને ન જાણે.–અરે ભાઈ! તો તો આત્મા સ્વયં પ્રકાશમાન ન રહ્યો! અહીં તો ભગવાન કહે છે કે આત્મા સ્વયં પ્રકાશમાન છે; અને પોતાને પણ જ્ઞાનને અંતર્મુખ કરીને સ્પષ્ટ સ્વસંવેદન થાય છે કે મારો આત્મા મારા વેદનમાં આવ્યો. આત્મા ઉપયોગસ્વરૂપ છે, તેના

ઉપયોગમાં ઉપયોગ જ છે ને ઉપયોગમાં રાગાદિ નથી-એમ ધર્મી જીવ ભેદજ્ઞાનવડે પોતે પોતાને સ્પષ્ટ અનુભવે છે હા, એટલું ખરું કે રાગવડે અથવા ઇન્દ્રિયો તરફના જ્ઞાનવડે આત્મા કદી અનુભવમાં આવી શકે નહિ, પણ રાગથી ને ઇન્દ્રિયોથી પાર એવા અન્તર્મુખ ઉપયોગવડે તો આત્મા પોતે પોતાને સાક્ષાત્ અનુભવે છે, ને એ અનુભવમાં પરમ આનંદ થાય છે આવો સાક્ષાત્ અનુભવ કરવો તે પ્રકાશશક્તિનું કાર્ય છે

રાગાદિ આસ્રવોમાં એવી તાકાત નથી કે પોતે પોતાને પ્રકાશે, જ્ઞાનમાં જ એવી તાકાત છે કે પોતે પોતાને પ્રકાશે રાગને ખબર નથી કે હું રાગ છું, એને પ્રકાશનારું તો જ્ઞાન છે જ્ઞાનને ખબર છે કે હું જ્ઞાન છું ને આ રાગ છે, એમ સ્વ-પર બંનેને પ્રકાશનારું જ્ઞાન જ છે

શ્રીગુરુના ઉપદેશથી આત્માનું સ્વરૂપ સમજીને જે રત્નત્રયરૂપ પરિણમ્યો ને 'આત્મારામ' થયો તેને પોતાના સ્વરૂપનું સંચેતન કેવું હોય તે બતાવતા ૩૮ મી ગાથામાં કહે છે કે હું ચિન્માત્ર-જ્યોતિ આત્મા ખરેખર આત્મ-પ્રત્યક્ષ છું, મારા આત્માના સ્વસંવેદનપ્રત્યક્ષથી હું મને અનુભવું છું. ચોથા ગુણસ્થાને સમ્યગ્દષ્ટિને પણ એવું સ્વસંવેદન થયું છે. અહા, આ સ્વસંવેદનનો અપાર મહિમા છે, બધા ગુણોનો રસ સ્વસંવેદનમાં સમાય છે, સ્વસંવેદન વડે મોક્ષના દ્વાર ખુલી જાય છે શરૂઆતના મંગલાચરણમાં જ 'स्वानुभूत्या चकासते' એમ કહીને, શુદ્ધ આત્મા સ્વાનુભૂતિવડે પ્રકાશે છે એટલે કે અનુભવમાં આવે છે-એમ બતાવ્યું હતું અહીં પ્રકાશશક્તિમાં પણ એ જ કહે છે કે આત્મા સ્વયં પ્રકાશમાન છે આત્માનું સ્વસંવેદન-સ્વાનુભવ તેમાં બીજા કોઈનું અવલંબન નથી, તે સ્વયં પોતાની મેળે જ પોતાને પ્રકાશે છે.

અહા, આત્માનો પ્રકાશસ્વભાવ તો એકદમ સ્પષ્ટ સ્વસંવેદનરૂપ કાર્ય બતાવે છે, એમાં જરાય પરોક્ષપણું રહે એવો આત્માનો સ્વભાવ નથી જ્ઞાનસ્વરૂપ આત્મા પોતે પોતાને કે પરને જાણે તેમાં તેને રાગનું નિમિત્તનું કે બીજા કોઈનું અવલંબન લેવું પડે એવો તેનો સ્વભાવ નથી; કોઈના અવલંબન વગર સ્પષ્ટ-પ્રત્યક્ષપણે પ્રકાશે એવો એનો પ્રકાશસ્વભાવ છે. પોતે પોતાથી સ્વયં પ્રકાશનારો છે. પોતાની સ્વાનુભૂતિથી જ પોતે પોતાને પ્રકાશી રહ્યો છે, તેમાં બીજા કોઈનું અવલંબન નથી

આવું સ્વયંપ્રકાશીપણું એ આત્માનો વૈભવ છે, આત્માની એ સાચી સંપદા છે. શરૂઆતમાં આચાર્યભગવાને (પાંચમી ગાથામાં) કહ્યું હતું કે સુંદર આનંદની છાપવાળું જે પ્રચુર સ્વસંવેદન, તેના વડે મારો આત્મવૈભવ પ્રગટ થયો છે, અને મારા સમસ્ત આત્મવૈભવવડે હું આ સમયસારમાં એકત્વ-વિભક્ત શુદ્ધઆત્મા દેખાડું છું, તમે તમારા સ્વાનુભવ-પ્રત્યક્ષવડે તે પ્રમાણ કરજો. જુઓ, સાધકના શ્રુતજ્ઞાનમાં પણ આત્માને સ્વાનુભવ-પ્રત્યક્ષ કરવાની તાકાત છે. સ્વયંપ્રકાશમાન અને સ્પષ્ટ એવું આત્માનું સ્વસંવેદન શ્રુતજ્ઞાન વડે થઈ શકે છે, ને એવું સ્વસંવેદન કરે ત્યારે જ સાચું આત્મજ્ઞાન થાય છે ને ત્યારે જ ધર્મ થાય છે. એ સ્વસંવેદનમાં અતીન્દ્રિય આનંદ ઝરે છે, અનંતગુણની નિર્મળતા તેમાં પરિણમે છે.

આત્માને કેમ જાણવો તેની આ વાત છે. અહા, તું પોતે કેવો, ને કેવડો? તે જાણ્યા વિના તને તારો મહિમા ક્યાંથી આવશે? મહિમા આવ્યા વગર સ્વસન્મુખતા ક્યાંથી થશે? ને સ્વસન્મુખતા વગર સમ્યગ્દર્શન ક્યાંથી થશે? સમ્યગ્દર્શન વગર સુખનો રાહ ક્યાંથી હાથ આવશે? માટે હે ભાઈ! તારું જેવું સ્વરૂપ છે તેવું લક્ષમાં લઈને તેનો મહિમા કર. સ્વનો મહિમા જાગતાં પરનો મહિમા ઊડી જશે, એટલે સ્વ-પરનું ભેદજ્ઞાન થઈને સ્વસન્મુખતા થશે; સ્વસન્મુખ સ્વસંવેદનમાં તારો આત્મા સ્વયં પ્રકાશમાન થશે એટલે કે આનંદ સહિત અનુભવમાં આવશે. સમ્યગ્દર્શનાદિ પ્રગટ કરવાની ને સુખી થવાની આ રીત છે. સુખના રાહ અંદરમાં સમાય છે, બહારમાં કાંઈ નથી.

જેમ બિલ્લી લોટનજડી નામની વનસ્પતિની આસપાસ ઘૂમ્યા કરે છે, તેમ મોહથી આત્મા નિજવૈભવને ભૂલીને પરદ્રવ્યમાં ઉપયોગને ભમાવ્યા કરે છે,—જાણે કે આમાંથી મને સુખ મળશે! પણ અંદર પોતે પોતાના આત્મવૈભવને જોતો નથી—કે જેમાં પરમ સુખ ભર્યું છે. ભાઈ! અંદર નજર તો કર, તું તો શાશ્વત આનંદનો નિધાન છો; કેવળીપ્રભુની વાણી પણ જેનો મહિમા ગાય, સુધાનો જે અમૃતસાગર, એવો તું; અરે! તારા સુખના દરિયાને ભૂલીને પુણ્ય-પાપના કીચડમાં તું અટકી ગયો? રાગને જ પોતાનું સ્વરૂપ માનીને એનાથી તેં લાભ માન્યો, પણ અનંત-ગુણસ્વરૂપ તારા નિજવૈભવને તેં ન જાણ્યો. તારું નિજસ્વરૂપ અનંત ગુણનો રસકંદ. જે મનના શુભ વિકલ્પથીયે પાર, તેના ઉપર લક્ષ કર તો તેનો કોઈ અપૂર્વ આનંદ તને તારાથી અનુભવાશે.

પોતે પોતાને જાણવામાં આત્મા સ્વતંત્ર છે, તેમાં કોઈ બીજાનું જરાય અવલંબન નથી. સ્વયં પ્રકાશે ને સ્પષ્ટ પ્રકાશે, એટલે બીજાનું અવલંબન રહે નહિ ને અસ્પષ્ટતા રહે નહિ—એવા સ્વસંવેદનસ્વરૂપ આત્મા છે.

સ્પષ્ટજ્ઞાનવડે આત્મા જણાય છે, એટલે કોઈ એકલા પરોક્ષજ્ઞાનવડે આત્માને જાણવા માગે તો તે જાણવામાં આવે નહિ, બીજી રીતે કહીએ તો વ્યવહારના અવલંબને આત્મા જણાય નહિ. સ્વપ્રકાશથી આત્મા પ્રકાશમાન થાય છે એટલે કે અનુભવમાં આવે છે.

આત્મા પોતે પોતાને પ્રત્યક્ષ ન થઈ શકે—એમ કોઈ માને તો તે વાત સાચી નથી. જ્ઞાનમાં એવી તાકાત છે કે સ્વસંવેદનથી આત્માને પ્રત્યક્ષ કરે.

પ્રશ્ન.—શું મતિ-શ્રુતજ્ઞાનમાં આત્માને પ્રત્યક્ષ કરવાની તાકાત છે?

ઉત્તર.—હા, સ્વસંવેદનવડે આત્માને પ્રત્યક્ષ કરવાની મતિ-શ્રુતજ્ઞાનમાં પણ તાકાત છે.

આત્માને પ્રત્યક્ષ કરે એવી તાકાત રાગમાં નથી પણ જ્ઞાનમાં એવી તાકાત છે. પોતાના જ્ઞાનમાં પોતાની વસ્તુ ગુપ્ત કેમ રહી શકે? આત્માનો અનુભવ કરવા માટે પહેલાં તે તરફ ઢળીને તેનો નિર્ણય કરવો જોઈએ કે સ્વસંવેદન-પ્રત્યક્ષ થવાનો મારો સ્વભાવ છે, રાગવડે અનુભવમાં આવી શકે—એવો મારો સ્વભાવ નથી. આમ દૃઢ નિર્ણય કરતાં રાગ તરફનો ઝુકાવ છૂટી જાય ને જ્ઞાનસ્વભાવ તરફ ઝુકાવ થાય; આ રીતે વચ્ચેથી રાગના પડદાને તોડીને આત્મા સ્વાનુભવ કરે છે. સ્વાનુભવમાં જે આત્મા આવ્યો તેની શક્તિઓનું એટલે કે તેના વૈભવનું આ વર્ણન છે.

નિજસ્વરૂપના વૈભવને અનાદિકાળથી જીવે નીહાળ્યો ન હતો; અશુભ ને શુભ વચ્ચે જ ગુલાંટ ખાધા કરી પણ તેનાથી પાર ત્રીજી વસ્તુને કદી વેદી નહિ. તે વસ્તુ અહીં સન્તો બતાવે છે. આત્માનો આનંદ પુણ્ય-પાપ વગરનો છે, તેમાં રાગદ્વેષ નથી; આવા આનંદસ્વરૂપ આત્માને સ્વસંવેદનથી જ અનુભવી શકાય છે.

આત્મામાં પોતામાં જે મહા કિંમતી ગુણ છે તેની અજ્ઞાનીને ખબર નથી ને પરની કિંમત કરે છે. બાપુ! તારા અનંત ગુણના મહિમાની શી વાત! જેને પોતાના આનંદના અનુભવ માટે ખોરાકની જરૂર નહિ, શરીરની

જરૂર નહિ, હવાની કે પાણીની જરૂર નહિ, ને વિકલ્પનીયે જરૂર નહિ, પોતે પોતાથી જ પોતાને પ્રત્યક્ષ અનુભવે ને આનંદને પામે–એવી તાકાતવાળો આત્મા છે. અન્ન કે પાણી મન કે વાણી એ કોઈની જેમાં જરૂર નહીં એવું સ્વાધીનસુખ આત્મામાં છે.

આત્માની પ્રકાશ-શક્તિ સ્વસંવેદનમયી છે, તેના બે વિશેષણ આપ્યાં–એક તો સ્વયંપ્રકાશમાન, અને બીજું વિશદ એટલે કે સ્પષ્ટ;–આવા સ્વસંવેદનવાળી પ્રકાશશક્તિ છે. જ્યાં સમ્યગ્દર્શન થયું ત્યાં આવી પ્રકાશશક્તિ નિર્મળપણે ખીલવા માંડી, એટલે કે પ્રત્યક્ષ અને રાગ વગરનું એવું સ્વસંવેદન થયું. આવા સ્વસંવેદન વગર સમ્યગ્દર્શન થયું કહેવાય નહીં.

અરે, સંસારમાં લક્ષ્મી માટે જીવો કેટલા દગા–પ્રપંચ ને રાગ-દ્વેષ કરે છે! તેમાં જીવન ગુમાવે છે ને પાપ બાંધે છે. ભાઈ! તારા સ્વઘરની ચૈતન્યલક્ષ્મી મહાન છે, તેની સંભાળ કરને! તેમાં ક્યાંય દગા–પ્રપંચ નથી. રાગ-દ્વેષ નથી. કોઈની જરૂર નથી, છતાં તે મહા આનંદરૂપ છે. બહારની લક્ષ્મી મળે તોપણ તેમાંથી સુખ મળતું નથી; આ ચૈતન્યલક્ષ્મી પોતે મહા આનંદરૂપ છે, ને સ્વયં પ્રકાશમાન છે. આવો અપાર વૈભવ તારામાં ભર્યો છે તેને તો લક્ષમાં લે. તેમાં ક્યાંય એક વિકલ્પનોય બોજો નથી.

દુનિયાના વૈભવ કરતાં આ વૈભવ જુદી જાતનો છે. આત્મા સ્વશક્તિના વૈભવથી પૂરો છે, એને કોઈ બહારના સાધનની જરૂર નથી. રંક હો કે રાજા, સ્વર્ગમાં કે નરકમાં, ક્યાંય આત્માને પોતાની શાંતિ માટે બહારના આધારની કે બહારના સાધનની જરૂર નથી; અન્ય પદાર્થની અપેક્ષા વગર જ પોતે પોતાનું પ્રત્યક્ષ સંવેદન કરીને પોતાની શાંતિને અનુભવે છે. તે અનુભવને માટે જેમ બહારનું સાધન નથી તેમ બહારની પ્રતિકૂળતા તેમાં નડતી પણ નથી. આવા અનુભવમાં પોતે પોતાને પ્રત્યક્ષ કરે છે–એવો આત્માનો સ્વભાવ છે. સ્વાનુભવમાં પરોક્ષપણું રહે એવો સ્વભાવ નથી. સમ્યગ્દર્શન થાય ત્યાં (ચોથા અવિરત ગુણસ્થાને પણ) આત્મા સ્વસંવેદનમાં પ્રત્યક્ષ થઈ જાય છે. વાહ! પ્રત્યક્ષપણાનો સ્વભાવ છે, પરોક્ષપણું રહે એવો આત્માનો સ્વભાવ નથી. પરોક્ષપણાને પણ જે પોતાનો સ્વભાવ ન માને તે રાગને પોતાનો સ્વભાવ કેમ માને? ને જડને પોતાનું કેમ માને?–ન જ માને; એટલે આ શક્તિના નિર્ણયમાં નિશ્ચયનો આદર ને વ્યવહારનો નિષેધ આવી જ ગયો.

ભાઈ, આવા આત્માના અનુભવનો કાળ તે તારો સુકાળ છે–સ્વકાળ છે, સ્વસમય છે, ને તે જ તારો સ્વભાવ છે અરે, આવા અનુભવ માટેના પ્રયત્નમા ને તેની ચર્ચામા જે સમય વીતે તે પણ સફળ છે. આવો ઉત્તમ અવસર પામીને આ જ કરવા જેવું છે ભવ તો એમ ને એમ ચાલ્યો જ જાય છે, તેમા આ કરી લેવા જેવુ છે પરોક્ષપણામા સમાઈ જાય એવો આત્મા નથી, પ્રત્યક્ષપણામા જ તે આવે તેવો છે. પ્રત્યક્ષપણુ કહ્યુ એટલે તેમા કોઈ આવરણ ન રહ્યુ, આવરણવાળો ભાવ તે આત્માનો સ્વભાવ નથી. પ્રકાશશક્તિને લીધે આત્મા એવા સ્પષ્ટ સ્વસ વેદનવાળો છે કે તે સ્વસ વેદનમા ગુપ્ત ન રહી શકે ધર્મીના સ્વસ વેદનમા તે સ્પષ્ટપણે પ્રકાશમાન થાય છે. એકલા પરોક્ષપણાથી કોઈ તેને જાણી લ્યે એવો આત્મા નથી

અનત શક્તિસમ્પન્ન ભગવાન આત્મા કર્મના આવરણથી અવરાયો નથી, તેના સ્વભાવને કોઈ આવરણ નથી તેમજ તેનુ જે સ્વસ વેદન પ્રગટ્યુ તેમા પણ કોઈ આવરણ નથી આવા આત્માને સ્વસ વેદનથી પ્રતીતમા લેવો–તે સુખનો માર્ગ છે ગગન જેવા નીરાલબી આત્મામા સ્વસ વેદનવડે આન દના ઝરણા ઝરે છે ચૈતન્યના આ આન દપ્રવાહમા વચ્ચે રાગાદિ મલિનતા નથી ચૈતન્ય–અમૃતમા વિકારરૂપી ઝેરનો સ્વાદ કેમ હોય? આવુ શુદ્ધસ્વરૂપ ઉપદેશનારા વીતરાગી દેવ–ગુરુ–શાસ્ત્ર તે પૂજ્ય છે, વિનય યોગ્ય છે, પણ તેથી કરીને તેમના તરફના શુભરાગવડે ભગવાન આત્મા પ્રસિદ્ધ થઈ જાય કે સ્વસ વેદનમા આવી જાય–એવુ વસ્તુસ્વરૂપ નથી. રાગની મર્યાદા રાગ જેટલી છે, તેના વડે શુદ્ધ આત્માનુ સ્વસ વેદન થઈ જાય–એવી એની મર્યાદા નથી શુદ્ધ આત્માનુ સ્વસ વેદન તો રાગના ને મનના આધાર વગરનુ છે. પ્રકાશશક્તિના આધારે તે કાર્ય થાય છે, બીજુ કોઈ સાધન તેમા નથી

ચૈતન્યમૂર્તિ આત્મા નીરાલબી છે, તે સ્વશક્તિને જ અવલબનારો છે ને પરને અવલબનારો નથી. પ્રકાશશક્તિરૂપ નિજગુણનુ કાર્ય તો એ છે કે રાગ વગર સીધુ જ્ઞાન પોતે આત્માને વેદે, તે વેદનમાં અન ત ગુણોના સ્વાદનુ પ્રત્યક્ષવેદન સમાય છે ને અનત આનદ પ્રગટે છે. હજી તો આવા ભગવાન આત્માને શ્રદ્ધામાં પણ ન લ્યે, અરે! પ્રેમથી તેનુ શ્રવણ પણ ન કરે તેને તેનું પ્રત્યક્ષ સ વેદન તો ક્યાંથી પ્રગટે? સ્વભાવ જેવો છે તેવો પ્રતીતમા લ્યે તો તેનુ સ વેદન પ્રગટે.

અહા, ભરતચક્રવર્તી જેવા મહાપુરુષો ભગવાન પાસે જઈને નમ્રતાપૂર્વક આત્માના સ્વસંવેદનની રીત પૂછતા, ને તે ઝીલીને પોતાના અંતરમાં તેવું સ્વસંવેદન કરતા હતા. તેની આ વાત છે. આ કાળે પણ આત્માનું સ્વસંવેદન થઈ શકે છે. આવું સંવેદન કેમ થાય એટલે કે સમ્યગ્દર્શન કેમ થાય તેની આ વાત છે. જ્ઞાનને અંતર્મુખ કરીને આત્માનું પ્રત્યક્ષ વેદન કરતાં સમ્યગ્દર્શન પ્રગટે છે, એના સિવાય બીજા ઉપાયથી સમ્યગ્દર્શન થતું નથી. આવા સત્ આત્માનો મહિમા આવે, તેની પ્રતીત થાય ને તેનું વેદન થાય તે અપૂર્વ છે, તે મંગળ છે, તે ધર્મ છે ને તે મોક્ષનો માર્ગ છે. ચોથા ગુણસ્થાનથી જ અંશે પ્રત્યક્ષ સ્વાનુભવ થઈ જાય છે, ને નિઃશંક પ્રતીત થાય છે કે મારો આત્મા સંપૂર્ણ પ્રત્યક્ષ સ્વસંવેદન સ્વભાવવાળો જ છે, જરાપણ પરોક્ષપણું રહે તે મારો સ્વભાવ નહીં. આવી પ્રતીત વડે ધર્મીજીવે અનંત ધર્મવાળા પોતાના શુદ્ધ આત્મામાં અવિચલ દૃષ્ટિ સ્થાપી છે.

આ આત્મા ચૈતન્યહીરો વજ્ર જેવો છે, પરભાવનો એક કણ પણ તેમાં પ્રવેશી શકે નહિ. અહા, આવો ચૈતન્યહીરો મહા દુર્લભ છે, ક્યારેક કોઈક વિરલાને તે પ્રાપ્ત થાય છે. આવા ચૈતન્યહીરાની કિંમત સમજે તો જગતના પદાર્થોનો મહિમા છૂટી જાય, ને તે નિજતત્ત્વના મહિમાપૂર્વક અંતર્મુખ થઈને સ્વાનુભવ કરે, એટલે સમ્યગ્દર્શનાદિ થાય. સમ્યગ્દર્શનની સાથે બધા ગુણોમાં અંશે શુદ્ધતા થાય છે, તેથી 'સર્વગુણાંશ તે સમ્યક્ત્વ' એમ શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે.

આત્માના બધા ગુણો એકસાથે પરિણમી રહ્યા છે, એટલે એક ગુણમાં શુદ્ધતા થતાં બધા ગુણોમાં શુદ્ધતાનો અંશ શરૂ થઈ જાય છે. આત્માના અનંત ગુણોનું પરિણમન એકસાથે છે પણ કથનમાં તે એકસાથે આવી શકતા નથી; કથન ક્રમેક્રમે થાય છે, અને તે કથનમાં પણ અમુક જ ગુણો આવી શકે છે, બધા ગુણો આવી શકતા નથી. કેમકે શબ્દો મર્યાદિત છે, ને ગુણો અમર્યાદિત અનંત છે. ૩૩ સાગરોપમના અસંખ્યાતા વર્ષો સુધી સર્વાર્થસિદ્ધિના બધા દેવો આત્મગુણોનું કથન કરે તોપણ અનંતમા ભાગના ગુણોનું જ કથન થઈ શકે છે; અનંત ગુણોનું વર્ણન શબ્દોથી પૂરું થઈ શકે નહીં, અનુભવમાં પૂરું આવે. અનંતશક્તિસંપન્ન આત્મા વચનનો કે વિકલ્પનો વિષય નથી, એ તો અંતર્મુખ જ્ઞાનનો વિષય છે.

શક્તિ એટલે વસ્તુનો સ્વભાવ, અથવા ગુણ, અથવા ધર્મ, એકેક આત્મામા જ્ઞાનાદિ અનત ગુણો છે, ગુણોનો પૂજ એટલે કે સર્વગુણોનો એકરસ પીડલો તે આત્મા છે, સખ્યાથી ને સામર્થ્યથી બને રીતે અમાપ શક્તિનો સમુદ્ર આત્મા છે વિકલ્પમાં ભિન્નભિન્ન અનત શક્તિઓ ન આવી શકે, અભેદ અનુભવમા બધી શક્તિઓ એકસાથે આવી જાય. આ જ્ઞાન, આ સુખ, આ પ્રભુતા, આ પ્રકાશશક્તિ—એમ ભેદ પાડીને અનત શક્તિને જાણવા માગે તો છદ્મસ્થ જાણી ન શકે, કેમકે એક શક્તિને વિચારમા લેતા અસખ્ય સમય લાગે ને અનત શક્તિને વિચારમા લઈને જાણતા અનતકાળ લાગે! પણ સાધકદશાનો કાળ અનત હોતો નથી, સાધકદશા અસખ્ય-સમયની જ હોય છે. માટે ભેદસન્મુખ રહીને અનતશક્તિનુ જ્ઞાન થઈ શકતુ નથી પણ અભેદસ્વભાવની સન્મુખ થઈને જ અનતશક્તિવાળા આત્માનુ જ્ઞાન થઈ શકે છે. કેવળીભગવાન અનત આત્મશક્તિને એકસાથે ભિન્નભિન્ન સ્વરૂપે પણ જાણી રહ્યા છે છદ્મસ્થનુ જ્ઞાન ભિન્ન પાડીને અનત શક્તિઓને ન જાણી શકે પણ અભેદ અનુભવમા જે અખડ આત્મા આવ્યો તેમા તેની બધી શક્તિઓ ભેગી જ છે, સ્વાનુભવમા બધો આત્મવૈભવ સમાય છે. આ રીતે અનતશક્તિસપન્ન આત્મા સ્વાનુભવનો વિષય છે, વિકલ્પનો વિષય નથી

આવો સ્વાનુભવગમ્ય ભગવાન આત્મા સ્વસવેદનમા જ્ઞાનીને અત્યત સ્પષ્ટપણે સ્વય પ્રકાશે છે, એવી તેની પ્રકાશશક્તિ છે પ્રકાશશક્તિનુ સાચુ કાર્ય ક્યારે પ્રગટે? કે અતર્મુખ થઈને સ્વસવેદન કરે ત્યારે તે સ્વાનુભવમા આત્મા સ્વય પ્રકાશમાન થાય તે પ્રકાશશક્તિનુ સાચુ કાર્ય છે.

ભાઈ, તારો સ્વભાવ અચિંત્ય છે, તારો આત્મવૈભવ અનત સામર્થ્યવાળો છે ક્ષેત્ર મોટુ હોય માટે ઝાઝા ગુણ ને ક્ષેત્ર નાનુ માટે ઓછા ગુણ–એમ નથી મોટો આકાર હો કે નાનો આકાર હો, દરેક આત્મામા પ્રદેશો ને ગુણો સરખા છે, ઓછા-વધારે નથી તે ગુણોનુ આ વર્ણન છે આત્માને 'જ્ઞાનમાત્ર' કહેતા તેનામા એકલુ જ્ઞાન નથી પણ જ્ઞાન સાથે અનત ગુણો છે, તે બતાવીને અનત શક્તિવાળા આત્માની દૃષ્ટિ કરાવવી છે.

શ્રુતપર્યાયે અતરમા વળીને જ્યા ચૈતન્યસ્વભાવને ધ્યેય બનાવ્યો ત્યા તેનુ પ્રત્યક્ષ સ્વસવેદન થયુ, સ્વાનુભવમા આત્મા સ્વય પ્રકાશમાનપણે પ્રગટ

થયો. શ્રુતપર્યાયમાં આખો આત્મા અનંતગુણસહિત પ્રત્યક્ષ થઈને સ્વસંવેદનમાં આવ્યો. સ્વાનુભવ વખતે આત્મા પોતાના દ્રવ્ય-ગુણ-પર્યાયમાં તન્મય થઈને પોતે પોતાને સ્પષ્ટપણે વેદે છે, તે વેદનમાં રાગનો અભાવ છે. આવું વેદન કરે ત્યારે સમ્યગ્દર્શન થાય છે. આવા સમ્યગ્દર્શન પછી જ્ઞાનની વિશેષ સ્પષ્ટતા ને ચારિત્રની વિશેષ સ્થિરતા પ્રગટે.

પ્રકાશશક્તિને લીધે આત્મામાં એવો સ્વભાવ છે કે પોતે પોતાના સ્વસંવેદનથી જ પ્રત્યક્ષ થાય. અરૂપી અતીન્દ્રિય આત્મા રાગાદિના અભાવરૂપે સ્વસંવેદનમાં સ્પષ્ટ પ્રકાશે છે. સ્વસંવેદનમાં ચોથા ગુણસ્થાને પણ આવું પ્રત્યક્ષપણું છે; એના વગર પ્રતીત સાચી થાય નહિ. દ્રવ્ય ઉપર દૃષ્ટિ કરતાં આવું સ્વસંવેદન પ્રગટે છે ને સમ્યગ્દર્શન થાય છે. સ્વસંવેદનમાં પ્રત્યક્ષ થવાનો આત્માનો સ્વભાવ ત્રિકાળ છે, પણ તે પ્રગટે ક્યારે? કે એવા સ્વભાવસન્મુખ દૃષ્ટિ કરે ત્યારે.

અરે, આવા આત્મસ્વરૂપના વિચારમાં–મનનમાં જ્ઞાનને રોકે તો તેના અનુભવનો માર્ગ મળે, ને જન્મ-મરણનો ફેરો મટે. માંડ આવો દુર્લભ અવસર મળ્યો તેમાં જો આ ન સમજે તો ક્યાંય આરો આવે તેમ નથી. તારી આત્મવસ્તુ એવી છે કે એના ઉપર નજર કરતાં જ ન્યાલ કરી દે. ભાઈ! દૃષ્ટિ કરવાલાયક આત્મા કેવો છે–કે જેના ઉપર દૃષ્ટિ મુકતાં સમ્યગ્દર્શનરૂપી બીજ ઊગે ને કેવળજ્ઞાન થાય!–તો કહે છે કે સ્વસંવેદનમાં પ્રત્યક્ષ થવાનો જેનો સ્વભાવ છે એવા આત્માને દૃષ્ટિમાં લે. એને દૃષ્ટિમાં લેતાં જ આનંદસહિત સ્વસંવેદન થશે. સમ્યગ્દર્શન થાય ને આનંદસહિત આત્મા પ્રત્યક્ષ ન થાય–એમ બને નહીં. જેને આનંદનો અનુભવ નથી તેને સમ્યગ્દર્શન થયું જ નથી. સાચી શ્રદ્ધા છે ને આનંદ નથી, અથવા જ્ઞાન છે ને આનંદ નથી,–એમ કોઈ કહે તો તેણે અનંતગુણના પિંડને પ્રતીતમાં લીધો જ નથી; આત્મામાં જ્ઞાન-શ્રદ્ધા-આનંદ વગેરે સર્વ ગુણોનું પરિણમન એક સાથે છે. 'સર્વગુણાંશ તે સમ્યક્ત્વ'–જોકે સમ્યક્ત્વ તો શ્રદ્ધાગુણની પર્યાય છે, પણ તે શ્રદ્ધાની સાથે આનંદ છે, જ્ઞાન છે, પ્રત્યક્ષપણું છે, પ્રભુતા છે,–એમ સર્વે ગુણો ભેગા પરિણમે છે; જ્ઞાન અને આનંદને સર્વથા જુદા માને, અથવા શ્રદ્ધા અને આનંદને સર્વથા જુદા માને તેને અખંડ આત્માનો અનુભવ જ નથી, અનેકાન્તની તેને ખબર નથી.

રાગને લીધે આત્મા પ્રત્યક્ષ થાય-એવો નથી જેણે રાગને આત્માના સ્વસંવેદનનું સાધન માન્યું તેણે સ્વસંવેદનમય પ્રકાશશક્તિવાળા આત્માને જાણ્યો નથી, એણે તો રાગને જ આત્મા માન્યો છે. રાગવડે આત્માનો અનુભવ થવાનું માન્યું તેણે રાગને જ આત્મા માન્યો અંદર સૂક્ષ્મ ગુણ-ગુણી ભેદના વિકલ્પમાંયે એવી તાકાત નથી કે તે આત્માનું પ્રત્યક્ષ વેદન કરી શકે પ્રકાશગુણમાં એવી તાકાત છે કે તે પરિણમીને સ્વસંવેદનમાં આત્માને પ્રત્યક્ષ કરે આવા વૈભવવાળા ભગવાન આત્માને વિકલ્પગમ્ય માન્યો તે તો તેનો અપવાદ કરવા જેવું થયું. જેમ મોટા રાજાને ભીખારી કહીને કોઈ બોલાવે તો તેમાં રાજાનું અપમાન થાય છે, તેમ જગતમાં સૌથી મોટો આ ચેતનરાજા, તેને એક તૂચ્છ રાગમાં પ્રાપ્ત થાય એવો માની લેવો તે તેનું અપમાન છે, મોટો ગુન્હો છે, ને તે ગુન્હાની શિક્ષા સંસારરૂપી જેલ છે. ભાઈ, આ સંસારની જેલમાં અનંતકાળથી તું પૂરાયેલો છો, હવે આ જેલમાંથી તારે છૂટવું હોય તો ચૈતન્યરાજા જેવો છે તેવો તું ઓળખ. અરે, અનંતગુણના વૈભવથી ભરેલા ચૈતન્યભગવાનને રાગગમ્ય માનવો તે તો તેને રાગી માનવા જેવું છે સમ્યગ્દર્શને આખા આત્મદ્રવ્યને સ્વીકાર્યું છે, તેમાં પ્રકાશશક્તિનો ભેગો સ્વીકાર છે, એટલે રાગ વગર સ્વસંવેદન થાય એવો આત્મા સમ્યગ્દર્શને સ્વીકાર્યો છે, રાગવાળો આત્મા સમ્યગ્દર્શને સ્વીકાર્યો નથી. સમ્યગ્દર્શનના આત્મામાં અનંત ગુણનું નિર્મળકાર્ય છે પણ રાગ તેમાં નથી.

અરે જીવ! એકવાર તારા વીર્યબળને સ્વતંત્ર ઉલ્લસાવીને તારા આત્મસ્વભાવની હા તો પાડ' પુરુષાર્થની તીખી ધારાએ આવા દ્રવ્યસ્વભાવનો અપૂર્વ પક્ષ કર તેનો ઉલ્લાસ લાવ. આવા સ્વભાવનો યથાર્થ નિર્ણય કરે તેને સ્વસંવેદન થયા વગર રહે નહીં. આત્માનું આવું સ્વસંવેદન તે જ ધર્મ છે, તે જ મોક્ષમાર્ગ છે. રાગનો અનુભવ જીવને અનાદિનો છે, ને કાંઈ ધર્મ નથી રાગાદિ ભાવનો અનુભવ તે તો કર્મચેતના છે, ભગવાન આત્માને અનુભવમાં લેવાની તાકાત તેનામાં નથી; અંતરમાં વળેલી જ્ઞાનચેતનામાં જ ભગવાન આત્માને અનુભવમાં લેવાની તાકાત છે.

ભાઈ, તારા અંદરના શુભ વિકલ્પમાંય સ્વસંવેદન કરાવવાની તાકાત નથી, તો પછી આત્માથી ભિન્ન બહારની વસ્તુમાં સ્વસંવેદન કરાવવાની

તાકાત ક્યાંથી હોય? માટે રાગની–વ્યવહારની ને પરાશ્રયની રુચિ છોડ ત્યારે જ તને પરમાર્થ આત્મા અનુભવમાં આવશે. નિમિત્તનો ને વ્યવહારનો આશ્રય છોડીને દ્રવ્યસ્વભાવનો આશ્રય કરે ત્યારે પર્યાયમાં સ્વસંવેદન-પ્રત્યક્ષ પ્રગટે ને ત્યારે સમ્યગ્દર્શન થાય; અને ત્યારે જ ખરેખર આત્માને માન્યો કહેવાય. આવા અનુભવ પછી વિકલ્પ વખતે ધર્મીને બહુમાનનો એવો ભાવ આવે કે અહો! તીર્થંકરપ્રભુની વાણી સાંભળવા મળી હતી, તેમાં આવો જ સ્વભાવ ભગવાન બતાવતા હતા, સન્તો તે વાણી ઝીલીને આવો સ્વભાવ અનુભવતા હતા. આવા વીતરાગી દેવ–ગુરુ મારા સ્વસંવેદનમાં નિમિત્ત છે;–એમ ધર્મીને તેમના વિનય અને બહુમાનનો ભાવ આવે છે. એ રીતે તેને પરમાર્થ સહિત વ્યવહારનું ને નિમિત્તનું પણ સાચું જ્ઞાન છે. અજ્ઞાનીને એકેય જ્ઞાન સાચું નથી.

આત્મા દિવ્ય વસ્તુ છે, અનંતશક્તિનો દિવ્ય વૈભવ એનામાં ભર્યો છે; એની એકેક શક્તિમાં દિવ્યતા છે. જ્ઞાનમાં એવી દિવ્યતા છે કે કેવળજ્ઞાન આપે; શ્રદ્ધામાં એવી દિવ્યતા છે કે ક્ષાયિક સમ્યક્ત્વ આપે; આનંદમાં એવી દિવ્યતા છે કે અતીન્દ્રિય આનંદ આપે; પ્રકાશશક્તિમાં એવી દિવ્ય તાકાત છે કે બીજાની અપેક્ષા વગર પોતાના જ સ્વસંવેદનવડે આત્માને પ્રત્યક્ષ કરે. આવી દિવ્યશક્તિવાળા આત્માને દેખે તો દિવ્યદૃષ્ટિ ઊઘડી જાય. તારા આત્માનો વૈભવ તારે દેખવો હોય તો તારી દિવ્ય આંખો ખોલ. આ બહારની આંખ વડે એ નહીં દેખાય, અંદર રાગની આંખ વડે પણ તે નહીં દેખાય; પણ ચૈતન્યના જ્ઞાનચક્ષુ ખોલ તો તને તારો દિવ્યવૈભવ દેખાશે. ચૈતન્યદરબારની શોભા કોઈ અદ્ભુત ને આશ્ચર્યકારી છે.

પ્રભો! આ જે કાંઈ કહેવાય છે તે બધું તારામાં જ છે. તારા આત્મ-વૈભવની આ વાત સન્તો તને સંભળાવે છે. વાહ રે ચૈતન્યપ્રભુ, તારી પ્રભુતા!! એકલા જ્ઞાનપ્રકાશનો પૂંજ, એકલા આનંદનું ધામ! આવી અનંતશક્તિના ધામરૂપ આત્મા છે. તે શક્તિઓ કારણરૂપ છે, ને તે કારણમાંથી કાર્ય આવે છે. સાચા કારણના સ્વીકાર વડે કાર્ય આવે છે. કારણનો જ્યાં સ્વીકાર નથી ત્યાં કાર્ય ક્યાંથી આવશે? જ્યાં કારણપણે રાગનો જ સ્વીકાર છે ત્યાં કાર્યમાં પણ રાગ આવશે. રાગકારણમાંથી વીતરાગીકાર્ય આવશે નહીં. ભગવાન આત્માની અનંતી શુદ્ધ શક્તિઓ છે તેનો સ્વીકાર કરતાં (એટલે કે તેની

સન્મુખ થતાં ) તે કેવળજ્ઞાનાદિ શુદ્ધ કાર્ય આપે છે એવી તેનામા તાકાત છે. આત્માનુ શુદ્ધ કાર્ય આપવાની તાકાત બીજા કોઈમા નથી. અનત કારણ-શક્તિથી ભરેલા પોતાના ચિદાનદ સ્વભાવમા દૃષ્ટિ કરતા મિથ્યાત્વનો નાશ થાય છે ને તેમા લીન થતા અસ્થિરતાનો નાશ થાય છે.–આમ નિર્મળકારણના સ્વીકારથી નિર્મળ કાર્ય પ્રગટી જાય છે, બીજુ કોઈ બહારમા કારણ છે જ નહી.

સ્વસ-મુખ થઈને આત્માનુ સ્વસ વેદન જેને પ્રગટ્યુ તેનામા ચૈતન્યનો વીરરસ પ્રગટ્યો, સ્વાનુભવનુ વીર્ય પ્રગટ્યુ, તે કાયરતાને (પર ભાવને) પોતામા આવવા ન દે, તેને પોતાની રક્ષા માટે રાગાદિની મદદ ન હોય. રત્નત્રયના સાધક કોઈ એક મુનિ સથારો કરે ત્યારે વૈયાવચ્ચ કરનારા બીજા મુનિઓ તેને ચૈતન્યના ઉપદેશ વડે વીરતા ઉપજાવે છે. કોઈવાર મુનિને જરાક પાણીનો વિકલ્પ આવી જાય તો બીજા મુનિ વૈરાગ્યથી કહે છે કે અરે મુનિ! અદર ચૈતન્યના આનદરસ ભર્યા છે તે આનદના જળ પીઓને! અત્યારે તો સ્વાનુભવના નિર્વિકલ્પ અમૃત પીવાના ટાણા છે આ પાણી તો અનતવાર પીધા, તેનાથી તૃષા નહી છીપે, માટે નિર્વિકલ્પ થઈને અદરમા સ્વાનુભવના આનદરસનુ પાન કરો ત્યારે તે મુનિ પણ બીજી જ ક્ષણે વિકલ્પ તોડીને નિર્વિકલ્પ-આનદના દરિયામા ડુબકી મારે છે. તે આનદને માટે પોતાના આત્મા સિવાય બીજા કોઈનુ અવલબન નથી.

સમ્યગ્દર્શન થતી વખતે જે સ્વસ વેદન થયુ તે પ્રત્યક્ષ છે, તેમા વ્યવહારના અવલબનનો અભાવ છે,–આવો અનેકાન્ત છે વાત્સલ્ય, સ્થિતિકરણ, પ્રભાવના વગેરે પ્રશસ્ત વ્યવહારના ઉપદેશ શાસ્ત્રમા આવે છે, પણ તે બધા શુભવિકલ્પોથી પાર અદરમા સ્વસ વેદન-પ્રત્યક્ષની જે પરિણતિ ધર્મીને વર્તે છે તે જ મોક્ષમાર્ગ છે ધર્માત્માને અદરમાં ચિદાનદ સ્વભાવના સ્વસ વેદનનુ જે જોર છે તે સ્વય પ્રકાશમાન છે, તેમા બીજા કોઈની મદદ નથી, કે અસ્પષ્ટતા નથી અહા, આવા આત્મસ્વભાવનુ જેને સવેદન થયુ તે હવે પરમાત્માથી જુદો ન રહી શકે, સ્વસવેદનના બળે અલ્પકાળમા કેવળજ્ઞાન પ્રગટ કરીને તે પોતે પરમાત્મા થઈ જશે, ને અનત સિદ્ધ ભગવતોની સાથે જઈને રહેશે

અરે જીવ! આવા જૈનદર્શનમાં, એટલે કે સર્વજ્ઞ પરમાત્માના પથમા તુ અવતર્યો, ને સર્વજ્ઞદેવે કહેલા તારા સ્વભાવને તું લક્ષમા પણ ન લે,–તો

તને શું લાભ? આવો અવસર તારો ચાલ્યો જશે. પોતાના સ્વભાવમાં જે વૈભવ ભર્યો છે તેને શ્રદ્ધાવડે ખેંચીને બહાર લાવ. જેમ અંદર પાણી ભર્યું છે તે ફૂવારામાં ઊછળે છે, તેમ અંદર ચૈતન્યની શક્તિના પાતાળમાં પાણી ભર્યું છે તેમાં અંતર્દૃષ્ટિ કરતાં પર્યાયમાં તે ઊછળે છે.

આત્મા સ્વયં પોતે પોતાને પ્રગટ–સ્પષ્ટ–પ્રત્યક્ષ વેદનમાં આવે ને તેમાં પરોક્ષપણું કે અસ્પષ્ટપણું ન રહે એવો એનો પ્રકાશસ્વભાવ છે. પ્રકાશમાં અંધારા કેવા? ચૈતન્યજ્યોત જાગતી પ્રકાશવતી છે, તે આંધળી નથી કે પોતે પોતાને ન જાણે.

ભાઈ, તારી પ્રકાશશક્તિનો તું ભરોસો કર, એનો વિશ્વાસ કર ને પર્યાયમાં તે ન પ્રગટે એમ બને નહીં. વર્તમાન પર્યાય અલ્પશક્તિવાળી હોવા છતાં પણ અંતર્મુખ થઈને અનંત ગુણરત્નોથી ભરેલા આખા અદ્ભુત દરિયાને પ્રતીતમાં ને અનુભવમાં લઈ લ્યે–એવી અદ્ભુત તારી તાકાત છે. દ્રવ્યસ્વભાવમાં અદ્ભુત તાકાત છે તેની સન્મુખ થતાં પર્યાયમાં પણ અદ્ભુત તાકાત પ્રગટે છે. પર્યાય પોતે એક સમયની છતાં અનંત ગુણના ત્રિકાળી પિંડને કબુલે–એ પર્યાયની તાકાત કેવી? ભગવાન્! તારી તાકાત તો જો. જેની સામે નજર કરતાં અમૃતની રેલમછેલ થાય એવા તારા વૈભવની વાત અમૃતચંદ્રાચાર્યદેવે કરી છે. ભગવાને જેવો આત્મા જોયો તેવો આત્મા બતાવ્યો, ને તું સ્વસંવેદનથી પ્રત્યક્ષ જોઈ શકે એવી તારામાં તાકાત છે. સમયસારની શરૂઆતમાં જ આચાર્યદેવે કહ્યું હતું કે અમે સ્વાનુભવરૂપ નિજવૈભવથી શુદ્ધઆત્માનું સ્વરૂપ કહીએ છીએ અને તમે તમારા સ્વ-સંવેદનથી તે પ્રમાણ કરજો.–એટલે એવું પ્રત્યક્ષ સ્વસંવેદન કરવાની આત્મામાં તાકાત છે; માટે 'અમને ન સમજાય' એવી કલ્પના કાઢી નાંખજે, ને સિદ્ધભગવાનને અંતરમાં સ્થાપીને સ્વસંવેદન-પ્રત્યક્ષથી આત્માને અનુભવમાં લેજે. પરોક્ષ રહેવાનો તારો સ્વભાવ નથી પણ પોતે પોતાને પ્રત્યક્ષ થવાનો સ્વભાવ છે. અહો! આત્મા પોતે પોતાને પ્રત્યક્ષ થાય–આ વાત અલૌકિક છે. જેમ ઊંચા હીરાની કિંમતની તો શી વાત! પણ તેની રજ પણ કિંમતી હોય; તેમ જગતમાં શ્રેષ્ઠ એવા આ ચૈતન્યહીરાનું સ્વસંવેદન કરે તેના આનંદની તો શી વાત! પણ તેના બહુમાનપૂર્વક શ્રવણ-મનન કરે તો તેનું ફળ પણ અલૌકિક છે. એના વિકલ્પ વડે પુણ્ય બંધાય તે પણ ઊંચી જાતના હોય.

સ્વયં પ્રકાશમાન એવા આત્મસ્વભાવનું ભાન થતાં પર્યાયમાં તેનું પરિણમન પ્રગટે એટલે કે સ્વસંવેદન થાય. ગુણી એવા સ્વભાવના આશ્રયે તેનું વેદન થાય છે, કોઈ નિમિત્તના, પરના, રાગના કે ગુણભેદના આશ્રયે તેનું વેદન થતું નથી. વર્તમાન પર્યાય અંતરમાં તન્મય થઈને આખાય સ્વભાવને સ્વસંવેદનમાં લઈ લ્યે છે-એવી તેની અદ્ભુતતા છે, ને તેની સાથે પ્રશાંત આનંદરસ પણ ભેગો છે.

આ રીતે જ્ઞાનભાવમાં પ્રકાશશક્તિનું સ્પષ્ટ સ્વસંવેદનરૂપ કાર્ય પણ સ્વયં પ્રકાશે છે—એ બતાવ્યું.

પ્રકાશશક્તિનું વર્ણન પૂર્ણ (૧૨)



રે જીવ! તું જાગૃત થા... જાગૃત થા
ઉપયોગને અંતરમાં વાળ

એનું જ્ઞાન તે અવગુણ નહીં;
અજ્ઞાન તે અવગુણ છે

*

રે જીવ! તારે મોક્ષમાર્ગી થવું છે ને! તો સંસાર-માર્ગી જીવો કરતાં મોક્ષમાર્ગી જીવોનાં લક્ષણ તદ્દન જુદાં હોય છે. માટે પ્રતિકૂળતા વગેરે પ્રસંગ આવતાં તું સંસારીજીવોની જેમ ન વર્તીશ. પણ મોક્ષમાર્ગી-ધર્માત્માઓની પ્રવૃત્તિ લક્ષમાં લઈને તે રીતે વર્તજે; મોક્ષમાર્ગમાં દૃઢ રહેજે....મોક્ષમાર્ગી ધર્માત્માઓના જીવનને આદર્શરૂપે રાખજે.



[ ૧૩ ]

# અસંકુચિતવિકાસત્વ શક્તિ

[ क्षेत्रकालानवच्छिन्नचिद्विलासात्मिका असंकुचितविकासत्वशक्तिः । ]



ૐ

એક સ્વભાવ સંકુચિત જ્ઞાન ને અસંકુચિત જ્ઞાનથી
તેમાં જે સંકુચિત જ્ઞાન તે અજ્ઞાન છે
કારણકે સ્વ સ્વભાવની સંપૂર્ણતાના જ્ઞાન વિના
તે સ્વાત્મ શક્તિની સંપૂર્ણતામાં ન્યૂનતા આવી છે
તેથી પૂર્ણ સ્વભાવને લક્ષમાં લઈ વર્તવાનું
રાખવું

ગુરુદેવના આશીર્વાદ

જ્ઞાનસ્વરૂપ આત્મામાં 'અસંકુચિત-વિકાસત્વ' શક્તિ છે; એટલે એના ચૈતન્યનો વિલાસ સંકોચ વગર વિકાસ પામે–એવો એનો સ્વભાવ છે. ચૈતન્યવિલાસમાં એવો સંકોચ નથી કે આટલા ક્ષેત્રને જ જાણે અથવા આટલા મર્યાદિત કાળને જ જાણે; એનો વિકાસ તો અમર્યાદિત છે. એને કોઈ કાળની કે ક્ષેત્રની મર્યાદા નથી; અમર્યાદિત કાળને અને અમર્યાદિત ક્ષેત્રને જાણી લેવાની એની તાકાત છે. આવો ચૈતન્યનો વિલાસ છે, સંકોચ વગરનો એનો વિકાસ છે.

આત્મા અનંતશક્તિસમ્પન્ન છે: તે બધી શક્તિઓનું ક્ષેત્ર એક છે, કાળ સરખો છે, દ્રવ્ય પણ એક છે, ને ભાવમાં ભિન્નતા છે. ભિન્નભિન્ન લક્ષણવાળી અનંતશક્તિ જ્ઞાનમાત્ર આત્મામાં એકસાથે રહેલી છે. તેમાંથી આ તેરમી શક્તિનું વર્ણન ચાલે છે.

આત્મા ઘણું-ઘણું જાણે તો તેની જાણવાની શક્તિ ખૂટી જાય ખરી?– તો કહે છે કે ના; જાણવાના સ્વભાવમાં કદી સંકોચ નથી; અથવા કેવળજ્ઞાન-રૂપે જ્ઞાનનો જે અમર્યાદિત વિકાસ થયો તે હવે કદી સંકોચાશે નહિ; કેવળજ્ઞાનરૂપી કમળ ખીલ્યું તે કદી બીડાશે નહીં. સંકોચ વગરનો વિકાસ થાય એટલે કે પૂરો વિકાસ થાય ને ફરીને કદી બીડાય નહીં એવો આત્માનો સ્વભાવ છે. કોઈ ક્ષેત્ર કે કાળ ચૈતન્યના વિલાસને સંકોચી નાંખે–એમ નથી.

ધર્મી જાણે છે કે ચૈતન્યનો વિલાસ પૂરો થાય એવો મારો સ્વભાવ છે; અલ્પતા રહે કે સંકોચ રહે તે મારો સ્વભાવ નથી. અનાદિ અનંત કાળ કે જેનો ક્યાંય અંત નથી, તથા અમર્યાદિત આકાશ કે જેના વિસ્તારની કોઈ મર્યાદા નથી, એને પણ પહોંચી વળે એટલે કે પ્રત્યક્ષ જાણી લ્યે એવી અમર્યાદિત તાકાત ચૈતન્યના વિલાસમાં છે. લોકો બહારના પદાર્થોમાં વિલાસ (આનંદ) માને છે, પણ ભાઈ! તારા ચૈતન્યના અદ્ભુત વિલાસને તો જો... તેમાં જ પરમ આનંદ છે. તારા જ્ઞાનના વિલાસનું આ ચમત્કારિક સામર્થ્ય છે તેને લક્ષમાં તો લે. તેના લક્ષે તારી પર્યાય પૂર્ણપણે વિકસી જશે એટલે કે કેવળજ્ઞાન થશે.

જ્ઞાનાવરણીયકર્મ આત્માના જ્ઞાનને રોકે એ વાત તો દૂર રહી, અને પોતાના કારણે જ્ઞાનમાં હીનતા કે સંકોચ રહે–તે પણ આત્માનો સ્વભાવ નથી; આત્માનો સ્વભાવ તો પરિપૂર્ણ વિકસવાનો છે. શક્તિમાં હીનતાનો અભાવ છે,

ને હીનતાનો અભાવ હોવાથી તેના નિમિત્તરૂપ કર્મનો પણ અભાવ છે. આત્માના દ્રવ્યમા કે ગુણમા એવો સ્વભાવ નથી કે પર્યાય હીણી થાય હીણીપર્યાય થાય તે પર્યાયનો અપરાધ છે, પણ શક્તિમા હીનતા નથી, ને હીનતા તે શક્તિનુ કાર્ય નથી. સંકોચાઈને રહેવાનો આત્માની શક્તિનો સ્વભાવ નથી, પણ પૂર્ણપણે વિકસવાનો આત્માનો સ્વભાવ છે આવા સ્વભાવની સન્મુખ થતા પર્યાયમા હીનતા રહેતી નથી, શક્તિના અવલંબને તે પૂર્ણપણે વિકસી જાય છે

જ્ઞાનનો વિકાસ થયો તે કોઈ બહારના કારણોથી થયો નથી, પણ પૂર્ણ વિકસવાનો આત્માનો સ્વભાવ છે તેના જ આધારે જ્ઞાનનો વિકાસ થયો છે. વિકાસ થવાનો પોતાનો ગુણ છે, સમવસરણાદિ સંયોગ હોય તો વિકાસ થાય–એવી સંયોગની અપેક્ષા તેને નથી પરની અપેક્ષા વગર પોતે પોતાના સ્વભાવથી જ વિકાસ થવાનો આત્માનો સ્વભાવ છે ભાઈ! આ તારા સ્વઘરની વાત છે તારા નિજવૈભવનુ વર્ણન છે પરમાત્માના ઘરમા પ્રવેશવાની આ વાત છે પરમાત્માના ઘર તે કદી જોયા નથી, પરમાત્માના ઘરનો આ વૈભવ તારામા ભર્યો છે. તે તને બતાવીએ છીએ તેને દેખતા જ તારી દીનતા ટળી જશે, ને ભવના નીવેડા આવી જશે દેખ તો ખરો, તારા આત્મવૈભવને!

ચૈતન્યવિલાસ ક્ષેત્રથી અમર્યાદિત છે.–આનો અર્થ એમ નથી કે આત્માનુ ક્ષેત્ર અમર્યાદિત છે, ક્ષેત્ર તો અસંખ્યપ્રદેશી મર્યાદિત છે, પણ તેમા અમર્યાદિતક્ષેત્રને જાણવાની તાકાત છે, જાણવાના સામર્થ્યને ક્ષેત્રની મર્યાદા નથી કે આટલા ક્ષેત્રમા હોય તેને જ જાણી શકે અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્રમા રહીને અનંત–અમર્યાદિત ક્ષેત્રને જાણી લ્યે એવો ચૈતન્યનો વિલાસ છે, તેના વિકાસમા કોઈ સંકોચ નથી

હે જીવ! તુ સ્વશક્તિનો વિશ્વાસ કરીને શ્રદ્ધાનો ટંકાર કર કે મારામાં કેવળજ્ઞાન લેવાની તાકાત છે.–આવો વિશ્વાસ કરે ત્યા રાગનુ સ્વામિત્વ રહે નહિ આત્મદ્રવ્ય સર્વજ્ઞસ્વભાવી છે–એ વાત ૧૯૦ મી ગાથામા કરી છે. આત્માના સર્વ ગુણોમા પૂર્ણ વિકસવાની તાકાત છે, પૂર્ણ વિકાસ પ્રગટે એવુ શક્તિનુ કાર્ય છે. ચૈતન્યનો વિલાસ એવો છે કે પોતાના સ્વભાવથી પૂર્ણ વિકસે અવિચલિત ચેતનાવિલાસ તે જ શુદ્ધ આત્માનો વ્યવહાર છે, 'હુ મનુષ્ય છુ' એવા મનુષ્યપણારૂપ વ્યવહાર તે આત્માનો વ્યવહાર નથી, તે તો મોહનો વ્યવહાર છે, અજ્ઞાનીનો વ્યવહાર છે, મિથ્યાદૃષ્ટિ તે વ્યવહારને

પોતાનો માને છે. 'હું મનુષ્ય છું, હું રાગી છું' એવી મોહબુદ્ધિથી મિથ્યાદૃષ્ટિ વર્તે છે. 'હું ચૈતન્ય છું' એમ ધર્મીજીવ તો શુદ્ધચેતનાપરિણતિના વિલાસને જ પોતાનો વ્યવહાર જાણે છે. રાગાદિ ભાવો તે ખરો આત્મવ્યવહાર નથી. એ વાત પ્રવચનસારની ૯૩મી ગાથામાં આચાર્યદેવે સમજાવી છે.

સમ્યગ્દર્શનમાં જેનો સ્વીકાર છે તે શુદ્ધાત્મા કેવો છે? કે રાગ વગરનો છે, સંકોચ વગરનો છે, પૂર્ણ ચૈતન્યવિલાસથી ભરપૂર છે. શક્તિમાં છે તો પર્યાયમાં આવે છે. કારણ વગર કાર્ય હોય નહીં. પર્યાયમાં જે ચૈતન્ય-વિલાસરૂપ કાર્ય પ્રગટે છે તેના કારણરૂપ સ્વભાવ આત્માની શક્તિમાં ભર્યો છે; તે સ્વભાવનો સ્વીકાર કરતાં સંકોચરહિત વિકાસ પ્રગટે છે, તેને કોઈ ક્ષેત્રની કે કાળની મર્યાદા નડતી નથી. જેમ સોનાના મુગટમાં મણિ શોભે તેમ સમયસારરૂપી સુવર્ણ-મુગટમાં આ ૪૭ શક્તિરૂપી મણિ શોભે છે.

અહા, વિકસતો ચૈતન્યવિલાસ! એને કોણ રોકી શકે? ચૈતન્યના માહાત્મ્યમાં ચડ્યો તેના વિકાસને કોઈ રોકી શકે નહીં. સ્વર્ગમાં કે સાતમી નરકમાં પણ નવું સમ્યગ્દર્શન પ્રગટ કરનારા જીવો છે. પરના ક્ષેત્રને કે કાળને સ્પર્શ્યા વગર, સ્વશક્તિના સ્પર્શનથી આત્મા સ્વયં વિકાસ પામે છે. આવા સ્વભાવને લક્ષમાં લઈને તેનું વેદન કરતાં આત્મા અંદરમાં આનંદથી ઊછળી જાય. રે જીવ! તું ભિખારી નથી, તું પામર નથી, તું દીન નથી, તું અધૂરો નથી, તું તો પ્રભુતાનો સ્વામી છો, તારામાં પરમેશ્વરતા ભરી છે, સર્વ-શક્તિથી તું પૂરો છો; આવા આત્માની શ્રદ્ધા કર. શ્રદ્ધાનું બળ અપાર છે. તારા દ્રવ્યસ્વભાવની અચિન્ત્ય તાકાત છે તેની પ્રતીતવડે સમ્યગ્દર્શન થશે ને પરમાત્મપદનો વિકાસ ખીલશે.

કેવો આત્મા જ્ઞેય તરીકે જ્ઞાનમાં આવે ત્યારે આત્માને જાણ્યો કહેવાય? તેનું આ વર્ણન છે. જેવડો મહાન પદાર્થ છે તેવડો જ્ઞાનમાં આવ્યા વગર તેનું સાચું જ્ઞાન થાય નહીં. નિર્મળપર્યાય પ્રગટે છે તે કાર્ય છે, તે કાર્યનું કારણ કોણ? એટલે કે જેમાંથી નિર્મળ પર્યાયો પ્રગટે છે તે દ્રવ્ય-ગુણ કેવા છે?-એમ કાર્ય સહિત કારણને જે પ્રતીતમાં લ્યે તેને સમ્યગ્દર્શન થાય, ને તેને કારણઅનુસાર કાર્ય પ્રગટે, એટલે કે દ્રવ્ય-ગુણ જેવા શુદ્ધ છે તેવી શુદ્ધતા પર્યાયમાં પ્રગટે.-આવા દ્રવ્ય-ગુણ-પર્યાયવાળા આત્માને અહીં શુદ્ધઆત્મા કહેવામાં આવે છે. તેનું આ વર્ણન છે.

જે ક્ષેત્રમાં સિદ્ધભગવંતો પૂર્ણ ચૈતન્યવિલાસ સહિત બિરાજે છે, તે ક્ષેત્રમાં નિગોદ જીવો પણ વસે છે, તે નિગોદની પર્યાય અત્યંત સંકોચરૂપ છે. ક્ષેત્ર તેમાં કાંઈ કરતું નથી. જે ક્ષેત્રે સિદ્ધભગવંતો પરમ આનંદરૂપ નિજશક્તિના વિલાસને અનુભવે છે, તે જ ક્ષેત્રે નિગોદના જીવો મહા દુઃખનું વેદન કરી રહ્યા છે. એટલે બહારનું ક્ષેત્ર આત્માના વિકાસને રોકતું નથી કે વિકાસમાં મદદ પણ કરતું નથી. નિગોદ વગેરે જીવોની પર્યાય ભલે સંકોચરૂપ છે, છતાં તેનામાં પણ અસંકોચપણે વિકાસ પામે એવી શક્તિ તો છે. આત્માની ચેતનાશક્તિમાં એવા વિલાસની તાકાત છે કે ક્ષેત્ર કે કાળનું જ્ઞાન કરવામાં તેને કોઈ મર્યાદા નથી, ત્રણલોક ને ત્રણકાળને જાણવાનું અમર્યાદ સામર્થ્ય એનામાં છે. આવી શક્તિવાળા આત્માને એક સંકુચિત પર્યાય જેટલો જ માની લેવો તે તો પર્યાયબુદ્ધિ છે, સંકુચિતબુદ્ધિ છે, સંકુચિત જ માન્યો તો તે વિકાસ ક્યાંથી લાવશે? સંકોચ તે કાંઈ દ્રવ્ય-ગુણનું કાર્ય નથી, દ્રવ્ય-ગુણમાં તો અસંકુચિત-વિકાસનો સ્વભાવ છે. આવા સ્વભાવની પ્રતીતવાળાને પર્યાયમાં સંકોચ ટળીને વિકાસ થયા વગર રહે નહિ. જેને પોતામાં એકલી અશુદ્ધતા ને સંકોચ જ ભાસે છે તેણે આત્માના દ્રવ્ય-ગુણને જાણ્યા જ નથી એટલે કે શુદ્ધ કારણને કે શુદ્ધ ઉપાદાનને તે ઓળખતો નથી, તે અશુદ્ધતાને જ દેખે છે. ભાઈ, તારી આત્મવસ્તુ કેવડી છે? શું સંકોચાયેલી-હીણી પર્યાય જેટલી જ આત્મવસ્તુ છે?—ના, આત્મા તો અનંત-ગુણથી પૂરો છે ને પૂરી પર્યાય વિકસે એવો છે.

આત્માની અસંકુચિત-વિકાસશક્તિ સર્વગુણોમાં વ્યાપક છે, એટલે જ્ઞાનમાં કેવળજ્ઞાનપણે વિકસવાની તાકાત છે, આનંદગુણમાં પૂર્ણ આનંદરૂપે વિકસવાનો સ્વભાવ છે. આવી શક્તિસહિત આત્માને ઓળખે ત્યારે જ આત્માને જાણ્યો કહેવાય, ને તેને પર્યાયમાં તેવો સ્વભાવ ખીલી જાય. આવા આત્માની સમજણમાં અપૂર્વ અંતર્મુખ પ્રયત્ન છે. આ વસ્તુ સમજવાની ખરી જિજ્ઞાસા જાગે તે પણ અપૂર્વ છે. સ્વરૂપના સામર્થ્ય તરફ રુચિનું વલણ થતાં આત્માની અનંત શક્તિનો વૈભવ હાથમાં આવે છે.

ઉપસર્ગ કે પરિષહના ગમે તેવા સંયોગ વચ્ચે પણ આત્માની શક્તિ ઘેરાઈ જતી નથી કે હણાઈ જતી નથી, ને જ્યાં આવી શક્તિવાળા આત્માને દૃષ્ટિમાં લીધો ત્યાં પર્યાય પણ હીણી થતી નથી, વિકાસશક્તિના આશ્રયે

પર્યાય પણ વિકાસરૂપ થાય છે. સાધકપર્યાયમાં કંઈક હીનતા રહી તેનો સ્વીકાર શુદ્ધદૃષ્ટિમાં નથી. જ્યાં વિકલ્પ નથી ત્યાં આત્મા છે; વિકલ્પ કે ઇચ્છા તે કાંઈ આત્મા નથી. આત્માના સંવેદનમાં, આત્માના સ્વવૈભવમાં ઇચ્છાનો તો અભાવ છે તો ઇચ્છાવડે તે કેમ પ્રગટે? ઇચ્છાની અપેક્ષા વગરનો નિરપેક્ષ આત્મવૈભવ તે પરના કારણ વગર પોતાથી જ પ્રગટે છે. આત્મસ્વભાવનો અપાર મહિમા છે, કોઈ અન્ય ચીજવડે તેનો મહિમા નથી. ચૈતન્ય દ્રવ્ય, તેના અનંતગુણો અને તે તરફની નિર્મળપર્યાય–એ ત્રણે મહિમાવંત છે; આવું તારું આત્માપણું છે; તારું આત્માપણું પરમાં કે રાગમાં નથી, પણ શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયમાં તારું આત્માપણું છે. શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય જેટલો આત્મા છે. આવા શુદ્ધ આત્માને લક્ષમાં લેતાં સંકોચ વગરનો વિકાસ થાય છે. ચૈતન્યનો તે વિલાસ ક્ષેત્ર કે કાળની મર્યાદા વગરનો છે. મુનિરાજને ઉપાડીને કોઈ દેવ તેમને જ્યાં છઠ્ઠો આરો વર્તતો હોય એવા ક્ષેત્રમાં મુકી દે–તો તેથી કાંઈ તે મુનિનો વિકાસ સંકોચાઈ જતો નથી, તે ક્ષેત્રમાં ને તે કાળમાં પણ તે કેવળજ્ઞાન પ્રગટ કરીને, સંકોચ વગરનો વિકાસ પ્રગટાવી શકે છે. નરકમાં અસંખ્ય સમ્યગ્દૃષ્ટિ જીવો આત્માના આનંદનું વેદન કરે છે. સમુદ્ઘાત વખતે કેવળીભગવાનના આત્મપ્રદેશો નરકના ક્ષેત્રમાં પણ છે, પણ તે આત્મપ્રદેશોમાં ચૈતન્યવિલાસ પૂરો વિકસી ગયો છે, તેમાં જરાય સંકોચ નથી; આ રીતે નરકનું ક્ષેત્ર પણ ચૈતન્યના અસંકુચિત-વિકાસને અટકાવતું નથી. આત્માનો એવો સ્વભાવ છે કે ગુણોનો વિકાસ થાય પછી તેમાં સંકોચ રહે નહીં. જ્ઞાનમાત્ર આત્માના અનુભવમાં આવી એક શક્તિ પણ ભેગી જ પરિણમે છે.

આ રીતે અસંકુચિત-વિકાસત્વ શક્તિનું વર્ણન પૂર્ણ થયું. (૧૩)



[ ૧૪ ]

# અકાર્યકારણત્વ શકિત

[ अन्याक्रियमाणान्याकारकैकद्रव्यात्मिका अकार्यकारणत्वशक्तिः । ]



આત્માના અંતરમાં જે વૈભવ ભર્યો છે તેનું આ વર્ણન છે અરે, ચૈતન્યદરબારમાં કેવો અનંત રત્નોનો સાગર ભર્યો છે! કેવો અચિંત્ય ચૈતન્યવૈભવ અંદર ભર્યો છે! તે સન્તોએ બતાવ્યો છે અહો, આવા નિજવૈભવને કોણ ન દેખે? કોણ ન ઙચે? કોણ ન અનુભવે? હે જીવો! તમે તમારા આવા આત્મવૈભવને દેખો, અનુભવો, તમને પરમ આનંદ થશે



આ જ્ઞાનસ્વરૂપી આત્મદ્રવ્ય એવું છે કે અન્ય વડે તે કરાયેલું નથી એટલે 'અકાર્ય' છે; અને પોતે કોઈ અન્યને કરતું નથી એટલે 'અકારણ' છે. આ રીતે જ્ઞાનસ્વભાવી આત્મા અકાર્યકારણપણારૂપ ધર્મથી સહિત છે. જેમ આત્મદ્રવ્ય પરના કાર્ય-કારણપણા વગરનું છે તેમ તેના સર્વે ગુણો ને પર્યાયો પણ પર સાથેના કાર્ય-કારણ વગરનાં છે.

આત્મા પરનું કારણ નથી ને પરનું કાર્ય પણ નથી. આત્માનો સ્વભાવ એવો સ્વાધીન છે કે પરથી કરાતો નથી; વિકલ્પ કર્તા થઈને આત્માના સ્વભાવનું કાર્ય કરે–એવો આત્મા નથી. તેમજ આત્મા કારણરૂપ થઈને રાગને કરે–એવો પણ તેનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ એવા અકાર્યરૂપ છે કે અન્ય કોઈ કારણોની અપેક્ષા તેને નથી. નિજસ્વભાવ સિવાય અન્ય કોઈ કારણોને તે પોતાના કારણપણે સ્વીકારતો નથી. તેમજ કર્મ વગેરે અન્ય પદાર્થનું કારણ થાય એવું કારણપણું પણ આત્માના સ્વભાવમાં નથી. ત્રિકાળીસ્વભાવમાં તો નથી ને તે સ્વભાવ તરફ ઝુકેલી નિર્મળપર્યાયમાં પણ કોઈ પરભાવો સાથે કારણ–કાર્યપણું નથી. આત્માની કોઈ શક્તિ (ગુણ) પોતે જો વિકારનું કારણ થાય તો તો વિકાર સદા થયા જ કરે.–પણ એમ નથી. સ્વભાવ તરફ ઝુકતાં તો વિકાર ટળી જાય છે માટે વિકાર તે સ્વભાવનું કાર્ય નથી. તેમજ વિકારીભાવો (શુભરાગ) કારણ થઈને આત્માના સમ્યગ્દર્શનાદિ કાર્યને કરે એમ પણ નથી. જ્ઞાનાદિ નિજશક્તિથી આત્મા સ્વયં નિર્મળ કાર્યરૂપે પરિણમે છે. આત્માની એકેય શક્તિ એવી નથી કે નિજકાર્ય માટે બીજાનું અવલંબન લ્યે. જ્ઞાન પોતાના કાર્ય માટે બીજાનું અવલંબન લ્યે અથવા તો જ્ઞાન પરિણમીને બીજાનું કાર્ય કરે–એવું અન્ય સાથે કાર્ય-કારણપણું જ્ઞાનમાં નથી. આત્માની જ્ઞાનશક્તિને જ્ઞાનાવરણકર્મની સાથે ખરેખર કારણ-કાર્યપણું નથી. આત્માની આવી અકારણ-કાર્યશક્તિ સર્વગુણોમાં વ્યાપેલી છે એટલે જ્ઞાનની જેમ શ્રદ્ધા, આનંદ વગેરે કોઈ પણ ગુણને કે તેની પર્યાયને પર સાથે કારણ-કાર્યપણું નથી. શુભ-રાગ કારણ થઈને સમ્યગ્દર્શનાદિ કાર્યને કરી દે–એમ બનતું નથી. રાગમાંથી સમ્યગ્દર્શનાદિ કાર્ય આવે તો તો આત્મા રાગમય થઈ ગયો; કેમકે કારણ અને કાર્ય જુદી જાતના ન હોય.

આત્માની દરેક શક્તિમાં સ્વયં કારણ-કાર્યપણું સમાય છે, પર સાથે એનો સંબંધ નથી. આનંદનું કારણ કોણ? કે આત્માની આનંદશક્તિ જ

આનંદનું કારણ છે જ્ઞાનનું કારણ કોણ? કે જ્ઞાનશક્તિ જ જ્ઞાનનું કારણ છે. એમ અનંત ગુણોમાં પોતપોતાના કાર્યનું કારણ થવાની તાકાત છે પર સાથે કારણ-કાર્યપણું નથી આત્માના અનંતગુણો સદા એકક્ષેત્રે રહેલા છે, ગુણોને ક્ષેત્રભેદ નથી દ્રવ્ય-ગુણને સદા એકક્ષેત્રપણું છે ને તેની પર્યાય પણ સ્વક્ષેત્રમાં જ વ્યાપક છે આત્માના આવા દ્રવ્ય-ગુણ કે પર્યાયમાં અન્યનું કારણ-કાર્યપણું જરાપણ નથી જ્યાં અકારણકાર્યસ્વભાવી આવું દ્રવ્ય દૃષ્ટિમાં લીધું ત્યાં સ્વદ્રવ્યને જ કારણ બનાવીને નિર્મળપર્યાયરૂપ કાર્ય થાય છે શ્રદ્ધામાં, જ્ઞાનમાં, ચારિત્રમાં, આનંદમાં બધા ગુણોની નિર્મળપર્યાયમાં સ્વશક્તિ જ કારણરૂપ છે, બીજું કોઈ કારણ નથી બીજાને પોતાનું કારણ બનાવે એવું પરાધીનપણું આત્માના સ્વભાવમાં જ નથી. સ્વ-કારણ-કાર્યની સ્વાધીન પ્રભુતામાં ભગવાન આત્મા બિરાજી રહ્યો છે

ભગવાન! તારી શાંતિ માટે, સુખ માટે બીજું કોઈ કારણ છે જ નહીં, તારામાં જ તારી શાંતિનું, સુખનું કારણ થવાનો સ્વભાવ છે શ્રી રામચન્દ્રજી જ્યારે લક્ષ્મણના શરીરને ખભે ઉપાડીને ફરતા, ને જ્યારે સીતાની શોધમાં વનજંગલમાં ઘૂમતા, ત્યારે પણ તેઓ આત્માની આવી પ્રભુતાને જાણતા હતા, ને તે વખતના રાગ સાથે પોતાના સ્વભાવનું કારણ-કાર્યપણું સ્વીકારતા ન હતા. તે વખતેય પરના કે રાગના કારણ વગર જ તેમના આત્મામાં સમ્યગ્દર્શનાદિ કાર્ય થતું હતું. જ્ઞાનાદિ નિર્મળભાવોના જ કારણ-કાર્યપણે તેમનો આત્મા પરિણમતો હતો એ જ રીતે સીતાજીને પણ વનવાસ વખતે અંદર આવા આત્માનું ભાન હતું મારા આત્માના જીવન માટે કોઈ અન્ય કારણ નથી, મારા જ્ઞાનને કે મારા સુખને અન્ય સાથે કારણ-કાર્યપણું નથી, પરની સાથે કારણ-કાર્યસંબંધ વગરનો મારો નિરપેક્ષ આત્મા જ મારું શરણ છે, મારા આનંદમાં બીજું કોઈ કારણ થાય તેમ નથી મારો આનંદ-સ્વભાવ જ સ્વયં પરિણમીને આનંદરૂપ કાર્ય કરે છે દરેક આત્માનો આવો જ સ્વભાવ છે પણ એને જે લક્ષમાં લ્યે તેને તે પર્યાયમાં પ્રગટે છે, ને ત્યારે ભગવાન આત્મા પોતાના અનેકાન્ત-વૈભવથી પ્રસિદ્ધ થાય છે. આત્મામાં નિર્મળ પર્યાયના ઉત્પાદ-વ્યય થાય છે તે તો સ્વભાવ છે, તેમાં કોઈ બીજું કારણ નથી. તેમજ આત્મા પોતાની પર્યાયવડે કારણ થઈને બીજાના કાર્યને કરે એમ પણ બનતું નથી આત્માની જ્ઞાનપર્યાયને પોતાની જ્ઞાનશક્તિ સાથે જ કાર્ય-કારણપણું છે, જ્ઞાનાવરણાદિ પર સાથે તેને કારણ-કાર્યપણું નથી

લોકો કહે છે કે કારણને શોધો.–પણ ભાઈ! તું કારણને ક્યાં શોધીશ? –તારામાં કે પરમાં? પરમાં તો તારું કારણ છે જ નહીં, એટલે એમાં શોધવું નકામું છે. તારો સહજસ્વભાવ જ તારા કારણરૂપે પરિણમીને તને કેવળજ્ઞાન આપે એવો છે. પ્રવચનસારમાં આચાર્યદેવ કહે છે કે જ્ઞાનસ્વભાવને જ કારણ-પણે ગ્રહવાથી તુરત જ કેવળજ્ઞાન પ્રગટે છે. નિશ્ચયથી પરની સાથે આત્માને કારકપણાનો સંબંધ નથી–કે જેથી શુદ્ધઆત્મસ્વભાવની પ્રાપ્તિને માટે સામગ્રી (બાહ્ય સાધનો) શોધવાની વ્યગ્રતાથી જીવો નકામા પરતંત્ર થાય છે.

પોતે કારણરૂપ થઈને બીજાનું કાર્ય કરે નહિ એવો 'અકારણ' સ્વભાવ. અને બીજાને કારણ તરીકે સ્વીકારીને પોતે તેનું કાર્ય ન થાય એવો 'અકાર્ય' સ્વભાવ; આવો અકારણ-કાર્યસ્વભાવ આત્મામાં ત્રિકાળ છે; તે દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં વ્યાપક છે, એટલે જેમ ત્રિકાળી દ્રવ્ય–ગુણ અન્યથી કરાતા નથી તેમ પર્યાય પણ અન્યથી કરાતી નથી. વાહ! કેટલી સ્વાધીનતા! આત્માને પોતાના ધર્મની પરિણતિ માટે દેહાદિની ક્રિયા સાધન થાય એમ માને તેને આત્માના સ્વભાવની ખબર નથી. પરમેશ્વરપણું પોતામાંથી પ્રાપ્ત થાય ને બીજાની ઓશીયાળ ન રહે એવી આ વાત છે. આવો જ આત્માનો વૈભવ છે. આ વસ્તુ લક્ષમાં લ્યે તો ઉપાદાન–નિમિત્ત કે નિશ્ચય-વ્યવહાર વગેરે બધા તત્ત્વોનો નિર્ણય થઈ જાય. અરે આત્મા! તારામાં પ્રભુતાનું પરમ સામર્થ્ય ભર્યું છે પછી તારે બીજા કોની મદદ લેવી છે? તારી શક્તિમાં એવી કોઈ અધૂરાશ ક્યાં છે કે તારે બહારમાં બીજા કારણને શોધવા પડે? અરે, સ્વશક્તિમાં મહાન સામર્થ્ય છે તેને ભૂલીને, નિમિત્તકારણ પાસે દીનતા કરીને તું કેમ અટક્યો? પરને કારણે આત્મામાં હીનતા થાય એ વાત તો દૂર રહો, ને પોતાની પર્યાયને કારણે હીનતા થાય તે પણ આત્માના સ્વભાવમાં નથી. દીનતા કે હીનતા વગરનો આત્મસ્વભાવ છે તેની શક્તિમાંથી તો પૂરો વિકાસ જ પ્રગટે, અને તે પણ અન્ય કારણ વગર જ પ્રગટે એવો આત્માનો સ્વભાવ છે. સ્વભાવનો આવો વૈભવ તારામાં ભર્યો જ છે, તેમાં નજર કર એટલી જ પ્રગટવાની વાર છે.

સમયસાર ગા. ૭૨માં આત્મા અને આસ્રવોની ભિન્નતાનું વર્ણન કરતાં આચાર્યદેવ કહે છે કે–આસ્રવો આકુળતાના ઉપજાવનારા હોવાથી દુઃખનાં કારણો છે; અને ભગવાન આત્મા તો, સદાય નિરાકુળતા-સ્વભાવને લીધે કોઈનું કાર્ય તેમજ કોઈનું કારણ નહિ હોવાથી, દુઃખનું અકારણ છે.

આત્મા પોતે નિજસ્વભાવથી દુઃખનું કારણ હોઈ શકે નહિ, દુઃખનું કારણ તો નવા આગન્તુક મલિન આસ્રવભાવો છે. આત્માનો સ્વભાવ દુઃખનું કારણ નથી ગુણસ્વભાવ આત્મા પોતાના ગુણોના કાર્યનું કારણ થાય છે, પણ અન્યનું કારણ થતો નથી જો બીજા સાથે કારણ કાર્યપણું કરવા જાય તો ત્યાં આકુળતા ને દુઃખની ઉત્પત્તિ થાય છે આ રીતે પર સાથે એકત્વબુદ્ધિરૂપ આસ્રવ તે દુઃખનું કારણ છે ને ભગવાન આત્મા સ્વયમેવ સુખરૂપ હોવાથી દુઃખનું કારણ નથી -આમ ભિન્નતા જાણીને, ક્રોધાદિથી ભિન્ન આત્મસ્વભાવનો અનુભવ કરતાં આત્મા નિર્મળ સુખરૂપે પરિણમે છે, ને દુઃખરૂપ એવા આસ્રવભાવો છૂટી જાય છે

આ ચૈતન્યદરિયામાં અનંત ગુણરત્નો ભર્યાં છે, એકેક રત્ન મહાન છે, આવો મહા ચૈતન્ય-રત્નાકર આત્મા જગતમાં સૌથી શ્રેષ્ઠ રત્ન છે આવા શ્રેષ્ઠ ચૈતન્ય-રત્નોનો મહા મોટો ભંડાર તું પોતે, ને બીજેથી તું સુખ લેવા જા-એ તો, મીઠા પાણીના દરિયામાં રહેતું માછલું પોતાની તરસ છીપાવવા બીજા પાસે પાણી માગે એના જેવું છે. જેમ ચક્રવર્તીરાજા બીજા પાસે ભીખ માગે એ શોભે નહીં, તો ચક્રવર્તી પણ જેને સેવે એવો આ મોટો ચૈતન્ય-ચક્રવર્તી, તે પોતાનું સુખ બીજા પાસે માગે એ તેને શોભતું નથી. આત્મા પોતે પોતાના સ્વભાવના સેવનથી જ શોભે છે. હે જીવ! તારું રૂપ તો સ્વાધીન-પણે પરિપૂર્ણ છે, તેને બદલે પરને લઈને મારામાં ગુણ થાય એમ તું માને છે તે તો તને મોહનું ભૂત વળગ્યું છે.

તારા કારણ-કાર્ય તારામાં છે-એ વાત સમજાવીને સંતોએ અપૂર્વ સ્વાધીનતાનું જ્ઞાન કરાવ્યું છે. સ્વાધીન હોવા છતાં પોતે પોતાને પરાધીન માની બેઠો હતો. ભાઈ, તારા કાર્યનું કારણ તારામાં જ છે, પરની સાથે તારા કોઈ પણ ગુણને કારણ-કાર્યપણું છે જ નહિ, પછી બીજે શોધવાનું ક્યાં રહ્યું? અંતર્મુખ થઈને પોતાના સ્વભાવને જ સાધન બનાવ. સ્વભાવને સાધનપણે અંગીકાર કરતાં, આત્મા પોતે સાધન થઈને કેવળજ્ઞાનાદિ કાર્યરૂપે પરિણમી જાય છે પરના અવલંબને કે રાગના અવલંબને આત્મામાં કેવળજ્ઞાનાદિ કાર્ય થાય-એવો આત્માનો સ્વભાવ નથી. તેમજ પરવસ્તુમાં પણ એવો સ્વભાવ નથી કે તેઓ આત્માને કાંઈ આપે, અથવા આત્માનું સાધન થાય.

અહા, કેટલો સ્વાધીન સ્વભાવ! કેટલી નિરાકુળતા ને કેટલી શાંતિ!

અનંત ગુણના વૈભવવાળા આ આત્મામાં એવો કોઈ ગુણ નથી કે જે રાગને કરે ને કર્મને કારણરૂપ થાય. અને આત્મગુણના આશ્રયે જે નિર્મળ પરિણતિ પ્રગટી તે પણ અન્યને (રાગને કે કર્મને) કારણરૂપ થતી નથી કે અન્યને પોતાનું કારણ બનાવતી નથી. ધર્મીનો આત્મા કારણ થઈને રાગને કરે કે મકાન વગેરેની રચના કરે–એમ નથી. જે શુભરાગ થાય તે રાગનું કારણ થવાનો આત્માનો સ્વભાવ નથી; તેમજ પોતાના સ્વભાવકાર્યમાં રાગને કારણ બનાવે એવો પણ આત્માનો સ્વભાવ નથી. આવો સ્વભાવ જેણે પ્રતીતમાં લીધો તેને અકારણ-કાર્ય-સ્વભાવનું સમ્યક્ પરિણમન પ્રગટ્યું, એટલે રાગાદિના કર્તૃત્વરહિત જ્ઞાનભાવપણે જ રહેતો તે મોક્ષને સાધે છે.

શરીરાદિના કોઈપણ કાર્યનું કારણ થાય એવો કોઈ સ્વભાવ આત્માના દ્રવ્યમાં ગુણમાં કે પર્યાયમાં નથી. તેમજ શરીરાદિને કારણ બનાવીને આત્મા તેનાથી કાંઈ ધર્મ કરે–એવો પણ સ્વભાવ નથી. આત્માને કાંઈ આપે એવો સ્વભાવ જડમાં નથી, ને જડમાંથી કાંઈ લ્યે એવો સ્વભાવ આત્મામાં નથી. આત્માને પરની સાથે કારણ-કાર્યપણાનો અભાવ છે. કારણ-કાર્યની વાત કાઢી નાંખીને પરની સાથેનો સંબંધ જ તોડી નાખ્યો. એટલે હવે પોતાના ત્રિકાળી દ્રવ્ય-ગુણ સાથે જ પર્યાયનો સંબંધ થયો, પર્યાય પરથી પાછી વળીને સ્વદ્રવ્ય તરફ વળી; પોતાના શુદ્ધ દ્રવ્યગુણમાં એકાગ્ર થતાં પર્યાય પણ તેવી નિર્મળ થઈ. તે પર્યાયમાં પરની સાથે (રાગની સાથે) કારણ-કાર્યપણાનો કાંઈ સંબંધ નથી. આનું નામ ધર્મ, ને આ મોક્ષનો માર્ગ.

શ્રીમદ્ રાજચંદ્રજી કહે છે કે—

છૂટે દેહાધ્યાસ તો નહીં કર્તા તું કર્મ.
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.

તેમ અહીં કહે છે કે—

છૂટે રાગ-અધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ,
નહીં ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ.

દેહ હું, રાગ હું, ને તે મારું કાર્ય એવી જે રાગ સાથે એકત્વબુદ્ધિ, તેને લીધે અજ્ઞાની રાગાદિનો કર્તા થાય છે; હું તો જ્ઞાન છું, રાગ હું નથી, ને રાગ મારા જ્ઞાનનું કાર્ય નથી–એવી ભિન્નતાના ભાન વડે જ્યાં રાગ સાથે એકતાબુદ્ધિનો અધ્યાસ છૂટી ગયો ત્યાં ધર્મીજીવ જ્ઞાનરૂપે જ પરિણમે છે, તે

રાગાદિનો કર્તા-ભોક્તા થતો નથી. આવી દશા પ્રગટે તેનુ નામ ધર્મ છે.

અશુદ્ધઉપયોગના નાશને માટે ધર્મી જીવ કેવી મધ્યસ્થ-ભાવના પ્રગટ કરે છે તેનુ વર્ણન કરતા પ્રવચનસારમા કહે છે કે—

હુ દેહ નહી, વાણી ન, મન નહી, તેમનુ કારણ નહી,
કર્તા ન, કારયિતા ન, અનુમંતા હુ કર્તાનો નહી   (૧૬૦)

જેને દેહાદિના કાર્યો પ્રત્યે કર્તૃત્વબુદ્ધિ હોય તેને તેમા મધ્યસ્થતા રહી શકે જ નહી. ધર્મી જાણે છે કે હુ દેહાદિનો આધાર નથી, કર્તા નથી, કારણ નથી, મારા આધાર વિના જ, મારા કર્તૃત્વ વિના જ, મારા કારણ થયા વિના જ, તેઓ સ્વતંત્રપણે પરિણમી રહ્યા છે, માટે તેના પક્ષપાત રહિત હુ અત્યંત મધ્યસ્થ છુ. જ્ઞાનસ્વરૂપ આત્માનો આવો મધ્યસ્થ સ્વભાવ છે.

ધર્મીએ આવો આત્મા જાણ્યો છે. બધાય આત્માનો આવો જ સ્વભાવ છે પણ અજ્ઞાની તેને જાણતો નથી, વિપરીત માને છે; ને જ્ઞાની તેને યથાર્થ જાણે છે. આત્મા બીજાનુ કાંઈ કરી ન શકે તો તો તે શક્તિહીન થઈ ગયો -એમ અજ્ઞાનીને લાગે છે, પણ ભાઈ! તારી સ્વશક્તિ તો તારામા કામ કરે કે પરમા? જો તારો આત્મા પરના કામ કરે ને પર ચીજ તારા આત્માનુ કામ કરે,-તો તારા કાર્ય માટે તારે પર સામે જ જોવાની ઓશીયાળ રહી,-એ તો મહા વિપરીતતા છે, પરાધીનતા છે, દુ ખ છે તારી સ્વશક્તિ તારામા, તે સ્વાધીનપણે નિજકાર્ય કરે છે, પોતાના કાર્ય માટે તેને પરની જરાય અપેક્ષા નથી. આવુ અકારણ-કાર્યપણુ તારા આત્મામા છે, તેમજ બધાય પદાર્થોમા છે. તારા અકારણ-કાર્યસ્વભાવને લીધે તારા બધા ગુણોમા ને તેની પર્યાયોમાં અકારણ-અકાર્યપણુ છે, તારા એકેય ગુણમા કે એકેય પર્યાયમા પર સાથે કારણ-કાર્યપણુ નથી. તારો સ્વભાવ કારણ ને તારી પર્યાય કાર્ય, શુદ્ધસ્વભાવરૂપ જે કારણ તેનુ કાર્ય પણ શુદ્ધ છે, અશુદ્ધતા તે ખરેખર શુદ્ધશક્તિનુ કાર્ય નથી. અશુદ્ધતાનુ કારણ થવાનો કોઈ ગુણ આત્મામા નથી. આવી શુદ્ધ શક્તિવાળા જ્ઞાનમાત્ર આત્માને (-શુદ્ધકાર્ય સહિત) સમ્યગ્દષ્ટિ દેખે છે

મહાત્મા કહે છે કે અરે આત્મા! ભગવાન તીર્થંકરદેવે આવો આત્મા જાણીને કહ્યો છે, ને તેઓએ પોતાના અંતરમાં આવો આત્મા અનુભવ્યો છે. તારા આવા આત્માને ભૂલીને તુ ચાર ગતિમા રખડયો ને તે મહા દુ ખ

ભોગવ્યા. તારો સ્વભાવ મોટો છે ને તારા દુઃખની વીતકકથા પણ મોટી છે; તે દુઃખ મટાડવાની, ને આત્મસુખ પ્રાપ્ત કરવાની આ વાત છે. તારા સ્વ-વૈભવને સંભાળતાં તેમાં દુઃખ ક્યાંય છે જ નહીં. જૈનશાસનમાં વીતરાગી સન્તોએ આવા આત્મવૈભવની પ્રસિદ્ધિ કરી છે.

* * *

અનેકાન્તસ્વરૂપ આત્માની અકારણ-કાર્યશક્તિ એમ બતાવે છે કે તારું કાર્ય કરવા માટે પર સાથે કાંઈ સંબંધ નથી; જ્ઞાનસ્વરૂપ આત્મામાં પોતામાં એવી તાકાત છે કે પોતાના કાર્યનું કારણ પોતે જ થાય. આત્મામાં એવો સ્વભાવ છે કે તેનું કાર્ય બીજાથી કરાતું નથી, ને પોતે બીજાના કાર્યનું કારણ થતો નથી. પર સાથે જેને કર્તાકર્મની કે કારણ-કાર્યની બુદ્ધિ છે તેને તો પોતાના અકર્તા-જ્ઞાનસ્વભાવની પ્રતીત નથી. જ્ઞાનસ્વરૂપ આત્માને જાણે ત્યાં પર સાથે કર્તૃત્વબુદ્ધિ રહે નહીં. આત્મામાં જે અનંત ગુણો છે તે બધાય પોતપોતાનું કાર્ય કરે છે, કોઈનું કાર્ય પરથી થતું નથી. હું કારણરૂપ થઈને પરનાં કામ કરું ને પર ચીજને મારા કાર્યનું કારણ બનાવું–એમ અજ્ઞાની માને છે, તેને પોતાના કે પરના સ્વભાવની ખબર નથી, આત્માનો વૈભવ તેણે જોયો નથી.

આત્માનો સ્વભાવ સમુદ્ર જેવો ગંભીર છે. અનંત ગુણનો વૈભવ તો આત્મા સિવાય બીજા જડ પદાર્થોમાં પણ છે, પણ તે પદાર્થોને પોતાના વૈભવની ખબર નથી; તેમના વૈભવને પણ જાણનારો તો આત્મા છે. આત્મા પોતાના જ્ઞાનવૈભવ વડે સર્વ પદાર્થોને જાણે છે, તે જ્ઞાનવૈભવ મહાન છે, તે સારરૂપ છે, તેને જાણતાં પરમ સુખ થાય છે.

નિજગુણનો વૈભવ ધરનાર આત્મા શું કરે? ને કઈ રીતે તેનું કાર્ય થાય તેની અજ્ઞાનીને ખબર નથી. આત્માના નિજગુણનું કાર્ય એટલે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર વગેરે નિર્મળ પર્યાયો, તે અન્યથી થતા નથી એટલે બીજો તેનું કારણ નથી. તેમજ તે સમ્યગ્દર્શનાદિ પ્રગટીને બીજામાં કાંઈ કરી દે એવું પણ તેનામાં નથી. આ રીતે આત્મા બીજાનું કાર્ય નથી, ને પોતે બીજાનું કારણ નથી. અજ્ઞાની પરથી કાર્ય થવાનું માને છે,–માને ભલે પણ તેમ થતું નથી. એ જ રીતે પરના કાર્ય કરવાનું માને છે, માને ભલે પણ કરી શકતો નથી. નથી થતું છતાં માને છે-તે અજ્ઞાન છે. પોતાની અવસ્થાનું

કાર્ય પરથી થવાનું માને છે ત્યાંસુધી તે પરની સામે જ જોયા કરે છે, પરમાંથી તેની દૃષ્ટિ (-એકત્વબુદ્ધિ) હટતી નથી ને તેનું મિથ્યાત્વ મટતું નથી. મારા આત્માની કોઈ શક્તિ કે તેની અવસ્થા પરથી થતી નથી, ને પરમાં કાંઈ કરતી નથી, પરની સાથે મારે કાંઈ જ કારણ-કાર્યપણું નથી-એમ પોતાના સ્વભાવનો નિર્ણય કરે તો પરમાંથી દૃષ્ટિ હટીને સ્વભાવ તરફ વળે, એટલે સ્વભાવનું નિર્મળ કાર્ય (સમ્યગ્દર્શનાદિ) પ્રગટે, ને મિથ્યાત્વ ટળે.

'જ્ઞાનમાત્ર ભાવ' કહેતાં દ્રવ્ય-ગુણ-પર્યાયનો જેટલો સમૂહ લક્ષિત થાય છે તે બધોય એક આત્મા છે અકારણ-કાર્યસ્વભાવ પણ તેમાં સમાઈ જાય છે, પણ રાગ તેમાં સમાતો નથી, કેમકે રાગાદિભાવો કાંઈ જ્ઞાનલક્ષણ વડે લક્ષિત થતા નથી. 'જ્ઞાનમાત્ર' લક્ષણવડે તો નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાયો જ લક્ષિત થાય છે. રાગ તે જ્ઞાનનું કાર્ય નથી. 'જ્ઞાન'નું કાર્ય તો જ્ઞાનરૂપ હોય. સંવર-નિર્જરા-મોક્ષરૂપ નિર્મળપર્યાય સહિતના આત્માને જ 'આત્મા' કહ્યો છે. જ્ઞાનમાત્ર આત્મામાં તેના અનંતા નિર્મળ ગુણ-પર્યાયો સમાય છે, પણ રાગાદિ ભાવો તેમાં સમાતા નથી. જ્ઞાનલક્ષણ દ્વારા આવું સ્પષ્ટ ભેદજ્ઞાન કરાવીને શુદ્ધઆત્મા લક્ષગત કરાવ્યો છે. ભાઈ, પોતાના જ અંતરમાં લક્ષગત થઈ શકે એવી આ વસ્તુ છે. પોતાના અંતરમાં જે વૈભવ ભર્યો છે તેનું જ આ વર્ણન છે. અરે, ચૈતન્યદરબારમાં કેવો અચિંત્ય ચૈતન્યવૈભવ અંદર ભર્યો છે! તે સન્તોએ બતાવ્યો છે. અહો! આવા નિજવૈભવને કોણ ન દેખે? કોણ ન ટ્યે? કોણ ન અનુભવે? હે જીવો! તમે તમારા આવા આત્મવૈભવને દેખો, અનુભવો, તમને પરમ આનંદ થશે.

પોતે સર્વજ્ઞ જેટલા વૈભવથી પૂરો પરમાત્મા છે, રાગાદિ વિકલ્પ તે તેનું મૂળસ્વરૂપ નથી, છતાં ભ્રમથી તે વિકલ્પને નિજસ્વરૂપ માની રહ્યો છે. એ ભ્રમ પણ તેનું મૂળસ્વરૂપ નથી, એટલે સાચી ઓળખાણ વડે તે ભ્રમ ટળી જાય છે. ભ્રમ ટળતાં ભાન થાય છે કે હું તો જ્ઞાન છું, વિકલ્પ વડે મારું જ્ઞાનકાર્ય થતું નથી. જ્ઞાનને ને વિકલ્પને કારણ-કાર્યપણું નથી

આત્માને પરની સાથે જરાપણ કારણ-કાર્યપણું નથી. ત્યારે કોઈ એમ કહે છે કે, દ્રવ્ય-ગુણ ત્રિકાળ છે એટલે તેમાં તો બીજા વડે કાંઈ ન થાય, પણ પર્યાય તો નવી નવી ઉત્પન્ન થાય છે એટલે તે બીજા વડે કરાય, કેમકે તે કાર્ય છે, ને કાર્ય કદી કારણ વગર હોતું નથી!

તો અહીં આચાર્યદેવ કહે છે કે ભાઈ! તને આત્માના અકારણ-કાર્ય-સ્વભાવની ખબર નથી. અકારણ-કાર્યસ્વભાવ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં વ્યાપક છે, એટલે જેમ દ્રવ્ય-ગુણ અન્ય વડે કરાતા નથી તેમ તેની પર્યાય પણ અન્યવડે કરાતી નથી. દ્રવ્ય-ગુણ અન્ય વડે ન થાય ને પર્યાય અન્ય વડે થાય-એમ માને તો તેણે અકારણ-કાર્યશક્તિને દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં વ્યાપક ન માની. પણ, જેમ આત્મામાં જ્ઞાનશક્તિ હોવાથી તેના દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણેય જ્ઞાનમય છે, તેમ આત્મામાં અકારણ-કાર્યશક્તિ હોવાથી તેના દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણેય અન્ય વડે કરાતા નથી. પર્યાય કાર્ય છે-એ ખરું, પણ તેથી કાંઈ તે બીજાવડે કરાય છે-એમ નથી. કાર્ય કદી કારણ વગર ન હોય,-પણ તે કારણ પોતામાં કે પરમાં? કાર્ય પોતામાં ને કારણ પરમાં -એમ હોય નહિ. જો કારણ પરમાં હોય તો તે કાર્ય પોતાનું ન રહ્યું પણ પરનું થઈ ગયું. પોતાના કાર્યનું કારણ પોતામાં જ છે, પરની સાથે તેને કારણ-કાર્યપણું નથી, એવો જ વસ્તુનો સ્વભાવ છે.

વળી, જે નિર્મળજ્ઞાનાદિ કાર્ય છે તેનું કારણ રાગ પણ નથી. જો રાગ તેનું કારણ હોય તો તે જ્ઞાન આત્માનું કાર્ય ન રહ્યું પણ તે રાગનું કાર્ય થઈ ગયું. કારણ અને કાર્ય એક જાતના હોય, વિરુદ્ધ જાતના ન હોય. તેમજ કારણ અને કાર્ય એક વસ્તુમાં જ હોય. ભિન્ન-ભિન્ન વસ્તુમાં ન હોય; આ વસ્તુસ્વભાવના ત્રિકાળી નિયમો છે, તેને કોઈ ફેરવી શકે નહીં.

દ્રવ્ય-ગુણ તો પરથી ન થાય ને પર્યાય પરથી થાય-એમ તું કહે છે, પણ ભાઈ! દ્રવ્ય-ગુણમાં તો કાર્ય થવાપણું છે જ ક્યાં? કાર્ય થવાપણું તો પર્યાયમાં જ છે. તે પર્યાયને પર સાથે કારણ-કાર્યપણું નથી-એવો આત્માનો સ્વભાવ છે. તે પર્યાયનું કારણ આત્મામાં જ છે. આત્માનો આનંદસ્વભાવ છે એટલે તે આનંદની પર્યાય પરથી ન થાય; પરવસ્તુ કારણ થઈને આત્માને આનંદ આપે એમ કદી બનતું નથી. એ જ રીતે જ્ઞાન પણ આત્માનો સ્વભાવ છે, તે જ્ઞાનની પર્યાય પરથી ન થાય; પરવસ્તુ કારણ થઈને આત્માના જ્ઞાન-કાર્યને ઉપજાવે એમ કદી બનતું નથી. એ રીતે આત્માના અનંતગુણમાંથી એકેય ગુણનું કાર્ય પરથી થતું નથી. તથા ગુણની પર્યાય પ્રગટીને પરમાં કાંઈ કરે એમ બનતું નથી. આ રીતે ભગવાન આત્માના આનંદમાં જ્ઞાનમાં શ્રદ્ધામાં ક્યાંય પરનું કાર્ય નથી; આત્મા પરદ્રવ્ય વગર એકલો પોતાનું કાર્ય કરી શકે

કેવળજ્ઞાનને સાધ્યું, પછી પાવાગઢથી સિદ્ધપદને પામ્યા. આવી શક્તિ દરેક આત્મામાં છે ને દરેક આત્મા આવા નિજપદને સાધી શકે છે. સીતાજી જેવા પણ અગ્નિપરીક્ષા પછી સંસાર છોડીને આવા નિજપદને સાધવા વૈરાગ્યથી ચાલી નીકળ્યા: અરે! આવો સંસાર! તેનાથી હવે બસ થાઓ...બસ થાઓ. અહા, અંતરના ભાનપૂર્વક આવા વૈરાગ્યભાવથી સીતાજી જ્યારે માથાના વાળનો લોચ કરીને દીક્ષિત થતા હશે ત્યારે એ દેખાવ કેવો હશે!! રામ તો મુર્છિત થઈ જાય છે, પ્રજાજનો હા-હાકાર કરતા રહે છે...ને સીતાજી સંસારથી ઉદાસ થઈને અર્જિકા બને છે. સીતાજી પ્રત્યેના રાગથી મુર્છિત થયા તે વખતેય રામચંદ્રજી અંતરની આત્મશક્તિના ભાનમાં છે, તે વખતેય નિજશક્તિને ભૂલ્યા નથી, ને મોહનો જરાક વિકલ્પ વર્તે છે તેને આત્મ-શક્તિનું કાર્ય ખરેખર માનતા નથી; તે વખતેય તેમનો આત્મા નિર્મળ-ભાવોના જ કારણ-કાર્યરૂપે પરિણમી રહ્યો છે. –આ તો મોટા પ્રસિદ્ધ પુરુષોનાં નામ લઈને દૃષ્ટાન્ત આપ્યા, બાકી તો બધાય ધર્માત્માના અંતરમાં આવું જ પરિણમન વર્તી રહ્યું છે. ભગવાન આત્મા અંતર્દૃષ્ટિથી દ્રવ્ય-ગુણ-પર્યાયની એકતારૂપ પરિણમ્યો ત્યાં સ્વકારણથી નિર્મળપર્યાય જ પરિણમે છે; તેમાં બીજા કોઈ સાથે કારણ-કાર્યપણું નથી. નિર્મળભાવરૂપે પરિણમતો તે આત્મા જ્યાં વિકારકાર્યનો પણ કર્તા નથી ત્યાં પરનો કર્તા તો ક્યાંથી હોય? આત્માને પરની સાથે કારણ-કાર્યપણું તો ત્રણકાળમાં નથી, માત્ર પ્રમાતા-પ્રમેયપણાનો સંબંધ છે એ વાત હવેની ( પંદરમી ) શક્તિમાં બતાવશે.

દેહ કે ભાષાની ક્રિયા તેનો કર્તા આત્મા નથી, તેનું કારણ આત્મા નથી; ઈચ્છાનું કારણ થવાનો સ્વભાવ પણ આત્માની શક્તિમાં નથી. આવા આત્માનું ભાન થતાં પરના કાર્યમાંથી દૃષ્ટિ છૂટી જાય છે, ને સ્વકાર્યના કારણ-રૂપ નિજસ્વભાવ ઉપર દૃષ્ટિ જાય છે એટલે સમ્યગ્દર્શન વગેરે નિર્મળ કાર્ય થાય છે. ભાઈ! આત્માની શાન્તિ માટે તારા આવા સ્વભાવને દૃષ્ટિમાં લે. તારી શાંતિ માટે કોઈ પરદ્રવ્ય તને કારણ થાય–એમ નથી. તારો આનંદસ્વભાવ જ તારી શાંતિનું કારણ છે. તારો આનંદસ્વભાવ દુઃખને કે રાગને ઉત્પન્ન કરે નહિ, તેમજ રાગ તારા આનંદને ઉત્પન્ન કરી શકે નહીં. તારો આનંદ, તારી શાંતિ, કે તારું જ્ઞાન તે કાર્યમાં તારે બીજા કોઈની જરૂર નથી. શાંતિ વગેરે પરના અકાર્ય-અકારણરૂપ છે, પરનું જરાપણ કાર્ય-કારણપણું તેમાં નથી.

પોતાના આવા સ્વભાવને દૃષ્ટિમાં લેતાં પર્યાયમાં જ્ઞાનાદિનું નિર્મળ

પરિણમન પ્રગટયુ, ત્યારે તેમાં આત્મા પ્રસિદ્ધ થયો, અને ત્યારે જ ખરેખર આત્માને જાણ્યો ને અનુભવ્યો કહેવાય શક્તિ જો નિર્મળપર્યાયરૂપ ન પરિણમે તો તેનુ કાર્ય શું? શક્તિનું નિર્મળ કાર્ય પર્યાયમા પ્રગટે છે, તેને પરની સાથે કારણ-કાર્યપણુ નથી. વસ્તુનો સ્વભાવ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમા વ્યાપક છે. દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણે સત્ છે. દ્રવ્ય-ગુણનો લાભ પર્યાયમાં આવે ત્યારે દ્રવ્યની સાચી શ્રદ્ધા કહેવાય. આવી શ્રદ્ધા તે મોક્ષનુ બીજ છે નિર્મળ પર્યાયપૂર્વક જ દ્રવ્ય પ્રતીતમા આવે છે. એકલી મલિનતારૂપે પરિણમતો હોય ને તે પર્યાયમા દ્રવ્યની પ્રતીત થઈ જાય-એમ બનતુ નથી. મલિનતામાં એવી તાકાત નથી કે શુદ્ધ દ્રવ્યસ્વભાવને ઝીલી શકે. સ્વસન્મુખ થયેલી નિર્મળ પર્યાયમા જ એ તાકાત છે. દ્રવ્યસન્મુખ થઈને તેને પ્રતીતમા લેતા જ પર્યાય નિર્મળ થઈ જાય છે.

શુદ્ધદ્રવ્ય અમને પ્રતીતમા આવ્યુ છે પણ પર્યાયમા શુદ્ધતા જરાય દેખાતી નથી, એમ કોઈ કહે તો તેની વાત ખોટી છે. શુદ્ધદ્રવ્યની તેની પ્રતીત પણ કલ્પનારૂપ છે. શુદ્ધદ્રવ્ય પ્રતીતમા લ્યે ને પર્યાયમા તેની પ્રસિદ્ધિ (પરિણમન) ન થાય એમ બને નહીં. નિર્મળ પર્યાય વગર દ્રવ્યને પ્રતીતમાં લીધુ કોણે? નિર્મળપર્યાય વગરનુ એકલુ દ્રવ્ય પ્રતીતમા આવતુ નથી. સ્વસન્મુખ થઈને શુદ્ધઆત્માની પ્રતીત કરતા નિર્મળ પર્યાયપણે આત્મા પરિણમી જાય છે, એટલે અનંત ગુણનો વૈભવ પર્યાયમા પ્રસિદ્ધ થાય છે. કોઈના કારણ-કાર્ય વિના જ ભગવાન આત્માનો આવો વૈભવ પ્રસિદ્ધ થાય છે.

આ રીતે અકારણકાર્યત્વશક્તિનું વર્ણન પૂરુ થયુ. (૧૪)



આચાર્યભગવાન કહે છે કે સુંદર આનંદની છાપવાળા સ્વસંવેદનથી પ્રગટેલા મારા સમસ્ત નિજવૈભવ વડે હું એકત્વ વિભક્ત શુદ્ધઆત્મા આ સમયસારમા દેખાડું છું. તેને તમે સ્વાનુભવ વડે પ્રમાણ કરજો

* * *

ૐ

નિજ પરમ પાવન પરમાત્માનું
નિજ પરમ સ્વરૂપ, તેના સ્વાદની
પરમ પ્રતીતિ અને તેમાં સ્થિરતા
એ અમૂલ્ય ચિંતામણી રત્ન છે
કે જેનું મુલ્યાંકન હોઈ શકે નહિં.

ઉપરના હસ્તાક્ષર દ્વારા પૂ. ગુરુદેવે
ચિંતામણિરત્ન દેખાડયું છે.



[ ૧૫ ]

# પરિણમ્ય-પરિણામકત્વ શક્તિ

[ परात्मनिमित्तक ज्ञेयज्ञानाकारग्रहणग्राहणस्वभावरूपा परिणम्य-परिणामकत्व शक्तिः ]



અહો, મોક્ષમાર્ગી જીવોના જીવન કોઈ જુદી જાતના છે પોતાના ચૈતન્યસ્વભાવ સિવાય બીજા બધાથી તેને ઉદાસીનતા છે. જગતના પ્રસંગોથી એમની પરિણતિ હલી જતી નથી અંતરની અનુભવદશામા ચૈતન્યના આનંદના દરિયા ડોલતા દેખ્યા છે, એનુ ચિત્ત હવે બીજે કેમ લાગે? આત્માના નિજવૈભવમા લાગેલુ ચિત્ત બીજે ક્યાય લાગતુ નથી



ચૈતન્યસ્વરૂપ આત્મામાં અપાર વૈભવ છે. અનંત ગુણનો એનો જે વિસ્તાર તેનો પાર વાણીથી ન આવે, વિકલ્પથી પણ એનો પાર ન પમાય, અંતરમાં આત્માના સ્વાનુભવથી જ એનો પાર પમાય છે. ભગવાને જેવો આત્મા જોયો તેવો વાણીમાં વર્ણવ્યો, પણ વાણી તરફના વલણે તે લક્ષગત ન થાય; ભગવાન પણ એમ જ કહે છે કે તું તારા સ્વભાવ તરફ જો તો તને તારો આત્મા લક્ષગત થાય.

૧૪ મી અકારણ-કાર્યશક્તિમાં એ બતાવ્યું કે આત્માને પરની સાથે કારણ-કાર્યપણાનો જરાય સંબંધ નથી. પરની સાથે કારણ-કાર્યપણું ન હોવા છતાં, આત્મા પરને જાણે ને પોતે પરના જ્ઞાનમાં જણાય એવો જ્ઞેય-જ્ઞાયક-પણાનો સંબંધ છે, એ વાત પંદરમી શક્તિમાં બતાવે છે.

આત્માને પર સાથે સંબંધ નથી તેથી કોઈ એમ સમજી લ્યે કે આત્મા પરને જાણતો પણ નહીં હોય!—તો એમ નથી. પરજ્ઞેયોના જ્ઞાનરૂપે પોતે પરિણમે એવી પરિણમ્યશક્તિ આત્મામાં છે; ને પોતાના જ્ઞાનાકારોને સામાના જ્ઞાનમાં જણાવે (જ્ઞેય કરે) એવી પરિણામક શક્તિ પણ આત્મામાં છે. પ્રમાતા-સ્વભાવને લીધે પોતે અન્ય જ્ઞેયોના જ્ઞાનરૂપે પરિણમે છે, ને પ્રમેયસ્વભાવને લીધે પોતે અન્યના જ્ઞાનમાં જ્ઞેય થાય છે.—આવા સ્વભાવને પરિણમ્ય-પરિણામક-શક્તિ કહેવામાં આવે છે.

પરિણમ્ય : આત્માને 'પરિણમ્ય કહ્યો ત્યાં કાંઈ સામા જ્ઞેયો તેને પરિણમાવતા નથી, પણ સામે જેવા જ્ઞેયો છે તેવું જ્ઞાનનું પરિણમન પોતાના સ્વભાવથી થાય છે તેથી આત્માને પરિણમ્ય કહ્યો. જ્ઞાનમાં તે જાતના પરિણમનની તાકાત છે.

પરિણામક : આત્માને પરિણામક કહ્યો તેથી કાંઈ સામાના જ્ઞાનને આત્મા પરિણમાવે છે એમ નથી; પણ પોતે જ્ઞેયપણે સામાના પ્રમાણજ્ઞાનમાં ઝળકે છે એવો તેનો સ્વભાવ છે તેથી આત્માને પરિણામક કહ્યો છે. એવો જ્ઞેય થવાનો આત્માનો સ્વભાવ છે.

આત્મા પોતે બીજાને જાણે, તેમજ બીજાના જ્ઞાનમાં પોતે જણાય, આવા બંને સ્વભાવ આત્મામાં એક સાથે વર્તે છે; તેનું નામ 'પરિણમ્ય-પરિણામક શક્તિ' છે. પરનું જે નિમિત્ત છે એવા જ્ઞેયાકારો તેને આત્મા

જ્ઞાનથી જાણે છે, અને આત્મા પોતે જેનુ નિમિત્ત છે એવા પોતાના જ્ઞાનાકારો બીજાના જ્ઞાનમા પ્રમેય થાય છે; આ રીતે પ્રમાતા અને પ્રમેય થવાની આત્માની તાકાત છે.

સામા જે અનત જ્ઞેય પદાર્થો તેમના જ્ઞેયાકારો એટલે કે તેમના દ્રવ્ય-ગુણ-પર્યાયો, તેમનુ કારણ તે પદાર્થો છે, આત્મા તેમનુ કારણ નથી; આત્મા તેમનો જ્ઞાતા છે. જ્ઞાન કરવાની અપેક્ષાએ આત્મા પરિણમ્ય છે ને આત્માના જ્ઞાનાકારો બીજાના જ્ઞાનમા પ્રમેય થાય છે, એટલે સામાના જ્ઞાનમાં જ્ઞેય થવાની અપેક્ષાએ આત્મા પરિણામક છે જ્ઞાતા થવાની તેમજ પ્રમેય થવાની એ બને તાકાત આત્મામા એક સાથે છે એમ આ પરિણમ્ય પરિણામકત્વશક્તિ સૂચવે છે.

જગતના બધા જ્ઞેયાકારોને જાણવારૂપે આત્મા પરિણમે છે; ત્યાં તે જ્ઞેયપદાર્થોના આકારોનુ કારણ તે પદાર્થો જ છે, ને જ્ઞાનપર્યાયરૂપ પોતાના જ્ઞાનાકારોનુ કારણ આત્મા પોતે છે. સામાના જ્ઞાનમા આ આત્મા જણાય, તેથી કાંઈ સામા જીવના જ્ઞાનનુ કારણ આ આત્મા નથી, તેમજ સામા પદાર્થો આ જીવના જ્ઞાનમા જણાય તેથી કાંઈ તે પદાર્થો આ જીવના જ્ઞાનના કારણ નથી. સ્વતત્રપણે જ પોતપોતાના આકારરૂપે બને પરિણમે છે

પરના જ્ઞેયાકારોને આત્મા ગ્રહણ કરે છે–એમ કહ્યુ, તેમા 'ગ્રહણ કરવુ' નો અર્થ 'જ્ઞાન કરવુ' એમ થાય છે, કાંઈ સામા પદાર્થો ત્યાંથી અહીં જ્ઞાનમા નથી આવી જતા, તેઓ તો જ્ઞાનની બહાર જ રહે છે. તે પદાર્થોને જાણવાનો આત્માનો સ્વભાવ છે પણ તેમનુ કારણ થવાનો આત્માનો સ્વભાવ નથી સામા જીવના જ્ઞાનાકારોમા આ આત્મા જ્ઞેયપણે નિમિત્ત થાય છે તે અપેક્ષાએ આ આત્મા તેમનો 'પરિણામક' છે,—આત્મામા એવી પ્રમેયત્વશક્તિ છે તે અહીં બતાવ્યુ છે આત્મા પરને જાણે એવી એની શક્તિ છે, ને આત્મા પોતે પોતાને સ્વસવેદનથી જાણે છે એ વાત પ્રકાશશક્તિમા બતાવી છે.

આત્મા સર્વ પદાર્થને જાણે ખરો,

પણ આત્મા સર્વ પદાર્થોને પ્રમેય ન થાય, કેમકે સામે સર્વે દ્રવ્યોમા જાણવાની શક્તિ ક્યા છે? અનતા જડ-અચેતન દ્રવ્યો છે તેમનામા તો જ્ઞાન જ ક્યા છે કે આત્માને પ્રમેય કરે? તેઓ સ્વ-પરને ન જાણવાના સ્વભાવવાળા છે, ને આત્મા સ્વ-પરને જાણવાના સ્વભાવવાળો છે. જાણવાનો

એટલે કે પ્રમેય થવાનો સ્વભાવ તો જડ-ચેતન બધાય પદાર્થોમાં છે, પણ જાણવાનો સ્વભાવ તો ચેતનમૂર્તિ આત્મામાં જ છે.

અહીં જ્ઞાનનું પરિણમન સ્વતંત્ર છે, સામે જ્ઞેયોનું સ્વતંત્ર પરિણમન છે; હું જ્ઞાનવડે તે જ્ઞેયોનો જાણનાર છું પણ તેમાં કાંઈ ફેરફાર કરનાર હું નથી અને જ્ઞેયોમાં એવો સ્વભાવ છે કે મારા જ્ઞાનમાં પ્રમેય થાય, પણ તેઓ મારા જ્ઞાનમાં કાંઈ કરે એવો તેમનો સ્વભાવ નથી. મારે અને પદાર્થોને માત્ર જ્ઞાતા-જ્ઞેયપણાનો જ સંબંધ છે; જ્ઞાતા-જ્ઞેયપણાના નિર્દોષ સંબંધમાં વચ્ચે વિકાર આવે નહીં. આવા સ્વભાવને જાણતાં જ્ઞાનમૂર્તિ આત્મા પ્રસિદ્ધ થાય છે. વિપરીત માને તો તે માન્યતામાં આત્મા પ્રસિદ્ધ થતો નથી, મોહની પ્રસિદ્ધિ થાય છે.

આત્મા સ્વ-પરનો જ્ઞાતા થાય, તેમજ સ્વપરનું જ્ઞેય થાય—એવો એનો પ્રમાતા અને પ્રમેય સ્વભાવ છે. પણ અહીં આ પરિણમ્ય-પરિણામકશક્તિમાં, આત્મા પરને જાણે ને પરના જ્ઞાનમાં તે જણાય એટલું બતાવવું છે. આત્માનું સ્વ-પ્રકાશકપણું પ્રકાશશક્તિમાં બતાવ્યું છે.

આત્માનો સ્વભાવ જ્ઞાન છે, એટલે જગત પણ તેના જ્ઞાનનું નિમિત્ત છે. જે રાગ-દ્વેષ કરે તેને માટે તે રાગ-દ્વેષનું નિમિત્ત કહેવાય. कषायप्राभृत–જયધવલામાં पेज्ज–दोस (એટલે કે રાગ-દ્વેષ) નું વિવેચન કરતાં કહ્યું છે કે જગત આખું રાગનું નિમિત્ત છે તે અપેક્ષાએ બધું पेज्ज (રાગ) છે, અને દ્વેષનું નિમિત્ત છે તે અપેક્ષાએ બધું दोस (દ્વેષ) છે. ઉપચારથી, રાગના નિમિત્તને પણ રાગ કહ્યો ને દ્વેષના નિમિત્તને દ્વેષ કહ્યો. રાગ-દ્વેષના નિમિત્તની અપેક્ષાએ સિદ્ધભગવાનને પણ પેજ્જ-દોષ (રાગ-દ્વેષ) કહી દીધા, પણ તેઓ કાંઈ રાગ-દ્વેષ કરાવતા નથી, પણ સામો રાગી-દ્વેષી જીવ રાગ-દ્વેષ કરીને તેને રાગ-દ્વેષનું નિમિત્ત બનાવે છે. ખરેખર તો આત્મા જ્ઞાનસ્વભાવવાળો છે, ને જગત જ્ઞેય છે, આવો નિર્દોષ જ્ઞાતા-જ્ઞેય-સંબંધ છે, પણ રાગ-દ્વેષ કરે અને જગતને રાગ-દ્વેષનું નિમિત્ત બનાવે એવો સ્વભાવ આત્માનો નથી. આત્મા જ્ઞાતા થઈને જગતને પોતાનું પ્રમેય બનાવે, તેમજ બીજાના જ્ઞાનમાં પોતે પ્રમેય થાય એવો સ્વભાવ છે.

દરેક વસ્તુના કારણ-કાર્ય તે વસ્તુના દ્રવ્ય-ગુણ-પર્યાયમાં જ છે, બીજામાં નથી. એક પરમાણુ એક સમયમાં અસંખ્યાત યોજન (૧૪ રાજુ) ગમન કરે કે સ્થિર રહે તેમાં તેનાં દ્રવ્ય-ગુણ-પર્યાય જ કારણ છે, બીજું કારણ નથી. તેમ

આત્મા ત્રણલોક ત્રણકાળને એક સમયમા જાણે ત્યા તે જ્ઞાનનુ કારણ પોતાના દ્રવ્ય-ગુણ-પર્યાય જ છે, બીજુ કારણ નથી. સિદ્ધભગવતોની લોકાગ્રસ્થિતિનુ કારણ તેના દ્રવ્ય-ગુણ-પર્યાય જ છે, બીજુ કારણ નથી ધર્માસ્તિ-અધર્માસ્તિ વગેરે નિમિત્તકારણોનુ કથન શાસ્ત્રોમા આવે, પણ વસ્તુસ્વભાવ સમજીને તેના અર્થ સમજવા જોઈએ, વસ્તુસ્વભાવમા એવી કોઈ પરાધીનતા નથી કે પરને કારણ બનાવે ધર્માસ્તિના દ્રવ્ય-ગુણ-પર્યાય ધર્માસ્તિમા ને સિદ્ધના દ્રવ્ય-ગુણ-પર્યાય સિદ્ધમા, દરેકના દ્રવ્ય-ગુણ-પર્યાય પોતપોતામા સ્વતંત્ર છે

પરની સાથે જેને કારણ-કાર્યનો કાંઈ સબધ નથી-એવા અકારણ-કાર્યસ્વભાવી આત્માને જાણતા પર સાથેની એકતાબુદ્ધિ છૂટીને પોતાના સ્વભાવમા એકતાબુદ્ધિ થાય છે એટલે અતર-સ્વભાવમાં વલણ થાય છે, અતરના ચૈતન્યમહાસાગરમા ડુબકી મારતા આનદ-પ્રભુતા વગેરે મહા રત્નો હાથમાં આવે છે, મતિ-શ્રુતજ્ઞાનવડે પણ ચૈતન્યમા ડુબકી મારતા (એટલે કે સ્વસવેદન કરતા) અપૂર્વ ચૈતન્યગુણરત્નો અનુભવમા આવે છે. મતિ-શ્રુતજ્ઞાનમાં પણ અપાર તાકાત છે, એમા પણ દરિયા જેવી અગાધ ગભીરતા ભરી છે, અગાધ ચૈતન્યદરિયાનો તાગ લેવાની એનામા તાકાત છે,-કેવળજ્ઞાનની અચિત્ય તાકાતની તો શી વાત ? કેવળજ્ઞાનના અનતમા ભાગનુ શ્રુતજ્ઞાન, તે શ્રુતજ્ઞાનના એક ભાગરૂપ અગ-પૂર્વજ્ઞાનના ધારક સન્તોને અદર જ્ઞાનના ને આનદનાં દરિયા ઉલ્લસ્યા છે. અહા, આ એકેક આત્મશક્તિનુ વર્ણન લખતી વખતે આત્માની અદર કેટલુ મથન ચાલતુ હશે! લખતાય લખતા વચ્ચે વિકલ્પ તૂટીને કેટલીયે વાર નિર્વિકલ્પ અનુભવમા ઠરી જતા હશે. અને વળી અદર તત્ત્વના કોઈક સૂક્ષ્મ રહસ્યનુ સમાધાન ન થાય ને જો આહારક શરીરનો યોગ હોય તો કદાચ વિકલ્પ ઊઠે ને આહારક શરીર દ્વારા ભગવાન પાસે જઈને તેનું સમાધાન કરી આવે કુદકુદાચાર્યદેવ તો આહારક શરીર વગર સાક્ષાત્ વિદેહ-ક્ષેત્રે સીમધર ભગવાન પાસે ગયા ને દિવ્યધ્વનિનુ શ્રવણ કર્યુ-એ તેમની વિશેષતા છે.

આત્માના જ્ઞાનની કોઈ અપાર તાકાત છે. જોકે દરેક ગુણ અપાર તાકાતથી ભરેલો છે, પણ તે બધાના સામર્થ્યને જ્ઞાન જ જાણે છે. અદર ચૈતન્ય-દરિયામા ડુબકી મારીને સ્વભાવના અનત વૈભવનુ મતિ-શ્રુતજ્ઞાન સ્વસવેદન કરે છે. સ્વસવેદનમા આત્માનો અનત વૈભવ સમાય છે. એક નાનામા નાના

મતિજ્ઞાનમાં પણ એટલી તાકાત છે કે તેના અનંત અવિભાગપ્રતિચ્છેદ થાય. જ્ઞાનગુણની તાકાતનો પાર નથી; ને એવા અનંતાનંત ગુણોની તાકાતથી ભરેલો આત્મા છે.

અહો, આત્મા એટલે શું? તેની જગતને ખબર નથી. આત્મા ઉત્તમમાં ઉત્તમ પદાર્થ છે, જગતમાં એના જેવો બીજો કોઈ ઉત્તમ પદાર્થ નથી. જગતમાં આત્મા જ એક એવો પદાર્થ છે કે જેને જાણતાં સુખ થાય છે. જેની એક પર્યાયમાં પણ બેહદ તાકાત, એના પૂરા મહિમાની શી વાત! અનંત ગુણોનો સાગર ચૈતન્યપ્રભુ, એના વૈભવનો પાર નથી. એના એકેક ગુણમાં અપાર વૈભવ, એની એકેક પર્યાયમાં અપાર વૈભવ, એના એકેક પ્રદેશે અપાર વૈભવ, આમ સર્વ પ્રકારે વૈભવસમ્પન્ન આત્મા છે, તેને તું જાણ. આચાર્યદેવ કહે છે કે મારા આત્મામાં જે નિજવૈભવ પ્રગટ્યો છે તે સમસ્ત નિજવૈભવવડે હું એકત્વ-વિભક્ત આત્માનો વૈભવ દેખાડું છું, તમે સ્વાનુભવ વડે તે ઓળખજો. જેની પ્રગટ પર્યાયમાં પણ આટલી તાકાત, તેની શક્તિના વૈભવની શી વાત! પર્યાય ભલે નાની પણ તે પરમ સ્વભાવની જાત છે ને! રાજા ભલે નાનો હોય, પણ નાનો તોય રાજા! એનો હુકમ હાલશે; તેમ ભગવાન આત્માની એક સમયની પર્યાયમાં પણ સ્વભાવની સત્તા છે, પર્યાય ભલે એક સમયની પણ પૂર્ણશક્તિમાંથી આવેલી છે, તેનું સામર્થ્ય અપાર છે. એવા આત્મવૈભવનું આ વર્ણન છે. સંતોએ ખજાના ખોલી દીધા છે.

ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં શ્રી પદ્મનંદીસ્વામી કહે છે કે હે પ્રભો! કેવળજ્ઞાન પામીને દિવ્યધ્વનિવડે આપે ચૈતન્યના ખજાના ખોલી દીધા, ચૈતન્યનાં નિધાન ખુલ્લા કરીને જગતને બતાવ્યા, તો હવે તે કોણ ન લ્યે? આવા ચૈતન્યનિધાન લેવા માટે રાજપાટને તરણાં જેવા સમજીને કોણ ન છોડે? પ્રભો, આપનો ઉપદેશ સાંભળીને રાજા-મહારાજા વગેરે ઘણા જીવો જગતના વૈભવને તૂચ્છ સમજી આત્માનો વૈભવ સાધવા માટે ચાલી નીકળ્યા...ને મુનિ થઈને આત્મધ્યાન કરવા લાગ્યા. જેની પાસે જગતના વૈભવની કાંઈ જ ગણતરી નથી એવો અચિંત્ય આત્મવૈભવ સન્તોએ દેખાડ્યો છે.

* * *

૧૪મી અકારણ-કાર્યશક્તિએ પર સાથેનો કારણ કાર્યસંબંધ તોડયો, તો પછી બાકી શું રહ્યું? કે જ્ઞેય-જ્ઞાયકસંબંધ બાકી રહ્યો, તે આ ૧૫મી પરિણમ્ય-પરિણામકશક્તિ બતાવે છે. પર સાથે કર્તાકર્મપણું તોડયું ત્યા જ્ઞેય-જ્ઞાયકપણું રહ્યું જ્ઞેય-જ્ઞાયકપણાના વીતરાગી સંબંધમાં વચ્ચે ક્યાંય રાગ-દ્વેષ ન રહ્યા. આત્મા જ્ઞાતા ને જગતના પદાર્થો તેના જ્ઞેય, તેમજ સામા જીવના પ્રમાણજ્ઞાનમા પોતે પ્રમેયપણે જણાય,-આ રીતે જ્ઞેયાકારોને જાણવાનો તેમજ પ્રમેય થવાનો આત્માનો સ્વભાવ છે. તેમા પોતાના જ્ઞાનાકારોનું કારણ આત્મા છે, પણ જ્ઞાનમા જણાતા જે પર જ્ઞેયાકારો તેનું કારણ આત્મા નથી.

અહો, આત્માનો સ્વભાવ! વિકલ્પનો જેમા પ્રવેશ નથી, એકલા શાત-રસથી ભરેલો સમુદ્ર છે, તેનામા પોતાની નિર્મળ પર્યાયોનું કારણપણું છે પણ પરનું કારણપણું નથી; પરંતુ જ્ઞાન કરે છે પણ તેમનું કારણ થતો નથી આત્માના કારણ-કાર્ય આત્મામા સમાય છે ને પરના કારણ-કાર્ય પરમાં સમાય છે. આત્મા પ્રમાતા ને પદાર્થો તેના પ્રમેય, તથા આત્મા પ્રમેય ને સામો જ્ઞાની જીવ પ્રમાતા,-એવો નિર્દોષ સંબંધ છે; એથી આગળ વધીને એકબીજાના કાર્યમાં કાંઈ કરે એવો સંબંધ નથી.

જુઓ, આ ચૈતન્યના નિધાન ખોલાય છે. જ્ઞાનમાત્ર ભાવની જે સ્વાનુભૂતિ પ્રગટી તે અનંત ગુણના નિજવૈભવ સહિત પ્રગટી છે. આત્માનો વૈભવ એવો છે કે એમાથી જ્ઞાન ને આનંદ નીકળે, પણ તેમાથી વિકાર નીકળે કે પરનાં કામ કરે-એવું આત્માના વૈભવમા નથી. જગતના જ્ઞેયોને જાણી લેવાની આત્મામા તાકાત છે પણ તેમાં ક્યાય કાંઈ ફેરફાર કરવાની તાકાત આત્મામા નથી જગતના જેટલા જ્ઞેયો છે તે જ્ઞેયોના આકારોનું (દ્રવ્ય-ગુણ-પર્યાયોનું) કારણ તે-તે પદાર્થો છે, ને આત્મા તેને જાણે છે, તે જાણવારૂપ જ્ઞાનાકારોનું કારણ આત્મા પોતે છે.

અને, આત્મા પ્રમેય થઈને બીજાના જ્ઞાનમા જણાય તેમા આત્મા પોતાના પ્રમેયપણારૂપ જ્ઞેયાકારનું કારણ છે ને સામા જીવને જે જ્ઞાન થયું તે જ્ઞાનાકારોનું કારણ સામો જીવ છે. આ રીતે પદાર્થો જ્ઞાનના જ્ઞેય થાય છે પણ જ્ઞાનનાં કારણ થતા નથી. જ્ઞાન પોતાની સ્વાધીન તાકાતથી જ જ્ઞાનપણે પરિણમે છે, જ્ઞેયોનાં કારણે જ્ઞાન પરિણમતું નથી.

આત્મામાં દ્રવ્ય-ગુણ-પર્યાય બધુંય પ્રમેય થાય છે, તે ત્રણેયનું જે જ્ઞાન

છે તે આત્માના જ્ઞાનાકાર છે; ને બીજા જીવના જ્ઞાનમાં આ આત્મા પ્રમેય થાય છે તે અપેક્ષાએ આત્મા જ્ઞેયાકાર છે, સામા જીવના જ્ઞાનમાં જણાવાની અપેક્ષાએ આત્મા પ્રમેય છે. અહો, આ ચૈતન્યસૃષ્ટિ કોઈ જુદી જાતની છે, જેમાં અપાર સૂક્ષ્મ ગંભીર ભાવો ભર્યા છે, ને રાગનો જેમાં પ્રવેશ નથી. ટીકાના થોડા શબ્દોમાં વાચ્યપણે આખા સ્વભાવનું રહસ્ય સમાઈ જાય છે, પણ તે શબ્દોનો કર્તા આત્મા નથી; શબ્દોના જ્ઞાનનો કર્તા આત્મા છે. શબ્દો સાથે આત્માને કર્તાકર્મપણું નથી, તેની સાથે તો જ્ઞેય-જ્ઞાયકપણું છે. કર્તાકર્મપણું તો પોતાના જ્ઞાન સાથે જ છે. કર્તા-કર્મપણું કે ભોક્તા-ભોગ્યપણું એ બધુંય જ્ઞાનમાત્ર ભાવમાં જ સમાય છે.

આ આત્મા પોતે પ્રમાતા થઈને સામાના દ્રવ્ય-ગુણ-પર્યાયોને જાણે છે, તેમજ પોતાના દ્રવ્ય-ગુણ-પર્યાયોથી પ્રમેય થઈને તે સામાના જ્ઞાનમાં જણાય છે. ફેર એટલો કે, આત્મા 'પ્રમાતા' તો જડ-ચેતન બધાયનો થાય છે–બધાયને જાણે છે, પણ આત્મા 'પ્રમેય' તો માત્ર ચેતનનો જ થાય છે, જડનો પ્રમેય થતો નથી કેમકે જડ પદાર્થોમાં જ્ઞાન જ નથી કે જેથી આત્માને પ્રમેય બનાવી શકે. જેનામાં જ્ઞાન છે તેને, પોતાના જ્ઞાનાકારોનું ગ્રહણ કરવામાં આત્મા નિમિત્ત છે એટલે કે પ્રમેય થાય છે; પણ જેનામાં ઉપાદાનપણે જ્ઞાનશક્તિ જ ન હોય તેને તો તેનું નિમિત્ત પણ કેવું! આત્માનો 'પ્રમેયત્વ' સ્વભાવ કાંઈ અધૂરો નથી પણ જેનામાં જાણવાની શક્તિ હોય તેને તે પ્રમેય થાય.

અહા, કેવો સ્વતંત્ર અને સુંદર સ્વભાવ છે! બસ, આવા સ્વભાવથી આત્મા શોભે છે, તેમાં વચ્ચે રાગ કે વિકલ્પ ક્યાં રહ્યો? આવા સ્વભાવવાળો જ્ઞાનમાત્ર આત્મા તે ખરો આત્મા છે. આવા આત્માને શ્રદ્ધે-જાણે-અનુભવે તે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર છે, ને તે મોક્ષમાર્ગ છે.

આત્મદ્રવ્યમાં અક્રમે અનંતગુણો છે ને ક્રમવર્તી પર્યાયો છે. પહેલાં એક ગુણની પર્યાય ને પછી બીજા ગુણની પર્યાય–એમ ક્રમવર્તી નથી, પણ એક પર્યાય જાય ને બીજી પર્યાય થાય–એ રીતે ક્રમવર્તી છે, ને અનંતગુણોમાં એવી ક્રમવર્તી પર્યાયો એક સાથે વર્તે છે. 'જ્ઞાન' કહેતાં આવા ગુણ-પર્યાયોનો સમૂહ આખો આત્મા લક્ષિત થાય છે, જ્ઞાનને અંતર્મુખ કરીને આવા આત્માને ધ્યેય કરતાં તેનું નિર્મળ પરિણમન થાય છે; ને તે નિર્મળ પરિણમનમાં અનંતા ધર્મો સમાય છે તેનું આ વર્ણન છે.

જગતની ચીજો જેમ વર્તે છે તેમ તેને જાણે એવો આત્માનો ગુણ છે, પણ બીજા પાસેથી કાંઈ લ્યે કે બીજાને કાંઈ આપે એવો કોઈ સ્વભાવ આત્મામા નથી. પરથી મને કાંઈ નુકશાન થયું કે લાભ થયો એવી માન્યતા તે અજ્ઞાનીની ભ્રમણા છે. ભાઈ, તારામાં જે ગુણ હોય તેનુ કાર્ય તારામા થાય, પણ જે ગુણ જ તારામા ન હોય તેનુ કાર્ય તારામા ક્યાથી થાય? બીજાના ગુણનુ કાર્ય તારામા થઈ શકે નહી. સામા જીવના સુદર કે અસુદર વિચારને તુ જાણ એવો તારો સ્વભાવ છે, પણ તેના વિચારને તુ ફેરવી શકે એવી શક્તિ તારામા નથી, તે જીવના વિચારો તારે આધીન નથી, તેમજ તેના વિચારથી તને કોઈ લાભ-નુકશાન નથી. બસ, તુ તો નિરપેક્ષપણે જ્ઞાતા છો. જાણવાના સ્વભાવમા તો આનદ, પ્રભુતા, સ્વચ્છતા, પ્રકાશ વગેરે અનત ભાવો ભરેલા છે આવા સ્વભાવને પ્રતીતમાં લઈને આત્માને ધ્યેય બનાવ

જડમાં આત્માના જ્ઞાનનુ જ્ઞેય થવાનો સ્વભાવ છે, ને આત્મા તેને જાણે એવો તેનો સ્વભાવ છે, પણ તે આત્મામાં કાંઈ કરે એવો સ્વભાવ નથી આત્માના જ્ઞાનને હણે કે જ્ઞાન આપે એવો સ્વભાવ પરમા નથી, તેમ આત્મામાય એવો સ્વભાવ નથી કે પરમાથી જ્ઞાન લ્યે, કે પર વડે તેનુ જ્ઞાન હણાય. પરથી જુદુ એવું જ્ઞાનનું જ્ઞાનપણુ જીવે કદી જાણ્યુ નથી જ્ઞાન વિકારથી પણ જુદુ રહીને તેને જાણનારુ છે. આવા 'જ્ઞાન'ને ઓળખે તો અનત શક્તિવાળો આત્મા ઓળખાય. શરીર અને કર્મ, ક્રોધ અને રાગ, એ બધાય જ્ઞાનધર્મથી બહાર છે, જ્ઞાનધર્મમા આત્માનો અનતવૈભવ સમાય છે, પણ તેમા વિકાર કે જડ સમાતા નથી. જ્ઞાનમા જાણવાનો ધર્મ છે પણ જ્ઞાનમા વિકાર કરવાનો ધર્મ નથી. એક સમયની પર્યાયમા વિકારની લાયકાત હોય તોપણ તે કાંઈ ગુણનું ખરૂ કાર્ય નથી. 'ગુણ'નુ કાર્ય દોષ કેમ હોય? ગુણનુ કાર્ય તો તે કહેવાય કે જે ગુણની જાતનુ હોય, વિરુદ્ધ ન હોય, ગુણમાં તો એક સમય પણ અશુદ્ધતા નથી, એટલે અશુદ્ધતા તે ગુણનુ કાર્ય ખરેખર છે જ નહી. સાધકદશામા વચ્ચે વ્યવહારના વિકલ્પો આવે તેને કરવાનો જ્ઞાનનો ગુણ નથી, પણ તેને જાણવાનો જ્ઞાનનો ગુણ છે જ્ઞાનનુ જ્ઞાનપણુ રાગમા જતુ નથી. જો તે રાગને જાણતા જ્ઞાન તેનુ કર્તા થઈ જાય તો તો તે જ્ઞાનનું જ્ઞાનપણુ ક્યા રહ્યુ? જ્ઞાન અને રાગને જુદા અનુભવે તો જ જ્ઞાનનુ જ્ઞાનપણુ રહે

અહો, જગતમા આ ચૈતન્યસ્વભાવ એ તો શાતિનો ડુગર છે 'હિમાલય' એટલે બરફનો ડુગર, તેમ આ ચૈતન્યસ્વરૂપ આત્મા પરમ શાતરસનો

હિમાલય છે. જેમ ઉનાળાની ગરમીમાં હિમાલયની વચ્ચે જઈને બેસે તો કેવી ઠંડક લાગે! તેમ પરભાવોની આકુળતાથી બળબળતા આ સંસારમાં જો શાંતરસના હિમાલય એવા આત્મસ્વરૂપમાં જઈને બેસે તો ઉપશાંતરસની પરમ ઠંડક એટલે કે નિરાકુળ શાંતિ વેદાય. પ્રભુ! એકવાર આવા તારાં ગુણમાં નજર તો કર! તારા ગુણના કાર્યને ઓળખીને એની શાંતિનો સ્વાદ એકવાર ચાખ તો ખરો! –પછી તારા એ શાંતરસ પાસે આખો સંસાર તને નીરસ લાગશે,–બળબળતા તાપ જેવો લાગશે. જેમ બરફ એ ઠંડકનો ઢીમ છે તેમ આ ચૈતન્યપ્રભુ એકલા આનંદનો ઢીમ છે; શાંતરસનો સાગર એનામાં ભર્યો છે. આવા તારા સ્વભાવમાં જઈને નજર તો કર; વિકારનો આતાપ એમાં છે જ નહીં. વિકારનો સ્પર્શ પણ તારા સ્વભાવમાં નથી. આવા સ્વભાવની શાંતિમાં સન્તો વસે છે, ને જગતને માટે તેમણે આવો સ્વભાવ પ્રસિદ્ધિમાં મુક્યો છે: અરે, જગતના જીવો! તમારા આવા અદ્ભુત આત્મવૈભવને તમે જાણો..., રે...જાણો!

આત્માનો જે જાણવાનો ગુણ એટલે કે જાણવાનો સ્વભાવ, તેમાં મહા આનંદ છે, પ્રભુતા છે, સ્વચ્છતા છે, સ્વવીર્ય છે, વિભુતા છે, આનંદનું ભોક્તાપણું છે; પણ તેમાં ક્રોધાદિ વિકાર નથી, વિકારનું કર્તાપણું નથી. શુદ્ધતાના મેરુપર્વત જેવો જે આ ચૈતન્યસ્વભાવ, તેમાં વચ્ચે ક્યાંય વિકાર ભર્યો નથી. અસંખ્યપ્રદેશી આત્મા અચલમેરુ છે, ગમે તેવી પ્રતિકૂળતામાં પણ નિજસ્વરૂપથી તે ડગે નહીં, તેના ગુણની એક કાંકરી ચલે નહીં કે એક પ્રદેશ પણ હણાય નહીં, જેમ મેરુપર્વત એવો સ્થિર છે કે ગમે તેવા પવનથી પણ તે હલે નહીં, તેમ ચૈતન્યમેરુ આત્મા નિજસ્વભાવમાં એવો અડોલ છે કે પ્રતિકૂળતાના પવનથી તે ઘેરાય નહિ, તેના કોઈ ગુણ કે ગુણની પરિણતિ હણાય નહીં. આવા સ્વભાવના શ્રદ્ધા-જ્ઞાન કરનાર ધર્માત્મા પ્રતિકૂળ સંયોગના ઘેરા વચ્ચે પણ સ્વભાવના શ્રદ્ધા-જ્ઞાનથી ડગતા નથી. તે નિઃશંક જાણે છે કે હું તો જ્ઞાન છું ને આ મારાં જ્ઞેય છે. આવા સ્વભાવને પ્રતીતમાં લેતાં પર્યાયમાં પણ તેવું પરિણમન પ્રગટે છે. આ રીતે જ્ઞાનપરિણામે પરિણમતો આત્મા પોતાના જ્ઞાનમાં પરને જાણે છે, તેમજ પોતે પણ બીજાના જ્ઞાનમાં પ્રમેય થાય છે. આવો બેવડો સ્વભાવ (એટલે કે જ્ઞાતાસ્વભાવ ને જ્ઞેયસ્વભાવ) આત્મામાં એક સાથે વર્તે છે.

આ રીતે ૧૫મી પરિણમ્ય–પરિણામકત્વશક્તિનું વર્ણન પૂર્ણ થયું.



[ १६ ]

# ત્યાગોપાદાનશૂન્યત્વ શક્તિ

[ अन्यूनातिरिक्तस्वरूपनियतत्त्वरूपा त्यागोपादानशून्यत्व शक्तिः ]



નિજ ભાવને છોડે નહી,
પરભાવ કંઈ પણ નવ ગ્રહે,
જાણે-જુએ જે સર્વને તે હું
એમ જ્ઞાની ચિન્તવે
(નિયમસાર)



આત્મા સદાય ત્યાગ-ગ્રહણ વગરના પોતાના નિજસ્વરૂપમાં રહે છે, તે નિજસ્વરૂપ કદી ઘટતું કે વધતું નથી. પોતાના એકરૂપ સ્વરૂપમાં સદા રહે ને તે સ્વરૂપમાં ત્યાગ કે ગ્રહણ ન કરે એવી ત્યાગોપાદાનશૂન્યત્વ નામની શક્તિ આત્મામાં છે. જ્ઞાનમાત્ર આત્માનું જે અનંત ગુણથી ભરેલું નિજસ્વરૂપ છે તે ઘટતું કે વધતું નથી. અનંતગુણથી અછિન્ન એકરૂપ સ્વભાવમાં આત્મા સદા એવો ને એવો બિરાજી રહ્યો છે, તે સ્વભાવ ઘટતો કે વધતો નથી. વિકાર થતાં દ્રવ્યસ્વભાવમાંથી કાંઈ ઘટી ગયું ને શુદ્ધતા થતાં દ્રવ્યસ્વભાવમાં કાંઈ વધી ગયું—એમ નથી. વિકાર વખતે આત્માનો એકેય ગુણ ઓછો થઈ ગયો નથી, ને શુદ્ધતા વખતે એકેય ગુણ વધી ગયો નથી. બંને વખતે શુદ્ધદૃષ્ટિથી આત્મા એવો ને એવો એકરૂપ બિરાજે છે.

જેમ સો રૂપિયાની કોથળીમાંથી એક રૂપિયો કાઢતાં કોથળીમાંથી એટલું ઘટે છે, પરંતુ આ અનંતગુણથી ભરેલી ચૈતન્ય-કોથળીમાંથી કેવળ-જ્ઞાનાદિ કાઢવા છતાં અંદરની શક્તિમાંથી જરાય ઓછું થતું નથી. અથવા, પર્યાયમાં ઓછું પ્રગટ હોય ત્યારે શક્તિમાં વધુ રહે ને પર્યાયમાં વધુ પ્રગટ થાય ત્યારે શક્તિમાં ઓછું રહે—એવું વધ-ઘટપણું વસ્તુના સ્વભાવમાં નથી. પરદ્રવ્યો તો આત્માથી સર્વથા જુદા છે, તે તો આત્માથી બહાર જ છે, તેમને આત્મા કદી ગ્રહતો કે છોડતો નથી. પોતાથી જુદા જ છે પછી તેને છોડવાનું ક્યાં રહ્યું? આત્માના અસલી સ્વભાવમાં વિકારનું ગ્રહણ-ત્યાગ નથી, ત્યાં પરદ્રવ્યના ગ્રહણ-ત્યાગની તો વાત જ શી?

આત્મામાં પરનું ગ્રહણ-ત્યાગ નથી. આત્માએ કદી શરીરને, કર્મને કે આહાર વગેરેને પોતામાં ગ્રહ્યાં નથી, એટલે તે પરદ્રવ્યને છોડવાપણું પણ આત્મામાં કદી નથી, સદાય તેનાથી જુદો ને જુદો જ છે. 'પરને હું છોડું' —એનો અર્થ એમ થયો કે તે મારામાં હતાં, મેં તેને ગ્રહ્યાં હતાં ને હવે હું તેને છોડું છું.—આ રીતે પરને છોડવાની બુદ્ધિમાં પરને ગ્રહવાની બુદ્ધિ પણ આવી જાય છે. પરને છોડવાની વાત સામાન્ય જનતાને સારી લાગે પણ એમાં પરની કર્તૃત્વબુદ્ધિનું અજ્ઞાન ક્યાં પોષાઈ રહ્યું છે—એની એને ખબર નથી. ભાઈ! પર પદાર્થ તારામાં કદી હતાં જ નહિ પછી છોડવાની વાત કેવી? શું પરદ્રવ્યને તેં ગ્રહણ કર્યા છે?—કે તું તેને છોડે છે! પરનું ગ્રહણ-ત્યાગ તારામાં નથી. જુદાં છે તેને જુદાં જાણ, એટલે તારા અભિપ્રાયમાંથી પરદ્રવ્યનું સ્વામીપણું છૂટી જશે.

પોતાનુ અનંતગુણથી ભરેલુ જે સ્વરૂપ છે તેમા આત્મા સદા અવસ્થિત રહે છે; તેમા કોઈનુ ગ્રહણ-ત્યાગ નથી. જે નિજગુણ છે તેને આત્મા કદી છોડતો નથી, ને સ્વરૂપથી ભિન્ન એવા પર ભાવોને આત્મા કદી ગ્રહતો નથી; એના નિજરૂપનો એક અંશ પણ કદી ઘટતો નથી, કે તેમા કોઈ નવો અંશ બહારથી આવતો નથી. આ રીતે ભગવાન આત્મા ગ્રહણ-ત્યાગ વગર નિજ-સ્વરૂપમા સદાય અવસ્થિત રહે છે,-એવી તેની 'ત્યાગ-ઉપાદાનશૂન્યત્વ' શક્તિ છે. પર્યાયમા હીનાધિકતા થાય પણ તેથી કાંઈ પરનુ ગ્રહણ-ત્યાગ થતુ નથી, કે સ્વભાવમા વધ-ઘટ થઈ જતી નથી. પોતાનો જે ગુણ છે તે જ પર્યાયમા પરિણમે છે. પર્યાયમા હીનાધિકતા થવા છતા ગુણસ્વભાવે આત્મા એકરૂપ છે. પર્યાય ઘટતા આત્માના અનંતગુણમાથી એક્કેય ગુણ ઘટી જાય, કે પર્યાય વધતાં એક્કેય ગુણ વધી જાય, એમ બનતુ નથી, તેમજ ગુણનુ સામર્થ્ય પણ ઘટતુ-વધતુ નથી. આવો પૂર્ણ સ્વભાવ સ્વીકારતાં તેના આશ્રયે પર્યાયમાં પણ પૂર્ણતા પ્રગટે છે.

આત્માની પર્યાય પરથી ભિન્ન છે, તે પર્યાયમા પણ પરદ્રવ્ય સાથે જરાય કાર્ય-કારણપણુ કે ગ્રહણ-ત્યાગપણુ નથી. વિકાર સાથે પણ કારણ-કાર્યપણુ કે ગ્રહણ-ત્યાગપણુ આત્માના સ્વરૂપમા નથી. સ્વગુણમા વિકાર કદી તન્મય થયો નથી, તેમા વિકાર કદી પ્રવેશ્યો નથી, વિકારને કદી ગ્રહણ કર્યો નથી, એટલે વિકારને છોડવાપણુ પણ તેમા નથી જ્ઞાન વિકારના ત્યાગ-સ્વરૂપ જ છે (જ્ઞાન પ્રત્યાખ્યાન છે), પહેલી પર્યાયમાં રાગ હતો ને સ્વરૂપમા લીન થતા બીજી પર્યાયમા રાગની ઉત્પત્તિ ન થઈ,-આવી પર્યાય-અપેક્ષાએ આત્માએ રાગને છોડચો એમ કહેવામા આવે છે સ્વભાવથી જોતા જ્ઞાન-સ્વભાવી આત્માએ કદી વિકારને ગ્રહણ કર્યો નથી, અને આવા જ્ઞાનસ્વભાવને અવલંબીને જે પર્યાય પરિણમી તે પર્યાય પણ વિકારના ગ્રહણ વગરની જ છે. આ રીતે દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમા વિકારના ગ્રહણથી રહિતપણુ છે આવા સ્વભાવવાળો આત્મા તે સાચો આત્મા છે, તે પરમાર્થ આત્મા છે, તે શુદ્ધ-નયનો આત્મા છે, ને તે સમ્યગ્દર્શનનો આત્મા છે.

રાગને જાણે એવો ગુણ આત્મામા છે પણ રાગને ગ્રહણ કરે એવો ગુણ આત્મામા નથી એટલે આવા આત્મગુણને જાણનાર ધર્માત્મા રાગને જાણતા રાગમા તન્મય થતા નથી, પણ જુદા જ રહીને જ્ઞાનભાવે પરિણમે

છે. જ્ઞાન અને રાગની સંધિ તેમણે છેદી નાંખી છે. અહા, આવો આત્મ-સ્વભાવ! નિજસ્વભાવને તેણે કદી છોડયો નથી ને પરભાવને પોતામાં કદી ગ્રહ્યા નથી. આવો જે જાણનાર સ્વભાવ છું-તે જ હું છું-એમ જ્ઞાની પોતાને અનુભવે છે.—

નિજ ભાવને છોડે નહીં, પર ભાવ કંઈ પણ નવ ગ્રહે,
જાણે-જુએ જે સર્વ તે હું એમ જ્ઞાની ચિંતવે.

(નિયમસાર)

* * *

'णमो अरिहंताणं' અરિહંત ભગવાને કર્મરૂપી અરિને હણ્યા—તેમને નમસ્કાર હો. ભગવાને કર્મોને ગ્રહ્યા હતા ને પછી છોડયા—એમ ઉપચારકથન છે; નિમિત્ત-નૈમિત્તિક સંબંધની એ વાત છે. ખરેખર પર્યાયમાં રાગ-દ્વેષ-મોહરૂપ શત્રુ હતા તેને હણીને ભગવાને વીતરાગતા ને સર્વજ્ઞતા પ્રગટ કરી;—અને એ પણ પર્યાયઅપેક્ષાએ છે; ત્રિકાળી સ્વભાવ-અપેક્ષાએ તો પર-ભાવનુંય ગ્રહણ-ત્યાગ કરવાપણું નથી. સ્વભાવમાં પરભાવનો તો અભાવ છે જ,—એટલે તેનો નવો ત્યાગ કરવાપણું રહેતું નથી. આવા સ્વભાવને અવલંબતાં પર્યાયમાંથી પણ પરભાવનો અભાવ થઈ જાય છે.—તે આ શક્તિના વિશ્વાસનું ફળ છે.

અનાદિઅનંત આત્માનો જ્ઞાનસ્વભાવ, તેમાં કદી પરવસ્તુ કે વિકાર-ભાવો તન્મયરૂપ નથી એટલે તેના ગ્રહણ-ત્યાગનું કર્તાપણું જ્ઞાનસ્વભાવમાં નથી. કોઈ કહે કે- પરભાવના ગ્રહણનું કર્તાપણું નથી પણ પરભાવનો ત્યાગ તો કરે છે ને? તેનું સમાધાન:—ભાઈ, શું પરભાવો જ્ઞાનસ્વભાવમાં પ્રવેશ્યા છે? જો જ્ઞાનસ્વભાવમાં તે પ્રવેશ્યા જ નથી તો પછી તેનો ત્યાગ કરવાપણું ક્યાં રહ્યું? જેનું ગ્રહણ કર્યું હોય તેનો ત્યાગ કરે ને? અજ્ઞાનદશામાં 'રાગાદિ હું' એમ અભિપ્રાયમાં તેનું ગ્રહણ કર્યું હતું, હવે જ્ઞાનસ્વભાવને ઓળખતાં 'જ્ઞાન હું ને રાગ હું નહીં'—એવા અભિપ્રાયમાં રાગનું ગ્રહણ છૂટી ગયું. વસ્તુસ્વભાવમાં તો રાગાદિ હતાં જ નહીં, અજ્ઞાનીએ ઊંધો અભિપ્રાય કર્યો હતો તે જ્ઞાન-દશામાં છૂટી ગયો, તે અપેક્ષાએ આત્માએ રાગદ્વેષને છોડયા કહેવાય છે.

પર્યાયમાં પહેલાં વિકાર હતો તે છૂટયો-પણ તે પર્યાય જેટલો જ કાંઈ આખો આત્મા નથી. પર્યાયમાં રાગ વખતેય ભૂતાર્થસ્વભાવ તો રાગ વગરનો

જ વિદ્યમાન હતો. અહા, અનતી વીતરાગી શક્તિનો પિંડ આત્મા, એની કોઈ શક્તિમા વિકાર નથી, એની કોઈ શક્તિને રાગ સ્પર્શ્યો નથી, અનાદિ-અનત નિજસ્વભાવે જ્ઞાયકભાવપણે જ રહ્યો છે. આવા આત્માના અપાર વૈભવની શી વાત કરવી?—જેની એકેક શક્તિનુ ને તેની એકેક પર્યાયનુ બેહદ સામર્થ્ય છે, પોતાના સ્વભાવમા જેને કાઈ નવુ ગ્રહવાનુ નથી, ને જે છે તેમાથી કાઈ છોડવાનુ નથી આવા સામર્થ્યવાળો આત્મસ્વભાવ કયાય બીજે નથી પણ અત્યારે પોતામા જ (–પોતે જ સ્વય) બિરાજી રહ્યો છે. આવા મહિમાવત ભગવાન આત્માને પોતાના અતરમા ધ્યેય બનાવતા પર્યાયમા પણ રાગાદિ પરભાવોનુ અકર્તૃત્વ થઈ જાય છે, ને એકલુ જ્ઞાનપરિણમન રહે છે —આનુ નામ ધર્મ એ જ્ઞાનપરિણમનની સાથે આનદ વગેરે અનત ગુણોનુ નિર્મળ પરિણમન છે, એવો અનેકાન્તસ્વભાવ છે.

સર્વજ્ઞ ભગવાને પોતામા ને પરમા, દરેક આત્મામા અનત શક્તિઓ દેખી છે તે શક્તિનો સ્વભાવ જેવો છે તેવો વ્યક્ત કરીને વર્ણવ્યો કે હે જીવ! તારી અનત શક્તિઓ તારામા છે, તેમાથી દરેક શક્તિ પરિપૂર્ણ સામર્થ્યસહિત છે, તેમા કયાય પરને ગ્રહવા કે છોડવાપણુ નથી પરના ગ્રહણ-ત્યાગનો અભાવ કહેતાં શક્તિનુ નિજસ્વરૂપે નિર્મળ પરિણમન રહ્યુ. આ રીતે બધા ગુણોમા ને તેમની નિર્મળ પર્યાયોમાં ગ્રહણ-ત્યાગરહિતપણુ છે પોતે પોતાના સ્વરૂપે રહે છે તેમા કોઈ પરભાવને ગ્રહવા નથી ને પોતાના કોઈ નિજભાવને છોડવા નથી આવુ ગ્રહણ–ત્યાગરહિતપણુ ઓળખે તો સ્વભાવ અને પરભાવનુ ભેદજ્ઞાન થાય ને મોક્ષમાર્ગ પ્રગટે.

આત્માના સ્વભાવ-ગુણોમા વિકલ્પનો ને પરનો અભાવ છે જ, પછી તેનો ત્યાગ કરવાનુ કયા રહ્યુ? આવા સ્વભાવસન્મુખ જે પર્યાય થઈ તે પર્યાયમા પણ રાગાદિનો અભાવ જ છે. તેમજ આત્માના શુદ્ધ ગુણ-પર્યાયોમા રાગાદિનુ ગ્રહણ નથી. આ રીતે શુદ્ધ આત્મા પરભાવના ગ્રહણ ત્યાગ વિનાનો છે. આમ છતા, હુ રાગાદિને ગ્રહુ ને છોડુ–એમ જે રાગાદિનુ કર્તૃત્વ માને છે તે ખરેખર રાગના અભાવસ્વરૂપ આત્મસ્વભાવને જાણતો નથી, પણ રાગાદિ અનાત્મભાવોને જ આત્મા માને છે. આત્માના ખરા સ્વરૂપની તેને ખબર નથી.

આત્મા કાઈ આત્માને ગ્રહે? ને આત્મા શું આત્માને છોડે?

ના; પોતાનું જ ગ્રહણ કે પોતાનો ત્યાગ હોય નહીં.

અને, જે આત્માથી ભિન્ન પરવસ્તુ છે, આત્મામાં જે વસ્તુ નથી, તેને શું આત્મા પોતામાં ગ્રહે? કે તેને આત્મા છોડે?

–ના; જે વસ્તુ જુદી છે તેને પોતામાં ગ્રહી શકાય નહીં; અને જે વસ્તુ પોતાથી જુદી છે જ તેને છોડવાપણું ક્યાં રહ્યું! જેમ ઝવેરીની પારકી દુકાનમાં હીરા–માણેક પડ્યા હોય, ત્યાં રસ્તે જતો કોઈ માણસ એમ કહે કે 'હું આ હીરા–માણેકનો ત્યાગ કરું છું.'–તો એમ કહેનારને લોકો મૂરખ જ સમજે. ભાઈ, એ તે તારી માલીકીના હતા જ ક્યાં—કે તું એને છોડવાનું કહે છે! તેમ પરદ્રવ્યને હું છોડું છું એમ અજ્ઞાની માને છે. પણ પરદ્રવ્ય તારા આત્મામાં હતા જ ક્યાં—કે તું એને છોડવાનું માને છે! પર્યાયમાં અજ્ઞાનથી રાગનું ગ્રહણ હતું, પણ કાંઈ સ્વભાવમાં તે રાગ પ્રવેશી ગયો ન હતો; સ્વભાવમાં તો રાગનો અભાવ જ હતો. આવા સ્વભાવરૂપ આત્માને ઓળખે તો આત્માને ઓળખ્યો કહેવાય; ને ત્યારે જ આત્માની દિવ્યશક્તિઓ પર્યાયમાં ખીલે, એટલે કે પ્રગટ થાય.

અહો, સિદ્ધ ભગવાન જેવો આ આત્માનો વૈભવ છે, તે દેખાડીને સન્તો કહે છે કે હે જીવ! સ્વભાવની મૂર્તિ આત્મા એવો ને એવો છે; તું બીજી રીતે માન તેથી કાંઈ સ્વભાવ બદલી ન જાય. કિંમતી રત્નને કોઈ પથરો માની લ્યે તેથી કાંઈ તે રત્નની ચમક ચાલી ન જાય. તેમ અજ્ઞાની આત્માને રાગના કર્તૃત્વ જેટલો જ માને તેથી કાંઈ આત્માનો સ્વભાવ તેવો ન થઈ જાય. આત્માના ગુણ-સ્વભાવમાં જેમ પરનું કે વિકારનું ગ્રહણ-ત્યાગ નથી, તેમ તે સ્વભાવને ઝીલતી જે પરિણતિ પ્રગટી તે પરિણતિમાં પણ પરનું કે વિકારનું ગ્રહણ-ત્યાગ નથી. આવા સ્વભાવને સ્વીકારતાં એટલે કે શ્રદ્ધામાં–જ્ઞાનમાં લઈને તેની સન્મુખ થતાં પર્યાયમાં તે પ્રસિદ્ધ થાય છે. જોકે તે પર્યાયમાં રાગનો અભાવ તો છે, પણ તે પર્યાયમાં 'આ રાગને છોડું' એવું રહ્યું નથી. રાગ સાથે તેને સંબંધ જ નથી રહ્યો એટલે તેનું ગ્રહણ કે ત્યાગ બેમાંથી એકેયનું કર્તૃત્વ રહ્યું નથી.

અજ્ઞાનીને તો રાગ વખતે એ રાગના કર્તૃત્વ જેટલો જ આત્મા અનુભવાય છે, એટલે રાગ વખતે જાણે શુદ્ધ સ્વભાવ છૂટી ગયો હોય–એમ એને લાગે છે, એટલે સાચું તત્ત્વ તેની શ્રદ્ધામાં આવતું નથી; 'અભૂતાર્થ'ભાવને

જ આત્મા માનીને તે શ્રદ્ધે છે, એટલે તેની શ્રદ્ધા મિથ્યા છે જ્ઞાની સમજાવે છે કે ભાઈ, રાગ વખતેય તારો ભૂતાર્થસ્વભાવ એવો ને એવો વિદ્યમાન છે, સ્વભાવનો ત્યાગ કદી થાય નહીં, માટે જો ભૂતાર્થદૃષ્ટિથી દેખ તો તારો આત્મા શુદ્ધસ્વભાવરૂપે તને અનુભવાશે. આવી ભૂતાર્થદૃષ્ટિ વડે જ સાચી તત્ત્વશ્રદ્ધા થાય છે ને આત્માનો વૈભવ દેખાય છે

દેખો, આ ભગવાને જોયેલો આત્માનો વૈભવ! આત્મામા અનંત શક્તિ હોવા છતા તેનુ કાર્ય પોતામા જ છે; પોતાથી બહાર પરમા એક રજકણ માત્રને પણ તે ગ્રહી કે છોડી શકતો નથી. ને જે પોતાની નિજશક્તિ છે તેને પણ તે કદી છોડતો નથી આવી આત્મશક્તિને જાણનાર ધર્માત્મા દેહની શક્તિને પોતાની માનતા નથી. શ્રીકૃષ્ણમહારાજાની સભામા એકવાર ચર્ચા ચાલી કે આ સભામાં સૌથી બળવાન કોણ? તીર્થંકર નેમકુમાર પણ ત્યાં રાજસભામા બિરાજતા હતા. કોઈએ ભીમનુ નામ આપ્યુ, કોઈએ અર્જુનનુ, કોઈએ બળદેવનું, કોઈએ શ્રીકૃષ્ણવાસુદેવનુ, કોઈએ યુધિષ્ઠિરનુ-એમ જુદાજુદા નામ આપ્યા ત્યારે બળભદ્ર કહે છે કે એ બધા ભલે બળવાન હોય, પણ તીર્થંકર એવા આ નેમકુમારના બળની તોલે કોઈ ન આવે, એ જ સૌથી મહા બળવાન છે. શ્રીકૃષ્ણ અને નેમિનાથ બને પિતરાઈ ભાઈ હતા. નેમકુમારના બળની વાત શ્રીકૃષ્ણને ન બેઠી, ને બળની પરિક્ષા કરવા તૈયાર થયા. ત્યારે નેમકુમારને પણ શરીરબળની ખાતરી કરાવવાનો જરા વિકલ્પ આવી ગયો. પણ તે વખતેય એ ભગવાન જાણતા હતા કે આ દેહ કે આ વિકલ્પ-તેમા હુ નહી, શરીરની શક્તિ તે મારી નહી, મારી આત્મશક્તિનુ કાર્ય શરીરમાં ન આવે. જ્ઞાન-આનદાદિ અનતશક્તિ તે જ મારી નિજશક્તિ છે. જેમાથી કેવળજ્ઞાન ને પરમ આનદ પ્રગટે એવી અપાર શક્તિવાળો હુ છુ. આવી આત્મશક્તિની પ્રતીત તે સમ્યગ્દૃષ્ટિનું કાર્ય છે. ધર્મી જાણે છે કે બહારના કાર્યો સ્વપ્નેય અમારા નહીં. જડના અમે જાણનારા, પણ તેના ગ્રહનારા કે ફેરવનારા અમે નહી. વિકલ્પ એ પણ અમારી ચૈતન્યશક્તિનુ કાર્ય નથી. અમારી ચૈતન્યશક્તિનુ કોઈ અચિંત્ય સામર્થ્ય છે ને તેનુ કાર્ય અમારા અંતરમાં જ સમાય છે.

આત્માની અનંત શક્તિઓ આત્મામા છે, જડની અનંત શક્તિઓ જડમા છે. બનેની શક્તિ પોતપોતામા જ કાર્ય કરે છે. ચિદાનંદભગવાન

આત્મા તેનામાંય અનંત શક્તિ, ને અચેત-જડ પરમાણુ તેનામાંય અનંત શક્તિ; ક્ષેત્રથી જેની અનંત વિશાળતા છે એવા આકાશમાંય અનંત શક્તિ, ને એક સૂક્ષ્મ ઝીણા રજકણમાંય અનંત શક્તિ.–ક્યાં અનંત આકાશ ને ક્યાં એક પરમાણુ!–છતાં અનંતશક્તિ બંનેમાં સરખી.–એ જ રીતે, ક્યાં ચૈતન્યમૂર્તિ પરમાત્મા, ને ક્યાં અચેતન પરમાણુ–છતાં બંને પોતપોતાની અનંત શક્તિથી પરિપૂર્ણ છે. એવો જ કોઈ અચિંત્ય વસ્તુસ્વભાવ છે. વસ્તુનો સ્વભાવ બીજા કોઈની અપેક્ષા રાખતો નથી; કોઈ સંયોગથી તે ડગે નહીં; વસ્તુના સ્વભાવને કોઈ હલાવી શકે નહીં.

નિજવૈભવના રસમાં ઠરેલો...જામેલો જ્ઞાયકબિંબ ભગવાન આત્મા, શાંત-આનંદરસમાં તરબોળ, તેમાં જગતની કોઈ ઉપાધિ કેવી?–ચિન્તા કેવી? પરના ગ્રહણ–ત્યાગ કેવા? એ તો નિજરસમાં મગ્ન છે. પર તો એનામાં નથી ને 'પરને છોડું' એવો વિકલ્પ પણ એનામાં નથી. પરવસ્તુ આત્મામાં છે જ ક્યાં—કે તેને છોડવી પડે! ને પરવસ્તુ આત્મામાં કદી પ્રવેશી શકતી નથી–કે જેથી આત્મા તેનું ગ્રહણ કરે! આ રીતે આત્માનો સ્વભાવ પરના ગ્રહણ–ત્યાગથી રહિત છે. આવા સ્વભાવને દૃષ્ટિમાં લેતાં પર સાથે એકત્વબુદ્ધિ છૂટી ગઈ ને સ્વભાવની સન્મુખતાથી આનંદનું વેદન થયું.–આવો આત્માનો વૈભવ છે.

શુદ્ધ દ્રવ્ય–ગુણ–પર્યાયરૂપ ચૈતન્યભગવાનના વૈભવમાં ભાવકર્મ–નોકર્મ કે દ્રવ્યકર્મનું હણુ નથી, ને તેનો ત્યાગ કરવાપણું પણ સ્વભાવમાં નથી. કેમકે સ્વભાવમાં તે હોય તો છોડે ને! ગ્રહણ–ત્યાગના વિકલ્પનો આત્માના સ્વભાવમાં અભાવ છે, એટલે તે વિકલ્પનું કર્તૃત્વ આત્મામાં નથી.–આવા આત્માને જાણે તેણે અત્માને જાણ્યો કહેવાય. આત્મા ત્યાગ–ગ્રહણથી રહિત છે; જો તે પોતાના સ્વરૂપમાંથી કાંઈ છોડે તો તે 'ન્યૂન' થઈ જાય; ને જો પોતાના સ્વરૂપમાં અન્ય કાંઈ ગ્રહણ કરે તો તે 'અધિક' થઈ જાય;–પણ આત્મા તો ન્યૂનાધિકતા રહિત પોતાના નિજસ્વરૂપમાં જ સદાય અવસ્થિત છે.–એવી તેની ત્યાગોપાદાનશૂન્યત્વ શક્તિ છે.

સોળમી ત્યાગોપાદાનશૂન્યત્વ શક્તિનું વિવેચન પૂર્ણ થયું.



[ ૧૭ ]

# અગુરુલઘુત્વ શક્તિ

[षट्स्थानपतितवृद्धिहानिपरिणतस्वरूपप्रतिष्ठत्वकारणविशिष्टगुणात्मिका अगुरुलघुत्व शक्तिः]



આત્માની શોભાને ભૂલીને, પરથી પોતાની શોભા માનીને જીવ સંસારમાં રખડી રહ્યો છે. આચાર્યદેવ કહે છે કે ભાઈ, આ રખડવાનું તને નથી શોભતું. તારી શોભા તો અનંત ગુણસમ્પન્ન તારા સ્વરૂપથી જ છે, તારા આત્મવૈભવથી જ તારી શોભા છે. રત્નત્રયરૂપ આભૂષણવડે આત્માની શોભા છે. અહા, આત્મા પોતે પરમાત્મા થઈ જાય—એના જેવી શોભા કઈ!



અનંતધર્મોવાળા જ્ઞાનસ્વરૂપ આત્મામાં અગુરુલઘુત્વ નામનો કોઈ સૂક્ષ્મ સ્વભાવ છે. આ સ્વભાવના સામર્થ્યને લીધે આત્મા છ પ્રકારની વૃદ્ધિ-હાનિરૂપ પરિણમે છે, તથા પોતાના નિજસ્વરૂપમાં પ્રતિષ્ઠિત રહે છે. પોતાના સ્વરૂપની મર્યાદા છોડીને તે ગુરુ કે લઘુ થઈ જતો નથી એવો અગુરુલઘુસ્વભાવ આત્મામાં છે. અગુરુલઘુસ્વભાવનું વિશેષ સ્વરૂપ કેવળીગમ્ય છે. પણ આત્મામાં એવો કોઈ સૂક્ષ્મ–અચિંત્ય સ્વભાવ છે–એમ લક્ષગત કરીને તેનો મહિમા લાવવો. સાધકને એનું જુદું સ્વરૂપ ભલે લક્ષમાં ન આવે છતાં પણ તે ગુણ અંતરમાં પોતાનું કાર્ય તો કરી જ રહ્યો છે. આત્માના સ્વસંવેદનમાં એ અગુરુલઘુત્વશક્તિ પણ ભેગી જ સમાયેલી છે; કાંઈ સ્વસંવેદનથી તે બહાર નથી રહેતી.

જેમ સાકરમાં મીઠાસ વગેરે સ્વભાવ છે તેમ આત્મામાં જ્ઞાન, આનંદ વગેરે અનંત સ્વભાવો છે; તેમાં જ્ઞાન ને આનંદની જેમ અગુરુલઘુત્વ પણ એક સ્વભાવ છે. આત્માના વિશિષ્ટ ગુણરૂપ આ એક ખાસ શક્તિ છે કે જેના કારણે ષટ્‌વિધ વૃદ્ધિહાનિરૂપે પરિણમવા છતાં આત્મા પોતાના સ્વરૂપમાં જ પ્રતિષ્ઠિત રહે છે. પરિણમનમાં કોઈ પ્રકારની વૃદ્ધિ-હાનિ થવા છતાં, તે ગુરુ કે લઘુ થઈને સ્વરૂપથી ચ્યૂત થઈ જતો નથી.

| | |
|---|---|
| ૧. અનંતગુણ વૃદ્ધિ | ૧. અનંતભાગ હાનિ |
| ૨. અસંખ્યગુણ વૃદ્ધિ | ૨. અસંખ્યભાગહાનિ |
| ૩. સંખ્યાતગુણ વૃદ્ધિ | ૩. સંખ્યાતભાગહાનિ |
| ૪. સંખ્યાતભાગવૃદ્ધિ | ૪. સંખ્યાતગુણહાનિ |
| ૫. અસંખ્યભાગવૃદ્ધિ | ૫. અસંખ્યગુણહાનિ |
| ૬. અનંત ભાગ વૃદ્ધિ | ૬. અનંતગુણ હાનિ |

—એમ છ પ્રકારે વૃદ્ધિ તથા છ પ્રકારે હાનિ છે, તે-રૂપે અગુરુલઘુ-સ્વભાવનું કોઈ સૂક્ષ્મ પરિણમન થાય છે, તે કેવળીગમ્ય છે. આ અગુરુલઘુ-ગુણ આત્માને સ્વરૂપમાં પ્રતિષ્ઠિત રાખે છે; સ્વરૂપમાં પ્રતિષ્ઠા એ જ આત્માની શોભા છે. બહારની પ્રતિષ્ઠાવડે આત્માની શોભા નથી, પોતે પોતાના સ્વરૂપમાં સ્થિર રહે એવી સ્વરૂપ-પ્રતિષ્ઠાવડે આત્માની શોભા છે. પોતાના આત્માની શોભાને ભૂલીને, પરથી પોતાની શોભા માનીને જીવ સંસારમાં રખડી રહ્યો છે. ભાઈ, એ રખડવાનું તને નથી શોભતું; આચાર્યદેવ તને તારી

માચી શોભા બતાવે છે. તારી શોભા તો અનંત ગુણસંપન્ન તારા સ્વરૂપથી છે. તારા આત્મવૈભવથી તારી શોભા છે. રૂપાળા શરીરથી કે બહારના વૈભવથી તારા આત્માની શોભા નથી. અરે, જીવ સંસારમાં રખડશે-એવી બંધનની વાત કરવી તેમાં પણ તારી શોભા નથી; તારો આત્મા પરથી ભિન્ન પોતાના એકત્વસ્વરૂપમાં પ્રતિષ્ઠિત છે-તેમાં જ તારી ત્રિકાળી શોભા છે, અને તેમાં એકાગ્રતાથી પર્યાયમાં રત્નત્રયરૂપ શોભા પ્રગટે છે. બહારના ઠાઠમાઠથી કે પુણ્યથી પણ આત્માની શોભા માનવી-તે ખરી શોભા નથી પણ કલંક છે. પોતાના અગુરુલઘુધર્મવડે સ્વરૂપમાં પ્રતિષ્ઠાથી આત્મા સદા શોભી રહ્યો છે. સ્વયં શોભાયમાન આત્માની કોઈ બીજા વડે શોભા નથી. આત્મા પોતે પરમાત્મા થઈ જાય એના જેવી શોભા કઈ? અને એવી પરમાત્મદશા અનંત કાળ જેમાંથી નીકળ્યા કરે-એવા દ્રવ્યસ્વભાવની શોભાની શી વાત! દ્રવ્યની મોટી શોભા ત્રિકાળ છે ને તેના આધારે પર્યાય પણ શોભી ઊઠે છે આત્માની આવી શોભાને જે સમજે તેનું વલણ અંતરસ્વભાવ તરફ વળી જાય; પરથી તે પોતાની શોભા માને નહીં એટલે તેની દૃષ્ટિમાં પર પ્રત્યે વીતરાગભાવ થઈ જાય -એનું નામ ધર્મ છે.

'અગુરુલઘુત્વ'નો એક એવો પણ અર્થ છે કે દ્રવ્ય-ગુણ પોતાના નિજસ્વરૂપે રહે, એક દ્રવ્ય પલટીને અન્ય દ્રવ્યરૂપ ન થઈ જાય, કે દ્રવ્યનો કોઈ ગુણ પલટીને અન્ય ગુણરૂપ ન થઈ જાય. આત્મા પલટીને કદી જડ ન થઈ જાય, જ્ઞાનગુણ પલટીને કદી દર્શનાદિ ન થઈ જાય. 'જડ તે જડ ત્રણ-કાળમાં, ચેતન ચેતન હોય.' કોઈ દ્રવ્ય પોતાના સ્વભાવને કદી છોડે નહિ. તેમજ આત્માના જ્ઞાનનું પરિણમન ઘટી ઘટીને કોઈવાર જ્ઞાનનો સર્વથા અભાવ થઈ જાય ને આત્મા જડ થઈ જાય-એમ કદી ન બને, તથા જ્ઞાનપરિણમન વધતાં વધતાં કેવળજ્ઞાન થયા પછી પણ વધ્યા જ કરે-એમ પણ ન બને, એવી જ ગુણની મર્યાદા છે. (કેવળજ્ઞાન-પરિણમનમાં ષટ્‌ગુણ વૃદ્ધિનો કોઈ પ્રકાર હોય તે જુદી વાત છે, એનું સૂક્ષ્મ સ્વરૂપ કેવળીગમ્ય છે.)

આત્મામાં જેટલા અનંતા ગુણો છે તેટલા જ સદાકાળ રહે છે, તેમાંથી એકપણ ગુણ કદી ઘટતો કે વધતો નથી. પર્યાયમાં હીનના અધિકતા થવા છતાં ત્રિકાળી દ્રવ્ય-ગુણ ઘટતા વધતા [illegible]. એ તો સ્વરૂપમાં એવા ને એવા સ્થિર રહે છે અધૂરી અવસ્થા વખતે [illegible] ઈ ઘટી ગયું, ને પૂરી અવસ્થા થતાં ગુણમાં કાંઈ વધી ગયું [illegible] પર્યાયમાં જ્યારે [illegible]

શુદ્ધતા પ્રગટ હતી ત્યારે ગુણમાં શક્તિરૂપે વધારે હતું, ને પર્યાયમાં વિશેષ શુદ્ધતા પ્રગટી ત્યારે ગુણની શક્તિમાંથી એટલું ઓછું થયું–એમ નથી. વસ્તુનો સ્વભાવ જ કોઈ અચિંત્ય છે. એકરૂપ સ્વરૂપમાં પ્રતિષ્ઠાથી ભગવાન આત્મા ત્રિકાળ મહિમાવંતપણે શોભી રહ્યો છે. આવા શોભતા સ્વભાવને દૃષ્ટિમાં લેતાં પર્યાયમાં વીતરાગી શોભા પ્રગટી જાય છે. પણ તે પર્યાય ઉપર દૃષ્ટિ નથી કેમકે તે પર્યાય પોતે અંતરમાં એકાગ્ર થઈને ત્રિકાળી દ્રવ્યની શોભામાં સમાઈ ગઈ છે.

જુઓ, આ અગુરુલઘુધર્મે આત્માની નિજસ્વરૂપમાં પ્રતિષ્ઠા કરી છે: જેમ જિનબિંબ-પ્રતિષ્ઠા નવી થાય છે ને અનાદિના જિનબિંબ પણ જગતમાં છે; તેમ ભગવાન આત્મા ચૈતન્ય-જિનબિંબ અનાદિથી પોતાના સ્વરૂપમાં પ્રતિષ્ઠિત છે, અને તેના શ્રદ્ધા-જ્ઞાન વડે પર્યાયમાં નવી પ્રતિષ્ઠા (એટલે કે નિર્મળતારૂપી શોભા) પ્રગટે છે. સાધકદશા હો કે સિદ્ધદશા હો, ગમે તે દશા વખતે પણ જો સ્વભાવદૃષ્ટિથી જુઓ તો આત્મા નિજસ્વરૂપમાં જ રહેલો છે. પોતાના અનંત ગુણોના સ્વરૂપમાં સ્થાયી રહેવારૂપ સ્વરૂપ-પ્રતિષ્ઠા અનાદિ-અનંત છે; સદાય સ્વરૂપમાં પ્રતિષ્ઠારૂપ આત્માનો અગુરુલઘુસ્વભાવ છે.

જુઓ, જગતમાં અનંતા સિદ્ધ જીવો છે; ને એના કરતાં અનંતગુણા નિગોદ જીવો છે. હવે દર છ મહિના ને આઠ સમયે છસો આઠ જીવો સિદ્ધ થાય છે એટલે એટલા જીવો સિદ્ધમાં વધતા જાય છે, ને નિત્યનિગોદમાંથી એટલા ઓછા થતા જાય છે.–આ પ્રમાણે અનાદિકાળથી બની રહ્યું છે ને અનંતકાળ સુધી બન્યા કરશે...છતાં સિદ્ધની સંખ્યા કદી પણ નિગોદ કરતાં વધી નહિ જાય, ને નિગોદ કદી સિદ્ધ કરતાં ઘટી નહીં જાય; જ્યારે જુઓ ત્યારે સિદ્ધ કરતાં નિગોદ અનંતગુણા જ રહેવાના.—

વધે ન સિદ્ધ અનંતતા, ઘટે ન રાશ નિગોદ,
જૈસે કે તૈસે રહે, યહ જિનવચન વિનોદ.

કોઈ અગમ્ય વસ્તુસ્વભાવ છે, તે તર્કનો વિષય નથી, આત્માની શક્તિમાંથી સાદિ–અનંતકાળ સુધી કેવળજ્ઞાન પરિણમ્યા જ કરે છતાં સ્વભાવની શક્તિ જરાય ઘટતી નથી. એવા ને એવા પરિપૂર્ણ સ્વભાવમાં આત્મા અવસ્થિત રહે છે. આત્માનો સ્વભાવ ગુરુ કે લઘુ થઈ જાય એવો એનો સ્વભાવ નથી. જે સ્વભાવ છે તે કદી વધે નહિ, કદી ઘટે નહિ. –'जैसे के तैसे रहे' જેવો અનંત સ્વભાવ છે તેવા સ્વભાવપણે સદા આત્મા ટકી રહ્યો છે. છ

પ્રકારની વૃદ્ધિ-હાનિ છે તેવી વૃદ્ધિ-હાનિરૂપે પરિણમન થવા છતાં આત્મા પોતાના સ્વરૂપને કદી છોડતો નથી, ને તેનો સ્વભાવ વધ-ઘટરૂપ થઈ જતો નથી. આવો 'અગુરુલઘુસ્વભાવ' કોઈ અચિંત્ય સૂક્ષ્મ, આગમગમ્ય એટલે કે સર્વજ્ઞગમ્ય છે; જોકે છએ દ્રવ્યોમાં અગુરુલઘુસ્વભાવ છે પણ અહીં આત્માની વાત છે આત્મા સદા નિજસ્વરૂપમા પ્રતિષ્ઠિત છે, સદા એવા ને એવા નિજસ્વરૂપમા રહ્યો છે. સ્વરૂપ ઘટે નહિ, વધે નહિ, સ્વરૂપનો કોઈ અંશ કદી છૂટે નહિ, ને નવું કાંઈ તેમા આવે નહિ, આવુ અગુરુલઘુપણુ આત્મામા છે. આત્માના બધા ગુણોમા પણ અગુરુલઘુપણુ છે, જ્ઞાન સદા જ્ઞાનમાં, આનંદ સદા આનંદસ્વરૂપમા, એમ બધા ગુણો નિજસ્વરૂપમા રહેલા શોભે છે.

શરીરનુ ભારે-હળવાપણુ તો આત્મામા કદી છે જ નહિ, કેમકે અરૂપીને વજન શુ? અને નિજસ્વરૂપમા વધવા-ઘટવારૂપ ગુરુ-લઘુપણુ પણ આત્મામા નથી, એવુ અરૂપી-અગુરુલઘુત્વ આત્મામા છે આ તો અગુરુલઘુની સામાન્ય વ્યાખ્યા કરી છે, બાકી આ અગુરુલઘુસ્વભાવનુ સૂક્ષ્મસ્વરૂપ તો સર્વજ્ઞગમ્ય છે.

ગુણ-પર્યાયો અનંત છે, તે પ્રત્યેક ગુણ-પર્યાય આખા દ્રવ્યને નિજ-સ્વરૂપમા ટકવાનુ-રહેવાનુ કારણ છે. એક પણ ગુણ-પર્યાયનો નાશ થતા દ્રવ્યનુ નિજસ્વરૂપ જ ન રહે. આમ અનંત ગુણ-પર્યાયરૂપ પોતાના નિજ-સ્વરૂપમા આત્માને સદાય પ્રતિષ્ઠિત રાખે એવી એની અગુરુલઘુત્વશક્તિ છે આવા આત્મસ્વભાવને લક્ષગત કરતા ને સ્વાનુભવગમ્ય કરતા વીતરાગતા થાય છે, ને વીતરાગપણુ તે સર્વ શાસ્ત્રોનો સાર છે.

ભાઈ, તારો આત્મા સ્વઘરને એટલે કે પોતાના સ્વરૂપને છોડીને ક્યાય બહાર જતો નથી, આવા તારા સ્વઘરના વૈભવને તુ દેખ. પોતાની અનંત સંપત્તિ-કે જે આત્માથી કદી જુદી ન પડે, તે જ આત્માની ખરી સંપત્તિ છે, તે જ આત્માનો ખરો વૈભવ છે અને તેનાથી જ આત્માની મહત્તા છે એ સિવાય ચક્રવર્તીનો વૈભવ કે ઈન્દ્રપદની વિભૂતિ તેના વડે આત્માની કાંઈ મહત્તા નથી પોતાના અનંતગુણનુ નિધાન અંદર ભર્યું છે તેને અજ્ઞાની દેખતો નથી, જો તે નિધાનને દેખે તો પરનુ પુણ્યનુ કે જાણપણાનુ અભિમાન છૂટી જાય ને અનાદિકાળની દીનતાનો અંત આવીને સિદ્ધપદના નિધાન પ્રગટે. માટે પોતાની ત્રિકાળી શક્તિની શોભાનો મહિમા કરીને તેમા અંતર્મુખ થવુ

તે જ સમ્યગ્દર્શનનો ને સિદ્ધપદનો ઉપાય છે. અહો, દ્રવ્યસ્વભાવના અપાર મહિમાની શી વાત!—કે જેના આશ્રયે ક્ષણમાં કેવળજ્ઞાન પ્રગટી જાય.

કેવળજ્ઞાન થયા પછી એવી ને એવી પૂર્ણ પર્યાય નવી નવી દરેક સમયે સદાય થયા કરે છે. કેવળજ્ઞાનની એક પર્યાય કરતાં બીજી પર્યાયમાં જાણવાનું સામર્થ્ય અધિક કે ઓછું થતું નથી, સામર્થ્ય એટલું ને એટલું રહે છે, છતાં તેમાં પણ ષટ્ગુણવૃદ્ધિ-હાનિરૂપ અગુરુલઘુગુણનું સૂક્ષ્મ પરિણમન તો સમયે સમયે થયા જ કરે છે. એવો કોઈ અચિંત્ય સ્વભાવ છે, તે કેવળીગમ્ય છે.

જુઓ, આ કેવળજ્ઞાનની ને વસ્તુસ્વભાવની ગંભીરતા! છદ્મસ્થના જ્ઞાનમાં જો બધું જ જણાઈ જાય તો પછી કેવળજ્ઞાનની વિશેષતા ક્યાં રહી? કેવળજ્ઞાનમાં જેટલું જણાય તે બધુંય છદ્મસ્થ ન જાણી શકે, પરંતુ પોતાના આત્મહિતને માટે પ્રયોજનભૂત જે હોય તેને તો સમ્યગ્જ્ઞાની છદ્મસ્થ પણ બરાબર નિઃસંદેહપણે જાણી શકે છે ને પૂર્ણસ્વભાવને પ્રત્યક્ષ કરે છે.

અગુરુલઘુત્વશક્તિનું વર્ણન પૂરું થયું. (૧૭)



## ‘આત્મવૈભવ’ અને ‘આત્મપ્રસિદ્ધિ’

આ આત્મશક્તિઓ ઉપરનાં અગાઉનાં પ્રવચનો ‘આત્મપ્રસિદ્ધિ’ પુસ્તકરૂપે પ્રગટ થયા છે; આ ‘આત્મવભવ’ અને તે ‘આત્મપ્રસિદ્ધિ’ —એ બંને એકબીજાનાં પૂરક છે; બંને પુસ્તકોમાં પોતપોતાની વિશેષતા છે. તેથી આ ‘આત્મવૈભવ’માં દરેક શક્તિના વાંચન વખતે, સાથેસાથે ‘આત્મપ્રસિદ્ધિ’માંથી પણ તે શક્તિનું વાંચન કરવાથી દરેક શક્તિના ભાવોની વધુ સ્પષ્ટતા થશે. ‘આત્મવૈભવ’ અને ‘આત્મપ્રસિદ્ધિ’ એ બંને એકબીજાના ભાઈ-બહેન જેવા છે.

[ ૧૮ ]

# ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ શક્તિ

[ क्रमाक्रमवृत्तवृत्तित्वलक्षणा उत्पादव्ययध्रुवत्वशक्तिः ]



વાણીમા કે વિકલ્પમા એવી તાકાત નથી કે અનત શક્તિરૂપ આત્મસ્વભાવને પ્રતીતમા કે લક્ષમા લઈ શકે એ તો સ્વસન્મુખ જ્ઞાનનુ જ કામ છે, તે જ્ઞાનમા જ આત્મસ્વભાવને લક્ષગત કરવાની ને અનુભવમા લેવાની તાકાત છે–આ રીતે આત્મા સ્વાનુભૂતિગમ્ય છે





જ્ઞાનસ્વરૂપ આત્મામાં અનંત ધર્મોની સાથે એક એવી ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ શક્તિ છે કે જેથી આત્મા ક્રમ તેમજ અક્રમ વૃત્તિરૂપે વર્તે છે. ઉત્પાદ-વ્યય તે ક્રમવર્તીપણું સૂચવે છે ને ધ્રુવતા તે અક્રમવર્તીપણું સૂચવે છે. આ રીતે ક્રમવર્તીપણું તેમજ અક્રમવર્તીપણું એ બંને આત્માનો સ્વભાવ જ છે. આમાં અક્રમપણું કહ્યું તે ગુણની ધ્રુવતાઅપેક્ષાએ છે, પણ કાંઈ પર્યાય અક્રમે થાય છે એવો એનો અર્થ નથી; પર્યાય અપેક્ષાએ તો ક્રમવર્તીપણું જ છે કેમકે પર્યાયો પ્રતિસમય ઉત્પાદ-વ્યયરૂપ છે.

આત્મવસ્તુમાં અનંત શક્તિ છે, તેના કહેવામાં ક્રમ છે પણ રહેવામાં ક્રમ નથી; બધી શક્તિઓ અક્રમે એકસાથે આત્મામાં રહેલી છે. આત્માનો સ્વભાવ એવો મહાન છે કે એક સમયમાં પોતાની અનંતશક્તિમાં તે વિસ્તરેલો છે. અનંતશક્તિનું કથન શબ્દોમાં ન આવી શકે કેમકે શબ્દો જ અનંત નથી; ને એકેક કરીને કહેવા જાય તો અનંતશક્તિનું વર્ણન અનંતકાળેય પૂરું ન થાય. સર્વાર્થસિદ્ધિના બધાય દેવો સમ્યગ્દૃષ્ટિ છે, અસંખ્ય વર્ષના આયુવાળા છે, તે બધાય દેવો ભેગા થઈને ૩૩ સાગરોપમ સુધી કથન કરે તોપણ આત્માની અનંતશક્તિઓમાંથી અનંતમા ભાગની શક્તિઓ પણ ન કહી શકે. બેહદ શક્તિનો પિંડ આત્મા વચનાતીત ને વિકલ્પાતીત છે, વિકલ્પમાંય એવી તાકાત નથી કે અનંતશક્તિરૂપ આત્મસ્વભાવને લક્ષમાં કે પ્રતીતમાં લઈ શકે. એ તો સ્વસન્મુખ જ્ઞાનનું જ કામ છે; તે જ્ઞાનમાં જ આત્મસ્વભાવને લક્ષગત કરવાની ને અનુભવમાં લેવાની તાકાત છે. જ્ઞાનમાત્રમાં સ્થાપેલી અસ્ખલિત દૃષ્ટિ વડે જ તે અનુભવમાં આવે છે. એ સિવાય રાગદૃષ્ટિ વડે તે કદી અનુભવમાં આવતો નથી.

આત્મા ગુણ-પર્યાયસ્વરૂપ એક વસ્તુ; તે ગુણઅપેક્ષાએ અક્રમ ધ્રુવ રહે, ને પર્યાયઅપેક્ષાએ ક્રમે વર્તે એટલે કે ઉત્પાદ–વ્યય થયા કરે. આવી ઉત્પાદ-વ્યય-ધ્રુવતા તે એનો પોતાનો સ્વાધીન સ્વભાવ છે, એટલે બીજા વડે તે ઉત્પાદાદિ થતા નથી. જો ઉત્પાદ બીજા વડે થાય તો ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ-શક્તિએ શું કર્યું ? –તે તો નકામી જ થઈ ગઈ! –પણ એમ નથી. આત્મા પોતાની ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વશક્તિ વડે જ ક્રમ–અક્રમરૂપ વર્તે છે.

આત્મા કેવડો ? કે ક્રમે વર્તતા ઉત્પાદ-વ્યય, ને અક્રમરૂપ ધ્રુવતા, એવા ઉત્પાદ-વ્યય–ધ્રુવ જેવડો આત્મા છે. આત્મામાં ક્રમે પ્રવર્તતી પર્યાયોને ન

માને તો તેણે આત્માને જાણ્યો નથી. અને અક્રમે રહેલા ગુણોને ન માને તો તેણે પણ આત્માને જાણ્યો નથી એક શક્તિના વર્ણનમા તો કેટલુ રહસ્ય આવી જાય છે! આ ઉત્પાદ-વ્યય-ધ્રુવમા જે ગુણ-પર્યાયોનો સમુદાય છે તેમાં વિકાર ન લેવો પણ નિર્મળ ગુણ-પર્યાયો જ લેવા, કેમકે અહી તો પોતાના સ્વાનુભવમા જે જ્ઞાનમાત્ર આત્મા પ્રસિદ્ધ થયો તેના ગુણ-પર્યાયોની વાત છે એટલે તેમા અશુદ્ધતા ન આવે 'જ્ઞાનમાત્ર ભાવ'ની સાથે તો અનંત ગુણોની શુદ્ધતા જ ઉલ્લસે છે, 'જ્ઞાનમાત્ર ભાવ'ની સાથે કાંઈ અશુદ્ધતા નથી ઉલ્લસતી; એ તો જ્ઞાનથી જુદી બહાર રહી જાય છે. જ્ઞાનભાવે પરિણમતો એટલે કે નિર્મળ પર્યાયસહિતનો આત્મા કેવો છે તેનુ આ વર્ણન છે. સાધકભાવરૂપે પરિણમેલો આત્મા કેવો છે અને તેનુ નિર્મળ સાધ્ય કેવુ છે તે અહી બતાવ્યુ છે આત્મદ્રવ્યમા,[1] અસખ્યપ્રદેશે,[2] એક સમયમા[3] અનંત ગુણની નિર્મળ પર્યાયો[4] ભેગી વર્તે છે, એટલે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ ચારે આમા આવ્યા, પણ એમા ક્યાય વિકાર ન આવ્યો.

સાધકને નિર્મળપર્યાય સાથે તે વખતે જે રાગાદિ હોય તે રાગાદિને આત્મા નથી કહેતા, નિર્મળ ગુણ-પર્યાયોને જ આત્મા કહીએ છીએ. 'જ્ઞાન-માત્ર' આત્મા કહેતા તે લક્ષણથી રાગ લક્ષિત નથી થતો પણ નિર્મળ ગુણ-પર્યાયો જ લક્ષિત થાય છે. જ્ઞાનલક્ષણ નિર્મળ ગુણપર્યાયવાળા આત્માને પ્રસિદ્ધ કરે છે, રાગને નહી. જ્ઞાનલક્ષણથી આત્માને લક્ષિત કરીને અનુભવ કરતા તેમા રાગનો અનુભવ ભેગો નથી આવતો. તે રાગ તો શુદ્ધાત્માના અનુભવથી બહાર રહી જાય છે.

ભગવાન આત્મામા અનંત ગુણો એક સાથે વર્તે છે ને પર્યાયો ક્રમેક્રમે પ્રવર્તે છે, આવા ગુણ-પર્યાયોરૂપે આત્માની વૃત્તિ છે, એટલે કે આત્માનુ અસ્તિત્વ જ તે પ્રકારનુ છે. એમાથી પર્યાયના ક્રમને કાઢી નાખવા માગે તો અસ્તિત્વ જ સિદ્ધ ન થાય. અસ્તિત્વ એટલે કે સત્ તે ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ છે આત્માના અનંત ગુણો ધ્રુવ રહીને પોતપોતાની ક્રમપર્યાય સહિત જ વર્તી રહ્યા છે આવા દ્રવ્ય-ગુણ-પર્યાયસ્વરૂપ આત્મવસ્તુ છે. જીવના જીવનમા આ બધાય ભાવો ભેગા જ સમાયેલા છે. આવા વૈભવવાળી આત્મવસ્તુને નક્કી કરનારનુ લક્ષ ક્યા જાય છે?—બહારમા નથી જતુ કેમકે બહારના લક્ષે આત્મ-વસ્તુ દેખાય નહી. એનુ લક્ષ તો અનંત ગુણના પિંડરૂપ પોતાના આત્મા

પ્રભાત થયો; નિદ્રાથી મુક્ત થયા, હવે ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો '

મારુ પરમેશ્વરપણુ મારામા છે–એમ સ્વીકાર તો કર! એક વાર શ્રીમદ્ રાજચન્દ્રજીએ કોઈ ભરવાડલોકોમા અનુકરણની જિજ્ઞાસાબુદ્ધિ દેખીને તેઓને કહ્યુ કે 'ભાઈઓ! આખો મીચી જાઓ, ને અદર હુ પરમેશ્વર છુ એમ વિચાર કરો.' તે ભરવાડ ભદ્ર હતા, તેમણે એ વાતમા શકા કે પ્રતિકાર ન કર્યો, પણ વિશ્વાસથી એમ વિચાર્યું કે આ કોઈ મહાત્મા છે ને આમને અમારા હિતની કઈક અપૂર્વ વાત કહે છે, જગતના જીવો કરતા આમની ચેષ્ટા કઈક જુદી લાગે છે. તેમ હે ભદ્ર! અહી કુદકુદસ્વામી જેવા પરમ હિતકારી સન્તો તને તારુ સિદ્ધપણુ બતાવે છે, તો તુ ઉત્સાહથી તેની હા પાડ, ને હુ સિદ્ધ છુ –એમ તારા આત્માને ચિતનમા લે. અતરમા સમ્યગ્જ્ઞાનરૂપી સુપ્રભાત ઉગાડ ને મોહનિદ્રા છોડીને આત્માના વૈભવને સભાળ. અનાદિથી સયોગ-વાળો ને વિકારવાળો જ આત્મા માનીને તુ અજ્ઞાનમા સૂતો, તે માન્યતા હવે છોડ, ને અનતગુણના ધામ એવા આત્માને દેખ .અનત કિરણોથી ઝગઝગતા ચૈતન્યસૂર્યના પ્રકાશ દેખ. આ ભાવનિદ્રામાથી ઢઢોળીને સન્તો અને જિન-વાણીમાતા તને તારી નિજશક્તિ બતાવે છે

એક સિહના બચ્ચાની વાત આવે છે સિહનુ એક નાનુ બચ્ચુ હતુ. ભૂલથી તે બકરીના ટોળામા ભળી ગયુ, ને પોતાનુ સિહપણુ ભૂલીને પોતાને બકરુ જ માનવા લાગ્યુ એકવાર બીજા સિહે તેને દીઠુ, ને તેને તેના સિહ-પણાનુ ભાન કરાવવા સિહનાદ કર્યો સિહની ત્રાડ સાભળતા જ બકરા તો બધાય ભાગ્યા, પણ આ સિહનુ બચ્ચુ તો નિર્ભયપણે ઊભુ રહ્યુ, સિહના અવાજની બીક એને ન લાગી ત્યારે બીજા સિહે તેની પાસે આવીને પ્રેમથી કહ્યુ –અરે બચ્ચા! તુ બકરુ નથી, તુ તો સિહ છો દેખ, મારી ત્રાડ સાભળીને બકરા તો બધા ભયભીત થઈને ભાગ્યા, ને તને કેમ બીક ન લાગી?– કેમ કે તુ તો સિહ છો મારી જાતનો જ તુ છો. માટે બકરાનો સગ છોડીને તારા સિહ-પરાક્રમને સભાળ વળી વિશેષ ખાતરી કરવા તુ ચાલ મારી સાથે, ને આ સ્વચ્છ પાણીના ઝરામા તારુ મોઢુ જો! વિચાર કર કે તારુ મોઢુ કોના જેવુ લાગે છે? મારા જેવુ (એટલે કે સિહ જેવુ) લાગે છે કે બકરા જેવુ? હજી વિશેષ લક્ષણ બતાવવા સિહે કહ્યુ કે તુ એક અવાજ કર અને જો કે તારો અવાજ મારા જેવો છે કે બકરા જેવો? સિહના બચ્ચાએ જ્યા ત્રાડ

પાડી ત્યાં તેને ખાતરી થઈ કે હું તો સિંહ છું; પાણીના સ્વચ્છ ઝરણામાં પોતાનું મોઢું જોઈને પણ તેને સ્પષ્ટ દેખાણું કે હું તો સિંહ છું. ભ્રમથી જ સિંહપણું ભૂલી, મારી નિજશક્તિને ભૂલીને મને બકરા જેવો માની રહ્યો હતો. આ તો એક દૃષ્ટાન્ત છે; તેમ ધર્મકેસરી એવા સર્વજ્ઞ પરમાત્મા પોતે સર્વજ્ઞ થઈને દિવ્યવાણીરૂપી સિંહનાદથી તને તારું પરમાત્માપણું બતાવે છે: જેવા અમે પરમાત્મા છીએ એવો જ તું પરમાત્મા છો; બંનેની એક જ જાત છે. ભ્રમથી તેં પોતાને પામર માન્યો છે ને તારા પરમાત્મપણાને તું ભૂલ્યો છો. પણ અમારી સાથે તારી મુદ્રા (લક્ષણ) મેળવીને જો તો ખરો, તો તને ખાતરી થશે કે તું પણ અમારા જેવો જ છો. સ્વસંવેદનવડે તારા સ્વચ્છ જ્ઞાનસરોવરમાં દેખ તો તને તારી પ્રભુતા તારામાં સ્પષ્ટ દેખાશે. સ્વસન્મુખ વીર્ય ઉલ્લસાવીને શ્રદ્ધારૂપી સિંહનાદ કર, તો તને ખાતરી થશે કે હું પણ સિદ્ધપરમાત્મા જેવો છું, મારામાંય સિદ્ધ જેવું પરાક્રમ ભર્યું છે! પ્રભુતાથી ભરેલો તારો આત્મા પોતાના ઉત્પાદ-વ્યય-ધ્રુવમાં અનંત સ્વભાવોસહિત પરિણમી રહ્યો છે. આવા ચૈતન્યતત્ત્વના ભાન વગર ચાર ગતિનો અભાવ કેમ થાય? ને આનંદ ક્યાંથી પ્રગટે? ચાર ગતિ કે તે ગતિનો ભાવ જેનામાં નથી એવા ચિદાનંદસ્વભાવની સન્મુખ થતાં ચાર ગતિનો અભાવ થઈને સિદ્ધ-પદની પ્રાપ્તિ થાય છે.

* * * *

## ☆ આત્મસ્વભાવની અનુભૂતિમાં તેના સર્વે ગુણોના ☆
## નિર્મળકાર્યની પ્રતીત ભેગી સમાઈ જાય છે

ભાદરવા સુદ ૧૨ (સં. ૨૦૨૨)ના રોજ આ 'ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વશક્તિ' ઉપર પૂ. ગુરુદેવે જે વિશેષ પ્રવચન કર્યું તે ગુરુદેવની આજ્ઞાનુસાર અહીં આપવામાં આવ્યું છે.

આત્માની ૪૭ શક્તિમાં ઉત્પાદવ્યયધ્રુવત્વ નામની એક શક્તિ છે. ક્રમપ્રવૃત્તિ એટલે ઉત્પાદ-વ્યય, ને અક્રમપ્રવૃત્તિ એટલે ધ્રુવતા: આત્માના સ્વભાવને દૃષ્ટિમાં લેનારને આવા ક્રમ-અક્રમ સ્વભાવનો નિર્ણય પણ થઈ જાય છે. સર્વજ્ઞદેવે ત્રણકાળ જાણ્યા માટે ક્રમબદ્ધપર્યાય થાય-એમ સર્વજ્ઞતાના આધારે તો ક્રમબદ્ધપર્યાયની સિદ્ધિ થાય જ છે; પણ અહીં તો આત્માની જ શક્તિના આધારે ક્રમબદ્ધપર્યાયની સિદ્ધિ થાય છે, તે વાત આજે બપોરના મંથનમાં આવી, તે અત્યારે કહેવાય છે.

અનંતશક્તિસમ્પન્ન આત્માને અનુભવમાં લેતાં તેની આ ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વશક્તિ પણ પ્રતીતમાં આવી જ ગઈ, ને તેની પ્રતીત થતાં અક્રમરૂપ ગુણ ને ક્રમરૂપ પર્યાય તે પણ પ્રતીતમાં આવી જ ગયા. આ રીતે ઉત્પાદ-વ્યયધ્રુવત્વશક્તિવડે પણ ક્રમબદ્ધપર્યાય સિદ્ધ થઈ જાય છે. દ્રવ્યમાં જ એવી શક્તિ છે કે પર્યાયો ક્રમેક્રમે પ્રવર્તે, ને ગુણો એકસાથે અક્રમે રહે, એટલે દ્રવ્યસ્વભાવની પ્રતીતમાં એની પ્રતીત પણ આવી જાય છે.

ક્રમ-અક્રમવર્તનરૂપ જે ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ સ્વભાવ, તે સ્વભાવનો નિર્ણય કરનારની દૃષ્ટિ કયાં જાય છે? આત્માના સ્વભાવમાં જાય છે, કેમકે આત્માના સ્વભાવની દૃષ્ટિથી જ તેના ધર્મનો સાચો નિર્ણય થાય છે. એકેક ગુણના ભેદના લક્ષે યથાર્થ નિર્ણય થતો નથી. ગુણ કોનો? કે ગુણીનો, તે ગુણી એવા આત્મદ્રવ્ય ઉપર દૃષ્ટિ ગયા વગર તેના ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ ધર્મનો (કે ક્રમ-અક્રમવર્તીપણાનો) નિર્ણય થાય નહિ. આત્મા ઉપર દૃષ્ટિ રાખીને આત્માના ધર્મનો નિર્ણય થાય, પણ બીજે ક્યાંક દૃષ્ટિ રાખીને આત્માના ધર્મનો નિર્ણય થઈ શકે નહિ. આત્માને પ્રતીતમાં લેતાં તેનો ઉત્પાદ-વ્યય-ધ્રુવ-સ્વભાવ પણ પ્રતીતમાં આવી જાય છે, એટલે તેમાં અક્રમરૂપ ગુણ ને ક્રમરૂપ વર્તતી પર્યાય પણ પ્રતીતમાં આવી જ ગઈ.

જુઓ, આમાં પોતાના જ સ્વભાવ સામે જોઈને ક્રમબદ્ધપર્યાયનો નિર્ણય થઈ ગયો, તે નિર્ણય માટે બીજાની સામે જોવાનું ન આવ્યું.

અનંતગુણો એક સાથે અક્રમે રહેનારૂપ ધ્રુવતા, અને ક્રમેક્રમે પર્યાય થવારૂપ ઉત્પાદ-વ્યય, આવો ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ આત્માનો એક ગુણ છે, એટલે જેણે આવા ધર્મવાળા આત્માને દૃષ્ટિમાં લીધો તેને ક્રમબદ્ધપર્યાય પણ ભેગી પ્રતીતમાં આવી જ ગઈ, કેમકે તેવો સ્વભાવ આત્માની શક્તિમાં સમાયેલો છે.

આત્માને પ્રતીતમાં લેતાં તેના ધર્મો પણ પ્રતીતમાં આવી જાય છે. જો ક્રમે પ્રવર્તતી પર્યાયરૂપ ઉત્પાદ-વ્યય ન માને તો તેણે ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ શક્તિવાળો આત્મા માન્યો જ નથી. આત્મા ઉપર દૃષ્ટિ જતાં તેના અક્રમ-ગુણોની ને તેની ક્રમવર્તી પર્યાયોની પ્રતીત થઈ જ જાય છે. અને આવા દ્રવ્યની દૃષ્ટિનું ફળ સમ્યગ્દર્શન છે. તેમાં રાગનું અકર્તાપણું પણ સમાઈ જાય છે. 'મારા દ્રવ્યનો આવો ધર્મ છે કે ક્રમે અને અક્રમે વર્તે'-આમ

નક્કી કરવા જતાં દૃષ્ટિ દ્રવ્ય ઉપર જાય છે, દ્રવ્યની દૃષ્ટિથી સમ્યગ્દર્શન થાય છે. એટલે સમ્યગ્દર્શન થતાં જ ક્રમબદ્ધની ખરી પ્રતીત થાય છે; ને આત્મા રાગાદિ પરભાવોના અકર્તાપણે પરિણમે છે.

આત્માની ખરી પ્રતીત ત્યારે કહેવાય કે તેના અનંતગુણની પ્રતીત પણ ભેગી આવે. એકલી પર્યાયનું કે ગુણભેદનું લક્ષ છોડીને જ્યાં અખંડ દ્રવ્યનું લક્ષ થયું ત્યાં દ્રવ્યના બધા ગુણો અનાદિઅનંત ક્રમ-અક્રમરૂપ વર્તતા પ્રતીતમાં આવ્યા. પર્યાયરૂપે ક્રમે પરિણમવું ને ગુણરૂપે અક્રમે રહેવું એવો મારો સ્વભાવ છે,-એમ બંને વાત દ્રવ્યદૃષ્ટિમાં ભેગી સમાઈ જ ગઈ.

અહો, દ્રવ્યની દૃષ્ટિમાં તો ગંભીરતા છે; તે અનંત ગુણને પોતામાં સમાવી દે છે. અનુભૂતિમાં ધર્મીને એવું દ્રવ્ય આવ્યું કે જેના અનંત ગુણો અક્રમે ધ્રુવ રહે, ને જેની પર્યાયો ક્રમેક્રમે ઉત્પાદ-વ્યયરૂપ થાય; આવું ઉત્પાદ-વ્યય-ધ્રુવસ્વરૂપ આત્મદ્રવ્ય દૃષ્ટિમાં લેવું તે સમ્યગ્દર્શન છે. આવા ઉત્પાદ-વ્યય ને ધ્રુવતારૂપ આત્માનો એક ગુણ છે. આવા ગુણસહિત આત્મા ધર્મીને અનુભૂતિમાં આવ્યો; ત્યાં વિકલ્પનું કર્તૃત્વ ન રહ્યું, પર્યાયબુદ્ધિ ન રહી. દ્રવ્ય-દૃષ્ટિમાં રાગથી ભિન્ન નિર્મળ પરિણમન થયું. ત્યાં રાગ તે કાળે હોય પણ તે કર્તૃત્વમાંથી બહાર રહી ગયો. તે કાળે તેનું જ્ઞાન રહી ગયું પણ કર્તૃત્વ ન રહ્યું. આવું દ્રવ્યદૃષ્ટિનું ફળ છે. આમાં અપૂર્વ ધર્મ છે.

જુઓ, આ ક્રમબદ્ધપર્યાયનું રહસ્ય! ઠેઠ અંતરસ્વભાવમાં દૃષ્ટિ ગઈ ત્યારે ક્રમબદ્ધપર્યાયની પ્રતીત સાચી થઈ.

સર્વજ્ઞદેવે જોયું છે માટે ક્રમબદ્ધ છે-એમાં તો સર્વજ્ઞનો આધાર આપીને ક્રમબદ્ધની સિદ્ધિ થઈ.-એ ન્યાય તો ઘણી વાર કહેવાઈ ગયો છે. અત્યારે તો વસ્તુના સ્વભાવમાં જ એવો ધર્મ છે કે તે ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વરૂપ ધર્મના આધારે ક્રમબદ્ધપર્યાયની સિદ્ધિ થઈ જાય છે, તે બતાવવું છે. આત્માની શક્તિના આધારે જ તેની પર્યાયનું ક્રમબદ્ધપણું સિદ્ધ થઈ જાય છે.

આવો ક્રમવર્તીરૂપ ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ સ્વભાવ તો બધાય દ્રવ્યોમાં છે, જડમાં પણ છે; પણ આપણે તો અહીં આત્માની વાત અત્યારે મુખ્ય લેવી છે. વસ્તુની ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વશક્તિને ખ્યાલમાં લેતાં આ વાત ખ્યાલમાં આવી જાય છે, કેમકે આત્માની આ શક્તિનું જ એવું કાર્ય છે કે ગુણોથી અક્રમપણે ને પર્યાયોથી ક્રમપણે વર્તે.

આત્માના અનંતગુણ સર્વજ્ઞભગવાને જોયા, તેમાં એક ગુણ ઉત્પાદ-વ્યય-ધ્રુવતા છે ધ્રુવતા એટલે અક્રમ રહેતા ગુણ, ને ઉત્પાદ-વ્યય એટલે ક્રમેક્રમે થતી પર્યાયો આવા ગુણ-પર્યાયસહિત ઉત્પાદ-વ્યય-ધ્રુવસ્વભાવવાળા આત્માને દૃષ્ટિમાં લેતાં સમ્યગ્દર્શન થાય છે. આત્માને અભેદ દૃષ્ટિમાં લીધો તેમાં ભેગો આ ગુણ આવી જ ગયો, એટલે ગુણનું અક્રમવર્તીપણું ને પર્યાયનું ક્રમવર્તીપણું-એવી પ્રતીત આત્માની અનુભૂતિમાં સમાઈ જ ગઈ એના વગર આત્માને માન્યો જ ન કહેવાય

આત્મામાં ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વ શક્તિ ત્રિકાળ છે હવે તેનું કાર્ય શું ? -કે ગુણોને અક્રમરૂપ રાખવા ને પર્યાયોને ક્રમરૂપ પ્રવર્તાવવી-એવું આ શક્તિનું કાર્ય છે. ત્રણેકાળે વસ્તુમાં આવું અક્રમ ને ક્રમવર્તીપણું છે.

આત્મામાં ગુણઅપેક્ષાએ સદૃશતા ને પર્યાયઅપેક્ષાએ વિસદૃશતા-એવો જે સ્વભાવ છે તેમાંથી પણ આ વાત નીકળે છે

૨૧મી અકર્તૃત્વશક્તિમાં, વિકારભાવનું કર્તૃત્વ ઉપરામ પામી ગયું -તેની વાત છે, એટલે કે દ્રવ્યદૃષ્ટિ થતાં આત્મા વિકારનો અકર્તા થયો, રાગને જાણવાનું રહ્યું પણ તેનું કર્તૃત્વ જ્ઞાનમાં ન રહ્યું. આવી અકર્તૃત્વશક્તિથી આત્મા રાગના અકર્તાપણે શોભી ઊઠ્યો. સમ્યગ્દર્શન થતાં જે અનંતશક્તિ-સમ્પન્ન આત્મદ્રવ્ય પ્રતીતમાં આવ્યું તેની સાથે તેની આવી અકર્તૃત્વશક્તિ પણ પ્રતીતમાં આવી, એટલે રાગનું અકર્તાપણું પ્રગટ્યું.-આવું અકર્તૃત્વ-શક્તિનું કાર્ય છે સમ્યગ્દર્શન થતાં બધાય ગુણો સ્વકાર્યને કરે છે, નિર્મળપણે પરિણમન શરૂ થાય છે.

સમ્યગ્દૃષ્ટિને રાગનું અકર્તૃત્વ કેમ થયું ?-કે આત્માની અનુભૂતિમાં રાગના અકર્તાપણારૂપ અકર્તૃત્વશક્તિ પણ ભેગી અનુભૂતિમાં આવી ગઈ છે. એટલે ત્યાં રાગનું કર્તૃત્વ રહ્યું નથી, રાગના અકર્તારૂપ પરિણમન થયું છે. આત્માના સ્વભાવની દૃષ્ટિ થતાં આવા અકર્તૃત્વરૂપ નિર્મળપર્યાયનો ક્રમ શરૂ થયો તે દૃષ્ટિનું ફળ છે રાગનું કર્તૃત્વ આત્માના કોઈ ગુણમાં નથી એટલે આત્માની પ્રતીત થતાં કોઈ ગુણમાં રાગના કર્તૃત્વરૂપ પરિણમન રહેતું નથી. રાગનું જ્ઞાન ભલે રહે પણ તેનું કર્તૃત્વ રહેતું નથી દ્રવ્ય-ગુણમાં જે અકર્તૃત્વ હતું તે અકર્તૃત્વ (સ્વભાવદૃષ્ટિ થતાં) પર્યાયમાં પણ વ્યાપી ગયું, એટલે

પર્યાય પણ રાગના અકર્તૃત્વરૂપ થઈને પરિણમી. આ રીતે, ધર્મીને રાગ વખતેય અકર્તૃત્વશક્તિ 'રાગના કર્તૃત્વથી ઉપરામરૂપે' પરિણમી રહી છે, રાગના અભાવરૂપે પોતે પરિણમે છે. આનુ નામ 'જ્ઞાન આસ્રવોથી નિવર્ત્યું' એમ કહેવાય છે. આવું કાર્ય થાય ત્યારે અકર્તૃત્વશક્તિવાળા આત્માને જાણ્યો ને અનુભવ્યો કહેવાય. ત્યાં ધર્મીને વ્યવહારરત્નત્રયના રાગનું ય કર્તૃત્વ કે સ્વામીત્વ રહેતું નથી. તે-તે કાળના વ્યવહારને જાણે છે પણ તેનો તે સ્વામી થતો નથી. રાગરૂપ વ્યવહાર છે તેનો અકર્તા થયો ત્યારે તેના વ્યવહારને વ્યવહાર કહ્યો.

આમાં સ્વ-સ્વામીત્વશક્તિનું પણ નિર્મળકાર્ય આવી ગયું. દ્રવ્યદૃષ્ટિ થતાં પોતાની નિર્મળપર્યાયના સ્વામીત્વપણે જ પરિણમ્યો ને રાગાદિના સ્વામીત્વપણે ન પરિણમ્યો,-આવું સ્વ-સ્વામીત્વસંબંધ-શક્તિનું કાર્ય પ્રગટ્યું.

આવા આત્માના સ્વભાવમાં જે આવ્યો તે પરભાવથી નિવૃત્ત થયો, કેમકે પરભાવનું કર્તૃત્વ આત્માના સ્વભાવમાં નથી. આત્માના અકર્તૃત્વ-સ્વભાવને જાણે ને રાગનું કર્તૃત્વ રહે એમ બને નહિ. સ્વભાવને જાણતાં પર્યાય તે તરફ વળે એટલે રાગાદિ પરભાવોથી નિવૃત્તિ થાય જ. પર્યાય અંતર્મુખ થઈને આત્માને જાણે ને પરભાવોથી નિવૃત્તિ ન થાય એમ બને જ નહિ. સ્વભાવને જાણતાં જ રાગનું કર્તૃત્વ છૂટી જાય છે ને જ્ઞાન પોતાના સ્વભાવમાં વળી જાય છે એટલે નિર્મળ જ્ઞાન-આનંદની પર્યાયો પ્રગટે છે.-આવું ભેદજ્ઞાનનું ફળ છે.

આમાં અકારણ-કાર્યત્વશક્તિનું નિર્મળ કાર્ય પણ આવી ગયું. અંતર્-સ્વભાવની દૃષ્ટિથી જે નિર્મળપર્યાય પ્રગટી તેણે આખા આત્માને અકારણ-કાર્યસ્વરૂપ જાણ્યો, એટલે પર્યાયમાંથી પણ રાગનું કારણપણું છૂટી ગયું; તથા તે નિર્મળપર્યાય પોતે રાગનું કાર્ય પણ નથી; રાગને કારણ બનાવીને નિર્મળપર્યાયરૂપ કાર્ય થયું-એમ નથી. આ રીતે એક આત્મસ્વભાવની પ્રતીતિ અને અનુભૂતિમાં તેના સર્વે ગુણોના નિર્મળકાર્યની પ્રતીત ભેગી સમાઈ જાય છે.

ઉત્પાદ-વ્યય-ધ્રુવત્વશક્તિનું વિવેચન પૂર્ણ થયું. (૧૮)



# [ ૧૯ ]

# પરિણામ શક્તિ

द्रव्यस्वभावभूतध्रौव्यव्ययोत्पादालिंगितसदृशविसदृशरूपैकास्तित्वमात्रमयी परिणामशक्तिः



આત્માનુ એક અસ્તિત્વ, ઉત્પાદ-વ્યય ને ધ્રુવ એવા ત્રણ ભાવોથી આલિંગિત છે ઉત્પાદ-વ્યય ને ધ્રુવતા એ ત્રણેય ભાવો દ્રવ્યના સ્વભાવભૂત છે, તોપછી તેમાથી કોઈ ભાવ પરને લીધે કેમ હોય?—ન જ હોય આત્મામા એકલો ધ્રુવસ્વભાવ નથી, પણ ધ્રુવતા તેમજ ઉત્પાદ-વ્યય એ ત્રણેય, દ્રવ્યના સ્વભાવભૂત ભાવો છે, દ્રવ્યનુ અસ્તિત્વ જ એવા ત્રણ ભાવો સ્વરૂપ છે તેમાથી એકને માને ને બીજાને ન માને તો આખુ અસ્તિત્વ જ્ઞાનમા ન આવે. સ્વભાવદૃષ્ટિથી જોતા આત્મા વિકારને સ્પર્શતો નથી પણ પોતાના નિર્મળ ઉત્પાદ-વ્યય ધ્રુવસ્વભાવને જ સ્પર્શે છે





આત્મા જ્ઞાનસ્વરૂપ વસ્તુ છે. તેમાં, દ્રવ્યના સ્વભાવભૂત ધ્રૌવ્ય-વ્યયોત્પાદથી આલિંગિત સદૃશ અને વિસદૃશ જેનું રૂપ છે એવા એક અસ્તિત્વમાત્રમયી પરિણામશક્તિ છે. જુઓ, એક શક્તિમાં કેટલા ભાવો ભર્યા છે! ધ્રૌવ્યથી આલિંગિત એવું સદૃશપણું એટલે એકરૂપ રહેવાપણું, અને ઉત્પાદ-વ્યયથી આલિંગિત એવું વિસદૃશપણું એટલે બદલવાપણું,-આવા સ્વરૂપે પોતાનું એક અસ્તિત્વ રાખે એવી આત્માની પરિણામશક્તિ છે. આત્મામાં એકલો ધ્રુવસ્વભાવ નથી, પણ ધ્રુવતા તેમજ ઉત્પાદ-વ્યય એ ત્રણેય, દ્રવ્યના સ્વભાવભૂત છે. દ્રવ્યનું અસ્તિત્વ જ એવા ત્રણ ભાવોસ્વરૂપ છે. તેમાંથી એકને માને ને બીજાને ન માને તો સાચું અસ્તિત્વ જ્ઞાનમાં ન આવે.

દરેક દ્રવ્ય પોતાના ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ સત્-સ્વભાવમાં અવસ્થિત છે તેથી તે સત્ છે. ઉત્પાદ-વ્યય ને ધ્રુવ એ ત્રણેય ભાવો દ્રવ્યના સ્વભાવભૂત છે, તો પછી તેમાંથી કોઈ ભાવ પરને લીધે કેમ હોય? વસ્તુનો જે સ્વભાવ જ છે તે પરને લીધે કેમ હોય? -ન જ હોય. આત્મા પોતે દ્રવ્યપણે એકરૂપ રહીને પોતાની પર્યાયના પ્રવાહરૂપે વહ્યા કરે છે. જેમ પાણીનું દળ પાણીરૂપે રહીને પ્રવહ્યા કરે છે તેમ અનંતગુણનું ચૈતન્યદળ એવું આ આત્મદ્રવ્ય દ્રવ્યપણે સદૃશ રહીને પોતાની પર્યાયોમાં પ્રવહ્યા કરે છે, આવો તેનો પરિણામ-સ્વભાવ છે. જ્યાં વસ્તુ પોતે પરિણામસ્વભાવી છે ત્યાં બીજો તેને પરિણમાવે એ વાત ક્યાં રહી? વસ્તુ સમયેસમયે ઉત્પાદ-વ્યય-ધ્રુવસ્વભાવને સ્પર્શે છે; અનંતગુણ સહિત ભગવાન આત્મા પોતાના સ્વભાવથી જ ઉત્પાદ-વ્યય-ધ્રુવમાં વર્તે છે; ધ્રુવઅપેક્ષાએ સદૃશતા છે ને ઉત્પાદ-વ્યયઅપેક્ષાએ વિસદૃશતા છે કેમકે ઉત્પાદ-વ્યય સદા એકસરખા હોતા નથી, પણ ધ્રુવ સદા એકસરખું રહે છે. આવા પોતાના સદૃશ અને વિસદૃશ ભાવોમાં નિજશક્તિથી વર્તતો આત્મા પોતાના ઉત્પાદ-વ્યય--ધ્રુવસ્વભાવને સ્પર્શે છે, પણ પરને સ્પર્શતો નથી. વસ્તુના ઉત્પાદવ્યયધ્રુવ પરને લીધે નથી, પણ એ તો વસ્તુનો સ્વભાવ જ છે. વસ્તુનો સ્વભાવ પરને લીધે કેમ હોય?

ગુણોમાં સદૃશતા એટલે કે એકરૂપતા છે, ને પર્યાયોમાં વિસદૃશતા એટલે કે વિવિધતા છે; એવો જ વસ્તુનો સ્વભાવ છે. પર્યાયમાં વિવિધતાનું હોવું તે કાંઈ પરને લીધે નથી, તેમજ તે કાંઈ દોષ નથી. પર્યાયનું વિસદૃશપણું

તો સિદ્ધમા પણ હોય છે. વિસદૃશતા એટલે પર્યાય એક જ સદા ન રહે, ને એકસરખી જ ન રહે, પણ જુની પર્યાય વિણસે ને નવી પર્યાય ઊપજે, તથા તે પર્યાયો નવા નવા પ્રકારની થયા કરે-આવુ પર્યાયનુ વિસદૃશપણુ વસ્તુના સ્વભાવથી જ છે વસ્તુ પોતાના સ્વભાવથી જ સ્વપરિણામરૂપે ઊપજે છે, નિમિત્તભૂત અન્ય દ્રવ્યના સ્વભાવને સ્પર્શ્યા વગર જ, પોતાના સ્વભાવથી જ નિજપરિણામરૂપે વસ્તુ પરિણમે છે, એ વાત સમયસાર ગા ૩૭૨ માં આચાર્યદેવે સ્પષ્ટ સમજાવી છે

વળી શરૂઆતમા ત્રીજી ગાથામા પણ કહ્યુ હતુ કે સર્વે દ્રવ્યો પોતાના દ્રવ્યમા રહેલા અનતા સ્વધર્મના સમૂહને સ્પર્શે છે-તેમા તન્મયપણે રહે છે, પરતુ કોઈ દ્રવ્ય અન્ય દ્રવ્યને સ્પર્શતુ નથી-તન્મય થતુ નથી; પરસ્પર એકક્ષેત્રે રહેવા છતા કોઈ દ્રવ્ય પોતાના સ્વરૂપને છોડતુ નથી. પરથી અત્યત ભિન્નપણે પોતપોતાના ઉત્પાદ-વ્યય-ધ્રુવમા જ દરેક દ્રવ્ય સદાકાળ વર્તે છે.

અહી આત્માની શુદ્ધશક્તિના વર્ણનમા કહે છે કે જ્ઞાનસ્વભાવમા દૃષ્ટિ કરતા ભગવાન આત્મા વિકારભાવોનેય સ્પર્શતો નથી; પોતાના નિર્મળ ઉત્પાદ-વ્યય-ધ્રુવસ્વભાવને જ સ્પર્શે છે. નિર્મળ ઉત્પાદ-વ્યય-ધ્રુવમા વર્તવુ તે પરિણામશક્તિનુ સાચુ કાર્ય છે ભાઈ, જેવા સિદ્ધપરમાત્મા છે તેવો જ તુ છો, સિદ્ધના અને તારા આત્મવૈભવમા જરાય ફેર નથી. આવા સ્વભાવની સન્મુખ થઈને નિર્મળભાવપણે ઉત્પાદ પામ, એટલે તારી પર્યાયમા પણ સિદ્ધપણુ પ્રગટશે.

* * *

[ પોષ સુદ ૧૦. વીર સ. ૨૪૯૧ ]

આત્માના અનત સ્વભાવોમા એક એવો સ્વભાવ છે કે જેથી તે ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ પરિણમન સહિત છે ઉત્પાદ-વ્યય ને ધ્રુવ એવા ત્રણે ભાવોથી આલિગિત હોવા છતા વસ્તુનુ અસ્તિત્વ તો એક છે, કાઈ ત્રણ જુદા જુદા અસ્તિત્વ નથી. આવી વસ્તુ સદૃશ ને વિસદૃશરૂપ પોતાના સ્વભાવથી ઉત્પાદ-વ્યય-ધ્રુવપણે વર્તે છે ધ્રુવતા ને ક્ષણિકતા એ બને સ્વભાવો એક વસ્તુમા રહેલા છે સતમા સમય-સમયનો જે ઉત્પાદ છે તે વસ્તુના સ્વભાવથી જ છે, બીજુ કોઈ તેનુ કારણ નથી. જેમ વસ્તુનો ધ્રુવભાવ કોઈ બીજાને લીધે નથી પણ વસ્તુના સ્વભાવભૂત છે, તેમ તેના પરિણામોનો પ્રવાહ (ઉત્પાદ-વ્યય) પણ કોઈ બીજાને લીધે નથી પણ વસ્તુના સ્વભાવભૂત છે.

આત્માના જે ઉત્પાદ-વ્યય-ધ્રુવ છે તે જ્ઞાતા-દૃષ્ટાસ્વભાવથી ભરેલા છે. સ્વના લક્ષે જે નિર્મળ પરિણામ થાય તેની આહીં વાત છે. કેમકે જ્ઞાનલક્ષણ વડે લક્ષિત કરવામાં આવેલો, અનંતધર્મના સમૂહવાળો જે આત્મા પ્રસિદ્ધ થયો છે તેનું આ વર્ણન છે. નિર્મળપર્યાયમાં પરિણમતું જ્ઞાન પોતાના સામર્થ્યવડે વિકલ્પને અને સંયોગોને પણ જાણી લ્યે છે. જે આવા જ્ઞાન-પરિણામ વર્તે છે તે આખી વસ્તુને ભેગી રાખીને વર્તે છે, પરિણામથી વસ્તુ જુદી રહી જતી નથી; તેથી 'પરિણામ'ને વસ્તુનું સર્વસ્વ કહ્યું છે. વસ્તુની પ્રસિદ્ધિ પરિણામદ્વારા થાય છે. દ્રવ્યના પરિણમનમાં એક સાથે અનંત ગુણનું પરિણમન સમાયેલું છે, પણ દ્રવ્ય-ગુણમાં અને તેના નિર્મળ પરિણમનમાં રાગનો અભાવ છે. અનેકાન્તસ્વભાવી ભગવાન આત્મા પોતાની નિર્મળ પર્યાયમાં ડોલી રહ્યો છે. નિર્મળ જ્ઞાનતરંગોમાં અદ્‌ભુત ચૈતન્ય-રત્નાકર ઉલ્લસી રહ્યો છે. અંતરદૃષ્ટિથી આવું પરિણમન થાય તે મોક્ષમાર્ગ છે; તેમાં આત્મા પ્રાપ્ત થાય છે, એ સિવાય બહારના કોઈ ભાવમાં આત્મા પ્રાપ્ત થતો નથી.

અહા, અનંત ગુણનો પિંડ પ્રભુ આત્મા પોતે, પણ અંતરમાં નજર કરવાની આળસે પોતે પોતાના નિધાનને દેખતો નથી. જેમાં નજર નાખતાં જ નિધાન મળે ને ન્યાલ થવાય એવા નિજ અનંતગુણવૈભવને દેખતાંવેંત આનંદ થાય છે. પણ પોતાના આત્મવૈભવને ભૂલીને બાહ્ય વૈભવની લાલસાથી જીવ દુઃખી થઈ રહ્યો છે. પણ અહીં તો કહે છે કે ભાઈ! દુઃખ તે તારો સ્વભાવ નથી; ભગવાન આત્મા દુઃખને કે રાગને ન સ્પર્શે એવા સ્વભાવવાળો છે. પોતાના આનંદવગેરે અનંતગુણોના નિર્મળ ઉત્પાદ-વ્યય-ધ્રુવને સ્પર્શે એટલે કે તે-રૂપે પરિણમે એવો આત્માનો સ્વભાવ છે. રાગસ્વરૂપે ને દુઃખસ્વરૂપે જ જે પોતાને માને તેને આનંદસ્વભાવી આત્મા અનુભવમાં આવતો નથી. અને જો અંતર્મુખ થઈને આનંદસ્વભાવી આત્માને અનુભવમાં લ્યે તો તેમાં રાગ કે દુઃખ રહેતા નથી.

હે જીવ! આવો ચૈતન્યસ્વરૂપ તારો આત્મા જ છે, તે જ તને શરણ-રૂપ છે; આ સિવાય બીજે ક્યાંય કોઈ તને શરણરૂપ નથી. પોતાના સ્વભાવ-સન્મુખ થઈને પરિણમે ત્યારે સ્વ-સત્તાનો સ્વીકાર કર્યો કહેવાય. એકલા પરની સન્મુખ રહીને સ્વસત્તાનો સાચો સ્વીકાર થઈ શકે નહીં. મારા પરિ-ણામ પરથી નથી ને સ્વથી છે એમ ખરેખર સ્વીકારનારના પરિણામ સ્વસન્મુખ થવા જોઈએ, તો જ સાચું સ્વીકાર્યું છે. પરસન્મુખ પરિણમ્યા કરે તેને

પોતાના પરિણામની સ્વતંત્રતાની એટલે કે સ્વાશ્રિત-પરિણામની ખબર નથી. 'નિજસ્વભાવની સન્મુખ થયા વગર તેનો સાચો નિર્ણય થાય નહિ'–એટલે વિકલ્પમાં ઊભા રહીને જ્ઞાનસ્વભાવનો નિર્ણય થાય નહિ,–આ મહા સિદ્ધાન્ત છે. આમાં જ્ઞાનની ને વિકલ્પની પૃથકતા જાહેર થાય છે

પરમેશ્વરના ઘરમાં પ્રવેશવાની આ વાત છે, એટલે કે આત્માનો અનુભવ કરવાની આ વાત છે પરમેશ્વરનું ઘર વીતરાગ છે, રાગવડે તેમાં પ્રવેશાય નહીં, એટલે કે રાગવડે તે અનુભવમાં આવે નહીં. 'હું પરમેશ્વર છું' એવા સ્વસંવેદન સહિત સ્વીકાર વગર પરમેશ્વરના ઘરમાં પ્રવેશાય નહીં; સ્વસંવેદન તે પરમાત્માના ઘરનું પ્રવેશદ્વાર છે. 'હું રાગી છું' એવા વેદન વડે વીતરાગ-પરમાત્માના ઘરમાં પ્રવેશ ક્યાંથી થશે?

આત્મા અનંત ગુણ-સ્વભાવવાળો છે–એમ સ્વીકારનારની દૃષ્ટિ ક્યાં છે? એની દૃષ્ટિ પરમાં નથી, રાગમાં નથી, કેમકે પર ઉપર કે રાગ ઉપર દૃષ્ટિ રાખીને અનંતગુણ-સ્વભાવનો સ્વીકાર થઈ શકે નહીં, અનંત ગુણ-સ્વભાવને સ્વીકારનારી દૃષ્ટિ તો સ્વસન્મુખ ઝુકેલી છે, કેમકે સ્વસન્મુખતા વડે જ તે સ્વભાવનો સાચો સ્વીકાર થાય છે અને દૃષ્ટિ સ્વસન્મુખ થતાં પર્યાય પણ નિર્મળ જ્ઞાતાભાવે પરિણમવા લાગી, વિકલ્પનું કર્તૃત્વ તેમાં ન રહ્યું. આત્મશક્તિના વૈભવનો સ્વીકાર કરતાં આવું ફળ આવે છે.

અરે જીવ! તારા ચૈતન્યઘરની તને ખબર ન પડે ને પરાશ્રયે ધર્મ થવાની તું વાતું કર તેમાં કાંઈ તારા આત્માની નિર્મળતાનો લાભ તને નહીં થાય. પર્યાયમાં પોતાના આત્માનો પ્રગટ લાભ જો ન થાય તો ગમે તે ક્રિયા કે જાણપણું શા કામનું? આત્માની નિર્મળતાનો જેમાં લાભ થાય તે જ સાચું જ્ઞાન ને તે જ સાચી ક્રિયા છે, ને તે જ સાચો ધર્મ છે. પોતાને પોતાના આત્માની પ્રગટ પ્રાપ્તિ થાય ને અનુભવથી પોતાને તેની ખબર પડે ત્યારે આત્માને ખરેખર જાણ્યો ને માન્યો કહેવાય

આત્મામાં એકસાથે અનંત શક્તિઓ છે, તેમાંથી કોઈપણ એક શક્તિનો અભાવ થતાં આખા આત્માનો જ અભાવ થઈ જાય. આત્મામાં જો પરિણામશક્તિ ન હોય તો તેના બધા ગુણો ઉત્પાદ વ્યય-ધ્રુવતા વગરનાં થઈ જાય એટલે તેનું અસ્તિત્વ જ ન રહે, આત્માનું જ અસ્તિત્વ ન રહે જો આત્મામાં જ્ઞાનશક્તિ ન હોય તો બધા ગુણો જડ થઈ જાય, આત્માનું ચેતન-

રાગ તે કાંઈ ચૈતન્યનુ રાજચિહ્ન નથી. જો તુ રાગચિહ્ન વડે જ આત્માને ઓળખતો હો તો તે આત્માને ઓળખ્યો જ નથી ચૈતન્યચિહ્નવડે ઓળખાય એવો આત્મા છે. ચૈતન્યરાજાને રાગનો મુગટ પહેરાવવો (રાગનુ કર્તૃત્વ તેના માથે નાખવુ) તે તો રાજાને ખાસડાનો મુગટ પહેરાવીને તેનુ અપમાન કરવા બરાબર છે. રાગ વગરનો ચૈતન્યરાજા પોતાના અનંત નિર્મળ ગુણ–પર્યાયના પરિણામમાં શોભતો,–તેને ઓળખીને આદર કરે તેણે આત્માને ઓળખ્યો કહેવાય, ને તેને રાગનો આદર રહે નહી.

સ્ફટિક જેવો નિર્મળ ચૈતન્યમૂર્તિ આત્મા છે, તે રાગ વગર શુદ્ધપણે પરિણમે એવો તેનો સ્વભાવ છે. તેણે પોતાના શુદ્ધસ્વરૂપને કદી છોડયુ નથી ને રાગને નિજસ્વરૂપે કદી ગ્રહ્યો નથી. ભૂતાર્થસ્વભાવમા દૃષ્ટિ કરીને જ્યારે દેખે ત્યારે આત્મા આવો જ છે આવા સ્વભાવને દૃષ્ટિમા લ્યે ત્યારે જ આત્માને દેખ્યો કહેવાય, ત્યારે જ આત્માનુ સમ્યક્દર્શન થાય, ને ત્યારે જ સાચા આત્માને માન્યો કહેવાય. ત્યાથી જ ધર્મની ને મોક્ષમાર્ગની શરૂઆત છે.

પ્રવચનસાર ગા ૯, ૧૦, ૯૯, ૧૦૦ વગેરેમા દ્રવ્યને પરિણામસ્વભાવી કહ્યુ છે, દરેક દ્રવ્ય પોતાના પરિણામસ્વભાવમાં વર્તી રહ્યુ છે, ત્યા તો છએ દ્રવ્યોની વાત છે. બધાય દ્રવ્યો પોતાના ઉત્પાદ–વ્યય-ધ્રુવરૂપ જે પરિણામ-સ્વભાવ તે સ્વભાવમા રહેલા છે, અને તેથી તેઓ સત્ છે. સત્ કહો કે ઉત્પાદ–વ્યય-ધ્રુવરૂપ પરિણામસ્વભાવ કહો, તેના વગરનુ કોઈ દ્રવ્ય હોતુ નથી. જગતના બધા પદાર્થો પોતાના સત્સ્વભાવમા રહેલાં છે, એટલે તેઓ પરથી પૃથક્પણે પોતાના ઉત્પાદ-વ્યય ધ્રુવરૂપ પરિણામમા વર્તે છે. આમા તો વિકાર કે અવિકાર, જડ કે ચેતન ગમે તે પરિણામ લેવાય; તે પરિણામમાં વસ્તુ વર્તે છે.

અને અહી, સમયસારમાં શુદ્ધ આત્મશક્તિનુ વર્ણન કરતા કહે છે કે જ્ઞાનસ્વભાવમા દૃષ્ટિ કરતા જ્ઞાનમાત્રભાવના જે નિર્મળ પરિણામ થયા તે નિર્મળ પરિણામમા જ આત્મદ્રવ્ય વર્તે છે. અહી જે ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ પરિણામ લીધા તેમાં નિર્મળ પરિણામ જ આવે, વિકાર તેમા ન આવે, કેમકે વિકારમા વર્તે તેને અહી આત્મદ્રવ્ય કહેતા નથી, અહી તો જ્ઞાનલક્ષણ જેને પ્રસિદ્ધ કરે એવા શુદ્ધ આત્મદ્રવ્યની વાત છે, એટલે જ્ઞાનાદિ નિર્મળ પરિણામ જ તેમા આવે, વિકારપરિણામ તેમા ન આવે આત્મા આવી દૈવી

શક્તિનો ધરનાર દેવ છે, એ દેવને દૃષ્ટિમાં લીધા વગર સમ્યગ્દર્શન થાય નહીં.

અવિચલદૃષ્ટિ, એટલે રાગાદિ સાથે એકતારૂપ ચલાયમાનપણું જેમાં નથી, રાગાદિ પરભાવોથી જે જુદી ને જુદી રહે છે એવી અવિચલદૃષ્ટિ સ્થાપીને આત્માને જોતાં એટલે કે અનુભવમાં લેતાં આત્મા પોતાના નિર્મળ ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ જ્ઞાનપરિણામમાં જ રહેલો છે. આવો આત્મા પરિણામની એકાગ્રતા વડે પકડાય છે. બીજે બધેથી લક્ષ ખસેડીને આત્માના સ્વભાવમાં લક્ષ એકાગ્ર કરે ત્યારે તે અનુભવમાં શ્રદ્ધામાં ને જ્ઞાનમાં આવે છે.

પરિણામશક્તિમાં ઉત્પાદ-વ્યય-ધ્રુવ સમાય છે. પોતાની ચૈતન્ય-શક્તિમાં વ્યાપીને, એટલે ચૈતન્યની સાથે રહેનારી અનંત શક્તિઓમાં વ્યાપીને ઉત્પાદ-વ્યય-ધ્રુવપણે પરિણમતો આત્મા સદૃશ-વિસદૃશરૂપ પોતાના સત્‌સ્વ-ભાવમાં વર્તે છે. સત્‌સ્વભાવ સદૃશ અને વિસદૃશ બંને સ્વરૂપવાળો છે. સદૃશતામાં ધ્રુવ ને વિસદૃશતામાં ઉત્પાદ-વ્યય, એ રીતે ઉત્પાદ-વ્યય-ધ્રુવ તેમાં સમાય છે. આ બધું એક આત્મામાં એક સમયમાં સમાય છે. વિસ્તાર કરો તો અનંત ભાવોનો પાર નહીં, ને સંકેલો તો એ બધા ભાવો એક અભેદ-અનુભવમાં સમાઈ જાય.-આવો અચિંત્ય આત્મવૈભવ છે.

અરે જીવ ! તારા આત્મવૈભવને જાણવા માટે તારા ઉપયોગને ચતુર કર. 'કઠણ છે-કઠણ છે' એમ કહીને એમાં કંટાળો ન કર. તું સંસારના કામમાં ચતુર ને આત્માના કામમાં સૂરખ રહે છે તે તારી ઊંધાઈ છે. જેને જાણવાથી આનંદ થાય તેને તો જાણતો નથી, ને સંસારના ડહાપણ-કે જેમાં કાંઈ સુખ નથી, જેમાં એકલું દુઃખ ને આકુળતા છે તેમાં તું ઉત્સાહ ને ચતુરાઈ બતાવે છે, તો તારી રુચિ સંસાર તરફ છે, તને આત્માના સ્વભાવની રુચિ નથી; તેથી પરપરિણામ તને સુગમ લાગે છે ને સ્વપરિણામને તું દુર્લભ માને છે. -આ વાત 'અનુભવપ્રકાશ'માં કરી છે.

પરિણામશક્તિવાળા આત્મામાં ઉત્પાદ-વ્યય-ધ્રુવનાં ત્રણ જુદા જુદા પરિણામ નથી, પણ ઉત્પાદ-વ્યય-ધ્રુવની એકતાસ્વરૂપ પરિણામ છે, એકેક પરિણામ ઉત્પાદ-વ્યય-ધ્રુવ એવા ત્રણ ભાવો સહિત છે. આવા પરિણામ-સ્વભાવમાં વસ્તુ રહેલી છે. વસ્તુનો આવો સ્વભાવ કાયમ છે. આવો સ્વભાવ

છએ દ્રવ્યોમાં છે તે વાત પ્રવચનસારમા બતાવી છે અને અહી ૪૭ શક્તિમા આત્માનો જે પરિણામસ્વભાવ લીધો તેમા એટલી વિશેષતા છે કે વિકાર-પરિણામ તેમા ન આવે; નિર્મળ પરિણામ જ તેમા આવે. પ્રવચનસારમાં છએ દ્રવ્યનો જે પરિણામસ્વભાવ બતાવ્યો તેના જ્ઞાનનુ ફળ પણ આ જ છે કે પોતામાં નિર્મળ પરિણામ ઊપજે, કેમકે વસ્તુસ્વભાવના સમ્યક્જ્ઞાનનું ફળ વીતરાગતા છે એટલે ત્યા જે જ્ઞાન કરાવ્યુ તેનુ ફળ પણ વીતરાગતા જ છે ને અહી પરિણામશક્તિ વડે આત્માનુ જે સ્વરૂપ ઓળખાવ્યુ તેનું ફળ પણ વીતરાગતા જ છે –આ રીતે બધા શાસ્ત્રોનુ તાત્પર્ય એક જ છે કથનશૈલિમા વિવક્ષા જુદી જુદી હોય છે ત્યા જ્ઞાનપ્રધાનશૈલિથી પ્રમાણનું કથન છે, એટલે છએ દ્રવ્યના બધા પરિણામની વાત છે, ને અહી શુદ્ધદૃષ્ટિની પ્રધાનતાથી શુદ્ધઆત્માનુ કથન છે એટલે તેમા આત્માના શુદ્ધસ્વભાવની જ વાત છે.

જ્ઞાનલક્ષણે લક્ષિત જે આત્મવસ્તુ છે તે પોતાના શુદ્ધ ઉત્પાદ-વ્યય-ધ્રુવને સ્પર્શે છે, પરને તો નહિ ને વિકારનેય તે સ્પર્શતી નથી જો નિર્મળ-સ્વભાવ મલિનભાવને સ્પર્શે તો–તો બને એક થઈ જાય. ભાઈ, તારો નિર્મળ સ્વભાવ વિકારથ જુદો ને જુદો જ છે. તારે શુદ્ધઆત્માનો અનુભવ કરવો છેને! –તો વિકાર સાથે ભેળવીને શુદ્ધઆત્માને અનુભવી શકાય નહી શુદ્ધ-આત્માને શ્રદ્ધામા ને જ્ઞાનમ લીધા વગર તુ ઠરીશ કયાં? ઉપયોગને લીન શેમા કરીશ? શું રાગમા ઠરીશ? વિકારમાં ઠરીશ? એ તો અસ્થાન છે, અપદ છે, એ કાઈ જ્ઞાનલક્ષણવાળા ભાવો નથી, એ તારુ ઠરવાનું સ્થાન નથી તારુ ઠરવાનુ સ્થાન તો એ છે કે જે જ્ઞાનલક્ષણવાળુ છે, જ્ઞાનલક્ષણે જે લક્ષિત છે તે જ તારુ નિજપદ છે. અનંત ગુણોથી પરિપૂર્ણ નિર્મળભાવમ પરિણમતો જે આત્મા તે જ તારુ ઠરવાનુ સ્થાન છે, તે જ આનંદનુ ધામ છે. આવા આત્માને દૃષ્ટિમા ને અનુભવમા લઈને તેમા ઠરતાં ચારિત્રદશારૂપ મુનિપણું થાય છે. આ રીતે આત્માના સ્વભાવને શ્રદ્ધા-જ્ઞાનમા લઈને તેમા ઠરતાં સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રરૂપ મોક્ષમાર્ગ થાય છે ને કેવળજ્ઞાનરૂપ આત્મવૈભવ ખૂલે છે.

ભગવાન આત્મા પૂર્ણ આનંદથી ભરેલો પ્રભુ, જેની સન્મુખ થઈને સ્વાનુભવ કરતા આનંદ પ્રગટે, તેના અસ્તિત્વમા વિકારનુ–ઉદયભાવનુ અસ્તિત્વ

નથી; તે તો ઉપશમ ક્ષયોપશમ કે ક્ષાયિકભાવરૂપ નિર્મળ ભાવરૂપે જ પરિણમી રહ્યો છે; ઉદયભાવ તે તેના સ્વભાવની જાત નથી. આત્મશક્તિઓ ત્રિકાળ પારિણામિક સ્વભાવે છે, ને ક્ષાયિકાદિ નિર્મળભાવ તેના પરિણામ છે. આવા પરિણામસ્વભાવી આત્માને ઓળખતાં નિર્મળ પર્યાયના ઉત્પાદરૂપે તે પરિણમે છે. તે ઓળખાણનું ફળ છે, તે ધર્મ છે ને તે મોક્ષનો માર્ગ છે.

પરિણામશક્તિનું વર્ણન પૂર્ણ. (૧૯)





ચૈતન્ય વસ્તુનો સ્વભાવ તે ત્રિકાળ
નિત્ય છે વિકાર તે ક્ષણિક અનિત્ય છે તેથી
ત્રિકાળ સત્‌ની અપેક્ષાએ તે અસત છે
અને પર પદાર્થનો આત્મામાં એક સમય પણ
નથી તેથી તે આત્માની અપેક્ષાએ અસત છે
માટે પરમ સત એવો જે શુદ્ધ ચૈતન્ય સ્વભાવ
તેનું શરણ લેવું

ગુરુદેવના હસ્તાક્ષર

# [ ૨૦ ]

# અમૂર્તત્વ શક્તિ

[ कर्मबन्धव्यपगमव्यञ्जितसहजस्पर्शादिशून्यात्मप्रदेशात्मिका अमूर्तत्वशक्तिः । ]



ચૈતન્યમૂર્તિ આત્મા તો અમૂર્ત છે, ને શરીર તો મૂર્ત છે, અત્યારે પણ બંનેના લક્ષણ જુદા જ છે. આમ લક્ષણભેદ વડે ભિન્નતા જાણીને હે જીવ! તું મૂર્તશરીરનો પાડોશી થઈ જા. જેવા સિદ્ધપ્રભુ અમૂર્ત, તેવો જ તું પણ અમૂર્ત છો એટલે મૂર્તશરીરની ચેષ્ટાઓથી ભિન્ન એવી તારી ચૈતન્ય-ચેષ્ટાને જાણ. ઇન્દ્રિયાદિ મૂર્તપદાર્થો તે કાંઈ તારા મદદનાર નથી. વિજ્ઞાનઘન આત્મા મૂર્તકર્મોમાં મૂર્છાઈ જાય-એ તેને શોભતું નથી.





અમૂર્તિક જ્ઞાનસ્વરૂપ આત્મા જ્યારે પોતાના જ્ઞાનસ્વભાવનું ભાન કરીને શુદ્ધ ચૈતન્યભાવરૂપે પરિણમે છે ત્યારે સમસ્ત કર્મોનો અભાવ થઈને સિદ્ધદશા પ્રગટે છે, ત્યાં સાક્ષાત્ અમૂર્તપણું વ્યક્ત થાય છે. સંસારદશામાં કર્મ કે શરીરના સંબંધે મૂર્તપણાનો જે વ્યવહાર હતો તે હવે રહેતો નથી; મૂર્તના સંબંધ વગરનો, સ્પર્શાદિ વગરનો, એકલો અરૂપી અસંખ્યપ્રદેશી ચૈતન્યબિંબ આત્મા છે. દરેક આત્માનો આવો અમૂર્તસ્વભાવ છે. સિદ્ધદશા થતાં તો સાક્ષાત્ અમૂર્તપણું પ્રગટે જ છે, પરંતુ અત્યારે પણ જ્ઞાનસ્વરૂપી આત્મા સિદ્ધ જેવો અમૂર્તસ્વભાવી જ છે. કર્મના સંબંધ વખતે પણ (એટલે કે વ્યવહારથી મૂર્તપણું હોવા છતાં પણ) તે જ વખતે શુદ્ધદૃષ્ટિથી ધર્મી જીવ પોતાના આત્માને કર્મસંબંધ વગરનો અમૂર્ત અનુભવે છે. જ્ઞાનમાત્રભાવ તો અમૂર્ત જ છે, 'જ્ઞાન'માં વળી મૂર્તિકપણું કેવું?

પ્રશ્ન:—સિદ્ધ થાય ત્યારે આત્મા અમૂર્ત હોય, પણ અત્યારે સંસારદશા વખતે આત્માને અમૂર્ત ન કહેવાય.

ઉત્તર:—એમ નથી; ભાઈ, અત્યારે પણ આત્મા પોતાના અમૂર્ત-સ્વભાવે જ પરિણમી રહ્યો છે. આત્મા અમૂર્ત મટીને કદી મૂર્ત થતો નથી. ધર્મી પોતાના જ્ઞાનમાત્ર આત્માને અમૂર્તપણે જ અનુભવે છે. આત્માને જ્ઞાનમાત્ર કહેવો ને વળી મૂર્ત કહેવો—એ કેમ બને? 'જ્ઞાન' અને 'મૂર્તપણું' એ બંને એકબીજાના વિરોધી છે, એક જ વસ્તુમાં એ બંને સાથે રહી શકતા નથી; અનંતશક્તિસ્વરૂપ જ્ઞાનમાત્ર આત્મામાં દેહનો તથા કર્મનો અભાવ જ છે, એટલે તે અમૂર્ત જ છે. જો અત્યારે મૂર્ત હોય તો સિદ્ધમાં તે અમૂર્ત ક્યાંથી થઈ જાય? સંસારમાં જીવને મૂર્ત કહ્યો છે તે ઉપચારથી જ કહ્યો છે, ખરેખર મૂર્ત નથી. અત્યારે સાધકદશા વખતે જ ધર્મીને પોતાનો આત્મા કર્મબંધથી ભિન્ન અમૂર્ત જ્ઞાનમાત્રપણે પ્રગટ અનુભવાય છે. કાંઈ સિદ્ધદશા થાય ત્યારની જ આ વાત નથી, પણ આત્મા જ્ઞાનમાત્રપણે જ્યારે જ્યારે લક્ષિત થાય છે ત્યારે ત્યારે તે અમૂર્તસ્વભાવે લક્ષિત થાય છે. 'જ્ઞાનમાત્ર'માં મૂર્તનો અભાવ છે.

જ્ઞાનલક્ષણે લક્ષિત આત્મા રાગવાળોય નથી, તો કર્મના સંબંધવાળો છે એ વાત ક્યાંથી આવી? અત્યારે જ શુદ્ધનયથી જોતાં આત્મા કર્મના સંબંધ વગરનો અબદ્ધ-અસ્પૃષ્ટ દેખાય છે. જેમાં રાગનોય સંબંધ નથી

તેમાં વળી મૂર્તપણું કેવું ? ભાઈ, તારો આત્મા અત્યારે આવો જ છે, તેને તું ધીરો થઈને (આકુળતા વગર) તારા અંતરમાં દેખ. જ્ઞાનસ્વરૂપ આત્મા કેવો છે તેની આ વાત છે જીવ જ્યારે રાગ અને કર્મના સંબંધ વગરના પોતાના સ્વભાવમાં દૃષ્ટિ કરીને પરિણમ્યો ત્યારે આત્મા અમૂર્તપણે તેને અનુભવમાં આવ્યો આ રીતે વર્તમાનમાં જ આવો અમૂર્ત આત્મા ધર્મીના અનુભવમાં વ્યક્ત થાય છે–તેની આ વાત છે. અંતર્મુખ થઈને આત્મા આત્માને અનુભવે ત્યારે જ ખરેખર જૈનશાસનને જાણ્યું કહેવાય, ને ત્યારે જ અમૂર્ત આત્માને જાણ્યો કહેવાય. દેહની ક્રિયા હું કરું કે દેહની ક્રિયાથી આત્માને લાભ થાય–એમ માનનારે આત્માને ખરેખર અમૂર્ત જાણ્યો નથી, તેણે તો આત્માને મૂર્ત સાથે એકમેક માન્યો છે. આત્માને અને અનાત્માને, એટલે કે જીવને અને શરીરને એકપણું કદી થઈ શકતું નથી.

કર્મના સંબંધ વગરના આત્મસ્વભાવને જે દેખતો નથી–અનુભવમાં લેતો નથી, ને માત્ર કર્મના સંબંધવાળા અશુદ્ધભાવપણે જ આત્માને અનુભવે છે તેને શુદ્ધ આત્માની ખબર નથી. એટલે કે સાચા આત્માની તેને ખબર નથી પણ અનાત્માને તે આત્મા માને છે આત્માને શુદ્ધપણે દેખ્યા વગર સમ્યક્-દર્શન થાય નહીં આ વાત સમયસારની ૧૪-૧૫ ગાથાઓમાં અદ્ભુત રીતે સમજાવી છે ભાઈ, આત્મા અત્યારે શુદ્ધનયથી કર્મબંધ વગરનો છે, ને પર્યાયને અંતર્મુખ કરતાં તેવા સ્વરૂપે આત્મા અનુભવમાં આવે છે. આવા અનુભવરૂપે આત્મા પરિણમ્યો ત્યારે આત્મા આત્મારૂપે પ્રસિદ્ધ થયો. રાગાદિને તો મૂર્ત પણ કહ્યા છે, તે અમૂર્ત-આત્મસ્વભાવથી જુદા છે ને મૂર્તકર્મના સંબંધે થયેલા છે માટે તેને મૂર્ત કહ્યા, ને અવધિજ્ઞાનના મૂર્ત-વિષયમાં ગણ્યા ભગવાન આત્માને સ્વભાવદૃષ્ટિથી જુઓ તો, અત્યારે કર્મ-સંબંધની વચ્ચે રહેવા છતાં પણ તે પોતાના અમૂર્તસ્વભાવે જ પરિણમે છે અમૂર્તપણું તેના દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં છે, અને તે જ આત્મા છે, મૂર્ત કે મૂર્તના સંબંધે થયેલા વિકારી ભાવો તે ખરેખર આત્મા નથી અત્યારે દ્રવ્ય-ગુણ અમૂર્ત ને પર્યાય મૂર્ત —એવું કાંઈ નથી દ્રવ્ય ગુણ પર્યાય ત્રણેથી એકાકાર આત્મા અમૂર્તપણે અનુભવમાં પ્રસિદ્ધ થાય છે. મૂર્ત એવા દેહ સામે (કે રાગાદિ સામે) જોયે અમૂર્ત આત્માની ખરી ઓળખાણ થતી નથી અત્યારે આત્માને મૂર્ત માને ને પછી અમૂર્તપણું (સિદ્ધદશા) પ્રગટે એમ બને નહીં અમૂર્તસ્વભાવ છે તેની કબુલાતથી જ સાક્ષાત્ અમૂર્તપણું

પ્રગટે છે ને પર્યાયમાંથી કર્મનો સંબંધ છૂટી જાય છે. અત્યારે આત્મા કર્મના સંબંધવાળો છે–દેહવાળો છે–મૂર્ત છે–વિકારી છે એમ જ અનુભવ્યા કરે તો શુદ્ધ આત્મા અનુભવમાં ક્યારે આવશે?

પ્રશ્ન :—ગોમ્મટસાર વગેરેમાં તો જીવને મૂર્ત પણ કહ્યો છે ને?

ઉત્તર :—અશુદ્ધપર્યાયમાં જીવને મૂર્તકર્મ સાથે નિમિત્તસંબંધ છે તેથી ઉપચારથી જ તેને મૂર્ત કહ્યો છે, તોપણ નિશ્ચયથી જેનો સ્વભાવ સદાય અમૂર્ત છે અને ઉપયોગ ગુણ વડે અન્ય સમસ્ત દ્રવ્યોથી જેની અધિકતા છે એવા જીવને વર્ણાદિ મૂર્તપણું જરાપણ નથી. સમયસાર ગા. ૬૨ માં, વર્ણાદિકની સાથે જીવનું તાદાત્મ્ય માનનારને કહે છે કે–હે મિથ્યા અભિપ્રાયવાળા! જો તું એમ માને છે કે આ વર્ણાદિક સર્વે ભાવો જીવ જ છે અર્થાત્ જીવ મૂર્ત જ છે, તો તારા મતે જીવ અને અજીવમાં કંઈ જ ભેદ રહેતો નથી.

વળી જો તું એમ કહે કે સંસારી જીવને જ વર્ણાદિક સાથે તાદાત્મ્યપણું છે એટલે કે સંસારી જીવો મૂર્ત છે, તોપણ સંસારમાં સ્થિત બધા જીવો રૂપી થઈ જાય; ને રૂપી તો પુદ્ગલ હોય, જીવ ન હોય. એટલે હે મૂઢમતિ! તારી માન્યતામાં તો પુદ્ગલ તે જ જીવ ઠર્યો, એટલે મોક્ષ પણ પુદ્ગલનો જ થયો! માટે હે ભાઈ! તું ન્યાયથી સમજ કે અરૂપી એવા ચૈતન્યસ્વરૂપ આત્માને સિદ્ધદશામાં કે સંસારદશામાં કદી મૂર્તપણું નથી, તે સદા અમૂર્તસ્વભાવી જ છે. દેહાદિ મૂર્તવસ્તુના સંયોગમાં રહ્યો તેથી કાંઈ તે મૂર્ત થઈ ગયો નથી. જગતમાં છએ દ્રવ્યો એકક્ષેત્રે સદા ભેગાં રહેવા છતાં કોઈ પણ દ્રવ્ય પોતાના સ્વધર્મને છોડતું નથી ને અન્યના ધર્મરૂપ થતું નથી, આવી જ વસ્તુસ્થિતિ છે. અમૂર્તશક્તિનું કાર્ય પણ અમૂર્ત છે; આત્માના અમૂર્તત્વ ગુણે આખા આત્માને અમૂર્ત એટલે કર્મના સંબંધ વગરનો રાખ્યો છે. આવા સ્વભાવે આત્માને ઓળખવો તે જ તેની સાચી ઓળખાણ છે.

જ્ઞાનસ્વરૂપી આત્મા સ્વભાવથી અમૂર્ત જ છે; તેના ઉત્પાદ–વ્યય અમૂર્ત છે, તેના ગુણ-પર્યાયો અમૂર્ત છે; તેના સ્વભાવમાં મૂર્તનો સ્પર્શ નથી, કર્મનો સ્પર્શ નથી. આવો જ્ઞાનમૂર્તિ આત્મા અમૂર્તપણે શોભી રહ્યો છે. 'જ્ઞાનમાત્રભાવ'માં અમૂર્તપણું ભેગું સમાય છે, પણ જ્ઞાનમાત્રભાવમાં મૂર્તપણું ભેગું સમાતું નથી. જ્ઞાનમાત્રમાં કર્મનો સંબંધ ક્યાંય આવતો નથી, કે દેહાદિની ક્રિયા આવતી નથી. અમૂર્ત આત્મા મૂર્તની ક્રિયાને કેમ કરે? આવો આત્મા

દૃષ્ટિમા ને અનુભવમા લીધા વગર ધર્મ થાય નહી એટલે આત્મવૈભવની પ્રસિદ્ધિ થાય નહીં. 'આત્મવૈભવ કેમ પ્રસિદ્ધ થાય' તે વાત આ 'આત્મ-ખ્યાતિ'મા બતાવી છે.

આત્માના જ્ઞાન સાથે અવિનાભાવી ધર્મોનું આ વર્ણન છે. શું જ્ઞાન સાથે મૂર્તપણુ હોય?–ના, જ્ઞાન સાથે તો અમૂર્તપણુ હોય. આત્માને જ્ઞાન-માત્ર કહે અને વળી તેમાં કર્મનો સબંધ કે મૂર્તપણુ માને તો તેણે ખરેખર આત્માને જ્ઞાનમાત્ર નથી જાણ્યો જ્ઞાનમાત્ર આત્મામા જેમ દુખ નથી તેમ જ્ઞાનમાત્ર આત્મામા મૂર્તનો સબધ નથી. જ્ઞાનમાત્ર વસ્તુ સ્પર્શાદિ રહિત જ છે. જ્ઞાન સાથેનુ જે સ્વવીર્ય છે તે અમૂર્તપણાને રચે છે, તે કાંઈ મૂર્તના સબધને રચતુ નથી. આ પ્રમાણે જ્ઞાન સાથેના બધા ગુણો અમૂર્તભાવે વર્તી રહ્યા છે જ્ઞાનશક્તિથી આખો આત્મા જ્ઞાનમાત્ર છે તેમ અમૂર્તત્વ-શક્તિથી આખો આત્મા અમૂર્ત છે, તેના દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણે અમૂર્ત છે, તેમા મૂર્તનો સબધ કેવો?–અને મૂર્તકર્મનો સબધ થવાના કારણરૂપ વિભાવ પણ તેના સ્વભાવમા કેવા? અરે, અશરીરી ચૈતન્યબિબ અરૂપી આત્માને મૂર્તશરીરના સબધથી ઓળખવો તે તો શરમ છે—કલક છે. પોતાની અનત ચૈતન્યશક્તિમા ભગવાન આત્માએ મૂર્તપણાને કદી ગ્રહ્યુ જ નથી ઉપચારથી ક્યાક મૂર્ત કહ્યો પણ તે ઉપચારની વાત અહી સ્વભાવમાં લાગુ પડતી નથી અહી તો સ્વભાવ ઉપર દૃષ્ટિ કરીને આત્મા શુદ્ધપણે પરિણમે, અને તેમા ઉપચારનો કે પરના સબધનો અભાવ થઈ જાય એવી વાત છે

પચાસ્તિકાય વગેરેમા આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાય અમૂર્ત કહ્યા છે, પુદ્ગલ સિવાયના પાચે દ્રવ્યો અમૂર્ત છે–એમ કહ્યું છે, ત્યા તો રાગ-દ્વેષાદિ વિકારી પરિણામ પણ તે અમૂર્તપણામા સમાય છે. અને અહી આત્માનો જે અમૂર્તસ્વભાવ કહ્યો તેમા એ વિશેષતા છે કે રાગાદિ વિકારભાવો તેમાં ન આવે જ્ઞાનલક્ષણે લક્ષિત જે અમૂર્તસ્વભાવ છે તે અહી બતાવ્યો છે એટલે તેમા પુણ્ય-પાપરહિત નિર્મળ અમૂર્તપણુ જ આવે છે, વિકાર આ અમૂર્તપણામા સમાતો નથી, કેમકે તે 'જ્ઞાનલક્ષણે લક્ષિત' નથી.

આત્માના ચૈતન્યમદિરમાં બિરાજમાન અનત શક્તિરૂપી દેવીનુ આ વર્ણન છે એકેક શક્તિ દિવ્ય શક્તિવાળી દેવી છે પણ નિજશક્તિને ભૂલીને

મૂર્ખજીવો પરને જ ભજી રહ્યા છે. ભાઈ, તારી એકેક શક્તિમાં મહાન સામર્થ્ય છે, તેને ઓળખીને તેને ભજ. કર્મના સંબંધને તોડવાની શક્તિ તારામાં છે. કર્મ સાથે નિમિત્ત-નૈમિત્તિકસંબંધ તે વ્યવહાર છે, શુદ્ધસ્વભાવની દૃષ્ટિમાં તે સંબંધનો સ્વીકાર નથી: તેમાં તો શુદ્ધતાનો જ સ્વીકાર છે. શુદ્ધ સ્વભાવની દૃષ્ટિથી જે નિર્મળપર્યાય પ્રગટી તેને પણ કર્મ સાથે સંબંધ નથી; ભાવબંધનોય સંબંધ તે નિર્મળપર્યાયમાં નથી. શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય તે જ આત્મા છે, તેમાં વિકાર નહિ, પરનો સંબંધ નહિ.

અરે, આત્મા અનંત ચૈતન્યશક્તિનો દરિયો; એ દરિયા તે કોઈથી બંધાતા હશે? આ દરિયો પોતાની પર્યાયના સ્વચ્છ તરંગપણે ઉલ્લસ્યો ત્યાં કોઈ તેને રોકનાર નથી, બાંધનાર નથી, તેમાં કર્મનો સંબંધ નથી. આવી પર્યાય સહિત ભગવાન આત્મા સ્વાનુભવમાં પ્રગટે છે, સ્વાનુભવમાં આનંદનો દરિયો ડોલે છે. સ્વાનુભવમાં નિર્મળ પર્યાય સહિત આત્મા પ્રકાશમાન થયો તેના ગંભીર ભાવોનું આ વર્ણન છે. અહા, સ્વાનુભૂતિના એક ટંકારે જે કેવળજ્ઞાન લ્યે-એવી મહાન જેની તાકાત, તેને પોતાના આત્માની આ વાત ન સમજાય -એમ કહેવું તે તો લાજ છે, શરમ છે. પોતાનું સ્વરૂપ પોતાને કેમ ન સમજાય? સમજવાની ખરી લગન હોય તો જરૂર સમજાય. જ્ઞાનસ્વરૂપ આત્માને અજ્ઞાનમાં રહેવું ને સંસારમાં જન્મ-મરણ ધારણ કરવા તે તો કલંક છે -શરમની વાત છે. શ્રી યોગીન્દુદેવ યોગસારમાં કહે છે કે—

ધ્યાનવડે અભ્યંતરે દેખે જે અશરીર,<br>
શરમજનક જન્મો ટળે, પીએ ન જનની-ક્ષીર. (૬૦)

અરે પ્રભુ! તું અશરીરી, તને આ શરમજનક શરીર ધારણ કરીને સંસારમાં રખડતાં શરમ નથી આવતી? -ને ભવના અભાવની આ વાત સાંભળતાં તને શરમ લાગે છે!! ભવના અભાવની વાત સમજવામાં તને ઉમંગ-ઉત્સાહ નથી આવતો ને સંસારની વાતમાં તને ઉત્સાહ આવે છે-તો તું ભવથી ક્યારે છૂટીશ? ભવથી છૂટવું હોય, શરીરરહિત થવું હોય તો ધ્યાનવડે તારા અંતરમાં અશરીરી આત્મસ્વભાવને દેખ...અશરીરી આત્માના અનુભવ વડે તને અશરીરી સિદ્ધદશા થશે, ને શરમજનક જન્મોથી તારો છૂટકારો થશે, ફરીને બીજી માતાનું દૂધ તારે નહીં પીવું પડે.

ભાઈ, અંતરમાં આત્માનો મહિમા અપાર છે, આત્માનો વૈભવ

અચિંત્ય છે, તેને તું દેખ. અહા, જેના ઉદયે ચૌદ બ્રહ્માંડમાં અજવાળાં થાય ને ઇન્દ્રોનાં ઇન્દ્રાસન ડગમગી જાય એવી તીર્થંકરપ્રકૃતિ, તે તારા એક વિકલ્પનું ફળ! -ને એ વિકલ્પ પણ તારા સ્વભાવની ચીજ નહિ, તો વિચાર તો ખરો કે તારા અચિંત્ય ચૈતન્યસ્વભાવની શક્તિ કેટલી? મનુષ્યલોકમાં તીર્થંકર ભગવાનનો મંગલ જન્મ થતાં સ્વર્ગમાં ઇન્દ્રનું સિંહાસન કંપી ઊઠે છે, ત્યારે ઇન્દ્રને ખ્યાલ આવે છે કે અહો! મધ્યલોકમાં ભરતમાં વિદેહમાં કે ઐરવતક્ષેત્રમાં દેવાધિદેવ તીર્થંકરનો અવતાર થયો. ધન્ય એમનો અવતાર! ધન્ય આ પ્રસંગ! જગતમાં આશ્ચર્યકારી મંગળ પ્રસંગ છે. ચાલો, એ કલ્યાણક ઉત્સવ ઉજવવા મધ્યલોકમાં જઈએ. અહા, ભક્તિથી ઊર્ધ્વલોકના ઇન્દ્રો પણ મનુષ્યલોકમાં ઊતરે-એ પ્રસંગ કેવો! ઇન્દ્ર ચારે પ્રકારના દેવોની સેના લઈને ઠાઠમાઠ સહિત ભગવાનનો જન્માભિષેક કરવા અને પૂજન વગેરે ઉત્સવ કરવા આવે છે ને આશ્ચર્યકારી મહોત્સવ કરે છે.-આવું તો જેના સ્વભાવની બહારના એક વિકલ્પનું ફળ, તો એના સ્વભાવના અંતરના સામર્થ્યના મહિમાની શી વાત!-એ તો વિકલ્પથી પાર! એના અનુભવના આનંદ પાસે જગતના સ્વાદ ફિક્કા લાગે. ભાઈ, આવો આત્મા તું પોતે છો, તારા સ્વભાવનો મહિમા લક્ષમાં લઈને તેને અનુભવમાં લેવાનો વારંવાર ઉદ્યમ કર.

તીર્થંકરપ્રભુની માતાના દોહલા-મનોરથ ને સ્વપ્નાં પણ કોઈ લોકોત્તર હોય છે, ચારે કોરના તીર્થોની વંદના કરીએ, જગતમાં ધર્મની પ્રભાવના કરીએ, મેઘવૃષ્ટિ થાય, ભગવાનના દર્શન કરીએ-એવા પ્રકારના ભાવો એમને જાગે છે, કેમકે તીર્થંકર જેવો લોકોત્તર પુત્ર તેમની કુખમાં બિરાજે છે. અહીં કહે છે કે આવા લોકોત્તર પુણ્યના ઠાઠથી પણ પાર આત્માના સ્વભાવની આ વાત છે. લોકોત્તર પુણ્યને પણ જે સ્પર્શતો નથી, તેમાં તન્મય થતો નથી એવા સ્વભાવના આનંદની શી વાત! આનંદસ્વભાવની સન્મુખ પરિણમતો આત્મા તે વિકાર સામે જોતો નથી, કર્મને કે તેના ફળને પોતામાં સ્વીકારતો નથી, ને જેનાથી કર્મ બંધાય છે એવા રાગભાવને પણ પોતામાં સ્વીકારતો નથી. આવો જ્ઞાનાનંદસ્વભાવી આત્મા 'ચૈતન્ય દરિયો, સુખથી ભરિયો'-તેના આશ્રયે નિર્મળ પર્યાય ઊપજે છે, મૂર્ત-ઇન્દ્રિયોના સંબંધ વગરનો અતીન્દ્રિય આનંદ અનુભવાય છે ને કર્મનો સંબંધ તૂટીને સિદ્ધપદ થાય છે.-આવું અમૂર્તપણું જ્ઞાનમાં છે.

મૂર્ખજીવો પરને જ ભજી રહ્યા છે. ભાઈ, તારી એકેક શક્તિમાં મહાન સામર્થ્ય છે, તેને ઓળખીને તેને ભજ. કર્મના સંબંધને તોડવાની શક્તિ તારામાં છે. કર્મ સાથે નિમિત્ત-નૈમિત્તિકસંબંધ તે વ્યવહાર છે, શુદ્ધસ્વભાવની દૃષ્ટિમાં તે સંબંધનો સ્વીકાર નથી; તેમાં તો શુદ્ધતાનો જ સ્વીકાર છે. શુદ્ધ સ્વભાવની દૃષ્ટિથી જે નિર્મળપર્યાય પ્રગટી તેને પણ કર્મ સાથે સંબંધ નથી; ભાવબંધનોય સંબંધ તે નિર્મળપર્યાયમાં નથી. શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય તે જ આત્મા છે, તેમાં વિકાર નહિ, પરનો સંબંધ નહિ.

અરે, આત્મા અનંત ચૈતન્યશક્તિનો દરિયો; એ દરિયા તે કોઈથી બંધાતા હશે? આ દરિયો પોતાની પર્યાયના સ્વચ્છ તરંગપણે ઉલ્લસ્યો ત્યાં કોઈ તેને રોકનાર નથી, બાંધનાર નથી, તેમાં કર્મનો સંબંધ નથી. આવી પર્યાય સહિત ભગવાન આત્મા સ્વાનુભવમાં પ્રગટે છે, સ્વાનુભવમાં આનંદનો દરિયો ડોલે છે. સ્વાનુભવમાં નિર્મળ પર્યાય સહિત આત્મા પ્રકાશમાન થયો તેના ગંભીર ભાવોનું આ વર્ણન છે. અહા, સ્વાનુભૂતિના એક ટંકારે જે કેવળજ્ઞાન લ્યે-એવી મહાન જેની તાકાત, તેને પોતાના આત્માની આ વાત ન સમજાય -એમ કહેવું તે તો લાજ છે, શરમ છે. પોતાનું સ્વરૂપ પોતાને કેમ ન સમજાય? સમજવાની ખરી લગન હોય તો જરૂર સમજાય. જ્ઞાનસ્વરૂપ આત્માને અજ્ઞાનમાં રહેવું ને સંસારમાં જન્મ-મરણ ધારણ કરવા તે તો કલંક છે -શરમની વાત છે. શ્રી યોગીન્દુદેવ યોગસારમાં કહે છે કે—

ધ્યાનવડે અભ્યંતરે દેખે જે અશરીર,
શરમજનક જન્મો ટળે, પીએ ન જનની-ક્ષીર. (૬૦)

અરે પ્રભુ! તું અશરીરી, તને આ શરમજનક શરીર ધારણ કરીને સંસારમાં રખડતાં શરમ નથી આવતી? -ને ભવના અભાવની આ વાત સાંભળતાં તને શરમ લાગે છે!! ભવના અભાવની વાત સમજવામાં તને ઉમંગ-ઉત્સાહ નથી આવતો ને સંસારની વાતમાં તને ઉત્સાહ આવે છે-તો તું ભવથી ક્યારે છૂટીશ? ભવથી છૂટવું હોય, શરીરરહિત થવું હોય તો ધ્યાનવડે તારા અંતરમાં અશરીરી આત્મસ્વભાવને દેખ...અશરીરી આત્માના અનુભવ વડે તને અશરીરી સિદ્ધદશા થશે, ને શરમજનક જન્મોથી તારો છૂટકારો થશે, ફરીને બીજી માતાનું દૂધ તારે નહીં પીવું પડે.

ભાઈ, અંતરમાં આત્માનો મહિમા અપાર છે, આત્માનો વૈભવ

અચિંત્ય છે, તેને તું દેખ. અહા, જેના ઉદયે ચૌદ બ્રહ્માંડમાં અજવાળાં થાય ને ઇન્દ્રોનાં ઇન્દ્રાસન ડગમગી જાય એવી તીર્થંકરપ્રકૃતિ, તે તારા એક વિકલ્પનું ફળ! -ને એ વિકલ્પ પણ તારા સ્વભાવની ચીજ નહિ, તો વિચાર તો ખરો કે તારા અચિંત્ય ચૈતન્યસ્વભાવની શક્તિ કેટલી? મનુષ્યલોકમાં તીર્થંકર ભગવાનનો મંગલ જન્મ થતાં સ્વર્ગમાં ઇન્દ્રનું સિંહાસન કંપી ઊઠે છે, ત્યારે ઇન્દ્રને ખ્યાલ આવે છે કે અહો! મધ્યલોકમાં ભરતમાં વિદેહમાં કે ઐરવતક્ષેત્રમાં દેવાધિદેવ તીર્થંકરનો અવતાર થયો. ધન્ય એમનો અવતાર! ધન્ય આ પ્રસંગ! જગતમાં આશ્ચર્યકારી મંગળ પ્રસંગ છે. ચાલો, એ કલ્યાણક ઉત્સવ ઉજવવા મધ્યલોકમાં જઈએ. અહા, ભક્તિથી ઊર્ધ્વલોકના ઇન્દ્રો પણ મનુષ્યલોકમાં ઊતરે-એ પ્રસંગ કેવો! ઇન્દ્ર ચારે પ્રકારના દેવોની સેના લઈને ઠાઠમાઠ સહિત ભગવાનનો જન્માભિષેક કરવા અને પૂજન વગેરે ઉત્સવ કરવા આવે છે ને આશ્ચર્યકારી મહોત્સવ કરે છે.-આવું તો જેના સ્વભાવની બહારના એક વિકલ્પનું ફળ, તો એના સ્વભાવના અંતરના સામર્થ્યના મહિમાની શી વાત!-એ તો વિકલ્પથી પાર! એના અનુભવના આનંદ પાસે જગતના સ્વાદ ફિક્કા લાગે. ભાઈ, આવો આત્મા તું પોતે છો, તારા સ્વભાવનો મહિમા લક્ષમાં લઈને તેને અનુભવમાં લેવાનો વારંવાર ઉદ્યમ કર.

તીર્થંકરપ્રભુની માતાના દોહલા-મનોરથ ને સ્વપ્નાં પણ કોઈ લોકોત્તર હોય છે, ચારે કોરના તીર્થોની વંદના કરીએ, જગતમાં ધર્મની પ્રભાવના કરીએ, મેઘવૃષ્ટિ થાય, ભગવાનનાં દર્શન કરીએ-એવા પ્રકારના ભાવો એમને જાગે છે, કેમકે તીર્થંકર જેવો લોકોત્તર પુત્ર તેમની કુંખમાં બિરાજે છે. અહીં કહે છે કે આવા લોકોત્તર પુણ્યના ઠાઠથી પણ પાર આત્માના સ્વભાવની આ વાત છે. લોકોત્તર પુણ્યને પણ જે સ્પર્શતો નથી, તેમાં તન્મય થતો નથી એવા સ્વભાવના આનંદની શી વાત! આનંદસ્વભાવની સન્મુખ પરિણમતો આત્મા તે વિકાર સામે જોતો નથી, કર્મને કે તેના ફળને પોતામાં સ્વીકારતો નથી, ને જેનાથી કર્મ બંધાય છે એવા રાગભાવને પણ પોતામાં સ્વીકારતો નથી. આવો જ્ઞાનાનંદસ્વભાવી આત્મા 'ચૈતન્ય દરિયો, સુખથી ભરિયો'-તેના આશ્રયે નિર્મળ પર્યાય ઊપજે છે, મૂર્ત-ઇન્દ્રિયોના સંબંધ વગરનો અતીન્દ્રિય આનંદ અનુભવાય છે ને કર્મનો સંબંધ તૂટીને સિદ્ધપદ થાય છે.-આવું અમૂર્તપણું જ્ઞાનમાં છે.

અહા, જ્ઞાનનો અમૂર્ત સ્વભાવ! અમૂર્તજ્ઞાન પોતે મૂર્ત આહારને કેમ કરે? મૂર્ત વચનને કેમ બોલે? કે મૂર્ત શરીરનાં કાર્ય કેમ કરે? અમૂર્ત-જ્ઞાનમાં મૂર્તકર્મોનો સંબંધ કેમ હોય? આવા અમૂર્ત જ્ઞાનસ્વભાવના અનુભવ વડે સમસ્ત કર્મનો અભાવ થઈને સાક્ષાત્ અમૂર્ત એવી સિદ્ધદશા પ્રગટે છે, તેમાં અસંખ્ય પ્રદેશ વ્યક્ત થઈ જાય છે એટલે કે નિમિત્તપણે પણ કર્મનું આવરણ રહેતું નથી.

આ આત્મા અનંતશક્તિરૂપી અનંત પાસાવાળો ચૈતન્ય હીરો છે. આ ચૈતન્ય હીરાનો અલૌકિક મહિમા આચાર્યદેવે આ સમયસારમાં ખુલ્લો મૂક્યો છે. અહા, આત્મસ્વભાવનો અપાર મહિમા નિજવૈભવથી સન્તોએ પ્રસિદ્ધ કર્યો છે. આવી શક્તિવાળો ભગવાન આત્મા દૃષ્ટિમાં આવતાં તેનું પરિણમન પુણ્ય-પાપથી જુદું પડીને સ્વભાવ તરફ ઝૂકે છે, એટલે તે પરિણમનમાં આત્મ-શક્તિઓ નિર્મળપણે વ્યક્ત થાય છે. અરે ભાઈ! આવા આત્માને જાણ્યા વગર તું સાચા તત્ત્વનો નિર્ણય ક્યાંથી કરીશ? તારી નિજશક્તિને જાણ્યા વગર તું તેને સાધીશ કેવી રીતે? સ્વસંવેદનમાં આવી શક્તિવાળો આત્મા પ્રગટ થાય છે, ને એવા સ્વસંવેદન વડે જ આત્મા સધાય છે. પણ એને માટે જગતથી કેટલો વૈરાગ્ય! કેટલી ઉદાસીનતા! સ્વભાવનો કેટલો ઉલ્લાસ ને કેટલો પુરુષાર્થ જોઈએ!—આવા પ્રયત્નથી સ્વસંવેદન વડે ચોથા ગુણસ્થાને આત્મપ્રતીતિરૂપ સમ્યગ્દર્શન થાય છે. સમ્યગ્દર્શન થતાં નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાયમાં વ્યાપીને આત્મા પરિણમે છે; ત્યાં વિકારનો ને કર્મનો સંબંધ છૂટી જાય છે. —આવું અમૂર્તજ્ઞાનનું સમ્યક્ પરિણમન છે.

ચૈતન્યહીરાની ખાણમાં વિકાર ભર્યો નથી, તેમાં તો તેના અનંતગુણની નિર્મળતારૂપી હીરા ભર્યા છે. વિકારની ખાણમાં શોધે તો ચૈતન્યગુણરૂપી હીરા મળે નહિ. ચૈતન્યની ખાણમાં વિકાર નહીં ને વિકારની ખાણમાં હીરા નહીં. જેની ખાણમાં જે હોય તેમાંથી તે નીકળે. અનંત ગુણમણિની જે ખાણ છે એવા આત્માને દૃષ્ટિમાં લેતાં તેમાંથી સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી ઉત્તમ રત્નો નીકળે છે. આત્મશક્તિમાં એવી વીરતા છે કે વિકારને તાબે થાય નહીં. જ્ઞાનશક્તિ પોતામાં અજ્ઞાનને આવવા ન દે, આનંદ પોતામાં દુઃખને આવવા ન દે, તેમ અમૂર્તસ્વભાવ મૂર્તપણાને પોતામાં આવવા ન દે. આ રીતે આત્માની દરેક શક્તિ પોતાના સ્વરૂપને નિર્મળપણે સાધે છે. સ્વશક્તિવડે

આત્મા પોતાની રક્ષા કરે છે ને પોતાના સ્વઘરમા સ્થિર રહે છે. આવી અનત શક્તિવાળો આત્મા છે તેને અતર્મુખ થઈને જાણવો-માનવો-અનુભવવો તે અમૂર્ત થવાનો, એટલે કે મૂર્તકર્મના સબધ રહિત સિદ્ધ થવાનો ઉપાય છે.

અમૂર્તત્વશક્તિનુ વિવેચન પૂર્ણ થયુ (૨૦)





ॐ

સ્વાલંબી ઉપયોગરૂપ સ્વરૂપને સાધીને
જે ક્ષેત્રથી સિદ્ધ થયા તે જ ક્ષેત્રે
સમશ્રેણીએ ઊર્ધ્વ સિદ્ધપણે બિરાજે છે,
તેના સ્મરણના કારણરૂપ
આ તીર્થો નિમિત્ત છે



# —અમારા આત્મવૈભવ વડે કહેવાય છે—

ૐ

નમ: સિદ્ધેભ્ય:

ભગવાન શ્રી કુંદકુંદાચાર્યદેવ સમયપ્રાભૃતમાં કહે છે કે, હું જે આ ભાવ કહેવા માગું છું તે અંતરના આત્મસાક્ષીના પ્રમાણ વડે પ્રમાણ કરજો; કારણ કે આ અનુભવપ્રધાન શાસ્ત્ર છે, તેમાં મારા વર્તતા સ્વ-આત્મવૈભવ વડે કહેવાય છે. આમ કહીને છઠ્ઠી ગાથા શરૂ કરતાં આચાર્યભગવાન કહે છે કે આત્મ-દ્રવ્ય અપ્રમત્ત નથી અને પ્રમત્ત નથી એટલે કે એ બે અવસ્થાનો નિષેધ કરતો હું એક જાણનાર અખંડ છું- એ મારી વર્તમાન વર્તતી દશાથી કહું છું' મુનિપણાની દશા અપ્રમત્ત અને પ્રમત્ત એ બે ભૂમિકામાં હજારો વાર આવ-જા કરે છે, તે ભૂમિકામાં વર્તતા મહા મુનિનું આ કથન છે.

સમયપ્રાભૃત એટલે સમયસારરૂપી ભેટણું. જેમ રાજાને મળવા ભેટણું આપવું પડે છે તેમ પોતાની પરમ ઉત્કૃષ્ટ આત્મદશાસ્વરૂપ પરમાત્મદશા પ્રગટ કરવા સમયસાર- જે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રસ્વરૂપ આત્મા તેની પરિણતિરૂપ ભેટણું આપ્યે પરમાત્મદશા—સિદ્ધદશા-પ્રગટ થાય છે.

આ શબ્દબ્રહ્મરૂપ પરમાગમથી દર્શાવેલા એકત્વવિભક્ત આત્માને પ્રમાણ કરજો, છળ ન પકડજો, કલ્પના કરશો નહિ. આનું બહુમાન કરનાર પણ મહાભાગ્યશાળી છે.

(પોતાના જ હસ્તાક્ષરમાં)

## સદ્‌ગુરુદેવના હૃદયોદ્‌ગાર



[ ૨૧ ]

# અકર્તૃત્વ શક્તિ

[ सकलकर्मकृतज्ञातृत्वमात्रातिरिक्तपरिणामकरणोपरमात्मिका अकर्तृत्वशक्तिः ]



ॐ

આત્માનો સ્વભાવ નવા કર્મબંધન
ને નિમિત્ત થવાનો નથી જો કર્મને નિમિત્ત
થવાનો સ્વભાવ હોય તો બંધનનું નિમિત્ત
કારણ એવો વિકાર ત્રિકાળ કરવો પડે
અને એથી બંધન કદી મટે નહિ માટે
આત્માનો સ્વભાવ પરથી અબંધ છે
એવી દ્રષ્ટિ કરવી તે ધર્મ છે

ગુરુદેવના હસ્તાક્ષર





'સમયસાર એટલે આત્મા, તેના અનંત વૈભવનું આ વર્ણન છે. આત્મા ત્રણલોકમાં સૌથી શ્રેષ્ઠ સારભૂત પદાર્થ છે. એક સમયમાં અનંતગુણને અને તેના નિર્મળ પરિણમનને ધારણ કરે એવા અદ્ભુત વૈભવવાળો આત્મા છે. આવો આત્મા ત્રિલોકનો સાર છે, ને ધર્મીનો ધ્યેય છે. બધા પદાર્થોમાં આત્માની ઊર્ધ્વતા છે, કેમ કે આત્મા ન હોય તો જગતને જાણે કોણ? જગત છે-એમ તેના અસ્તિત્વનો નિર્ણય આત્માના અસ્તિત્વમાં જ થાય છે. જગતનો જાણનાર એવો જે જ્ઞાનસ્વરૂપ આત્મા, તેના અસ્તિત્વના સ્વીકાર વગર જગતના કોઈ પદાર્થના અસ્તિત્વનો નિર્ણય થઈ શકે નહીં. માટે બધા પદાર્થોમાં આત્માની ઊર્ધ્વતા છે. આવો ચૈતન્યરાજા ભગવાન આત્મા છે, તેના ચૈતન્ય-વૈભવનું આ વર્ણન છે.

આત્માને 'જ્ઞાનમાત્ર' કહ્યો તેથી કાંઈ તેનામાં એકલું જ્ઞાન જ છે-એમ નથી, જ્ઞાન સાથે બીજા અનંત ગુણના ભાવો પણ વર્તે છે, ને સર્વજ્ઞના અનેકાન્તવડે તેની પ્રસિદ્ધિ થાય છે, તેનું આ વર્ણન છે. વચનમાં ક્રમ પડે છે પણ વેદનમાં ક્રમ પડતો નથી, જ્ઞાનના વેદનમાં અનંત ધર્મોનું વેદન એક સાથે સમાઈ જાય છે. અખંડ આત્માના વેદનમાં અનંતા ધર્મોનો સ્વાદ આવે છે, તે વેદનમાં જ્ઞાનની સાથે એક અકર્તૃત્વ નામનો ધર્મ પણ આવે છે. કર્મથી કરવામાં આવેલા જે સમસ્ત પરભાવો છે તેઓ જ્ઞાતાપણાથી જુદા છે, એટલે જ્ઞાનસ્વરૂપ આત્મામાં તે પરિણામોનું અકર્તૃત્વ છે; જ્ઞાનભાવરૂપે પરિણમેલો આત્મા તે કર્મકૃત પરિણામોના કર્તૃત્વથી વિરામ પામી ગયો છે. જ્ઞાનપરિણામ છે તે રાગાદિ પરિણામોને કરવાના ઉપરમસ્વરૂપ છે. કર્મ તરફના વલણવાળા જેટલા પરપરિણામ છે તે બધાય પરિણામ જ્ઞાનપરિણતિથી જુદા છે; એટલે તેમનું કર્તૃત્વ છોડીને જ્ઞાનમાત્રભાવરૂપે પરિણમે એવી અકર્તૃત્વશક્તિ આત્મામાં છે. જે રાગના કર્તૃત્વમાં રોકાઈ રહે તેણે જ્ઞાનસ્વરૂપ આત્માને જાણ્યો નથી, તેને જ્ઞાન પ્રગટ્યું નથી. જો જ્ઞાન પ્રગટે તો તે રાગનું અકર્તૃત્વ ભેગું લઈને જ પ્રગટે છે. જ્ઞાનને અને રાગાદિના કર્તૃત્વને વિરોધ છે, એ બંને સાથે રહેતા નથી; પણ જ્ઞાનને અને રાગાદિના અકર્તૃત્વને સહભાવીપણું છે, એ બંને ધર્મો સાથે જ પરિણમે છે.

આત્મવસ્તુ પોતે એકસાથે અનંત ગુણસ્વરૂપ છે. એના અનંત ગુણની સુખડીનો સ્વાદ એકવાર ચાખે તો આત્માની અનંતકાળની ભૂખ ભાંગી જાય,

ને જન્મ-મરણના દુઃખ મટીને અપૂર્વ તૃપ્તિ થાય. આત્માની શક્તિઓ સુખકરી છે—સુખની કરનાર છે આત્માના સુખરૂપી સુખડીનો સ્વાદ ચાખતા અંદર શું થાય તેની આ વાત છે. જેમ શેરડીમાં મીઠો રસ છે તેમ આત્મા પરમ-શાંત અનાકુળરસથી ભરેલો છે, તેનામાં આનંદ ભર્યો છે. જગતના જીવોને બહારના પદાર્થોમાં વસ્ત્રમાં મીઠાઈમાં રમતગમતમાં સ્ત્રીમાં મકાનમાં ગેડીયા મોટર કે ધન વગેરેમાં ને રાગમાં સુખ ભાસે છે, તે તો મૂઢતાથી માત્ર માનેલું છે. ખરેખર તેમાં ક્યાંય સાચા સુખનો અંશ પણ નથી. આત્માના સ્વભાવમાં સહજ સુખ છે. બહારમાં આનંદ ન હોવા છતાં કલ્પનાથી તેમાં જે આનંદ માને છે તે પોતે આનંદસ્વરૂપ છે પોતાનો આનંદ પોતામાં ભર્યો છે, પણ પોતાના આનંદને ભૂલ્યો એટલે તેનો આરોપ બીજામાં કર્યો કે 'આમાં મારો આનંદ છે'–પણ એ આરોપ મિથ્યા છે-ખોટો છે. પરમાં મારું સુખ-એનો અર્થ એ થયો કે આત્મા અહીં ને તેનું સુખ ક્યાંક બીજે, એટલે આત્મા અને સુખ બંને જુદા જ ઠર્યા; સુખ તે આત્માનો સ્વભાવ ન રહ્યો! -પણ ભાઈ, એવો આત્મા ન હોય આત્મા તો સુખસ્વરૂપ છે આત્મા આનંદથી ખાલી નથી, આત્મા પોતાના આનંદથી ભરેલો છે. એનું ભાન કરતાં આનંદના સ્વાદનું વેદન થાય છે. ને તે વેદનમાં રાગાદિ પરભાવોનું અકર્તૃત્વ છે.

જેણે અનાદિનું દુઃખ ટાળીને આનંદ પ્રગટ કરવો હોય ને જન્મ-મરણ ટાળવા હોય તેણે પરભાવોના અકર્તારૂપ આત્મસ્વભાવને જાણીને તેનું અવલંબન લેવું. એના અવલંબને દુઃખ ટળશે ને સુખ થશે આ સિવાય બીજા ઉપાયે દુઃખ ટળશે નહિ ને સુખ થશે નહિ. ચૈતન્યથી બાહ્ય એવા કોઈ પણ પરભાવોનું કર્તૃત્વ કે ભોક્તૃત્વ તે દુઃખમય છે, તે આત્માનો સ્વભાવ નથી આત્માની શક્તિ, સ્વભાવ, ગુણ કે ધર્મ, તે વિકારમાં નથી, પરમાં નથી, પણ ચૈતન્યમય નિજભાવમાં છે. આત્માનો આવો નિજભાવ છે તે કર્મના નિમિત્તે થયેલા સમસ્ત પરભાવોના કર્તૃત્વ વગરનો છે. તે કોઈ પણ પરભાવોનું કર્તૃત્વ આત્માના સ્વભાવમાં નથી સ્વભાવસન્મુખ થઈને જ્યાં નિર્મળપણે આત્મા પરિણમ્યો ત્યાં વિકારનું કર્તૃત્વ છૂટી ગયું આત્માનો સ્વભાવ એવો નથી કે વિકારને કરે. જ્ઞાનસ્વભાવમાં અવિચલદૃષ્ટિ કરતાં વિકારનું કર્તૃત્વ છૂટીને નિર્મળ પર્યાય પરિણમે છે. આવા શુદ્ધ પરિણમનવાળો આત્મા તે ધર્મીનો આત્મા છે વિકારના કર્તૃત્વરૂપ અજ્ઞાનભાવને ખરેખર આત્મા કહેતા નથી કર્મથી કરવામાં આવેલા જેટલા રાગાદિ પરભાવો છે તે બધાય અનાત્મ-

(૨) વિકારનું કર્તૃત્વ દ્રવ્ય-ગુણમાં તો કોઈ આત્માને નથી; પર્યાયમાં અજ્ઞાનભાવે વિકારના કર્તૃત્વપણે અજ્ઞાની જીવ પરિણમે છે.

(૩) નિજસ્વભાવશક્તિની સંભાળ કરીને જે જીવ સ્વસન્મુખ નિર્મળ પર્યાયરૂપે પરિણમ્યો તેને પર્યાયમાં પણ વિકારનું કર્તૃત્વ નથી, તે જીવ વિકારનો સાક્ષાત્ અકર્તા થઈને જ્ઞાનભાવરૂપે પરિણમે છે.

૧-પરથી પૃથક્પણું, ૨-વિભાવનું વિપરીતપણું તથા હેયપણું, અને ૩-સ્વભાવનું સામર્થ્ય તથા ઉપાદેયપણું—આ ત્રણે બોલ ઉપરની ત્રણ વાતમાં આવી જાય છે.

જે અકર્તૃત્વશક્તિવાળા પોતાના આત્મવૈભવને સ્વીકારે તેને પર્યાયમાં વિકારનું અકર્તૃત્વ પ્રગટ થયા વગર રહે નહિ. એ રીતે પર્યાયમાં પ્રગટ પરિણમન થાય ત્યારે જ શક્તિનો સાચો સ્વીકાર થાય છે; એટલે દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં વિકારનું અકર્તૃત્વ છે.-આવો આત્મા ઓળખવો તે જ સાચા આત્માની ઓળખાણ છે. આત્માને વિકારના કર્તૃત્વવાળો જ દેખે તેણે જ્ઞાનસ્વરૂપી સાચા આત્માને જાણ્યો નથી.

બાપુ! તારે સાચો થવું છે ને!-તો સાચા આત્માને જાણ. સાચા આત્માને જાણ્યા વગર તારા શ્રદ્ધા-જ્ઞાન કે ચારિત્રમાં સાચાપણું (સમ્યક્પણું) થઈ શકશે નહીં. તારો સત્સ્વભાવ અલૌકિક ગુણોનો ભંડાર છે, તેને તું દોષવાળો ન માન. જેટલું જ્ઞાન છે તેટલું તારું સત્યસ્વરૂપ છે, રાગ તે તારું સત્યસ્વરૂપ નથી. આ વિકારી વૃત્તિ કરવા જેટલો તું નથી. પ્રભુ! તારા અનંતગુણમાં ક્યાંય વિકાર નથી. જો ગુણમાં વિકાર હોય તો વિકાર કદી મટે નહીં એટલે દુઃખ ને પરિભ્રમણ કદી ટળે નહીં. આત્મા તો જ્ઞાન છે; જ્ઞાનને અને રાગાદિ પરભાવને કર્તા-કર્મપણું નથી. એટલે મોહાદિ કર્મના સંગથી થયેલા જે કોઈ શુભાશુભ પરભાવો છે તે સમસ્ત પરભાવો જ્ઞાનભાવથી જુદા છે, અને તે પરભાવોનું કર્તૃત્વ આત્માના સ્વભાવમાં નથી. આત્માની ત્રિકાળી શક્તિ અને તે શક્તિનું નિર્મળ પરિણમન તેમાં ક્યાંય વિકારનું કર્તૃત્વ નથી. જ્ઞાનમાં વિકારના અકર્તૃત્વને જે ન દેખે ને વિકારના કર્તૃત્વને જ દેખે તેને આત્માની નિર્મળ શક્તિઓ દેખાય નહિ; અને નિર્મળ શક્તિવાળા આત્માને જે દેખે તેને તેમાં વિકારનું કર્તૃત્વ દેખાય નહિ. આ રીતે શુદ્ધશક્તિવાળા

આત્માને દૃષ્ટિમાં લેતાં વિભાવનુ કર્તૃત્વ વિરામ પામી જાય છે, ને વિભાવના અકર્તાપણે જ્ઞાનનુ નિર્મળ પરિણમન થાય છે, અકર્તૃત્વશક્તિ પર્યાયમા પણ નિર્મળપણે ઉલ્લસે છે

ભગવાન્ ! તુ ચૈતન્યવસ્તુ છો, બહારના દેહાદિ અચેતન પદાર્થોની કોઈ ક્રિયાનો કર્તા તુ ત્રણકાળમાં નથી; બાહ્યલક્ષે રાગ-દ્વેષની વૃત્તિઓ તારી પર્યાયમા થાય તે રાગ દ્વેષનુ કર્તૃત્વ પણ તારા સ્વભાવની એકેય શક્તિમા નથી પર્યાયમા જે કર્તૃત્વ છે તે પણ સ્વભાવસન્મુખ થતા ટળી જાય છે. અકર્તાસ્વભાવને જોતા આખો આત્મા વિકારના અકર્તાપણે જ દેખાય છે, જ્ઞાનસ્વભાવથી જોતા આખો આત્મા જ્ઞાનમય અનુભવાય છે; આનદ-સ્વભાવથી જોતા આખો આત્મા આનદમય દેખાય છે. એકેક શક્તિથી જોતા અભેદપણે તેમા આખો આત્મા દેખાય છે, તેની અનત શક્તિઓ તેમા ભેગી સમાઈ જાય છે. સ્વસન્મુખતામા ગુણ-ગુણી ભેદનો વિકલ્પ રહેતો નથી, અનત-ગુણથી અભેદસ્વરૂપ અનુભવાય છે આવા અનુભવને 'જ્ઞાનમાત્ર ભાવ' કહ્યો છે, ને તેમા અનતગુણો ગર્ભિત હોવાથી તે જ્ઞાનમાત્રભાવને અનેકાન્તપણુ સ્વયમેવ પ્રકાશે છે એકેક શક્તિ દ્વારા શક્તિમાન આખો આત્મા પ્રસિદ્ધ થાય છે એક શક્તિ જુદી પડીને લક્ષમા ન આવે, એક શક્તિનો નિર્ણય કરવા જતા અનતશક્તિનો આખો પિડ લક્ષમા આવે છે, કેમકે શક્તિ અને શક્તિમાન અભેદ છે આવા અભેદ આત્મામા અચલિતદૃષ્ટિ સ્થાપતા પર્યાયમા તેની અનત શક્તિઓનું નિર્મળ પરિણમન પ્રગટી જાય છે. ત્યા 'અનેકાન્ત-સ્વરૂપ આત્મા પ્રસિદ્ધ થયો' એમ કહેવાય છે. આવો અનુભવ તે આત્માનો ખરો વૈભવ છે

દ્રવ્ય-ગુણ શુદ્ધ અને પર્યાયમા એકલી મલિનતા જ રહે-તો એવા આત્માને ખરેખર આત્મા કહેતા નથી, ત્યા આત્મા પોતાના સાચા સ્વરૂપે પ્રસિદ્ધ થયો નથી શુદ્ધ દ્રવ્ય-ગુણનો સ્વીકાર કરતા પર્યાય પણ તેમા ભળીને શુદ્ધ થાય છે, ને એવા 'શુદ્ધ' આત્માને જ ખરો આત્મા કહેવાય છે તે આત્મા ખરેખર અનેકાન્તપણે પ્રસિદ્ધ થયો. પર્યાયમા નિર્મળતાના પરિણમન વગર ભગવાન આત્મા પ્રસિદ્ધ કેમ થાય? પર્યાયના નિર્મળ પરિણમનમા જ આત્મા પ્રસિદ્ધ થાય છે.

રાગ હોય તે કાળે પણ, ધર્મીનો આત્મા પોતાના જ્ઞાતાપણાના પરિ-ણમનમા પરિણમતો થકો તે રાગના અકર્તાભાવે પરિણમે છે —આવું પરભાવનું

અકર્તાપણું તે આત્માનો સ્વભાવ છે. વિકારને કરે એવી જે અશુદ્ધ પર્યાયની લાયકાત છે તે કાંઈ સ્વભાવની શક્તિનું કાર્ય નથી. સ્વભાવને દૃષ્ટિમાં લેતાં જે અકર્તાપર્યાય પ્રગટે છે તે પર્યાય રાગને સ્પર્શતી નથી; આવી નિર્મળ પર્યાય તે જ સ્વશક્તિનું કાર્ય છે. અનંત શક્તિથી ભરેલો ભગવાન આત્મા મોટો મહાન છે, તેનું સ્વરૂપ પણ મહાન છે, તેનું સામર્થ્ય મહાન છે. આવા આત્માના જ્ઞાનભાવની સાથે એવું અકર્તાપણું પરિણમે છે કે જે વિકારના કર્તૃત્વને પોતામાં આવવા દેતું નથી. સર્વજ્ઞદેવે જોયેલો અને અનેકાન્ત વડે પ્રસિદ્ધ કરેલો આત્મા આવા સ્વભાવવાળો છે. તેને બદલે પુણ્ય-પાપના કર્તાપણે આત્માને ઓળખે તો તેણે ખરા આત્માને જાણ્યો નથી, તેણે અનેકાન્તને ઓળખ્યો નથી, તેને જૈનધર્મી કહેતા નથી. ભાઈ, આત્માના સ્વભાવમાં વિકારનું કર્તૃત્વ કોઈ રીતે સમાય તેમ નથી. માટે જો તારે આત્માને જાણવો હોય તો પરભાવના કર્તૃત્વની બુદ્ધિ છોડીને દ્રવ્ય-ગુણના શુદ્ધ સ્વભાવને તું જાણ એટલે પર્યાય પણ તેવી થઈ જશે, તેમાંથી પરભાવનું કર્તૃત્વ છૂટી જશે. —આવું પરિણમન થાય ત્યારે આત્માને જાણ્યો કહેવાય.

જ્ઞાનસ્વરૂપી આત્માને એક રાગના કણીયાનો પણ રચનાર જે માને તે પોતાના આત્માને જાણતો નથી. તીર્થંકરનામકર્મ જેનાથી બંધાય તે ભાવનું પણ કર્તૃત્વ જ્ઞાનમાં નથી, જ્ઞાનીનું જ્ઞાન તેનું અકર્તા છે. અને તેનું કર્તૃત્વ જે માને તેને તો તે પ્રકૃતિ બંધાતી નથી; જેને બંધાય છે તે તેનું કર્તૃત્વ માનતા નથી. પુણ્ય-પાપના કોઈ પણ ભાવ સમ્યક્ ચૈતન્યપ્રકાશ વગરના છે, તેને તું પોતાના માને તો તું અંધારામાં છો—ભ્રમમાં છો, જ્ઞાનપ્રકાશ તને પ્રગટ્યો નથી. જે જ્ઞાનદરબારમાં વિકારનું કર્તૃત્વ ઘૂસાડવા માંગે છે તે ચૈતન્યરાજાના દરબારનો મોટો ચોર છે. જેમ રાજાના અંતઃપુરમાં જઈને કોઈ ચોરી કરે તો તે ચોર રાજનો મોટો ગુનેહગાર છે, તેમ આ ભગવાન ચૈતન્યરાજાના અંતરંગ દરબારમાં વિકારનો પ્રવેશ નથી, છતાં જે જીવ ચોર થઈને અંતરના અકર્તાસ્વભાવમાં પણ વિકારનું કર્તૃત્વ ઘૂસાડવા માંગે છે તે ચૈતન્યરાજનો મોટો ચોર છે, મોટો ગુનેહગાર છે, ને તેનું ફળ સંસારની જેલ છે. મિથ્યાત્વ તે મોટો અપરાધ છે. અનંત ગુણની સત્તાથી શોભતા ચૈતન્યમહારાજાને વિકારનો કર્તા કહેવો તે તેનું અપમાન છે. બાપુ! તને તારા આત્માના પવિત્ર સ્વભાવની ખબર ન પડે, ને તું તારા નિર્દોષ આનંદસ્વભાવને મલિનભાવ સાથે ભેળવી દે—તે તો, જેમ કોઈ મૂર્ખ મિષ્ટાન્ન સાથે ધૂળ ભેળવી-ભેળવીને ખાય

એના જેવી મૂર્ખતા છે અરે જીવ! તારા ચૈતન્યનો સ્વાદ પરમ નિર્મળ, રાગની ભેળસેળ વગરનો, શાંત-અમૃતમય છે, તે સ્વાદને છોડીને તું રાગના સ્વાદમાં રોકાયો? –એ સ્વાદ તારો નહિ, બાપુ! તારા ચૈતન્યમાં એ રાગાદિ અશુચીભાવનું કર્તૃત્વ કે ભોક્તૃત્વ નથી.

શાંતરસનો સાગર, સમતાનો સમુદ્ર આત્મા છે, દુનિયામાં પ્રતિકૂળતાના કે અનુકૂળતાના ગમે તેવા ખેલ ભજે છતાં જેનામાં આકુળતાનો ખળભળાટ નથી, જેનામાં વિકારની રચના નથી, એ તો પોતાના શાંત-સમતારસમાં મગ્ન રહે છે એવો આત્માનો સ્વભાવ છે. આવા સ્વભાવને ભૂલીને અજ્ઞાની પરપરિણતિનો સ્વામી થાય છે જેમ સજ્જનને પરનારીનો સંગ શોભે નહિ તેમ આ સત્-સ્વભાવી ચૈતન્યભગવાન આત્માને પરપરિણતિનો સંગ શોભતો નથી; એ તો અનંત ગુણની નિર્મળધારામાં પોતાની આનંદપરિણતિનો ભોગવટો કરનાર છે. ભાઈ, રાગાદિના કર્તૃત્વમાં શું તને શાંતિ લાગે છે?–કે રાગાદિનો અકર્તા થઈને જ્ઞાનભાવમાં રહેતાં તને શાંતિ લાગે છે? શાંતિ તો જ્ઞાનમાં જ છે. અરે, આ જગતમાં અનુકૂળ કે પ્રતિકૂળ કોઈપણ સંયોગમાં શાંતિનું ધામ તો આત્મા છે; તેની અપાર શક્તિ છે, તેનો અચિંત્ય મહિમા છે, તેનો અદ્ભુત વૈભવ છે, તેનું અવલંબન એ જ પરમ શાંતિનો ઉપાય છે.

રે જીવ! પુણ્ય-પાપરૂપ મલિન ભાવો, કે જે તારા સ્વભાવરૂપ નથી પણ અસ્વભાવભાવો છે, તેની સાથે તારા ચૈતન્યના અમૃતને ન ભેળવ. તું તો નિર્મળ ચેતન્ય-અમૃતની ખાણ છો, ને ખાણમાંથી વિકાર ન નીકળે. તારી ચૈતન્યખાણમાંથી તો વિકારના અકર્તૃત્વરૂપ પરમ જ્ઞાનામૃત નીકળે છે. તારા સ્વભાવની અલૌકિકસૃષ્ટિમાં તું કદી આવ્યો નથી, તારી ચૈતન્યસૃષ્ટિના ધામમાં કેવો વૈભવ છે તેને તેં કદી જોયો નથી, ને અજ્ઞાનથી મલિનભાવોની જ સૃષ્ટિ ઉત્પન્ન કરીને, તે મલિનતાનો જ સ્વાદ તેં લીધો છે, મલિનભાવમાં ઊભો રહીને તેનું જ કર્તૃત્વ તેં માન્યું છે, –પણ ભાઈ! એ સ્વાદ તારો નહીં તારા સ્વાદમાં તો પરમ આનંદરૂપ અતીન્દ્રિયરસ છે, તારો સ્વાદ મહા આનંદ-રૂપ છે. પરમ ઉપશાંતરસનું ઝરણું એમાં વહે છે, એ સ્વાદ આત્માને શાંત-શાંત તૃપ્તિ ઉપજાવે છે. અંતર્મુખ થઈને એકવાર તો એ સ્વાદ ચાખ. તારી ચૈતન્યસૃષ્ટિ એવી આહ્લાદકારી છે કે જેમાં દુઃખનો પ્રવેશ નથી–જેમાં વિકારનો પ્રવેશ નથી આવી અંતરસૃષ્ટિમાં એકવાર પ્રવેશ કર, –પછી તને

એમાંથી બહાર આવવાનું ગમશે નહીં. તારી અંતરસૃષ્ટિમાં ચૈતન્યનો કોઈ આશ્ચર્યકારી ચમત્કાર ભર્યો છે.

આત્મા એટલે અનંતગુણનો પિંડ. જ્ઞાનમાત્ર ભાવ; જ્ઞાનમાં વળી વિકારનું કર્તૃત્વ કેવું ! શુભરાગથી જે લાભ માને તેને તે શુભરાગમાં કર્તૃત્વબુદ્ધિ છૂટે નહીં. રાગથી લાભ માન્યો તેણે રાગની ને જ્ઞાનની એક જાત માની, પણ વિરુદ્ધ જાત ન જાણી, ભિન્નતા ન જાણી. આચાર્યદેવ કહે છે કે અરે, ચૈતન્યની લીનતામાં પરમ સુખ છે, આત્મા સુખસ્વભાવથી ભરપૂર છે, તેમાં તો જ્ઞાતૃત્વભાવ જ છે, પુણ્ય-પાપના પરિણામો તેનાથી જુદા છે, તે પરિણામોનું કરણપણું જ્ઞાનસ્વભાવમાં નથી. જ્ઞાનમય ભાવ તો વિભાવથી વિરક્ત છે. આવા અકર્તૃસ્વભાવી જ્ઞાતાસ્વભાવી આત્માને જાણો.

આત્માની શક્તિમાં બેહદ તાકાત છે; તે શક્તિ તો કેવળજ્ઞાન પ્રગટ કરવાનું કામ કરનારી છે. ક્રોધાદિને કરે એવું ચૈતન્યની કોઈ શક્તિનું કાર્ય નથી, પણ વિકારનો પોતામાં અભાવ રાખીને પરિણમવું એવું દરેક શક્તિનું કાર્ય છે. અરે પ્રભુ ! તારી ચૈતન્યજાત તો અપૂર્વ છે, એનાં કાર્ય તો કેવળજ્ઞાન લ્યે એવાં છે. જેના ઉપર નજર કરતાં આત્મા વીતરાગ થઈને જાગે ને સિદ્ધપદને સાધે એવી ચૈતન્યવસ્તુ તું છો. ચૈતન્યવસ્તુ જ્ઞાનપરિણામની જ કર્તા છે, વિકારનું કર્તૃત્વ એનામાં નથી. આવી વસ્તુની સન્મુખ થતાં પર્યાયમાં પણ વિકારનું કર્તૃત્વ ઉપરામ પામી જાય છે—છૂટી જાય છે. સાધકપણું શરૂ થયું ત્યારથી આવો અકર્તાભાવ શરૂ થઈ ગયો છે. અકર્તાસ્વભાવને દૃષ્ટિમાં રાખીને પર્યાય પણ અકર્તાપણે જ પરિણમે છે. જે અલ્પ વિકાર છે તેનો ભૂતાર્થદૃષ્ટિમાં અભાવ છે, સાધકની પર્યાયમાં તેનું કર્તાપણું નથી. સ્વભાવસન્મુખ જ્ઞાનપરિણતિ પ્રગટી તેમાં પરભાવના કર્તૃત્વનો અભાવ પરિણમે છે. જુઓ, આ સાધકપણું ! તેમાં ભગવાન આત્મા નિજવૈભવસહિત પ્રસિદ્ધ થયો છે.

હે જીવ ! તું તારા ચૈતન્યસ્વાંગને ધારણ કર. રાગ કે કર્મનો સંગ તે તારો સાચો સ્વાંગ નથી. તારા અકૃત્રિમ ચૈતન્યસ્વભાવનો સહજ સ્વાંગ (એટલે કે સહજ દશા ) તો જ્ઞાન-આનંદથી ગંભીર છે. આત્મારામના સહજ વેશમાં વિકારનું કર્તૃત્વ શોભતું નથી. વૈરાગ્યના એક ભજનમાં-રાવણને કોઈ કહે છે કે તમે સીતાને ઉપાડી જવા માટે રામનો સ્વાંગ ધારણ કરો. ત્યારે રાવણ કહે છે કે હું જ્યારે રામનો સ્વાંગ ધરું છું ત્યારે મારા ભાવ પલટી જાય છે,

મારા મનમાં વિકાર રહેતો નથી. તેમ અહીં જીવ જ્યારે પોતાના આત્મરામના સહજ સ્વાંગને ધારણ કરે છે ત્યારે તેના ભાવ નિર્મળ થઈ જાય છે, ને તેમાં વિકારનું કર્તૃત્વ રહેતું નથી નાટકમાં એકવાર રામ-લક્ષ્મણનો સ્વાંગ દેખીને એક બાવો તેમની આરતિ ઉતારવા મંડ્યો હતો. અહીં સાધક કહે છે કે હે ચિદાનંદ આતમરામ! તારી સહજદશા ઉપર હું વારી જાઉં, અસંખ્ય પ્રદેશે શ્રદ્ધા જ્ઞાનના દીવડા પ્રગટાવીને તારી આરતિ ઉતારું. ભગવાન આતમરામ પોતાની સહજ લીલાથી કેવળજ્ઞાન પ્રગટાવે એવો છે. પણ એણે પોતાનો મહિમા પ્રેમપૂર્વક સાંભળ્યો નથી, લક્ષમાં લીધો નથી

અનંત શક્તિસમ્પન્ન ચૈતન્યમૂર્તિ આત્મામાં રાગાદિની ભેળસેળ નથી, તો વળી દેહાદિ જડનાં કામ આત્મામાં કેવા? રાગાદિ પરભાવને પોતામાં ભેળવે તેને સાચો આત્મા કહેતા નથી સ્વભાવસન્મુખ થઈને અકર્તાપણે પરિણમતા આત્માની પર્યાયમાં પણ પરભાવનું અકર્તાપણું પ્રગટે છે; ને આવી પર્યાયવાળા આત્માને ખરો આત્મા કહ્યો છે આત્માને જ્યારે પરભાવોથી ભિન્નપણે ઉપાસવામાં આવે (અનુભવવામાં આવે) ત્યારે જ તેને 'શુદ્ધ' કહેવાય છે. અજ્ઞાનીને અંતરમાં શુદ્ધ દ્રવ્યસ્વભાવ વિદ્યમાન તો છે પણ તેના ભાન વગર તેને પર્યાયમાં તે પ્રગટતો નથી, તે અજ્ઞાનપણે વિકારના કર્તૃત્વરૂપે પરિણમે છે, તેને ખરો આત્મા (એટલે કે શુદ્ધ આત્મા) કહેતા નથી.

અરે ભાઈ! આત્માથી મોટું મહિમાવંત આ જગતમાં કોઈ નથી. આત્મામાં જે બેહદસ્વભાવ છે તેનો મહિમા સાંભળતાં તું પ્રસન્નતા કર. તારા આત્માના અચિંત્ય વૈભવનો મહિમા કોઈ અલૌકિક છે. તીર્થંકરપ્રકૃતિ કે સમવસરણનો જે દૈવીવૈભવ, તે તો વિકલ્પનું ફળ છે, તેના કરતાં, તે વિકલ્પનુંય કર્તૃત્વ જેમાં નથી એવા ચૈતન્યના નિર્વિકલ્પ આનંદવૈભવનું કોઈ અપાર માહાત્મ્ય છે વિકલ્પને કરવાવાળો આત્મા જે માને તેણે સાચા આત્મવૈભવને જાણ્યો નથી. એના કર્તૃત્વ વગરનો જે જ્ઞાનમાત્ર સ્વભાવ છે તેવા સ્વભાવે આત્માને જાણે-માને ને તદ્રૂપ થઈને પરિણમે તેણે ખરા આત્મવૈભવને જાણ્યો છે ને તેને તે આત્મવૈભવ પ્રગટે છે

*   *   *

આત્માને ખરેખર ક્યારે જાણ્યો કહેવાય? ને આત્મા આત્મારૂપે થયો ક્યારે કહેવાય? એટલે કે આત્મા પ્રસિદ્ધ થયો ક્યારે કહેવાય? તે વાત છે. આત્મા અનંત નિર્મળ શક્તિનો પિંડ તેનું ભાન થતાં અનંત ગુણોની નિર્મળ પર્યાય પરિણમી ત્યારે તેમાં આત્મા આત્માપણે પ્રસિદ્ધ થયો. આઠ કર્મના સંગે જેટલા વિકાર પરિણામ થાય તે આસ્રવપરિણામ છે. તેના કર્તાપણે જીવને ઓળખવો તે સાચા જીવતત્ત્વની ઓળખાણ નથી. જીવતત્ત્વ તો જ્ઞાન-પરિણામમય છે, આનંદમય છે. વિકારનું અકર્તા છે. આવા સ્વભાવવાળા શુદ્ધ જીવતત્ત્વનું ભાન થતાં પર્યાયમાં નિર્મળપરિણમન થયું, અને તે પર્યાય પણ આનંદમય થઈ. વિકારની અકર્તા થઈ. -આ રીતે ભગવાન આત્મા પ્રસિદ્ધ થયો.

ધર્મીને સ્વસન્મુખ વળેલા નિર્મળ પરિણામ આત્મા સાથે તન્મય થયા છે, એટલે તેને રાગ સાથે તન્મયતા રહી નથી. જે પરસન્મુખ અશુદ્ધ-પરિણામ છે તેને દ્રવ્ય સાથે એકતા નથી, દ્રવ્યમાં તેનું કર્તૃત્વ નથી: આત્માનો સ્વભાવ તે વિકારનો રચનાર-કરનાર નથી, તે તો જ્ઞાનમય પરિણામનો જ રચનાર છે.-આવા સ્વભાવે આત્માને ઓળખે ત્યારે જ તે પ્રસિદ્ધ થાય છે એટલે કે પ્રગટ અનુભવમાં આવે છે.

ભગવાને પરાશ્રિતભાવરૂપ સમસ્ત વ્યવહારને બંધનું કારણ કહીને તેનો આશ્રય છોડાવ્યો છે. વ્યવહારના આશ્રયે મોક્ષમાર્ગ નથી માટે ભગવાને વ્યવહારના આશ્રયનો નિષેધ કર્યો છે. જેમ પરને હું કરું-એવો સ્વપરની એકતાનો મિથ્યાઅધ્યવસાય તે બંધનું જ કારણ છે, તેમ પરાશ્રિત વ્યવહાર-ભાવોના આશ્રયે મોક્ષમાર્ગ સધાશે-એવી માન્યતા તે પણ મિથ્યા છે ને બંધનું જ કારણ છે. સર્વજ્ઞપરમાત્માએ એમ કહ્યું છે કે હે ભાઈ! તારો આત્મા પરમ જ્ઞાનસ્વભાવી છે, તે સ્વભાવના આશ્રયે જ નિશ્ચય મોક્ષમાર્ગ છે માટે અંતર્મુખ થઈને તેનો આશ્રય કર. —'નિશ્ચયનયાશ્રિત મુનિવરો પ્રાપ્તિ કરે નિર્વાણની.'

સર્વજ્ઞદેવે કહેલા મોક્ષમાર્ગને પ્રસિદ્ધ કરતાં આચાર્યદેવ સમજાવે છે કે—સ્વ-પરની ભિન્નતા છે, તેમાં જેમ પરના આશ્રયે મોક્ષમાર્ગ નથી તેમ પરાશ્રિત એવા વિકારભાવોના આશ્રયે પણ મોક્ષમાર્ગ નથી. પરથી વિભક્ત ને પોતાના જ્ઞાનાનંદસ્વભાવમાં એકત્વ—એવો જે તારો સ્વભાવ છે

તેના જ આશ્રયે તારો મોક્ષમાર્ગ છે. ભાઈ, મોક્ષમાર્ગ એ તો ચૈતન્યના પથ છે જુઓને, સંસાર કેવો અસાર છે! મુમુક્ષુને તો તેના પ્રત્યે વૈરાગ્ય ઊપજે તેવુ છે. ક્ષણભંગુર સંસારમા શરણ કેવુ ? સંસાર એટલે પરાશ્રિતભાવ, તેમા ક્યાય જીવને શરણ કે શાતિ નથી

ધર્માત્માને એક સમયમાં બે ધારા વર્તે છેઃ કંઈક રાગપરિણમન, અને તે જ વખતે તેનાથી જુદુ-તેના અકર્તાપણારૂપ જ્ઞાતાભાવરૂપ પરિણમન, એમ બંને ધારા એકસાથે જુદી જુદી વર્તે છે. તેમાથી જ્ઞાનભાવરૂપ નિર્મળ-કાર્યના કર્તા ધર્મી જીવ છે, ને રાગાદિ મલિનભાવના તે કર્તા નથી. સંવર અને નિર્જરા, આસ્રવ અને બંધ-એવા ચારે તત્ત્વ ધર્મીને એક જ પર્યાયમા સમાય છે, પર્યાય એક જ. છતા તેમા જે સંવરભાવ છે તે આસ્રવભાવ નથી, બંને ભાવોની ભિન્નતા છે એક જ સમયે એક જ પર્યાયમા કંઈક શુદ્ધતા, કંઈક અશુદ્ધતા, બંનેને પ્રદેશભેદ નહીં, છતા તેમાં શુદ્ધતાનો ધર્મી કર્તા ને અશુદ્ધતાનો કર્તા નહી. જ્ઞાનભાવમા શુદ્ધતાનુ કર્તૃત્વ, વિકારનુ અકર્તૃત્વ, —આનુ નામ ધર્મ

અહો, સર્વજ્ઞના માર્ગમા અનેકાન્તસ્વરૂપ આત્માની શક્તિનુ આવું અલૌકિક વર્ણન કરીને વીતરાગી સન્તોએ આત્માને પ્રસિદ્ધ કર્યો છે. સન્તોના અંતરના ગંભીર ઊંડાણમાથી આવેલા આ ભાવો છે અહા, અમૃતચન્દ્રાચાર્ય અનુભવમા ઝૂલતા હશે ને અંતરસ્વભાવનુ ઘોલન કરી કરીને આ શક્તિઓ કાઢતા હશે! -એમના દેદાર કેવા હશે! એમના અંતરમા કેવુ ઘોલન ચાલતુ હશે!

સર્વજ્ઞભગવાને આત્માનુ ભગવાનપણુ સંભળાવ્યુ છે હે જીવ! તું ભગવાન છો હોંશથી હા પાડજે. ના પાડીશ નહીં, ને હા પાડવામા વિલંબ કરીશ નહી વાત કાને પડતા જ ઉત્સાહથી હા પાડીને તેના લક્ષમા દક્ષ થતા તારી પર્યાયમા ભગવાનપણુ પ્રગટ થઈ જશે. જ્યા શ્રદ્ધાપર્યાય પ્રગટી ત્યા સાથેના સમકિતમોહના જરાક ઉદયથી તે શ્રદ્ધાપરિણામ જુદા વર્તે છે, ચારિત્રના જે નિર્મળ પરિણામ પ્રગટ્યા તે ચારિત્રમોહના ઉદયથી જુદા વર્તે છે. સ્વભાવના લક્ષે વળેલુ વીર્ય, સ્વભાવના લક્ષે વળેલુ જ્ઞાન, સ્વભાવના લક્ષે વળેલી પ્રતીત, સ્વભાવના લક્ષે પ્રગટેલો આનંદ—એવા નિજપરિણામનો

કર્તા આત્મા છે, પણ ત્યાં ઉદય તરફનો જે અલ્પ વિકાર બાકી રહ્યો તે પરભાવનો કર્તા આત્મા નથી, ધર્મી તેમાં તન્મય થઈ ને પરિણમતો નથી. બંને ધારા એક સમયે વર્તતી હોવા છતાં તેમાં નિર્મળ ધારાના પ્રવાહનું કર્તૃત્વ ધર્મીને છે, વિકાર ધારાનું કર્તૃત્વ ધર્મીને નથી. વિકારનું કર્તૃત્વ તે તો અજ્ઞાનભાવ છે, પામરતા છે, પ્રભુના પંથમાં પામરતા ન હોય. પ્રભુતાના પંથે ચડેલા આત્માને તો પ્રભુતાનું જ કર્તૃત્વ હોય.

સ્વાશ્રિત નિશ્ચય ને પરાશ્રિત વ્યવહાર,–સાધકભૂમિકામાં એ બંને એકસાથે, છતાં ધર્મીને એકનું કર્તૃત્વ ને બીજાનું નહિ, એટલે એ બંનેને એકતા નથી. પરાશ્રિત વ્યવહારમાં એકતા કરે એવો આત્માના કોઈ ગુણનો સ્વભાવ નથી. ભાઈ, સ્વલક્ષે તારા સ્વભાવને સંભાળ...તો તેમાં તને પરભાવ દેખાશે નહીં. તારા આત્માને પરભાવથી નિરાળો રાખીને શ્રદ્ધામાં-જ્ઞાનમાં-અનુભવમાં લે. પ્રવચનસાર ગા. ૮૬ માં મોહના નાશનો ઉપાય બતાવતાં કહે છે કે-પરમ શબ્દબ્રહ્મની ઉપાસનાનો એટલે કે તે શબ્દબ્રહ્મે કહેલા શુદ્ધ આત્માની ઉપાસનાનો, ભાવજ્ઞાનના અવલંબન વડે દૃઢ કરેલા પરિણામથી સમ્યક્ પ્રકારે અભ્યાસ કરવો તે મોહક્ષયનો ઉપાય છે. દ્રવ્યસ્વભાવના લક્ષે તેનું જે નિર્મળ પરિણમન ઊભું થાય છે તે નિશ્ચય છે; ત્યાં જે વિકાર-દુઃખ-રાગાદિ પરાશ્રિત પરિણામ રહ્યા તે નિર્મળપરિણમનમાં તદ્દન અભાવરૂપ છે; ને તેનો કર્તા તે સમયે જ આત્મા નથી, તે સમયે જ તેના અકર્તાપણે આત્મા પરિણમે છે.

અહા, આ તો જિનેન્દ્રોનો વીતરાગમાર્ગ છે; ઈન્દ્રો-નરેંદ્રો ને ગણધરાદિ મુનીંદ્રો જેનું સેવન કરે છે. સંસારથી તારે તરવું હોય તો તું પણ આ માર્ગે આવ. આનાથી બીજા માર્ગે જઈશ તો તારો આરો નહીં આવે. સ્વભાવમાં ઠરેલું જે આનંદનું પરિણમન તેમાં દુઃખનું કર્તૃત્વ કેમ હોય? વીતરાગી પરિણમનમાં રાગનું કર્તૃત્વ કેમ હોય? જ્ઞાન-પરિણમનમાં અજ્ઞાનભાવોનું કર્તૃત્વ કેમ હોય?–આ રીતે જ્ઞાતૃપરિણામમાં કોઈ પણ વિકારપરિણામનું કર્તૃત્વ નથી. ધર્મીને આવું ભેદજ્ઞાન વર્તે છે, ને તે ભેદજ્ઞાનના બળે તેના પરિણામમાં ભગવાન આત્મા નિજવૈભવ સહિત પ્રસિદ્ધ થયો છે. સ્વભાવ-આશ્રિત વર્તતા પરિણામો પરાશ્રિત બાહ્ય પરિણામોથી જુદા છે. ધર્માત્માના ધ્યેયમાં શુદ્ધતાનું જ કર્તૃત્વ છે, તેમાં અશુદ્ધતા નથી. આત્માના સ્વાશ્રયમાં

પૂર્ણાનંદનું પૂર વહે છે. અંતર્મુખ થઈને અનંતગુણની નિર્મળતાના પૂરમાં જે લીન થયો તેને તો પરિણતિમાં નિર્મળ જ્ઞાન-આનંદનો જ પ્રવાહ વહે છે. એ પ્રવાહમાં વચ્ચે વિકાર ન હોય. આત્મદ્રવ્ય તો નિર્મળ પરિણામને જ કરનારું છે, મલિન પરિણામને કરનારું આત્મદ્રવ્ય નથી. અહો, નિજ-સ્વભાવના ઘરની આ અલૌકિક વાત છે. આવા નિજસ્વભાવને લક્ષગત કરતાં અલૌકિક શાંતરસની ધારા ઉલ્લસે છે.

શાંતરસમાં ડુબેલું આત્મતત્ત્વ, તેના વેદનમાં અશાંતિ નથી. પરિણતિનો જે પ્રવાહ ચૈતન્યસમુદ્ર તરફ ઢળ્યો, તે હવે વિકાર તરફ ઢળે નહિ, તેમાં વિકારનું કર્તૃત્વ રહે નહિ. શુદ્ધસ્વભાવને ધ્યેય કરતી જે ધારા ઊપડી તે ધારા સ્વભાવ જેવી નિર્મળ જ છે, તેમાં ક્યાંય કર્મનું નિમિત્તપણું નથી, કર્મકૃત પરિણામનો તેમાં અભાવ છે. આઠ કર્મના નિમિત્તે જે કોઈ પરિણામ થાય તે સમસ્ત અશુદ્ધ પરિણામો છે, સ્વસન્મુખી જ્ઞાનભાવમાં તેનો અભાવ છે. જે ભાવથી કર્મ બંધાય તે આત્મા નહિ, આત્મા તો કર્મના સંબંધ વગરનો, આનંદસ્વરૂપી જ્ઞાનપરિણામી છે. તેનું દ્રવ્ય અબંધ, તેના ગુણો અબંધ ને તેની પરિણતિ પણ અબંધ,-આવા શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાયવાળો આત્મા તે જ જ્ઞાનલક્ષણે લક્ષિત ખરો આત્મા છે, જે આવા અબદ્ધ-આત્માને જાણે તેણે જિનશાસનના આત્માને જાણ્યો છે. જે વિકારના કર્તા તરીકે જ આત્માને દેખે છે તેણે તો આત્માને મેલો જ દેખ્યો, રાગવાળો જ દેખ્યો, પણ જ્ઞાનમય આત્મા તેણે દેખ્યો નહિ. જ્ઞાનમય આત્માના લક્ષે મલિનતા થાય નહિ. જ્યાં અબંધ શુદ્ધસ્વભાવનો સ્વીકાર થયો ત્યાં તેમાં બંધભાવ કેવા? અબંધ-સ્વભાવને આશ્રિત પરિણમનમાં તો અબંધપણું હોય, પણ બંધ ક્યાંથી હોય? જેનાથી આઠકર્મ બંધાય એવો કોઈ પણ બંધભાવ આત્માના સ્વ-ભાવની ચીજ નથી, અશુદ્ધપર્યાયની તેવી યોગ્યતા હોય તે કાંઈ સ્વભાવની ચીજ નથી, ધર્મી તેને સ્વભાવથી જુદાપણે જાણે છે, એટલે સ્વભાવમાં તેનું કર્તૃત્વ તે સ્વીકારતો નથી. વિકારના કાળે જ જ્ઞાનમાં તેનું અકર્તાપણું જેને ન ભાસે તેણે વિકારથી જુદા આત્માને જાણ્યો જ નથી.

આયુકર્મથી જીવે તે આત્મા-એવી ઓળખાણ તે જીવની સાચી ઓળખાણ નથી. ક્ષણિક આયુવાળો આત્મા નથી, આત્મા તો અક્ષયઆયુવાળો છે; ભાવચૈતન્યવડે તે સદાય જીવંત છે. પ્રવચનસારના પરિશિષ્ટમાં જ્યાં ૪૭

નયોથી આત્મા વર્ણવ્યો તેમાં તો વ્યવહારધર્મોનું પણ જ્ઞાન કરાવ્યું છે, એટલે ત્યાં વિકારનું કર્તાપણું તેમજ અકર્તાપણું એ બંને બતાવ્યા છે. અહીં શુદ્ધ દ્રવ્યની દૃષ્ટિમાં વિકારનું કર્તૃત્વ ન આવે. જ્ઞાનભાવ સાથેના નિર્મળ ધર્મોનું જ આ વર્ણન છે. જ્ઞાનમાત્રભાવથી વિકારનાં પરિણામ તો જુદાં છે. તેના કર્તાપણા વગરનો જ્ઞાનસ્વભાવી આત્મા સર્વજ્ઞભગવાને જોયો છે.

આહારકશરીર કે તીર્થંકરપ્રકૃતિ જેનાથી બંધાય એવા પરિણામ મિથ્યાદૃષ્ટિની ભૂમિકામાં હોતાં નથી. સમ્યગ્દૃષ્ટિની જ ભૂમિકામાં હોય છે; પણ સમ્યગ્દૃષ્ટિને તેનું કર્તૃત્વ હોતું નથી. આત્મા આત્મભાવરૂપ થઈને પરિણમ્યો ત્યાં તેમાં આત્મસ્વભાવથી વિરુદ્ધ એવા કોઈ અનાત્મભાવનું કર્તૃત્વ રહેતું નથી. અહા, આત્માના સ્વભાવને દેખાડનારી આવી વાણીનું સર્વજ્ઞદેવની સભામાં મોટામોટા ઈન્દ્રો પણ અતિશય બહુમાનપૂર્વક શ્રવણ કરે છે, મોટા રાજકુમારો પણ આત્મવૈભવ સાંભળીને તે પ્રાપ્ત કરવા અંદરમાં ઊતરી જાય છે. પ્રભુ પાસે તો વીતરાગી વાણીના ધોધ વહે છે......છતાં તેમાં પણ આત્મવૈભવનું વર્ણન પૂરું આવતું નથી; પોતાના અનુભવ વડે જ પૂરું પડે તેમ છે. જ્ઞાનસ્વભાવના સત્ત્વનો કસ એવો છે કે તેમાં જ્ઞાન-આનંદના પરિણામ હોય, પણ તેમાં રાગાદિ ન હોય. શુદ્ધ જીવતત્ત્વમાં આસ્રવતત્ત્વ નથી. શુદ્ધ જીવના આશ્રયે તો સંવર-નિર્જરા-મોક્ષરૂપ શુદ્ધ પરિણતિ જ થાય છે.

જુઓ, આ ધર્મકથા છે. ધર્મી એવો જે આત્મા, તેના અનંત ધર્મોને દેખાડનારી એવી આ ધર્મકથા છે. આત્માના વીતરાગભાવને પોષનારી આ કથા છે. આત્માના લક્ષણભૂત જે જ્ઞાનભાવ તેની સાથે તો વીતરાગભાવ હોય, તેની સાથે રાગ ન હોય. રાગ તેનાથી જુદાપણે છે, તે રાગનું કર્તૃત્વ જ્ઞાનમાં સમાતું નથી. જ્ઞાતાપરિણામને પણ કરે ને રાગના પરિણામને પણ કરે –એમ એક સાથે બંનેમાં તન્મયતા ન હોય. સ્વસન્મુખપરિણામ વિકારથી નિવૃત્ત છે. સ્વસન્મુખ પરિણમેલો આત્મા જડ કર્મને કે વિકારને સ્પર્શતો નથી, તે તો પોતાના અનંતગુણની નિર્મળ પરિણતિને સ્પર્શે છે, તેમાં તન્મય થઈને તેને કરે છે.

જુઓ, આ ચૈતન્યના સેવનની રીત! સર્વજ્ઞદેવની સાચી સેવા પણ આમાં જ આવે છે. રાગની સેવામાં સર્વજ્ઞની સાચી સેવા આવતી નથી. વીતરાગની સેવા રાગવડે કેમ થાય? તલવારની તીખી ધાર ઉપર નાચવા

કરતાય સૂક્ષ્મ ને દોહ્યલુ આ ચૈતન્યતત્ત્વનુ સેવન છે. 'અનંતનાથ ભગવાન' એટલે પરમાર્થે અનંત શક્તિનો નાથ એવો આ ચૈતન્યભગવાન, તેની સેવા અંતરના સ્વાનુભવવડે થાય છે, ને એવી સેવાની રીત સન્તોએ બતાવી છે. રાગના કર્તૃત્વમા અટકેલા અજ્ઞાનીને 'અનંતનાથ ભગવાન'ની સાચી સેવા કરતા આવડતુ નથી. ભાઈ, ચૈતન્યદરિયામા જે તરંગ ઉલ્લસે તેમા તો ચૈતન્યરસ ઊછળે છે અંદર મીઠો ચૈતન્યરસ ભર્યો છે તો તેના તરંગ પણ મીઠા ચૈતન્યરૂપ જ હોય. ચૈતન્યરસના દરિયામા વિકારના ખારા તરંગ ન હોય જેવુ અંદર ભર્યું હોય તેવા તેના તરંગ હોય

અંતર્મુખ થઈને ચૈતન્યભગવાનને ભેટતાં તો શુદ્ધતાની પ્રાપ્તિ થાય, વિકારની ન થાય. અંતર્મુખ પરમાત્માને ભેટે ને પામરતા રહે એમ બને નહી, આત્માના સ્વભાવને સાધ્યો ત્યા વિકારનુ કર્તૃત્વ રહે નહિ. આત્માની સન્મુખ થઈને તેને સાધતા જ્ઞાતાપરિણામ થયા, ને ત્યાં રાગાદિ વિભાવ-પરિણામને પર તરીકે (વ્યવહાર તરીકે) જાણ્યા, તેનુ કર્તૃત્વ ન રહ્યુ, તેનો આદર ન રહ્યો જુઓ, આમા નિશ્ચય-વ્યવહારનો ખુલાસો આવી ગયો. નિશ્ચયનો આશ્રય ને વ્યવહારનો નિષેધ —એવા પ્રકાર વડે મોક્ષમાર્ગ સધાય છે.

આત્માની એકેક શક્તિમા બારઅંગનો સાર ભર્યો છે. સ્વશક્તિની સન્મુખ થઈને પરિણમવુ—તેમા જિનવાણીનો સાર સમાઈ જાય છે. સ્વરૂપના પરિણમનનો જેમા લાભ થાય—તેટલો આત્મા છે, ને જેટલા બહારના પરિણામ છે તે આત્માના સ્વભાવની ચીજ નથી આવા સ્વશક્તિસમ્પન્ન આત્માને પ્રતીતમા લેવો તે સાચી આત્મપ્રતીતિ છે. ને આવી પ્રતીતિ થતા આત્મા પરભાવોના અકર્તૃત્વપણે પરિણમે છે આનુ અકર્તૃત્વશક્તિનુ સમ્યક્-પરિણમન જ્ઞાનભાવની સાથે વર્તે છે

અકર્તૃત્વશક્તિનુ વર્ણન પૂર્ણ થયુ. (૨૧)



# આત્મ પ્રસિદ્ધિ




સમયસારની ૪૭ શક્તિ ઉપર

પૂજ્ય કાનજીસ્વામીના અપૂર્વ પ્રવચનો

[ २२ ]

# અભોક્તૃત્વ શક્તિ

[ सकलकर्मकृतज्ञातृत्वमात्रातिरिक्तपरिणामानुभवोपरमात्मिका अभोक्तृत्वशक्तिः। ]



ૐ

સમ્યક્ દૃષ્ટિ પોતા સહજાત્મ ચૈતન્યના
સ્વામી થાય છે તેનું ફળ મુક્તિ છે
તેથી વિપરીત મિથ્યા રુચિમાં પર પદાર્થ
અને વિકારનો સ્વામી થાય છે
તે બંધનું કારણ છે

ગુરુદેવના હસ્તાક્ષર





જેમ રાગ-દ્વેષાદિ કર્મ તરફના ભાવો જ્ઞાનથી જુદા છે, તેમના કર્તૃત્વ વગરનો આત્માનો સ્વભાવ છે-તે અકર્તૃત્વશક્તિવડે બતાવ્યું, તેમ હર્ષ-શોકાદિ ભાવો પણ જ્ઞાનથી જુદા છે ને તેમના ભોકતૃત્વ વગરનો આત્માનો જ્ઞાન-સ્વભાવ છે-તે આ અભોકતૃત્વશક્તિમાં બતાવે છે. જો કે, જેને અકર્તાસ્વભાવનું ભાન થાય તેને અભોક્તા સ્વભાવનું પણ ભાન ભેગું થાય જ છે, પણ સમજાવવા માટે દરેક શક્તિનું જુદું જુદું વર્ણન કર્યું છે, કેમકે બધી શક્તિઓ એક સાથે કહી શકાતી નથી. કોઈ પણ એક શક્તિવડે આત્માને ઓળખતાં, તેની અનંતશક્તિઓ પણ ભેગી આવી જ જાય છે.

જ્ઞાનભાવે પરિણમતા આત્મામાં એવું અભોકતૃત્વ છે કે કર્મકૃત હર્ષ-શોકાદિને તે ભોગવતો નથી. આઠે કર્મના કોઈ ફળનું ભોક્તાપણું જ્ઞાનમાં નથી. અનંતગુણના વૈભવથી ભરેલો આત્મા પોતાના આનંદના નિધાનને ભોગવનારો છે. સ્વભાવઘરમાં ભરેલા આત્મવૈભવનું આ વર્ણન છે. જે વૈભવ તારામાં વિદ્યમાન છે તે સન્તો તને બતાવે છે. કાંઈ બહારથી લાવવાનું નથી, આત્મામાં જ અનંત ગુણનિધાન ભરેલા છે. એકેક ગુણ પોતાના સ્વભાવ-સામર્થ્યના પૂર્ણ પરિણમનની તાકાતથી ભરેલો છે. જ્ઞાનમાં કેવળજ્ઞાનની તાકાત ભરી છે, આનંદમાં પૂર્ણ આનંદની તાકાત ભરી છે, અભોકતૃત્વમાં કર્મફળચેતનાનો અભાવ કરીને પૂર્ણ અતીન્દ્રિય આનંદને આપવાની તાકાત છે; આવી અનંત આત્મશક્તિઓને આચાર્યદેવે ખૂબ ખોલી ખોલીને વર્ણવી છે. પ્રવચનસારના અંતમાં તેઓ કહે છે કે હે જીવો! સ્યાદ્‌વાદવિદ્યાના બળથી વિશુદ્ધજ્ઞાનની કળા વડે આ એક આખા સ્વતત્ત્વને અનુભવીને તમે આનંદિત થાઓ. ચૈતન્યના સ્વાધીન જ્ઞાન-આનંદસ્વભાવનો ઘણો ઘણો મહિમા વર્ણવીને છેવટે તેના અનુભવ માટે કહે છે કે ચૈતન્યનો મહિમા વાણીથી તો કેટલો કહી શકાય? અમંદપણે જોરથી જે કંઈ કહેવામાં આવ્યું તે તો બધું ચૈતન્યને વિષે 'સ્વાહા' થઈ ગયું. માટે વાણી તરફનો વિકલ્પ છોડીને તમે તમારા ચૈતન્યને ચૈતન્યભાવે આજે જ અનુભવો. આ પરમ ચૈતન્યતત્ત્વના અનુભવથી બીજું કાંઈ આ જગતમાં ઉત્તમ નથી. અનંત શક્તિનું ગમે તેટલું વર્ણન કરીને મહિમા કરવામાં આવે, પણ આત્મા પોતે અંતર્મુખ થઈને જ્યારે પોતાના નિજવૈભવને સાક્ષાત્ અનુભવે ત્યારે તેને પોતાના સાચા મહિમાની ખબર પડે. આચાર્યદેવના કથનમાં ઊંડા સ્વાનુભવનું જોર છે. પોતાના સ્વાનુભવરૂપ

નિજવૈભવના જોરથી શુદ્ધ આત્મસ્વભાવનુ વર્ણન આ સમયસારમા કર્યુ છે. કોઈ અદ્ભુત રચના છે. છતા કહે છે કે હે ભાઈ! વાણીથી પાર નહિ પડે, સ્વાનુભવથી પાર પડશે, માટે આજે જ આત્માનો સ્વાનુભવ કર. અમે અમારા સ્વાનુભવથી બતાવીએ છીએ ને તુ તારા સ્વાનુભવથી અતરમાં આવા આત્માને દેખજે

આત્મામા જેમ જ્ઞાન છે, આનદ છે, તેમ એક અભોકતૃત્વસ્વભાવ પણ છે કે જે શક્તિનુ કાર્ય હર્ષ-શોકાદિ કર્મફળના ભોગવટાથી વિરામ પામવાનું છે. આનદનો જ ભોગવટો કરવાનો આત્માનો સ્વભાવ છે. આત્માના સ્વભાવમા એવો કોઈ ગુણ નથી, કે કોઈ ગુણનું એવુ કાર્ય નથી કે જે દુઃખનો ભોગવટો આપે આત્મા જ્યા આવા સ્વભાવમા વળીને પરિણમ્યો ત્યા તે પરિણમનમા આનદનો જ અનુભવ રહ્યો, મોહાદિનો અનુભવ તેમાં ન રહ્યો; આ રીતે પરભાવોનું અભોક્તાપણુ થયું

જે પરિણામે અતર્મુખ થઈને જ્ઞાનસ્વભાવી દ્રવ્યને દૃષ્ટિમા લીધુ તે પરિણામમા દ્રવ્યના આનદભાવનુ જ વેદન છે, દુખનુ વેદન તેમા નથી. દુ.ખ તે કાંઈ દ્રવ્યસ્વભાવના આશ્રયે થયેલા પરિણામ નથી શ્રેણિકરાજાનો જીવ નરકમા પણ અત્યારે પોતાના આત્માને આનદપરિણામનો જ ભોક્તા જાણે છે, ને જે દુ.ખ છે તેને સ્વભાવના કાર્યપણે જાણતો નથી, તેના અભોક્તા-પણે જ તેમનો આત્મા પરિણમી રહ્યો છે આહા, પર્યાયમા વિદ્યમાન છતા તે પરભાવનુ અભોક્તાપણુ —એ તો સ્વભાવદૃષ્ટિની કોઈ અપૂર્વ વાત છે; સ્વભાવની પરિણતિ પ્રગટ કરે ત્યારે જ સમજાય એવી આ અતરની વાત છે. —જે સમજતા અવશ્ય સમ્યગ્દર્શન થાય છે.

★

[ વીર સ. ૨૪૯૧ પોષ સુદ ૧૪ ]

ભાઈ, તારે આનદ જોઈએ છેને? તો આત્મામા આનદનો ભોગવટો કેમ પ્રગટે? ને દુઃખનો ભોગવટો કેમ મટે? તેની આ વાત છે આત્મા જ્ઞાનસ્વભાવી પદાર્થ છે, તેની શક્તિઓ અનત છે તેમા એક અભોકતૃત્વ શક્તિ એવી છે કે જેના બળથી આત્મા પરભાવોના ભોગવટાથી દૂર રહે છે. આત્માનો સ્વભાવ શું છે? તે સ્વભાવ શેનો કર્તા છે? શેનો ભોક્તા છે? ને કોનુ કર્તા-ભોક્તાપણુ તેનામાં નથી? —એ બધા પડખા બરાબર સમજીને

સ્વભાવને લક્ષમાં લ્યે તો તેને સ્વભાવનો લાભ થાય; ને સ્વભાવથી વિરુદ્ધ એવા પરભાવોનું વેદન અટકી જાય.

વિકારના ભોગવટાનો જેમાં અભાવ છે એવા જ્ઞાનસ્વભાવને દૃષ્ટિમાં લેતાં પર્યાયમાં તેનો લાભ થાય છે એટલે કે વિકારનો ભોગવટો ટળીને આનંદનું વેદન પ્રગટે છે. જ્ઞાનભાવમાં આત્મા આનંદનું વેદન છે, પણ જ્ઞાનભાવમાં ક્રોધાદિનું વેદન નથી. એ ક્રોધાદિ ભાવો તો જ્ઞાનથી જુદા છે.

• આત્મા શરીરને–પૈસાને–ભોજન વગેરે પરને ભોગવે એવું તો તેના દ્રવ્ય–ગુણમાં કે પર્યાયમાં પણ નથી, કેમકે અજ્ઞાનદશામાં પણ પરનું ભોક્તૃત્વ નથી.

• અજ્ઞાનભાવે પર્યાયમાં હર્ષ-શોકને ભોગવે છે, દુઃખને ભોગવે છે, પણ તે ભોગવટો ત્રિકાળી દ્રવ્ય–ગુણસ્વભાવમાં નથી.

• અભોક્તા શક્તિવાળો જે જ્ઞાનસ્વભાવ, તે સ્વભાવસન્મુખ પરિણતિ થઈ ત્યાં પર્યાયમાં પણ વિભાવના અભોક્તારૂપ પરિણમન થયું. ત્યાં દ્રવ્ય–ગુણ કે પર્યાયમાં ક્યાંય આત્માને પરભાવનું ભોક્તાપણું નથી. આવું પરિણમન કરે ત્યારે આત્મલાભ થયો કહેવાય, ત્યારે આત્મવૈભવ પ્રગટ્યો કહેવાય.

પરથી ભિન્ન ને પોતાના અનંત ગુણ-પર્યાયોથી અભિન્ન એવો જ્ઞાનમૂર્તિ આત્મા પોતાની નિર્મળપર્યાયોમાં વ્યાપનારો છે. પોતાના સ્વભાવસન્મુખ થઈને નિર્મળપર્યાયમાં આત્મા વ્યાપે તે ધર્મ; પોતાના સ્વભાવને ભૂલીને વિકારમાં વ્યાપે તે અધર્મ; જડમાં કે પરમાં તો આત્મા કદી વ્યાપતો નથી.

હર્ષ-શોક તે આસ્રવતત્ત્વ છે; શુદ્ધ જીવતત્ત્વમાં તે નથી. શુદ્ધ જીવતત્ત્વના ભોગવટામાં હર્ષ-શોકનો ભોગવટો રહેતો નથી. ને હર્ષ-શોકના ભોગવટામાં શુદ્ધ જીવનો સ્વાદ આવતો નથી. એટલે સ્વભાવમાં પરિણમતા આત્માને હર્ષ-શોકના ભાવોનું ભોક્તાપણું નથી, તે તેનો અભોક્તા છે. સ્વભાવમાંથી જે નિર્દોષ આનંદ પ્રગટ્યો છે તેનું તેને ભોક્તાપણું છે. જ્ઞાનસ્વરૂપી આત્માને ધ્યેય કરતાં જે જ્ઞાનમાત્ર ભાવ પ્રગટ્યો તે જ્ઞાનમાત્રભાવમાં કર્મ તરફના કોઈપણ ભાવોનો ભોગવટો રહેતો નથી; કર્મ તરફના ભાવો જ્ઞાનભાવથી તદ્દન જુદા છે; જેટલા ઉદયભાવો છે તે બધાયથી જ્ઞાનીનું જ્ઞાન જુદું જ વર્તે છે; પ્રજ્ઞાછીણીએ લક્ષણભેદ વડે અત્યંત ભેદીને જ્ઞાનને અને

પરભાવોને જુદા પાડી દીધા છે, એટલે તેના જ્ઞાનમાં પરભાવોનુ ભોક્તાપણુ જરાપણ નથી. -આવુ જ્ઞાન સાથેની અભોક્તૃત્વશક્તિનુ સમ્યક્ પરિણમન છે.

'જ્ઞાનભાવ' પ્રગટે ને તેની સાથે પરભાવોનુ અભોક્તાપણુ ન પ્રગટે એમ બને નહિ જગતના જીવો એક મીઠી (પ્રિય) ચીજના લક્ષે બીજી ચીજોના સ્વાદને ભૂલી જાય છે, તેમ મુમુક્ષુને જગતમા સૌથી મીઠા અતીન્દ્રિય આનદરસથી ભરેલા આ ચૈતન્યભગવાન આત્મા-તેનો સ્વાદ જ્યા પ્રગટ્યો, ત્યા હર્ષ-શોકના આકુળસ્વાદનુ ભોક્તાપણુ રહેતુ નથી એ આકુળસ્વાદને ચૈતન્યના સ્વાદથી જુદા જાણે છે અતીન્દ્રિય-આનદના મધુર સ્વાદ પાસે હર્ષ-શોકાદિ કલુષ પરિણામોનો ભોગવટો ટકતો નથી, -તેનુ ભોક્તૃત્વ વિરામ પામી જાય છે

આનદમય ચૈતન્યસ્વભાવ સ્વાદમા (અનુભવમા આવતા પર્યાય પણ તેવા જ આનદભાવે પરિણમી જાય છે, પછી તેમા આકુળતાનો સ્વાદ રહેતો નથી ભાઈ, આ તારી અદરના સહજ પરિણમનની વાત છે, આ કોઈ બોજો નથી, બોજો તો વિકારમા છે. સ્વભાવનો અનુભવ થતા તે વિકારના ભોક્તૃત્વનો બોજો ઊતરી ગયો, વિકારના વેદનનો અત આવી ગયો, ને આત્મા હળવોફૂલ થઈને આનદરસનો સ્વાદ લેવામા લીન થયો સ્વભાવમા તો વિકારનો અભાવ હતો જ, ને હવે પર્યાયમા પણ તેનુ વેદન છૂટી ગયુ આત્માનો જેવો અભોક્તા સ્વભાવ હતો તેવો પ્રગટ પ્રસિદ્ધ થયો.

ચૈતન્યના આનદનો પરમ સ્વાદ અજ્ઞાનીને ખ્યાલમા પણ આવતો નથી; વિકારના વેદનમાં મશગુલ વર્તતો આત્મા એનાથી ભિન્ન ચૈતન્યના આનદનો સ્વાદ ક્યાથી જાણે? અહીં અભોક્તાસ્વભાવ બતાવીને વિકારનુ વેદન કેમ છૂટે તે બતાવ્યુ છે ૧૪૮ કર્મપ્રકૃતિ તરફના ભાવનો ભોગવટો તે આત્માના સ્વભાવની ચીજ નથી, એટલે આત્મા જ્યા સ્વભાવરૂપ થઈને પરિણમ્યો ત્યાં ને ભાવનો ભોગવટો વિરામ પામી જાય છે—છૂટી જાય છે, ને જ્ઞાનમય આનદનુ વેદન પ્રગટે છે

વિકારનુ વેદન એ આત્મવેદન નથી, એ તો અનાત્મવેદન છે જેમ શોકનુ વેદન દુખરૂપ છે તેમ હર્ષનુ વેદન પણ આકુળતા ને દુખમય છે, તે કાઈ આત્મવેદન નથી આત્માનુ વેદન તો આનદરૂપ હોય, તેમા આકુળતા (હર્ષ કે શોક) ન હોય આત્મા તો આનદસ્વભાવનો પિડ છે, તેમાથી તો

આનંદનું વેદન પ્રગટે, તેમાંથી હર્ષ-શોક કે આકુળતાનું વેદન ન પ્રગટે. સ્વભાવ તરફ જ્યાં પરિણતિ ઉલ્લસી ત્યાં તે પરિણતિમાં પરભાવનું વેદન રહે નહીં, તેમાં તો આનંદ ને શાંતિના ઊભરા આવે. સર્વજ્ઞ-વીતરાગ પરમાત્માએ આવો આનંદમય આત્મા પ્રગટ અનુભવ્યો, ને સમવસરણસભામાં શ્રોતાઓને તેના અનુભવની રીત બતાવી. તે જ વાત આ સમયસારમાં સન્તોએ બતાવી છે.

આત્મા જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાન જુદું, કર્મ જુદું: જ્ઞાનમાં કર્મ નહીં, કર્મમાં જ્ઞાન નહીં; એમ બંનેની ભિન્નતા છે. આઠ કર્મના ફળનો ભોગવટો ભગવાન આત્માના સ્વભાવમાં નથી. આત્માની અનંતી શક્તિઓમાં આઠે કર્મના ફળના ભોગવટાનો અભાવ છે. અને આવા સ્વભાવને ધ્યેયરૂપ-લક્ષ્યરૂપ કરતો જે જ્ઞાનભાવ પ્રગટ્યો, તે જ્ઞાનભાવમાં વિકારનો ભોગવટો નથી, એટલે પર્યાયમાંય અભોક્તાપણું થયું. આ રીતે પર્યાયમાં અભોક્તાપણાના પરિણમન સહિત અભોક્તાસ્વભાવ પ્રસિદ્ધ થાય છે. અભોક્તાસ્વભાવી આત્માને સ્વીકારે ને પર્યાયમાં તેવું પરભાવનું અભોક્તાપણું ન ખીલે-એમ બને નહીં.

મોટો રાજા કે શેઠ હોય, પુણ્યના ઠાઠ વચ્ચે ઊભો હોય, બંગલા-મોટર વગેરે લાખો-કરોડોના વૈભવનો ભોગવટો કરતો દેખાય, ત્યાં અજ્ઞાનીને એમ લાગે કે આ ભોગવટામાં કેવું સુખ છે! -આ શેઠ ભારે સુખી છે. પણ ભાઈ! એ તો તારી બહારની દૃષ્ટિ છે, ને એ દૃષ્ટિ ખોટી છે. બહારના પદાર્થોનો ભોગવટો તો આત્માને છે જ નહિ. બહારનો વૈભવ આત્માનો છે જ નહિ, તોપછી તેમાં આત્માનું સુખ ક્યાંથી હોય? અહીં તો અંતરના સ્વભાવની ઊંડી વાત છે કે પર્યાયમાં ક્ષણિક હર્ષ-શોકનું કે સાતા-અસાતાનું વેદન કરવાનો આત્માનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ વિભાવોના ભોગવટાથી વિરામ પામી ગયેલો છે, ને તે સ્વભાવ તરફ ઝુકેલી પર્યાય પણ પરભાવોના ભોગવટાથી વિરમી ગઈ છે. આત્મામાં આવી પર્યાય પ્રગટે ત્યારે તે જીવ સાચો જૈનધર્મી થયો કહેવાય. જેમાં વિકારના ભોગવટારૂપ વસ્ત્ર નથી એવી જે નિરાલંબી, વિકારના આવરણ વગરની જ્ઞાનપરિણતિ તે જ દિગંબર જૈનધર્મ છે. આવી જ્ઞાનપરિણતિ વગર કોઈ જીવને ધર્મ થાય નહીં.

સર્વજ્ઞપ્રભુને જેટલો આત્મવૈભવ પ્રગટ્યો તે બધોય તારા ગુણમાં છે. જ્યાં અંતર્મુખ થઈને તેનો સ્વીકાર કર્યો ત્યાં તે પ્રગટવાની શરૂઆત થઈ ગઈ, -સાધકભાવ થઈ ગયો. અરે, એવો તે કોણ હોય કે પોતામાં ઉત્તમ

વસ્તુ પડી હોય તેને તો ન ભોગવે ને તૂચ્છ અશુદ્ધ વસ્તુનો સ્વાદ લ્યે! હે જીવ! પરમ આનંદના સ્વાદથી ભરેલી તારી ઉત્તમ વસ્તુ અમે તને બતાવીએ છીએ, તેને તું ભોગવ, ને વિકારના ભોગવટાથી વિરમ! વિભાવનો ભોગવટો જેમાં વિરમી ગયો છે એવા જ્ઞાનસ્વભાવની શ્રદ્ધા કર, જ્ઞાન કર, અનુભવ કર. અહો, આવો મારો સ્વભાવ! –એમ સ્વ તરફનો ઉલ્લાસ ઊછળતા પર્યાય વિકારનું ભોગવટાપણું છોડીને સ્વભાવના આનંદને ભોગવે છે.

ભાઈ, એકવાર તારી દૃષ્ટિ પલટાવી નાખ બહારમાં વૈભવનો સંયોગ હોવા છતાં ધર્માત્માને અંતરમાં નિજવૈભવ ઉપર દૃષ્ટિ પડી છે, તે દૃષ્ટિમાં ક્યાંય અંશમાત્ર વિકારનું કે પરનું સ્વામિપણું કે ભોક્તાપણું નથી, સ્વભાવના મહિમાની દૃષ્ટિમાં નિજાનંદનો જ ભોગવટો છે, તેમાં અન્ય ભોગવટાનો અભાવ છે.

- આત્મા જો અજીવને ભોગવે તો આત્મા અજીવ થઈ જાય.
- આત્મા જો વિકારને તન્મયપણે ભોગવે તો તે 'અનાત્મા' થઈ જાય.
- આત્મા નિજસ્વભાવથી પોતાના જ્ઞાનાનંદરૂપ નિર્મળભાવને ભોગવે છે તેમાં આત્માની આત્માપણે પ્રસિદ્ધિ છે, ને તેમાં સમસ્ત પરભાવોનું અભોક્તાપણું છે.

હે જીવ! રાગની મીઠાસ આડે તું તારા ચૈતન્યભગવાનના આનંદનો ભોગવટો ભૂલી ગયો અરે, રાજા પોતાનું રાજાપણું ભૂલીને બેભાનપણે ઉકરડાના સ્વાદ લેવા ગયો! શું રાજાને તે કાંઈ ઉકરડાના દુર્ગંધી પદાર્થનો ભોગવટો શોભે? –ન શોભે તેમ જગતનો આ ચૈતન્યરાજા, એને ને પોતાના નિજવૈભવને છોડીને આ વિકારનો ભોગવટો શોભે છે? –નહીં. બાપુ! એ ભોગવટા તારો નહીં, ભૂલથી તેમાં ને આનંદ માન્યો તારા ભોગવટાની વસ્તુ તો સદા આનંદરૂપ છે, તેમાં વિકારના ભોગવટાનું સ્થાન નથી.

જીવના પરિણામ, તેમાં બે જાત—

(૧) સ્વભાવના લક્ષે થયેલા અભોક્તારૂપ જ્ઞાતા પરિણામ;

(૨) કર્મ તરફના વલણથી થયેલા હર્ષ-શોકાદિ પરિણામ;

–તેમાં હર્ષાદિના અભાવરૂપ ને જ્ઞાતાપરિણામના ભાવરૂપ —એવો

આત્માનો સ્વભાવ છે. જેટલો સ્વભાવ તરફ આવ્યો તેટલો વિભાવના ભોગવટાથી નિવર્ત્યો; જે અલ્પ રાગાદિ બાકી રહ્યા તેનાથી છૂટો રહીને તેને જાણે છે, પણ તેમાં તન્મય થઈને તેના ભોક્તાપણે પરિણમતો નથી. પર્યાયદૃષ્ટિમાં તેનો ભોગવટો દેખાય છે પણ સ્વભાવદૃષ્ટિમાં તે ભોગવટો આત્મામાં નથી; અને આત્મા તરફ એકાગ્ર થયેલી પર્યાયમાં પણ તે ભોગવટો નથી. —આ રીતે ધર્મીને જ્ઞાનભાવની સાથે અભોક્તાપણું વર્તે છે.

સાત ભયમાં વેદનાનો ભય જ્ઞાનીને કેમ નથી? તે બતાવતાં આચાર્યદેવે કળશ ૧૫૬માં કહ્યું છે કે, અભેદરૂપ એવા વેદ્ય-વેદકને લીધે જ્ઞાનીઓ નીરાકુળપણે એક અચલ જ્ઞાનને જ સદાય વેદે છે, જ્ઞાનીઓને આ એક જ્ઞાનનું જ વેદન હોય છે; જ્ઞાનથી ભિન્ન બીજી કોઈ વેદના જ્ઞાનીને હોતી નથી. તેથી જ્ઞાનીને પુદ્ગલકૃત વેદનાનો ભય હોતો નથી. તે તો નિરંતર નિઃશંકપણે પોતાના સહજ જ્ઞાનને આનંદથી અનુભવે છે. જ્ઞાન વેદક અને રાગ તેનું વેદ્ય —એવું ભિન્ન વેદ્ય-વેદકપણું હોતું નથી. જ્ઞાન વેદક થઈને પોતાથી અભિન્ન એવા નિર્મળ જ્ઞાન-આનંદાદિ નિજભાવોને વેદે છે, પણ પોતાથી ભિન્ન એવા પરભાવોને તે વેદતું નથી;—તેનું તો તે અવેદક છે, અભોક્તા છે.

પ્રભુ! તારી પ્રભુતામાં તો આનંદના ભોગવટા છે, તેમાં વિકારના ભોગવટા હોય નહીં. જેમ 'ખાખરાની ખીસકોલી આંબાના સ્વાદને શું જાણે?' તેમ વિકારની ખીસકોલી ચૈતન્યના આનંદના અત્યંત મધુર સ્વાદને ક્યાંથી જાણે? ભાઈ, રાગના વેદનમાં તન્મય થઈને તું ભિન્ન જ્ઞાનના સ્વાદને ભૂલી જાય છે એટલે તને ચૈતન્યના આનંદનો ભોગવટો કરતાં નથી આવડતો. મિષ્ટાન્ન વગેરેનો ભોગવટો કરવાનું તું માની રહ્યો છે, પણ એ સ્વાદ તો જડ છે. તારા આત્માને જડના ને વિકારના સ્વાદનો ભોગવનાર માનીને તું પામર થઈ રહ્યો છે, પણ તારો સ્વભાવ એવો નથી. શું તારું અસ્તિત્વ વિકારમાં છે? શું તારું અસ્તિત્વ સંયોગોમાં છે? ના. તારું અસ્તિત્વ તો તારા અનંત ગુણના ધામમાં છે. સંયોગરૂપ ને વિકારરૂપ તું નથી, તું તો અનંત ગુણરૂપ છો. જ્યાં તું છો ત્યાં તો અનંત આનંદના દરિયા ભર્યા છે. આનંદના દરિયામાં તું રહેનારો છો, ને એમાં તો વિકારનું અભોક્તાપણું છે; એને બદલે તું વિકારના ને સંયોગના ભોગવટામાં જ તારું હોવાપણું માને છે —તે તો મોટો ભ્રમ છે. અહીં જ્ઞાનમાં વિકારનું અભોક્તૃત્વ સમજાવીને આચાર્યદેવ એ ભ્રમ છોડાવે છે.

જાણવું.) સાતમી નરકમાં પણ જે જીવને સમ્યગ્દર્શન પ્રગટે ને જીવને આવી અંતરદશા થાય છે. બહારની પ્રતિકૂળતાનો જ્યાં પાર નથી પણ અંદરની જ્ઞાનપરિણતિ તેનાથી પાર છે, તે પરિણતિમાં આનંદનો પાર નથી. તે સમ્યગ્દષ્ટિ દુઃખને ભોગવે છે—એટલું જ જે દેખે છે, ને તે જ વખતે તેનામાં દુઃખના અભોક્તાપણારૂપ જે જ્ઞાનભાવ છે તેને જે નથી દેખતો તે જીવ સમ્યગ્દષ્ટિના આત્માને ઓળખતો નથી.

સિંહ કે શિયાળીયાં શરીરને ખાઈ જતાં હોય તે વખતે પણ મુનિરાજ દુઃખી નથી, દુઃખનું વેદન તેમને નથી; તેમને તો જ્ઞાનભાવનું જ વેદન છે. જ્ઞાનભાવમાં દુઃખનો પ્રવેશ જ ક્યાં છે? જ્યાં દુઃખ કદી પ્રવેશી શકતું નથી એવા જ્ઞાનભાવમાં જ્ઞાનીનો વાસ છે. હર્ષ-શોકની જરાક વૃત્તિ આવે તો તે વખતેય તેના અભોક્તાપણાનો જ્ઞાનભાવ તેમને વર્તે છે. સિંહ શરીરને ફાડી ખાય તેથી મુનિને દુઃખી માને છે તો મુનિની અંદરની દેહાતીતદશાને તે ઓળખતો નથી. પોતાને દેહાધ્યાસ છે એટલે સામામાં પણ દેહથી પાર જે જ્ઞાનદશા છે તેને તે દેખી શકતો નથી. અહા, મુનિનો જ્ઞાનભાવ તો નિજાનંદ-રસના અનુભવમાં મગ્ન છે. તે જ્ઞાનભાવને તું ઓળખતો નથી તો તું ખરેખર મુનિના આત્માને ઓળખતો નથી. ભાઈ, તારામાં અભોક્તાપણાનો ભાવ પ્રગટ્યો નથી એટલે સામામાં અભોક્તાપણાના ભાવને તું દેખતો નથી. આત્મા નિજસ્વભાવગુણને ભોગવનારો, તેને બદલે પરભાવનું વેદન તે આત્માનું સ્વરૂપ નથી; ધર્મી આત્મા તેનો જ્ઞાતા રહે છે, તે પરભાવના વેદનને જ્ઞાનમાં ભેળવતો નથી, પણ તેને જુદું રાખીને પોતે જ્ઞાનમય ભાવપણે રહે છે. પર-ભાવોથી જુદા આવા જ્ઞાનમય આત્માને જે જાણે—અનુભવે તેણે આત્માને જાણ્યો કહેવાય.

卐 પોષ સુદ પૂર્ણિમા (વીર સં. ૨૪૯૧) 卐

★

આત્મા અનંતશક્તિસંપન્ન જ્ઞાનસ્વભાવી વસ્તુ છે; જગતમાં તે મહાન આશ્ચર્યકારી ને મહિમાવંત વસ્તુ છે. આવો પોતાનો મહિમા ને આશ્ચર્ય ભૂલીને પરનો મહિમા ને પરનું આશ્ચર્ય કરે છે તે અજ્ઞાનીનો મોહ છે. ભાઈ, જ્યારે પ્રતિકૂળતાના ઘેરા આવશે ત્યારે તું ક્યાં નજર કરીશ? એનાથી ભિન્ન તારા ચૈતન્યવૈભવની તો તને ખબર નથી, એટલે તું તો પ્રતિકૂળતામાં ઘેરાઈ

જઈશ. સંયોગથી પાર તારા સ્વભાવમાં બેહદ શાંતિ ભરી છે, તેમાં નજર કરતાં તને શાંતિનું વેદન થશે. મંયોગના વેદનવાળો આત્મા નથી; સંયોગો આત્માને શરણરૂપ નથી આ જગતમાં મને બીજા કોઈનું શરણ નથી, પુણ્યનુંય મને શરણ નથી, મને શરણ તો મારા આત્માની અનંતશક્તિઓ છે, —આમ નિજશક્તિમાં નજર કરતાં શાંતિનું વેદન થાય ને વિકારનું વેદન ટળે. આવી આત્મશક્તિ પ્રગટ કરનારા ને દેખાડનારા પંચપરમેષ્ઠી ભગવંતો વ્યવહારથી શરણ છે, ને તેઓએ દેખાડેલો આત્મસ્વભાવ તે પરમાર્થથી શરણ છે, આ સિવાય કોઈ બીજું શરણ નથી.

અચિંત્ય વિસ્મયકારી અદ્‌ભુત અલૌકિક મહિમાવંત આત્મસ્વભાવ, -જેમાં નજર કરતાં આત્મા ન્યાલ થાય ને દુનિયાની આશા મટી જાય, તે આત્માને વિસામાનું સ્થાન છે, તેમાં નજર કરતાં બીજે વિસામો શોધવાનું મટી જાય છે ને ભવના થાક ઊતરી જાય છે પરવસ્તુથી દુ:ખ નથી, ચૈતન્ય-વસ્તુમાં પણ દુ:ખ નથી, લોકો કહે છે ' માથે આભ ફાટી પડયા છે ' -પણ તેનું દુઃખ નથી ભાઈ, તે વખતે તારા આત્માનું કુતૂહલ કરીને, તેને જાણવાની તીવ્ર જિજ્ઞાસા કરીને, તેનો પરમ પ્રેમ કરીને અંદરના સ્વભાવમાં ઊતર. તો તને દુ:ખ નહિ પણ આનંદનું વેદન થશે અરે, તને જગતના પદાર્થોનું કુતૂહલ થાય છે ને તારા અદ્‌ભુત સ્વભાવને જોવાનું કુતૂહલ કેમ નથી થતું ? એકવાર કુતૂહલ કરીને અંદર ડુબકી તો માર. કોઈ અચિંત્ય નિધાન તને તારામાં દેખાશે આ દેહ તો ધૂળનું ઢીંગલું છે, ભલે એના ઉપર હીરા-માણેક ખડકયા હોય, પણ તેમાં તને શું છે? તારા સુખનો અંશ પણ તેમાંથી આવવાનો નથી અનંતા ગુણરત્નોથી મઢેલો તારો ચૈતન્યસ્વભાવ તે અનંતસુખથી ભરેલો છે, તેનું વેદન જ પરમ સુખરૂપ છે.

પ્રભુ! તારા સ્વભાવમાં એવું સત્ત્વ ભર્યું છે કે જેને ભોગવતાં પરને ભોગવવાની ઈચ્છા જ ન થાય ને પોતાથી જ પોતાને આનંદનું વેદન થાય, તૃપ્તિ થાય અહા, આત્માના મહાત્મ્યનો પાર નથી વર્ણનમાં તો ૪૭ શક્તિ આવી પણ અંદર તો અનંત શક્તિઓ છે-જેની ગણતરીનો પાર નથી જેમ આકાશની વિશાળતાનું કોઈ માપ નથી, તે અનંત-અમર્યાદિત છે, તે અનંત આકાશનેય પોતામાં પૂરું જાણી લ્યે એવી જેની એક પર્યાયની તાકાત, ને એટલી જ નહિ પણ એનાથીયે અનંતગુણું જાણવાની જેના પૂર્ણ પર્યાયની

તાકાત, એવી અનંતપર્યાયોના સામર્થ્યવાળો એક ગુણ, ને એવા અનંત ગુણોના એકરસરૂપ આ ચૈતન્યરત્નાકર,—એનો અપૂર્વ મહિમા એકવાર પણ જગાડે તો જીવ જરૂર મોક્ષ પામે. અરે જીવ! જો તો ખરો—તારા આત્માનો મહિમા કેટલો મોટો છે! બીજા વડે તું તારી મોટાઈ માની-માનીને ફૂલાય છે પણ તારા પોતામાં તારો સ્વાધીન મહિમા કેટલો મોટો છે તે તો જો! તારા એક ગુણની એક પર્યાયના અનંતમા ભાગનું અનંતુ મહાત્મ્ય છે. આત્માનો એક જ્ઞાનગુણ, તેની એક સર્વજ્ઞપર્યાય, ને તે સર્વજ્ઞતાના અનંતમાં ભાગનું દૂર અંગતું શ્રુતજ્ઞાન, તેનો પણ અપાર મહિમા, તો જ્ઞાનાદિ અનંત સ્વભાવોથી ભરેલા આખા આત્માના સામર્થ્યના મહિમાની શી વાત! જે અનંત ગુણરત્નોનો સાગર છે, જેમાં પરનું કે વિકારનું ભોક્તાપણું નથી, જેમાં બહિર્ભાવોનો સ્પર્શ નથી,—આવા આત્માને જે અનુભવે તેને પરભાવોનો મેલ અડે નહીં. તે આત્મા નિજાનંદનો ભોક્તા છે ને પરભાવોનો ભોક્તા નથી—એમ બંને વાત ભેગી સમજી લેવી. આત્માને રાગના ભોક્તાપણાવડે ઓળખવો—એ તો એનું અપમાન કરવા જેવું છે. રાજા ઉકરડાના ધણીપણાવડે ન ઓળખાય, રાજા તો રત્નજડિત રાજસિંહાસનનો ધણી હોય; તેમ આ ચૈતન્યરાજાને પરભાવરૂપી મલિન ઉકરડાના સ્વામી તરીકે (ભોગવનાર તરીકે) ઓળખાવો તે રાજાને કલંક છે. ચૈતન્યરાજા તો પરભાવના ભોગવટા વગરનો અનંત ગુણરૂપી રત્નમણિના સિંહાસનનો સ્વામી છે, જેનું ભાન થતાં જન્મ-મરણનો અંત થઈને પરમાત્મદશા પ્રગટે છે.

'भक्तामर स्तोत्र'માં ભગવાન ઋષભદેવ પરમાત્માની સ્તુતિ કરતાં સ્તુતિકાર માનતૂંગસ્વામી કહે છે કે હે જિનેન્દ્ર! પહેલાં અજ્ઞાનદશામાં અનેક કુદેવોને દેખ્યા; પરંતુ આપના જેવા વીતરાગ-સર્વજ્ઞ પરમાત્માને દેખ્યા પછી હવે બીજા કોઈ પ્રત્યે અમારું ચિત્ત લાગતું નથી. તેમ સાધકધર્માત્મા કહે છે કે હે નાથ! સંયોગને અને રાગને અમે જોઈ લીધા, અજ્ઞાનપણે રાગનો સ્વાદ પણ ચાખી લીધો, પણ હવે આપે બતાવેલા અમારા આ પરમ ચિદાનંદસ્વભાવને જોયો, અચિંત્ય શક્તિવાળા આ ચૈતન્યદેવને દેખ્યા પછી હવે આ ચૈતન્ય સિવાય બીજે ક્યાંય કોઈ પરભાવમાં અમારું મન લાગતું નથી. આવા સ્વભાવની દૃષ્ટિ તે સમ્યગ્દર્શન છે, ને તે સમ્યગ્દર્શન કેવળજ્ઞાનને નિમંત્રે છે—બોલાવે છે; એટલે સમ્યગ્દર્શન થયું ત્યાં કેવળજ્ઞાન થયે છૂટકો.

સમ્યગ્દર્શન થયુ ત્યા એવી તાકાતનુ ભાન થયુ કે હુ તો જ્ઞાન છુ ને મારા જ્ઞાનમા વિકારનુ ભોક્તાપણુ નથી.

તીર્થંકરપ્રકૃતિના ફળને આત્મા ભોગવે? -તો કહે છે કે ના, આત્મા પોતાના કેવળજ્ઞાન સાથેના અનત આનદને ભોગવે, પણ તીર્થંકરકર્મની પ્રકૃતિને કે સમવસરણાદિ વૈભવને તે ભોગવે નહી. આ રીતે આઠ કર્મની ૧૪૮ પ્રકૃતિના કોઈ ફળનો ભોગવટો ભગવાન આત્માના જ્ઞાનભાવમા નથી. આવુ અભોક્તાપણુ નીચેથી જ (ચોથા ગુણસ્થાનથી જ) શરૂ થઈ જાય છે. તીર્થંકરપ્રકૃતિને, કે જે રાગભાવથી તે પ્રકૃતિ બધાણી તે રાગભાવનેય ભોગવવાનો ભાવ સમ્યગ્દષ્ટિને નથી ચિદાનદસ્વભાવમા રાગનો કે રાગના ફળનો અભાવ છે, ધર્મી તેને નિજભાવમા ભેળવતા નથી. રાગને કે તેના ફળને ભોગવવાની જેને ભાવના છે તેને અભોક્તાસ્વભાવી જ્ઞાનાનદ આત્માની ખબર નથી, તેની ભાવના નથી અભોક્તાસ્વભાવને જે જાણે તેની પર્યાયમાં રાગનુ કે તેના ફળનુ ભોક્તાપણુ રહે નહી; એટલે કર્મફળચેતાનાથી રહિત શુદ્ધ જ્ઞાનચેતનારૂપ થઈને તે કેવળજ્ઞાન પામે.

અભોકતૃત્વશક્તિનુ વર્ણન સમાપ્ત. (૨૨)



હે જીવ!

તુ કુટુબ વગર રહી શકીશ
તુ શરીર વગર રહી શકીશ
તુ રાગ વગર રહી શકીશ
તુ જ્ઞાન વગર નહિ રહી શક

માટે—

કુટુબ, શરીર ને રાગથી ભિન્ન એવા તારા જ્ઞાનસ્વરૂપને તુ ઓળખ



## એ જ્ઞાનીને વંદન

ઉપશમરસનો સ્વાદ લેનારા જ્ઞાનીજનને વંદન.
સમકિત પામી સ્વરૂપ સાધ્યું હો એને અભિનંદન.
અંતર્મુખી જીવન એનું ઝરણાં વહે આનંદના:
વૈરાગ્યરસની ધારા ઉલ્લસી દેખી પદ ચેતનના.
નિધાન દેખ્યા નિજઆતમના. નિજસ્વરૂપને ધ્યાવી.
સતત ધૂનથી ધ્યેય જ સાધ્યું લગની આતમ લગાવી.
ઉદયભાવથી અળગા થઈને વળગ્યા જ્ઞાનને ધૈર્યે:
શાંત શાંત પરિણામ પ્રવાહે પહોંચ્યા સુખના દરિયે
જગતના રસથી સ્વાદ જ જુદો આનંદરસ આસ્વાદે.
દર્શન એના મંગલકારી મંગલ ભાવ જગાડે.
ઉપશમરસનો સ્વાદ લેનારા એ જ્ઞાનીને વંદન.
ઉપશમરસનો સ્વાદ ચખાડે એને હો અભિનંદન.

( આસો વદ ૬ ના પ્રવચન ઉપરથી )



# [ ૨૩ ]

# નિષ્ક્રિયત્વ શક્તિ

[ सकलकर्मोपरमप्रवृत्तात्मप्रदेशनैष्पन्द्यरूपा निष्क्रियत्वशक्तिः । ]



પ્રદેશોમા કપન હોવા છતા જ્ઞાનસ્વરૂપની શ્રદ્ધા ને અનુભવ કરીને કેવળજ્ઞાન પામી શકાય છે, માટે તું જ્ઞાન સ્વભાવની સન્મુખ થઈને તેના અનુભવનો ઉદ્યમ કર જ્ઞાન સ્વભાવની સન્મુખ જોતા તારી સર્વ શક્તિઓનુ શુદ્ધ પરિણમન થશે એટલે પર્યાયમાથી પ્રદેશોનુ કપન પણ છૂટીને પરમ અકપ એવી સિદ્ધદશા પ્રગટ થશે





જ્ઞાનમાત્ર આત્મસ્વભાવ જેમ પરભાવોના કર્તૃત્વથી રહિત છે, પર-ભાવોના ભોકર્તૃત્વથી રહિત છે, તેમ આત્મપ્રદેશોના સ્પંદનરૂપ ક્રિયાથી પણ રહિત છે. તેનો સ્વભાવ સ્થિર–અકંપ–નિષ્ક્રિય છે. પ્રદેશોનું કંપન એ કર્મના નિમિત્તે થયેલ ઉદયભાવ છે, તે આત્માનો સ્વભાવ નથી. સમસ્ત કર્મોનો અભાવ થતાં ચૈતન્યબિંબ સ્થિર અક્રિય થયું, તે આત્માનો સ્વભાવ છે. કર્મનો અભાવ થયા પહેલાં ધર્મીને પોતાના આવા આત્મસ્વભાવનો અનુભવ વર્તે છે. ધર્મીની સ્વાનુભૂતિમાં કર્મ તરફના બધા ભાવોનો અભાવ છે.

શરીર–મન–વાણી વગેરે પરની ક્રિયાનો તો આત્મામાં ત્રણે કાળે અભાવ છે; એ ક્રિયાઓ તો જડની છે, આત્માની નથી. આત્માના પોતાના અસંખ્યપ્રદેશોના કંપનરૂપ જે ક્રિયા છે તે પણ આત્માના સ્વભાવની ચીજ નથી; આત્મા તો સિદ્ધસમાન સ્થિર નિષ્ક્રિયસ્વભાવી છે. આત્માનો આવો નિષ્ક્રિય સ્વભાવ અનાદિઅનંત છે, તે સ્વભાવ સિદ્ધદશામાં વ્યક્ત થાય છે. ધર્મીને પોતાનો આવો નિષ્ક્રિય ચૈતન્યસ્વભાવ પ્રતીતમાં આવ્યો છે,–પણ તે પ્રતીતમાં આવતાં તરત પર્યાયમાંથી કંપન છૂટી જતું નથી. પ્રદેશોનું કંપન નવા કર્મના આગમનમાં નિમિત્ત છે, પણ તે કંપનરૂપ ક્રિયાનું કર્તૃત્વ ધર્મીની દૃષ્ટિમાં રહ્યું નથી. ધર્મીની દૃષ્ટિમાં તો કર્મ સાથેના નિમિત્ત-સંબંધ વગરનો ચિદાનંદસ્વભાવ જ વર્તે છે.

જુઓ, આત્મામાં અસંખ્યપ્રદેશો, તેમાં કંપનરૂપ ક્રિયા, ને સિદ્ધદશામાં નિષ્પંદતારૂપ અક્રિયપણું—આવું વસ્તુસ્વરૂપ સર્વજ્ઞના માર્ગ સિવાય બીજે ક્યાંય નથી. અહા, સર્વજ્ઞપ્રભુનો અત્યંત સૂક્ષ્મ માર્ગ, તેણે ચૈતન્યના અદ્ભુત વૈભવને પ્રસિદ્ધ કર્યો છે. આ તો ચૈતન્યના દરબારની વાત છે; ચૈતન્યપ્રભુનો દરબાર ભારે મનોહર છે. પ્રભુની ભક્તિમાં ગવાય છે કે 'દરબાર તુમારા મનહર હૈ...' ત્યાં તો બહારના સમવસરણના અપાર મહિમાની વાત છે, –સમવસરણ એટલે ભગવાનનો ધર્મદરબાર, તે ગણધરો-ઈન્દ્રો-ચક્રવર્તી વગેરેથી અદ્ભુત શોભે છે; ભગવાનના સમવસરણ-દરબારની શોભા ને વૈભવ કોઈ અચિંત્ય હોય છે. ને અંદરમાં ચૈતન્યભગવાનના ધર્મદરબારની શોભાનું તો શું કહેવું? એના અનંત ગુણનો વૈભવ કોઈ અપાર છે. એ ચૈતન્ય-દરબારમાં વિકલ્પનો પ્રવેશ નથી, વિકારનો પ્રવેશ નથી. રાગની રુચિવડે એ દરબારમાં પ્રવેશાતું નથી. સ્થિર જિનપ્રતિમા જાણે કે આત્માના નિષ્કંપ

ચૈતન્યસ્વભાવને દર્શાવતી હોય! એટલે શ્રીમદ્ રાજચંદ્રજી કહે છે કે 'ચૈતન્ય જિનપ્રતિમા થા    ચૈતન્ય જિનપ્રતિમા થા.'

અસંખ્યપ્રદેશી પોતાનો ચૈતન્યદેશ, અનંત ગુણોથી ભરેલો, જે કોઈથી કંપે નહિ એવો નિરૂપદ્રવી સ્થિર છે, તેમાં આ ચૈતન્યરાજા પોતાની નિર્મળ પરિણતિસહિત બિરાજે છે ને નિજાનંદને ભોગવે છે પરભાવને કરે નહિ, પરભાવને ભોગવે નહિ ને સ્વપ્રદેશમાં કંપે નહિ, —આવો અકર્તા અભોક્તા ને નિષ્ક્રિય આત્મસ્વભાવ છે, તે જ્ઞાનલક્ષણે લક્ષિત છે.

જુઓ, આ જ્ઞાનલક્ષણનું કાર્ય! જ્ઞાનલક્ષણે પરથી તો આત્માને પૃથક્ કર્યો, પરભાવનું કર્તા-ભોક્તાપણું પણ કાઢી નાખ્યું, ને પ્રદેશોના કંપનરૂપ ક્રિયા પણ કાઢી નાખી જ્ઞાનમય જ્ઞપ્તિક્રિયા પોતામાં રાખી, ને તેના વડે શુદ્ધાત્માનો અનુભવ કરાવ્યો —આવો આત્મવૈભવ છે. આત્મા પરને કંપાવે કે હલાવે એવી તો તાકાત આત્મામાં નથી, ને પરથી તેના આત્મપ્રદેશો કંપે —એવું પણ તેનું સ્વરૂપ નથી, પોતાની પર્યાયમાં કર્મના નિમિત્તે જે કંપન થાય તે કંપન પણ આત્માના સ્વભાવનું કાર્ય નથી જ્ઞાનની અનુભૂતિમાં કાંઈ કંપન ભેગું નથી આવતું. કંપન વગરનો અકંપસ્વભાવી આત્મા છે; અને સકલ કર્મની નિવૃત્તિ થતાં આત્માનો અકંપસ્વભાવ સાક્ષાત્ પ્રગટે છે; સિદ્ધાલયમાં તે સાદિઅનંત સ્થિર રહે છે.

નિષ્ક્રિયત્વશક્તિનું વર્ણન પૂરું (૨૩)



**આત્માનું જીવન**

પ્ર —શરીર વગર જીવી શકાય?

ઉ —હા' શરીર વગરનું જીવન એ જ સાચું જીવન છે શરીર તો જડ છે, તે જડમાં આત્માનું જીવન નથી આત્માનું જીવન તો ચૈતન્યપ્રાણવડે જ છે અનંત સિદ્ધભગવંતો શરીર વગર જ ચૈતન્યજીવન જીવી રહ્યા છે આ જીવે પણ અનંત શરીર ધારણ કરીને છોડયા, છતાં જીવ મરી ગયો નથી, એ તો જીવતો જ છે માટે શરીર વગર જીવાય છે, પણ જ્ઞાન વગર જીવાતું નથી જેમ શરીર વગર જીવાય છે તેમ રાગ વગર પણ જીવાય છે 'જ્ઞાન' જ આત્માનું જીવન છે

## સંતોની પ્રિય ચીજ

જેઓ વનજંગલમાં વસતા હતા ને આત્માના આનંદનું શોધન કરીને તેના વેદનમાં જીવન ગાળતા હતા એવા સંત-મુનિરાજ કહે છે કે અહો! અમને અમારું ચૈતન્યપદ જ પરમ પ્રિય છે...ચૈતન્યનો આનંદ અચિંત્ય છે...દેવો પણ તેની વાત સાંભળવા સ્વર્ગમાંથી મનુષ્યલોકમાં ઊતરે છે. અમને જે પ્રિય છે એવા જ્ઞાયકભાવના જ ગાણાં આ સમયસારમાં અમે ગાયા છે.

ભાઈ, તું પણ આત્માને વહાલો કરી, આત્માનો પ્રેમી થઈ 'જગત ઈષ્ટ નહિ આત્મથી' એવું આત્મજીવન કર, તો તારું અપૂર્વ કલ્યાણ થશે. —એ જ અમારી પ્રિય ચીજ છે.

# [ ૨૪ ]

# નિયતપ્રદેશત્વ શક્તિ

आसंसारसंहरणविस्तरणलक्षितकिंचिदूनचरमशरीरपरिमाणावस्थित-
लोकाकाशसम्मितात्मावयवत्वलक्षणा नियतप्रदेशत्वशक्तिः ।



તારો વૈભવ તારા અસંખ્યપ્રદેશમાં જ ભરેલો છે, એનાથી બહાર તારું કાંઈ નથી. એટલે અજ્ઞાન ટાળીને જ્ઞાન કરવા, દુઃખ ટાળીને આનંદ કરવા કે રાગ ટાળીને વીતરાગતા કરવા ક્યાય બહાર ન જો, તારા સ્વભાવમાં જ જો. તારા આત્માનો એકેય પ્રદેશ એવો નથી કે જેમાં જ્ઞાન સુખ આનંદ વીતરાગતાદિ સ્વભાવ ભર્યો ન હોય! આવા તારા સ્વભાવને જોતાં શીખ તો તને તે જ્ઞાન-આનંદનો વ્યક્ત અનુભવ થાય.





જ્ઞાનસ્વરૂપી આત્મા અસંખ્યપ્રદેશી સ્વક્ષેત્ર-સ્વભાવવાળો છે. તે અસંખ્યપ્રદેશીપણું નિયત છે, તેમાં એક પ્રદેશ કદી ઘટે નહિ, વધે નહિ. નાનો-મોટો ગમે તે આકાર હો, પણ અસંખ્યપ્રદેશીપણું તો સદા એકરૂપ રહે છે, તેથી અસંખ્યપ્રદેશીપણું તે નિશ્ચયથી છે. સંસારદશામાં સંકોચ-વિસ્તારરૂપ અનેક આકારો થવા છતાં પ્રદેશો તો એટલા ને એટલા જ છે, તે દરેક પ્રદેશ પણ એવડો ને એવડો જ છે. પ્રદેશ કાંઈ નાનો-મોટો થતો નથી તેમજ તેની સંખ્યા ઘટ-વધ થતી નથી. સંસારમાં નાના-મોટા શરીરઅનુસાર અનેક આકાર ધર્યા, ને મોક્ષમાં આકાર છેલ્લા શરીરથી જરાક ન્યૂન, તે બધા આકારોમાં આત્મા અસંખ્યપ્રદેશીપણે જ રહ્યો છે. અસંખ્યપ્રદેશી હોવા છતાં તે ખંડ-ખંડરૂપ નથી, અખંડ છે. અસંખ્યપ્રદેશોનું સ્વક્ષેત્ર નિયત છે, તેના સ્થાનની રચના કદી ફરે નહિ, ભલે સંકોચ-વિસ્તાર થાય પણ પ્રદેશોનું સ્વ-સ્થાન ફરે નહીં.

અસંખ્ય સ્વપ્રદેશીપણારૂપ જે આત્મસ્વભાવ છે તેનું નામ 'નિયત-પ્રદેશત્વશક્તિ' છે. નિયત એટલે ચોક્કસ, આત્માના અસંખ્યપ્રદેશોની ચોક્કસ સંખ્યા છે, ને દરેક પ્રદેશનું ચોક્કસ સ્થાન છે. ભલે આકારોમાં ફેરફાર થાય પણ આત્મપ્રદેશોની સંખ્યા તો નિયત જ રહે છે. આત્માના આકારને ઓળખવો હોય તો અમુક લાંબો-પહોળો-ઊંચો એવી કોઈ ચોક્કસ આકૃતિ બતાવી શકાતી નથી પણ અસંખ્યપ્રદેશીપણું સદાય એકસરખું રહેતું હોવાથી અસંખ્યપ્રદેશી આકારવાળો કહી શકાય છે. સંસારદશામાં કે સિદ્ધદશામાં, દરેક વખતે આકાર તો છે, કાંઈ આકાર વગરનો તો નથી, પણ લાંબો-પહોળો કેવો આકાર તેનો કોઈ ચોક્કસ નિયમ નથી. આત્માનું નિજક્ષેત્ર અસંખ્યપ્રદેશી છે તે નિયત છે. તે ક્ષેત્ર અનાદિ સંસારથી માંડીને સંકોચ-વિસ્તારથી લક્ષિત છે, અને મોક્ષદશામાં તે ચરમશરીરના માપથી કંઈક ઓછા માપ જેવડું અવસ્થિત રહે છે; પણ તે બંને વખતે લોકાકાશના માપ જેટલા અસંખ્ય આત્મ-અવયવ તો નિયમરૂપ છે; આવું અસંખ્ય-આત્મઅવયવપણું તે નિયતપ્રદેશત્વશક્તિનું લક્ષણ છે.

જુઓ, આ આત્માના અવયવ. આત્માને અસંખ્ય અવયવો એટલે અંશો-પ્રદેશો છે. શરીરમાં હાથ-પગ-આંખ વગેરે અવયવો છે, તે તો સંયોગી વસ્તુ છે એટલે જુદા પણ પડી જાય છે; પણ આત્મામાં અસંખ્યપ્રદેશોરૂપ

અસંખ્ય અવયવ છે, તેમાંથી એકપણ અંશ કદી જુદો ન પડે. આવી અસંખ્ય-પ્રદેશી ચૈતન્યકાયા તે આત્માની સાચી કાયા છે —'જીવાસ્તિકાય'નું આનું સ્વરૂપ છે. જડ શરીર-કાયા તે કાંઈ આત્માની નથી, તેમાં આત્માનું અસ્તિત્વ નથી કીડી વખતે કીડીના આકારે, હાથી વખતે હાથીના આકારે, મનુષ્ય વખતે મનુષ્યઆકારે —એમ ભિન્ન ભિન્ન આકાર વખતે પણ આત્મા પોતાના અસંખ્યપ્રદેશપણે જ રહ્યો છે શરીરમાંથી આંગળી વગેરે કપાતાં કાંઈ તેટલા ભાગના આત્મપ્રદેશો કપાઈ જતા નથી, પણ તે પ્રદેશો સંકોચાઈને અસંખ્ય-પ્રદેશોની સાથે જ રહે છે એકેક જીવને આખા લોકના પ્રદેશો જેટલા અસંખ્ય-પ્રદેશો છે કેવળીભગવાનને જ્યારે લોકપૂરણ-સમુદ્ઘાત થાય છે ત્યારે લોકા-કાશના એકેક પ્રદેશે સર્વત્ર તે જીવનો એકેક પ્રદેશ વ્યાપ્ત થાય છે એક જીવ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને લોકાકાશ—એ ચારેયના અસંખ્યપ્રદેશો સરખા છે

તમારો દેશ કયો? —તો ધર્મી કહે છે કે ચૈતન્યમય અસંખ્યપ્રદેશી સ્વ-દેશમાં અમે રહેનારા છીએ. અનંતાનંત ગુણવૈભવથી ભરેલા અમારા ચૈતન્યના અસંખ્ય પ્રદેશ-તે જ અમારો સ્વ દેશ છે, તેમાં અમારું સ્વ રાજ્ય છે, બહારના દેશમાં અમે રહેતા નથી, ને અમારા સ્વ-દેશમાં પર-દેશની સત્તા નથી અમારો આવો સ્વાધીન સ્વદેશ તે સુખસમૃદ્ધિથી ભરપૂર છે અહા, આત્માના અસંખ્યપ્રદેશીપણાનું આ સ્વરૂપ સર્વજ્ઞ સિવાય બીજા કોઈ જાણી શકે નહિ ને સર્વજ્ઞના માર્ગ સિવાય બીજે આ વાત હોય નહીં ભગવાનની વાણીમાં સ્વ-પરની વાર્તા આવી, ને જ્ઞાને સ્વ-પરને જાણ્યાં તેમાં ભગવાને આત્મશક્તિનો વૈભવ કેવો જાણ્યો ને કેવો કહ્યો તેનું આ વર્ણન છે. ચૈતન્યની આ મીઠી-મધુરી વાત છે,-કે જેના સ્વાદ પાસે જગતના કોઈ સ્વાદની કિંમત નથી ચૈતન્યના પરમ સ્વાદ પાસે જગતના બધા વિષયો નીરસ ને ફિક્કા લાગે છે; ચૈતન્યનો રસ ચાખતાં એ બધાનો પ્રેમ ઊડી જાય છે.

લોકના એક પ્રદેશે અત્યારે સામાન્યપણે એક જીવના અસંખ્યાત-પ્રદેશો (સર્વ પ્રદેશના અસંખ્યાતમા ભાગના અસંખ્યપ્રદેશ) છે. લોકના પ્રદેશ જેટલા જ જીવના પ્રદેશો છે, ને અત્યારે જીવે લોકનો અસંખ્યાતમો ભાગ રોકયો છે, એટલે એકેક લોકપ્રદેશે અસંખ્ય જીવપ્રદેશો રહ્યા છે. જીવ જો અર્ધલોકને અવગાહે તો એકેક લોકપ્રદેશે જીવપ્રદેશો બબ્બે રહે, ને જ્યારે

આખા લોકને અવગાહીને (કેવલીસમુદ્‌ઘાત વખતે) રહે ત્યારે લોકના એકેક પ્રદેશે જીવનો એકેક પ્રદેશ રહે.

આ એક જીવની વાત કરી. હવે જીવો તો જગતમાં અનંતાનંત છે. એટલે લોકના એકપ્રદેશે ભિન્નભિન્ન અનંત જીવોના દરેકના અસંખ્ય-અસંખ્ય પ્રદેશો, એ રીતે કુલ અનંત જીવપ્રદેશો રહેલા છે; ને તેથી અસંખ્યપ્રદેશી લોકમાં અનંત જીવો સમાઈ જાય છે.

એક જીવ ગમે તેટલો સંકોચાઈને રહે તોપણ તેના સર્વપ્રદેશો એક આકાશપ્રદેશમાં રહે નહીં. અસંખ્યપ્રદેશ નો રોકે જ. અસંખ્યના પણ અસંખ્ય પ્રકારો છે. જીવની જે નાનામાં નાની અવગાહના છે તે લોકાકાશનો અસંખ્યાતમો ભાગ હોવા છતાં તેમાં પણ અસંખ્યપ્રદેશો છે. અસંખ્ય કરતાં ઓછા પ્રદેશોમાં સમાઈ જાય-એટલો બધો સંકોચ જીવમાં કદી થાય નહીં; ને લોકાકાશ કરતાં વધુ વિસ્તાર પણ કદી થાય નહીં.

હે જીવ! અસંખ્યપ્રદેશી તારું જ્ઞાન તેમાં સર્વત્ર પરમાત્મપણું ભર્યું છે. તારું આત્મક્ષેત્ર તો કેવળજ્ઞાન ને સિદ્ધપદનાં પાક પાકવાનું ખેતર છે. એ ચૈતન્ય-ખેતરમાં વિકારનાં પાક ન પાકે. અરે, શિવપદનાં ખેતરમાં તું વિકારનાં વાવણાં કર—એ તે કાંઈ શોભે છે? પરમાત્મપદના વૈભવથી ભરેલો અસંખ્યપ્રદેશી આત્મા જેના અનુભવમાં આવે તેને કેવળજ્ઞાનરૂપી ને મોક્ષરૂપી ફળ પાક્યા વગર રહે નહીં.

અસંખ્ય આત્મપ્રદેશે વ્યાપેલો જે જ્ઞાનભાવ, તેમાં આનંદ, પ્રભુતા વગેરેને અભેદપણે સમાવ્યા, અને પરભાવોનું કર્તાપણું તેમાંથી કાઢી નાંખ્યું, પરભાવોનું ભોક્તાપણું પણ કાઢી નાંખ્યું. પ્રદેશોનું કંપન પણ કાઢી નાંખ્યું,—અસંખ્યપ્રદેશી આત્મા નિષ્કંપ-નિષ્ક્રિયસ્વભાવી છે. કર્મના નિમિત્તે તેનું કંપન થાય ને તે કંપનના નિમિત્તે નવા કર્મપરમાણુ આવે—એ બંને આત્માના સ્વભાવની ચીજ નથી. આત્મામાં રહેલો સમ્યક્ત્વ-ફોજદાર પરભાવને નિજસ્વરૂપમાં આવવા દેતો નથી; પૂર્ણ પરમાત્મપદ સિવાય બીજા ભાવોને ચૈતન્યદરબારમાં પ્રવેશવા દેતો નથી. જેમ ચક્રવર્તીના રાજદરબારમાં તો મોટા રાજા-મહારાજાઓ હોય, ત્યાં કાંઈ મેલાઘેલા ભીખારી ન પ્રવેશે, તેમ જગતમાં સૌથી મહાન એવો આ ચૈતન્યચક્રવર્તીનો દરબાર, તેમાં મલિનતાનો

કે પામરતાનો પ્રવેશ થતો નથી, તે રાજદરબારમાં તો કેવળજ્ઞાન, ક્ષાયિક-સમ્યક્ત્વ, અતીન્દ્રિયઆનંદ, પ્રભુતા, સિદ્ધપદ–એવા અપાર વૈભવસહિત અનંત રાજ-રાજેશ્વરો (ગુણો) બિરાજી રહ્યા છે. સમ્યક્ત્વરૂપી ફોજદાર એવો છે કે ચૈતન્યદરબારમાં મલિનતાના અંશને પણ આવવા ન દે, શુદ્ધભાવને જ અંદર આવવા દે. પરભાવો તેની ઉપર તરે છે એટલે કે અનુભવની બહાર જ રહે છે, અંદર પ્રવેશતા નથી. જગતનો કોઈ કોલાહલ ચૈતન્યદરબારમાં (સ્વાનુભવમાં) અંદર આવતો નથી, ચૈતન્યદરબારમાં તો પરમ શાંતિ જ છે. –અહા, આવો દરબાર તારી અંદર જ ભરેલો છે, એકવાર હે જીવ! તારા ચૈતન્યદરબારમાં પ્રવેશ તો કર. અંદર ડોકિયું તો કર. એ અપાર વૈભવ જોતાં જ તને કોઈ પરમ આનંદ થશે.

જેમ શરીરમાં શરીરની જાતિના અવયવો (આંખ–કાન વગેરે) હોય છે તેમ આત્મામાં આત્મજાતિના અવયવો છે, જે જ્ઞાનાદિ અનંત ગુણ-પર્યાયો છે તે આત્માના અવયવો છે, અસંખ્યપ્રદેશો તે પણ આત્માના અવયવો છે. અવયવો એટલે અંશો. અનંત ગુણો ને અસંખ્યપ્રદેશોથી સંપન્ન એવા આ ચૈતન્યક્ષેત્રમાં પરમ આનંદના પાક પાકે છે. ચૈતન્યધામમાં જેટલો એકાગ્ર થા તેટલા જ્ઞાન-આનંદના પાક તત્કાળ પાકશે. સિદ્ધપદ થતાં આત્મ-પ્રદેશો સર્વથા અકંપ-નિષ્ક્રિય થઈ જાય છે ને ત્યાં પહેલા સમયે અસંખ્ય-પ્રદેશનો જેવો આકાર હોય તેવો જ આકાર સદાકાળ રહે છે.

ચૈતન્યગુણોનો અપાર મહિમા છે તે લક્ષમાં લ્યે તો તો સમ્યગ્દર્શન થાય, ને બીજા બધાનો મહિમા ઊડી જાય. પણ જીવ નિજમહિમાને ભૂલીને પરના મહિમામાં જ અટવાયો છે. અમુક દેશમાં ત્રણ-ત્રણ માણસ વચ્ચે એકેક મોટરગાડી, અમુક દેશનું રોકેટ ચંદ્રલોક સુધી પહોંચ્યું, —એમ તેના વૈભવનો મહિમા કરે છે, પણ અહીં સર્વજ્ઞદેવના શાસનમાં એકેક આત્મા પાસે અનંત ગુણની પરિણતિરૂપી અનંત મોટર દોડે છે, ને ભેદવિજ્ઞાનના નિરાલંબી વિમાન ઠેઠ મોક્ષ સુધી ઊડે છે, –આવો વૈભવ તારા આત્મામાં છે એનો મહિમા કરને! તું સાધારણ તત્ત્વ નથી, તું તો જગતમાં સૌથી મહાન-મહિમાવંત તત્ત્વ છો. ચક્રવર્તીની રાણી ભીખારણ ન હોય, એ તો હજાર દેવ જેની સેવા કરે એવી પુણ્યવંતી હોય. તેમ ચૈતન્યચક્રવર્તીની પરિણતિ મહા આનંદમય હોય, એ વિકારી પામર ન હોય, એ તો શુદ્ધ

[ ૨૫ ]

# સ્વધર્મવ્યાપકત્વ શક્તિ

[ सर्वशरीरैकस्वरूपात्मिका स्वधर्मव्यापकत्वशक्तिः । ]

卐

ॐ

મૃતક કલેવરમા મૂર્છાયેલો એવો
અમૃત આનંદ સ્વરૂપ આત્મા પોતા તરફ
નજર પણ કરતો નથી. પોતા તરફ નજર
કરતા સુખરૂપ અમૃતથી ભરેલો પૂર્ણસમુદ્ર
તેને નિહાળતા, જોતા, અવલોકતા, દેખતા,
માનતા અને તેમા સ્થિર થતા તૃપ્ત થાય
તેવો ઘન પોતેજ છે

ગુરુદેવના હસ્તાક્ષર





આ જ્ઞાનસ્વરૂપ આત્મામાં અનંત શક્તિ છે, –તે સંખ્યાથી અનંત છે, કાળથી અનંત છે ને ભાવરૂપ સામર્થ્યથી પણ અનંત છે; અને છતાં ‘જ્ઞાનમાત્ર ભાવ’ના અનુભવમાં તે સમાઈ જાય છે, તેનું આ વર્ણન છે. તેમાં ૨૪ શક્તિનું વર્ણન થયું; હવે પચીસમી ‘સ્વધર્મવ્યાપકત્વ’ નામની શક્તિ છે. આત્મા સદા પોતાની અનંત ગુણ-પર્યાયોરૂપ સ્વધર્મમાં જ તન્મયપણે રહ્યો છે, શરીરમાં તે કદી તન્મય થયો નથી. ભિન્નભિન્ન અનંત શરીરોમાં રહેવા છતાં તે શરીરના જડધર્મરૂપે આત્મા કદી થયો નથી, પણ પોતાના ચેતનધર્મરૂપે જ સદાય રહ્યો છે. સર્વ શરીરોમાં એક આત્મસ્વરૂપે જ પોતાના ધર્મમાં રહ્યો છે એટલે કે શરીરમાં કદી વ્યાપ્યો નથી, આત્મ-વ્યાપકપણે જ આત્મા ત્રિકાળ રહ્યો છે. આત્મા શરીરના સંયોગમાં રહેવા છતાં શરીરરૂપે કદી નથી થયો. પોતાના નિર્મળ ગુણની પર્યાયમાં વ્યાપીને રહે એવો આત્માનો સ્વભાવ છે. આત્મા એક ભવમાંથી બીજા ભવમાં જાય ત્યાં પોતાના જ્ઞાનધર્મને સાથે લઈ જાય છે પણ કાંઈ શરીરને સાથે લઈ જતો નથી, કેમકે શરીરમાં તે રહ્યો નથી. આત્મા ખરેખર શરીરમાં રહ્યો ક્યારે કહેવાય?—કે જો તેમાં તન્મય થઈ ગયો હોય તો. પણ આત્માને શરીર સાથે તન્મયપણું કદી નથી. કેમકે—

જડ ભાવે જડ પરિણમે, ચેતન ચેતનભાવ;
કોઇ કોઈ પલટે નહીં, છોડી આપ સ્વભાવ.

જેનો જે ધર્મ હોય તેનાથી તે કદી જુદો પડે નહીં. આત્મા શરીરને પોતાનું વ્યાપ્ય (રહેઠાણ) બનાવે એવો એનો સ્વભાવ નથી. શરીરથી ભિન્ન રહીને, પોતાના નિર્મળ જ્ઞાનાનંદસ્વરૂપમાં વ્યાપીને તેને જ આત્મા પોતાનું રહેઠાણ બનાવે છે. એ જ આત્માનું નિજપદ છે. રાજાનાં સિંહાસન લોઢાનાં ન હોય, એને તો સોનાનાં હીરાજડીત સિંહાસન હોય; તેમ ચૈતન્યરાજાનું સિંહાસન અસંખ્યપ્રદેશી શુદ્ધ ચૈતન્યધાતુનું બનેલું છે, રાગનું કે જડનું સિંહાસન એને ન હોય. શરીરો અને પરભાવો તો અનેક પ્રકારના બદલાયા, પણ આત્મા એકસ્વરૂપપણે જ સદા સ્વધર્મમાં રહ્યો છે, શરીર કે રાગાદિ પરભાવો કદી એકસ્વરૂપે રહેતા નથી, તે ખરેખર આત્માના સ્વધર્મ નથી. આત્મા, પોતાના જ્ઞાન–દર્શન–આનંદાદિ ગુણો ને તેની નિર્મળપર્યાયો એવા જે સ્વધર્મો તેમાં પ્રસરીને સદા રહ્યો છે,—એવું તેનું સ્વધર્મવ્યાપકપણું છે. ‘આત્મા જ્ઞાનમાત્ર છે’ એવું અનુભવતાં આવું સ્વરૂપ પણ તેમાં આવી જ

જાય છે જ્ઞાનમાત્ર વસ્તુ રાગમાં કે જડમા વ્યાપે નહી આવી સ્વ-વસ્તુમાં લક્ષને લઈ જાય તો લક્ષમા આવે કે અહા! આવી મારી વસ્તુ છે ને આવા મારા સ્વધર્મો છે પોતાની વસ્તુ તરફ લક્ષ કર્યા વગર પોતાના ધર્મોની ઓળખાણ થાય નહીં અત્યારે પણ આત્મા શરીરમા નથી વ્યાપ્યો, પોતાના અનંત ધર્મોમા જ વ્યાપ્યો છે

અત્યારસુધી આત્મા પોતાના એકસ્વરૂપે જ રહ્યો છે. જેમ એક જ દીવો જુદા જુદા ઘણા ઓરડામા ફરે, છતા દીવો પોતાના પ્રકાશસ્વરૂપે જ રહ્યો છે, ઓરડારૂપે થયો નથી તેમ આ આત્મા ચૈતન્યપ્રકાશી દીવો અનેક શરીરોરૂપી ઓરડામા ફર્યો, છતા તે તો પોતાના ચૈતન્યપ્રકાશમા જ વ્યાપીને રહ્યો છે, શરીરરૂપે થયો નથી. જેમ દીવો અંધારામા વ્યાપતો નથી તેમ આ ચૈતન્યદીવો પરભાવરૂપી અંધકારમા તન્મય થતો નથી પર્યાયમા રાગ હોય તેમા તન્મયપણુ અજ્ઞાનથી માન્યુ છે, પણ વસ્તુના સ્વરૂપમા કોઈ ગુણ એવો નથી કે રાગમા તન્મય થઈને રહે ભાઈ! આવુ તારુ આત્મસ્વરૂપ છે, તેને સ્વધર્મ સિવાય જગતમા કોઈ શરણુ થાય તેમ નથી.

અરે, ચોરાશીલાખ જીવયોનીના અવતારમા અજ્ઞાનજનિત દુઃખના ધોકા ખાઈ-ખાઈને જીવ બેભાન થઈ ગયો છે, જેને પોતાના સ્વરૂપની સુધબુધ નહી એને તે કાંઈ આત્મા કહેવાય! આત્મા તો પોતાના જ્ઞાનધર્મમા હોય કે બીજાના ધર્મમા? આત્મા પોતાના અનંતગુણધામમા બિરાજે છે, તે જાગીને પોતાના નિજસ્વરૂપને સંભાળે તો ખરો આત્મા કહેવાય. માથા ઉપર લોઢાના ઘણના ઘા પડે તે જેમ સહન નથી થતા, તો આ દેહબુદ્ધિથી તારા આત્માના ગુણને માથે મિથ્યાત્વરૂપી મોટા ઘણના ભયંકર ઘા પડે છે તે કેમ સહન થાય છે? અરે, મિથ્યાત્વનુ દુઃખ, ઘણના ઘા કરતાય મોટુ છે. ભાઈ, એનાથી છૂટવા તારા સ્વધર્મને તુ સંભાળ. તારા આત્મદ્રવ્યમા એવો કોઈ સ્વભાવ નથી કે રાગને રચે ને રાગમા રહે. અગ્નિના ગંજ વચ્ચે પડયો હોય, શરીર ભડભડ ભડકે બળતુ હોય કે વાઘ-સિંહવડે ખવાતુ હોય, તે વખતેય જાગૃત રહીને નિજ સ્વભાવધર્મમા વ્યાપવાનો આત્માનો સ્વભાવ છે, રાગમાં કે દેહમા મૂર્છાઈ જાય એવો આત્માનો સ્વભાવ નથી. અરે જીવ! તારી બેહદ તાકાત છે. ગમે તે સંયોગ વચ્ચે પણ પોતાના અનંત ગુણના નિર્મળકાર્યને કરીને તે સ્વધર્મમા પોતે રહે એવો આત્મા છે.

શરીરમાં આત્મા રહેતો જ નથી પછી તેનાથી આત્માને સુખ-દુઃખ થવાનું ક્યાં રહ્યું? અનંતકાળમાં અનંતા શરીરો આવ્યા, અનંતી પ્રતિકૂળતાઓ આવી, છતાં તે બધાની વચ્ચેથી આરપાર નીકળીને આત્મા પોતાના અનંત સ્વધર્મો સહિત એવો ને એવો એકરૂપ રહ્યો છે. નરકની ઘોરાતિઘોર પ્રતિકૂળતામાંય આત્માનો એકેય પ્રદેશ કે એકેય ગુણ ઓછો થઈ ગયો નથી. આવા આત્મસ્વભાવને જ્યાં લક્ષમાં લીધો ત્યાં તે પોતે પોતાની નિર્મળપર્યાયમાં વ્યાપતો-ફેલાતો પ્રસિદ્ધ થયો......અનુભવમ આવ્યો. હવે ખબર પડી કે અરે, મેં મને રાગમાં ને દેહમાં રહેલો અત્યારસુધી ભ્રમથી માન્યો હતો; પણ હું તો મારા અનંત ગુણમાં જ રહ્યો છું. સર્વ શરીરમાં, કે શરીરની કોઈ પણ અવસ્થા વખતે મારો આત્મા તે અચેતનથી ભિન્ન જ રહ્યો છે. ક્ષાધા તે દેહનો ધર્મ છે. તે આત્માનો ધર્મ નથી. જડ-ચેતનની ભિન્નતાનું ભાન ન હોવાથી અજ્ઞાનીને દેહનો ધર્મ જાણે આત્મામાં ગરી ગયો હોય-એવી એકત્વબુદ્ધિ છે; પણ સ્વલક્ષણવડે બંનેને ભિન્ન ઓળખતાં તે અજ્ઞાનભાવ દૂર થઈ જાય છે. દેહની અવસ્થાને આત્મા કરે, ને દેહની અનુકૂળ અવસ્થા હોય તો આત્માને ધર્મમાં સગવડ પડે-એમ માનનારે આત્માને દેહમાં જ વ્યાપક માની લીધો છે; એવી જ રીતે શરીરની પ્રતિકૂળતા ધર્મમાં નડે-એમ માનનારે પણ આત્માને દેહમાં જ વ્યાપેલો માન્યો છે. અરે ભાઈ! તારો આત્મા સંયોગના ઘેરામાં ઘેરાયેલો નથી, આત્મા તો પોતાના અનંતગુણના વૈભવમાં વ્યાપેલો છે. સ્વધર્મમાં વ્યાપેલો આત્મા જેણે લક્ષમાં લીધો તેને સંયોગનો કોઈ ઘેરો છે જ નહીં. જ્યાં દેહ ઉપર દૃષ્ટિ જ નથી ત્યાં તેની ગમે તે અવસ્થા હો પણ તે વખતે આત્માના લક્ષે સમાધાનની તાકાત છે, કેમકે તે પોતાને સ્વધર્મમાં જ વ્યાપેલો અનુભવે છે, સંયોગથી જુદો જ અનુભવે છે. આત્મા ઉપર જેનું લક્ષ નથી તે સંયોગમાં ને રાગમાં ઘેરાઈ જાય છે. બહારમાં આભ ફાટે એવી પ્રતિકૂળતા આવે તોપણ ધર્મી તો અંતરમાં નિજ-ગુણ-પર્યાયમાં આનંદથી વ્યાપીને રહે છે. જે સંયોગોમાં હું છું જ નહીં-તે સંયોગો આમ હો કે તેમ હો-તેથી મને શું? સર્વજ્ઞદેવે જોયેલો જ્ઞાનસ્વરૂપ આત્મા રાગમાં રહેનારો નથી, સંયોગમાં રહેનારો નથી; એ તો પોતાના જ્ઞાનમય સ્વભાવભાવમાં જ સદા એકસ્વરૂપે રહેલો છે. તારું વ્યાપ્ય-વ્યાપકપણું તારા અનંતધર્મોમાં છે, તારું વ્યાપ્ય-વ્યાપકપણું વિકારમાં નથી, પરમાં નથી. તારા દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણે એક જાતના (શુદ્ધ) થઈને

વ્યાપ્ય-વ્યાપકપણે એકરૂપ થઈને રહ્યા તે તારુ સ્વરૂપ છે જ્ઞાનનુ વ્યાપકપણુ જ્ઞાનભાવમા હોય, જ્ઞાનનુ વ્યાપકપણુ રાગમા ન હોય. આવા આત્માને જ્ઞાનમા જ્ઞેય બનાવે એટલે કે સ્વાનુભવમા લ્યે તો આત્મજ્ઞાન થયુ કહેવાય મોટા હાથીને કીડી જેટલા સામર્થ્યવાળો જ જાણે તો તેણે હાથીને જાણ્યો ન કહેવાય, તેમ ચૈતન્યભગવાન આત્મા મોટા હાથી જેવા મહિમાવાળો, તેને રાગ જેટલા અલ્પ સામર્થ્યવાળો માને તો તેણે આત્માને જાણ્યો નથી.

સ્વધર્મમા વ્યાપક આત્માની પ્રતીત કઈ રીતે થાય ?–કે રાગાદિ અશુદ્ધતામા વ્યાપીને તેની પ્રતીત થાય નહીં, પણ અંતર્મુખ પરિણતિ વડે સ્વધર્મમા પ્રવેશીને એટલે કે નિર્મળપર્યાયરૂપે પરિણમીને જ સ્વધર્મવ્યાપક આત્માની પ્રતીત થાય છે આવી પ્રતીત આનંદના અનુભવને ભેગો લેતી આવે છે. —આ રીતે નિર્મળ પર્યાયને સાથે ભેળવીને આ શક્તિઓનુ વર્ણન છે, તે વાત ઘણીવાર સ્પષ્ટ કરવામા આવી છે નિર્મળપર્યાયરૂપે પરિણમ્યા વગર શક્તિની પ્રતીત કરી કોણે ?–પ્રતીત કરવાનુ કાર્ય તો નિર્મળ પર્યાયમા જ થાય છે, એટલે નિર્મળ પર્યાય ભેગી ભેળવીને પ્રતીત કરે ત્યારે જ આત્માની સાચી પ્રતીત થાય છે પર્યાયમા જરાપણ શુદ્ધતા પ્રગટ થયા વગર એકલી શુદ્ધશક્તિની પ્રતીત થવાનુ માને તો તેને સાચી પ્રતીત થઈ નથી, પણ એકાન્તની ભ્રમણા થઈ ગઈ છે

કોઈ કહે કે આત્મા સ્વધર્મમા સદા રહેલો જ છે, તો પછી તેને ધર્મ કરવાનુ કેમ કહો છો ? તો તેનો ઉત્તર અજ્ઞાનીને નિજધર્મનુ ભાન નથી, તેને નિજધર્મ ઓળખાવીને તેનો અનુભવ કરાવવા માટે સમજાવે છે કે હે ભાઈ ! તારા આત્માને પરધર્મથી ભિન્ન સ્વધર્મમા જ રહેલો તુ જાણ,–જેથી તને સમ્યગ્દર્શનાદિ ધર્મ થાય. જેમ, આત્મા સદાય જ્ઞાનસ્વરૂપી હોવા છતા જ્ઞાનને સેવવાનો ઉપદેશ આપ્યો, કેમકે પોતાના જ્ઞાનસ્વભાવની સન્મુખ થઈને પર્યાયમા તેનુ સેવન જીવે કદી કર્યુ નથી –એ વાત ગા ૧૮ ની ટીકામા સરસ સમજાવી છે. આ રીતે સ્વાનુભૂતિથી નિર્મળપણે પરિણમતા આત્માની આ વાત છે.

જેવો ગુણધર્મ છે તેવો જ પર્યાયમા પ્રગટે, એટલે કે જેમ ગુણમાં રાગાદિ વિકાર નથી તેમ તે ગુણમા તન્મય થઈને પર્યાય પણ તેવી રાગાદિ રહિત થાય, તે સ્વધર્મ છે ને તેમા આત્મા વ્યાપે છે

- શરીરાદિ જડના ધર્મરૂપે આત્મા કદી થતો નથી.
- રાગાદિ પરભાવોરૂપે પણ આત્માનો સ્વભાવ થતો નથી.
- જ્ઞાનાદિ અનંત સ્વધર્મરૂપે આત્મા સદાય રહે છે.

—આવું સ્વધર્મ-વ્યાપકપણું આત્મામાં છે, ને તેના લક્ષે પર્યાયમાં તેવી નિર્મળતારૂપ ધર્મ પ્રગટે છે, તે મોક્ષનું કારણ છે.

કોઈવાર શરીરની નસ તૂટે ને લોહીની ધારા ચાલી જાય, પણ તેથી આત્માનો સ્વધર્મ કાંઈ હણાતો નથી, આત્માનો એક્રય સ્વધર્મ કાંઈ આત્મામાંથી બહાર નીકળી જતો નથી; કેમકે આત્માનો એક્રેય ધર્મ કાંઈ શરીરના આશ્રયે રહેલો નથી. ભગવાન આત્મા પોતાના સ્વધર્મના ભંડારથી સદા ભરેલો એવો છે કે પોતાના વૈભવ માટે તેણે પરની સામે જોવું પડે નહિ, કોઈ પાસે દીનતા કરવી પડે નહિ, સ્વાશ્રયે પોતામાંથી જ પોતાના ધર્મ-વૈભવને પ્રગટ કરે—એવો સ્વભાવ છે. ભગવાન આત્મા વિસ્તરીને પોતાના નિર્મળગુણ-પર્યાયમાં વ્યાપે છે, પણ પરમાં ક્યાંય વ્યાપતો નથી ને પરમાંથી પોતાના ધર્મને લેતો નથી.

ભાઈ. સદા તારા ગુણધર્મોમાં જ તું રહેલો છો, કદી તારા ધર્મોથી બહાર તું રહ્યો નથી. તારો ચૈતન્યધર્મ રાગથી ભિન્નપણે રહ્યો છે, પરથી ભિન્નપણે રહ્યો છે ને પોતાના અનંતા સ્વધર્મોમાં સદા એકરૂપ રહ્યો છે.

જ્યાં ચેતન ત્યાં અનંતગુણ, કેવળી બોલે એમ;<br>
પ્રગટ અનુભવ આત્મનો નિર્મળ કરો સપ્રેમ રે....<br>
....ચૈતન્યપ્રભુ! પ્રભુતા તમારી ચૈતન્યધામમાં.

**ચૈતન્યભાવમાં અનંતા સ્વધર્મો સમાય છે, તેને અનુભવમાં લ્યો.**

**સ્વધર્મ-વ્યાપકત્વશક્તિનું વર્ણન પૂર્ણ. (૨૫)**



## [ ૨૬ ]

## સાધારણ-અસાધારણ-સાધારણાસાધારણધર્મત્વ શક્તિ

स्वपरसमान-असमान-समानासमानत्रिविधभावधारणात्मिक
साधारण असाधारण-साधारणासाधारणधर्मत्व शक्तिः ।



અરે, ચોરાશીલાખ જીવયોનિના અવતારમા અજ્ઞાનજનિત દુ ખના ધોકા ખાઈ ખાઈને જીવ બેભાન થઈ ગયો છે જેને પોતાના સ્વરૂપની સુધ બુધ નહી એને તે કોઈ આત્મા કહેવાય? જે જાગીને પોતાના નિજસ્વરૂપને સભાળે તે ખરો આત્મા કહેવાય માથા ઉપર ઘણના ઘા જેમ સહન થતા નથી, તો આ દેહબુદ્ધિથી તારા આત્મા ઉપર મિથ્યાત્વરૂપી મોટા ઘણના ઘા પડે છે-તે તારાથી કેમ સહન થાય છે!! એનાથી છૂટવા તુ તારા સ્વધર્મને સભાળ





જ્ઞાનસ્વરૂપ આત્મામાં ધર્મો અનંતા છે, પણ તેની વહેંચણી કરતાં તેમાં ત્રણ પ્રકાર પડે છે—

૧, કેટલાક 'સાધારણ' એટલે કે સ્વ-પર બધાયમાં રહેલા હોય એવા ધર્મો છે,—જેમ કે અસ્તિત્વ.

૨. કેટલાક 'અસાધારણ' એટલે કે જે જીવમાં જ હોય ને બીજામાં કોઈમાં ન હોય એવા ધર્મો છે,—જેમ કે જ્ઞાન, આનંદ વગેરે.

૩. કેટલાક 'સમાન-અસમાનરૂપ' ધર્મો છે એટલે અમુક પદાર્થોની અપેક્ષાએ સમાન, ને અમુક પદાર્થોની અપેક્ષાએ અસમાન—એવા ધર્મોને સાધારણ-અસાધારણધર્મ કહે છે, —જેમકે અરૂપીપણું. આત્મામાં અરૂપીપણું છે તે આકાશ વગેરેની અપેક્ષાએ સાધારણ છે, ને પુદ્ગલની અપેક્ષાએ અસાધારણ છે.

—આમ ત્રણ પ્રકારનાં ધર્મો આત્મામાં એક સાથે રહેલા છે. જો કે આવા ધર્મો છએ દ્રવ્યોમાં છે પણ અહીં તો આત્માની શક્તિના વૈભવની વાત છે. જેમ મૂર્તપણું તે પુદ્ગલનો અસાધારણસ્વભાવ છે, સર્વવ્યાપકતા તે આકાશનો અસાધારણસ્વભાવ છે, તેમ જ્ઞાન તે આત્માનો અસાધારણ-સ્વભાવ છે. 'જ્ઞાન' તે આત્માનો અસાધારણ ધર્મ (એટલે ખાસ વિશેષ ગુણ) હોવા છતાં, તે જ્ઞાનની સાથે બીજા સાધારણ ધર્મો (એટલે કે સામાન્ય ગુણો) પણ રહેલા છે, ને કેટલાક જેમાં બંને પ્રકાર (સામાન્યપણું ને અસામાન્યપણું-એ બંને) લાગુ પડે એવા ધર્મો પણ છે. આમ ત્રિવિધ ધર્મોને આત્મા એક સાથે ધારણ કરે છે.

• આત્મા સત્ છે —એમ એકલા અસ્તિત્વવડે આત્માનું પરથી ભિન્ન સ્વરૂપ ખ્યાલમાં આવતું નથી, કેમકે જેમ આત્મા સત્ છે તેમ અજીવપદાર્થો પણ સત્ છે. એટલે એકલા અસ્તિત્વ દ્વારા સ્વ-પરની ભિન્નતા સમજાતી નથી.

• આત્મા અરૂપી છે —એમ માત્ર અરૂપીપણાવડે પણ આત્માનું પરથી ભિન્ન સ્વરૂપ ખ્યાલમાં આવતું નથી; જોકે 'અરૂપી' કહેતાં પુદ્ગલથી આત્મા જુદો પડે છે, પણ 'અરૂપી' તો આકાશ વગેરે પણ છે, તેમનાથી જુદો પડતો નથી. એટલે અરૂપીપણાદ્વારા પણ આત્માનું પરથી ભિન્ન સ્વરૂપ સમજાતું નથી.

• આત્મા જ્ઞાન-આનંદસ્વરૂપ છે, તે જ્ઞાન-આનંદ વગેરે આત્માના વિશેષધર્મો હોવાથી, તેમના વડે સમસ્ત પરદ્રવ્યોથી ભિન્ન આત્માનું ખરું સ્વરૂપ લક્ષમા આવી જાય છે.

જેવો જ્ઞાનસ્વરૂપ આત્મા સત્ છે, તેવા જ જ્ઞાન વગરના બીજા પદાર્થો પણ સત્ છે, 'સત્' અપેક્ષાએ ચેતન કે જડ બંનેમા સમાનતા છે. ચેતનવસ્તુ જ સત્ હોય ને જડવસ્તુ સત્ ન હોય –એમ નથી અનંતા પદાર્થો જગતમા સ્વતંત્ર સત્ છે. સૌનું સત્પણું પોતપોતામા પરિપૂર્ણ છે

જ્ઞાન, આનંદ વગેરે વિશેષ ગુણો દરેક આત્મામા છે, આ આત્મામાં પણ છે ને બીજા આત્માઓમાં પણ છે, દરેક આત્મામા જ્ઞાન-આનંદ હોવા છતા સૌના ગુણ પોતપોતામા છે· એક આત્માનું જ્ઞાન બીજા આત્મામા નથી, એક આત્માનું સુખ બીજા આત્મામા નથી, એટલે સ્વસન્મુખ થતા પોતાનાં જ્ઞાનવડે પોતાના જ જ્ઞાન-આનંદનો સ્વાનુભવ થાય છે, બીજા બધા જીવોથી જુદો પોતાનો આત્મા પોતાના સંવેદનમા આવે છે ભાઈ, ભિન્નલક્ષણ દ્વારા તારો આત્મા તને કઈ રીતે અનુભવમા આવે-તે સંતોએ બતાવ્યું છે તારું 'જ્ઞાનલક્ષણ' એવું છે કે જે સમસ્ત પરદ્રવ્યો અને પરભાવોથી ભિન્નપણે ને પોતાના અનંત ધર્મોમા એકપણે આત્માનો અનુભવ કરાવે છે.–એવા અનુભવમા પ્રસિદ્ધ થયેલા આત્મામા જ્ઞાનલક્ષણની સાથે બીજા અનંત ધર્મો કેવા કેવા છે તેનું આ વર્ણન ચાલે છે

આત્મામા એક શક્તિ એવી છે કે ત્રિવિધ ધર્મોને એકસાથે પોતામાં ધારણ કરે છે, તેનું વર્ણન આ ૨૯મી શક્તિમા કર્યું

સાધારણ-અસાધારણ-સાધારણાસાધારણધર્મત્વશક્તિનું વર્ણન પૂર્ણ (૨૯)



લોકોને સમવસરણના ઠાઠનો મહિમા દેખાય છે પણ જો અંદર ચૈતન્યના સર્વજ્ઞપદનો પરમ અચિંત્ય મહિમા ઓળખે તો સમ્યગ્દર્શન થયા વગર રહે નહીં જગતના વૈભવને જાણનારો આત્મા પોતે પોતાની અપાર ચૈતન્યસંપદાવાળો છે જાણનારનું અપાર માહાત્મ્ય છે ચૈતન્યવિભૂતિ પાસે જગતની વિભૂતિ ધૂળસમાન છે

★

હે ચૈતન્યરાજા! શાસ્ત્રો અને સન્તો તને તારા સ્વભાવનો મહેલ બતાવે છે, તારા સ્વભાવમહેલમાં ભરેલાં નિધાન બતાવીને તને સ્વમાં લક્ષ કરાવે છે ને પરનો મહિમા છોડાવે છે. પરનું માહાત્મ્ય છોડીને સ્વમહિમામાં લીન થવું તે જ વીતરાગી શાસ્ત્રોનું તાત્પર્ય છે.

ભેદજ્ઞાનના બળે નિજમહિમામાં લીન થાય છે તેઓ જ શુદ્ધાત્મતત્ત્વને પામીને કર્મોથી મુક્ત થાય છે. અહા, ચૈતન્યમહેલમાં જઈને 'આત્મવૈભવ'ને લક્ષમાં લ્યે તો તેમાં લીનતા થયા વગર રહે નહીં, ને પરનો મહિમા આવે નહીં.



[ २७ ]

# અનંતધર્મત્વ શક્તિ

[ विलक्षणानतस्वभावभावितैकभावलक्षणा अनतधर्मत्वशक्तिः । ]



મુનિઓને વનમા એકલા એકલા કેમ ગોઠતુ' હશે?—તો કહે છે કે અહો! એ એકલા નથી, અતરમા અનત ગુણોનો એમને સાથ છે બહારનો સગ છોડીને અતરમા આત્માના અનત ગુણો સાથે ગોષ્ઠી કરી તેમા અપૂર્વ આનદ છે, તો કેમ ન ગોઠે? આનદમા કોને ન ગોઠે? આત્માના અનત ગુણો સાથે ગોષ્ઠી કરતા તેમા અનત આનદ છે





જ્ઞાનસ્વભાવી આત્માના વૈભવનું આ વર્ણન ચાલે છે. આત્મામાં કેટલા ધર્મો છે? –તો કહે છે કે અનંતધર્મો છે. તે અનંતધર્મો કેવા છે? કે ભિન્ન-ભિન્ન લક્ષણવાળા છે. એટલે કે વિલક્ષણ છે. અનંતધર્મો ભિન્નભિન્ન લક્ષણ-વાળા હોવા છતાં તે બધાય ધર્મો આત્માના એકભાવમાં સમાઈ જાય છે; આત્મા પોતાના એકભાવપણે રહીને એકસાથે અનંતસ્વભાવોને ધારણ કરે છે, એવી તેની અનંતધર્મત્વ શક્તિ છે.

અહા, આત્મસ્વભાવના અનંત સામર્થ્યની શી વાત! જે સંખ્યાથી ગણાય નહિ, વાણીથી કહેવાય નહિ ને વિકલ્પથી પમાય નહિ, આવો અનંત-શક્તિસંપન્ન આત્મા ધર્મીના સ્વાનુભવમાં સમાય છે. સ્વાનુભૂતિમાં બધી આત્મશક્તિઓ એક સાથે ઉલ્લસે છે, એકેય શક્તિ બાકી નથી રહેતી. અનંત શક્તિઓ ભિન્નભિન્ન લક્ષણવાળી હોવા છતાં આત્મા તેથી ખંડ-ખંડ થઈ જતો નથી, પણ બધી શક્તિઓને એકભાવપણે રાખે એવી શક્તિ આત્મામાં છે. આત્માના અનુભવરસમાં અનંતા ગુણોનો રસ સમાય છે, માટે અનુભવ સર્વનો સાર છે, અનંત શક્તિનો નીચોડ સ્વાનુભવમાં સમાય છે.

અનંતસ્વભાવોથી ભાવિત આત્મા 'એક' છે. અનંતગુણોનું લક્ષણ ભિન્ન ભિન્ન છે –જેમકે જ્ઞાનનું લક્ષણ જાણવું; આનંદનું લક્ષણ આહ્લાદ આપવો તે; એમ ગુણોમાં લક્ષણભેદ હોવા છતાં, જ્ઞાનનો આત્મા જુદો આનંદનો આત્મા જુદો –એવો વસ્તુભેદ નથી, આત્મા તો અનંતગુણના પિંડસ્વરૂપ એકભાવ છે. અનંતગુણ બતાવીને પણ અભેદપણે 'એકભાવ'માં સમાવી દીધા. એકેક કરીને અનંતધર્મો છદ્મસ્થના ખ્યાલમાં ન આવે, પણ અનંતધર્મોથી અભેદ એવા 'એક' 'પૂર્ણ' 'અખંડ' શુદ્ધઆત્માનો અનુ-ભવ થતાં તેમાં અનંતધર્મોનો સ્વાદ આવી જાય છે. આવો આત્મા ધર્મીએ પોતાના સ્વાનુભવમાં પ્રસિદ્ધ કર્યો છે.

અહા, અનંતશક્તિવાળા આત્માને જે લક્ષમાં લ્યે તેને વિકારનો પ્રેમ કેમ રહે? જેને મોક્ષની લગની છે, જેને આત્માના વૈભવની લગની છે, અનુભવની ધગશ છે–એવા મોક્ષાર્થી જીવને આચાર્યભગવાને પરમ કરુણાથી આત્મવૈભવ દેખાડયો છે. સ્વાનુભૂતિવડે આવો આત્મવૈભવ પ્રાપ્ત થાય છે.

'જ્ઞાન'વડે લક્ષિત આત્મામાં ભિન્નભિન્ન લક્ષણવાળા અનંતધર્મો છે, પરંતુ તેમાં એકેય ધર્મ એવો નથી કે જેનું લક્ષણ 'રાગ' હોય. અનંત

ધર્મોમાં કયાય રાગાદિ વિકાર આવતો નથી, કોઈ ધર્મમાં રાગનું કર્તૃત્વ આવતું નથી. હા, રાગને ન કરે એવું અકર્તૃત્વધર્મમાં આવે છે. રાગ કરવાનો જે ભાવ છે તે તો ભવ કરવાનો ભાવ છે, તે તો 'અનાત્મભાવ' છે, તેમાં આત્મશક્તિ આવતી નથી. અહીં તો આત્મશક્તિના ભાવની વાત છે.

આત્માના સ્વભાવમાં અદ્ભુતતા છે, અનંતધર્મની વિચિત્રતા જેમાં ભરેલી હોવા છતાં તે પોતાના એકપણામાં રહ્યો છે. જ્ઞાન ને આનંદ, અસ્તિપણું ને નાસ્તિપણું, નિત્યતા ને અનિત્યતા–એમ ભિન્નભિન્ન અનંત ધર્મો આત્મામાં એકસાથે રહેલા છે છતાં તે બધા ધર્મો એકતાના ભાવથી આત્માના એકત્વમાં સમાઈ જાય છે. આવું આત્માનું અનંતધર્મત્વ છે.

આત્માના અનંત ધર્મોમાં દરેકનું સ્વરૂપ ભિન્નભિન્ન છે, જો લક્ષણભેદે દરેક ધર્મમાં ભિન્નતા ન હોય તો અનંતધર્મો જ સિદ્ધ ન થાય. કોઈપણ બે ગુણનું લક્ષણ સર્વથા સરખું નથી, ક્ષેત્ર બધાનું સરખું છે પણ ભાવમાં ભિન્નતા છે. અને છતાં ભિન્નભિન્ન ભાવવાળા અનંતધર્મોને પોતે ધારી રાખે, તેમને વેરવિખેર થવા ન દે એવી આત્માની શક્તિ છે, અનંતધર્મના ભાવોને એક આત્મભાવમાં સમાડી દેવાની તેની તાકાત છે. જેમ ઔષધિની એક ગોળીમાં કેટલાક ઔષધનો રસ સમાયેલો છે, તેમ આત્માની સ્વાનુભૂતિ—કે જે ભવરોગ મટાડવાનું અમોઘ ઔષધ છે–તેમાં અનંતગુણનો સ્વાદ સમાયેલો છે. આ રીતે સ્વાનુભૂતિ વડે અનંતધર્મસ્વરૂપ આત્મા અનુભવમાં આવે છે ને અનંતા ગુણો નિર્મળપર્યાયપણે ખીલી જાય છે.

અનંતધર્મત્વ શક્તિનું વર્ણન પૂરું. (૨૭)





—ભાઈ! પોતાના આત્મવૈભવને પ્રતીતમાં લેતાં પરનો મહિમા ઊડી જાય એટલે જ્ઞાન સ્વમાં ઠરે ને આત્મા સ્વસમયરૂપ પરિણમે. રાગથી છૂટીને અનંત શક્તિનું નિર્મળ પરિણમન થવા માંડે—એનું નામ ધર્મ. મારો આત્મા એક સમયમાં પરિપૂર્ણ અનંત શક્તિનો પિંડ—આમ સ્વમાં લક્ષ આવતા જ્ઞાનનું, શ્રદ્ધાનું, સુખનું એમ અનંતગુણનું નિર્મળ પરિણમન એકસાથે ઊછળે છે—નિર્મળતા પ્રગટે છે, તે જ ધર્મ ને તે જ મોક્ષમાર્ગ; તેને સાધ્ય આત્માની સિદ્ધિ થઈ.



[ ૨૮ ]

# વિરુદ્ધધર્મત્વ શક્તિ

[ तदतद्रूपमयत्वलक्षणा विरुद्धधर्मत्वशक्तिः । ]



ૐ

અનેકાંત એ અમૃત છે
કારણ સત સ્વપણે છે ને પરપણે નથી
તેમાં સ્વનું હોવું તેમાં પરનો અભાવ ભાવ રૂપ હોવાથી
આનંદ શાંતિ વીતરાગતા એજ અમૃત છે

ગુરુદેવના હસ્તાક્ષર





અનંતધર્મસ્વરૂપ અનેકાન્તમય આત્માને જ્ઞાનલક્ષણથી લક્ષિત કરતાં એટલે કે સ્વાનુભવમાં લેતાં નિર્મળપર્યાય સહિત અનંતધર્મવાળો આત્મા તે અનુભવમાં પ્રસિદ્ધ થાય છે, તેનું આ વર્ણન છે. સ્વલક્ષણવડે જે પ્રસિદ્ધ થયો છે એવા આત્માના ધર્મોનું આ વર્ણન છે. જે અનાદિથી એકલા વિકારમાં વર્તે છે તેની આ વાત નથી, પણ સ્વસન્મુખ પ્રયત્નથી જેણે જ્ઞાનલક્ષણવડે સ્વલક્ષ્યને પકડ્યું છે–તેને તે સ્વલક્ષ્યભૂત આત્મામાં કેવી કેવી શક્તિઓ નિર્મળ-પણે પરિણમે છે તેની આ વાત છે. જો કે આ શક્તિઓ તો બધા આત્મામાં છે પણ અહીં તેનું ભાન કરીને નિર્મળપણે જે પરિણમ્યો છે તેની વાત છે; ને તેને જ ખરો આત્મા કહીએ છીએ. જેને રાગ અને વિકલ્પ ઉપર જ લક્ષ છે તેને ખરેખર આત્મા કહેતા નથી, કેમકે તેને પર્યાયમાં આત્મા જેવો છે તેવો પ્રસિદ્ધ થયો નથી. અહીં તો, સ્વસન્મુખ થતાં રાગથી જુદો પડેલો જે જ્ઞાનમય ભાવ પ્રગટ્યો તે જ્ઞાનમય ભાવ કેવા ધર્મોવાળા આત્માને અનુભવે છે તેની વાત છે.

'જ્ઞાન' તે આત્માનો મુખ્યસ્વભાવ છે. તે જ્ઞાન અંતર્મુખ થઈને આખા અનંત ધર્મવાળા આત્માને પોતાના લક્ષ્ય તરીકે પ્રસિદ્ધ કરે છે,–તે ખરો આત્મા છે. આ સિવાય જ્યાં ખરો આત્મા નથી ત્યાં આત્માપણું માની લીધું તે તો અજ્ઞાન છે. જ્ઞાન લક્ષણવડે લક્ષ્યરૂપે જે જણાયો તેમાં એકલું જ્ઞાન નથી પણ જ્ઞાન સાથે બીજા અનંતા ધર્મો છે. તેમાં એક ધર્મ એવો છે કે જેને લીધે અસ્તિ–નાસ્તિ આદિ વિરુદ્ધધર્મો પણ આત્મામાં એક સાથે રહે છે. આત્માની આવી 'વિરુદ્ધધર્મત્વશક્તિ' છે કે તદ્રૂપપણું અને અતદ્રૂપપણું—એવા બંને ધર્મો આત્મામાં એક સાથે વર્તે છે. જો કે સ્યાદ્વાદ-વિવક્ષાથી જોતાં ખરેખર બંને ધર્મોમાં વિરોધ મટી જાય છે, બંને અવિરોધપણે અનેકાન્તમાં સમાય છે. તદ્રૂપતા સ્વરૂપ સાથે છે ને અતદ્રૂપતા પરરૂપ સાથે છે–આ રીતે તેમનામાં વિરોધ રહેતો નથી. એક જ્ઞાનમાત્રભાવ પોતાના આત્મા સાથે તદ્રૂપ છે ને બીજા બધાની સાથે અતદ્રૂપ છે,–આવા અનેકાન્ત સહિત છે.

દરેક દ્રવ્ય પોતાના દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવની મર્યાદાથી બંધાયેલું છે, સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવમાં જ તેની મર્યાદા છે; પોતાની તે મર્યાદાથી બહાર તે પરિણમતું નથી. સ્વ-પરની ભિન્ન મર્યાદા જાણીને પોતાના સ્વભાવસન્મુખ

થતા આત્મા નિર્મળપણે પરિણમે છે પર સાથે 'અતદ્રૂપપણારૂપ' જે સ્વધર્મ છે તે સ્વધર્મની સાથે આત્મા તદ્રૂપ છે; પણ તે 'અતદ્રૂપ' ધર્મ આત્માને પરની સાથે તદ્રૂપ થવા દેતો નથી, આત્માને પરથી ભિન્ન જ રાખે છે.

આ રીતે તદ્રૂપતા અને અતદ્રૂપતા વગેરે વિરુદ્ધધર્મોને આત્મા ધારણ કરે છે, જો કે આવી વિરુદ્ધધર્મત્વશક્તિ તો છએ દ્રવ્યોમા છે, બધા દ્રવ્યોને પોતાના સ્વભાવ સાથે તદ્રૂપતા ને પર સાથે અતદ્રૂપતા છે, પણ અહીં છ દ્રવ્યોમા મુખ્ય એવો જ્ઞાનમૂર્તિ આત્મા, તેના જ્ઞાનભાવમા એક સાથે તદ્રૂપતા ધર્મ અને અતદ્રૂપતાધર્મ બને કઈ રીતે છે તે સમજાવ્યુ છે. જો આવી બને શક્તિ એક સાથે ન હોય, ને એકલુ તદ્રૂપપણુ જ હોય તો જડ સાથે પણ આત્મા તદ્રૂપ થઈ જાય એટલે જડ થઈ જાય અથવા જો એકલુ અતદ્રૂપપણુ હોય તો આત્મા પોતાના જ્ઞાન-આનદ સાથે પણ અતદ્રૂપ એટલે કે જુદો ઠરે,—પણ એમ નથી આત્મામા તદ્રૂપપણુ ને અતદ્રૂપપણુ બને ધર્મો એક સાથે છે તદ્રૂપપણુ ને અતદ્રૂપપણુ એ બનેનુ સ્વરૂપ હવે સમજાવશે. આત્મામા વિરુદ્ધધર્મો છે પણ તે સર્વથા વિરુદ્ધ નથી જેમકે આત્મા અરૂપી છે ને રૂપી પણ છે, અથવા આત્મા ચેતન છે ને જડ પણ છે—એવુ સર્વથા વિરુદ્ધધર્મપણુ આત્મામા નથી. તેમજ રાગાદિ ભાવો આત્માના સ્વભાવથી વિરુદ્ધ છે, તે વિરુદ્ધભાવો કાંઈ આ 'વિરુદ્ધધર્મો'માં નથી આવતા. પણ અસ્તિપણુ-નાસ્તિપણુ વગેરે કથચિત વિરુદ્ધધર્મ કે જેઓ જ્ઞાનમાત્ર આત્માનુ વસ્તુપણુ સિદ્ધ કરે છે—એવા ધર્મો આત્મામા છે. તેમાથી તત્પણુ—અતત્પણુ વગેરે ધર્મોનુ સ્વરૂપ હવે બતાવે છે

વિરુદ્ધધર્મત્વશક્તિનુ વર્ણન પૂરુ થયુ (૨૮)



એક ક્ષણનુ સત્સ્વભાવનુ લક્ષ ટકાર કરનુ કેવળજ્ઞાનને લાવે, ને સાદિ-અનત આનદને આપે અનત-અનત કાળે પણ જે આનદનો અત ન આવે એવો અક્ષય આનદ જેના ફળમા પ્રાપ્ત થાય તે ધર્મની શી વાત! ને એવો ધર્મ સ્વભાવના નિર્ણય વડે થાય છે, માટે વારવાર આચાર્યદેવ કહે છે કે ભાઈ, તુ જાગૃત થા ને તારા સ્વભાવને દેખ તારો સ્વભાવ રાગમા ભળી ગયો નથી પણ છૂટો છે, તેનો નિર્ણય કર

ॐ

"અનેકાન્તિક માર્ગ પણ સમ્યક્ એકાંત એવા નિજપદની પ્રાપ્તિ કરાવવા સિવાય બીજા અન્ય હેતુએ ઉપકારી નથી." —શ્રી રાજચંદ્ર

અનેકાન્તિક માર્ગ એટલે કે ઉપાદાન પણ છે, નિમિત્ત પણ છે. અભેદ પણ છે, ભેદ પણ છે. શુદ્ધ પણ છે, અશુદ્ધ પણ છે. દ્રવ્ય પણ છે, પર્યાય પણ છે. નિશ્ચય પણ છે અને વ્યવહાર પણ છે. એમ હોવા છતાં સમ્યક્ એકાંત એવા શુદ્ધ દ્રવ્ય સ્વભાવના અવલંબન વિના નિજપદની પ્રાપ્તિ થઈ શકતી નથી અને શુદ્ધ સ્વભાવના આશ્રય સિવાય ભેદ, નિમિત્ત વ્યવહાર, અને પર્યાય નું અનેકાંતિક જ્ઞાન પણ યથાર્થ થઈ શકતું નથી.

ગુરુદેવના હસ્તાક્ષર

## [ ૨૯ ] તત્ત્વશક્તિ [ ૩૦ ] અતત્ત્વશક્તિ

तद्रूपभवनरूपा तत्त्वशक्ति ।     अतद्रूपभवनरूपा अतत्त्वशक्तिः ।

( આ બને શક્તિઓ પરસ્પર મળવાળી હોવાથી જોડકારૂપ લીધી છે )



'અનેકાન્ત' જ ધર્મનો પ્રાણ છે, તે વસ્તુસ્વભાવને પ્રસિદ્ધ કરે છે જેમ પ્રાણ વિના જીવન ન હોય તેમ અનેકાન્તસ્વરૂપને સમજ્યા વિના ધર્મ ન હોય, માટે અનેકાન્ત જ ધર્મનો પ્રાણ છે અનેકાન્તથી જ વીતરાગી જિનશાસન અનાદિથી જયવંત વર્તે છે અમૃતમય એવું મોક્ષપદ તે અનેકાન્ત વડે જ પમાય છે, તેથી અનેકાન્ત અમૃત છે





પોતાના જ્ઞાનાદિ અનંત સ્વભાવો સાથે આત્માને તદ્રૂપતા છે, ને પર સાથે અતદ્રૂપતા છે. આ રીતે તદ્રૂપતા ને અતદ્રૂપતા એવી બંને શક્તિઓ એટલે કે તત્‌પણું ને અતત્‌પણું એ બંને શક્તિઓ આત્મામાં એક સાથે રહેલી છે. એક વસ્તુમાં વસ્તુના સ્વરૂપને સિદ્ધ કરનારી અસ્તિ-નાસ્તિ, તત્-અતત્ આદિ પરસ્પર વિરુદ્ધ બે શક્તિઓનું પ્રકાશવું તે અનેકાન્ત છે.-આમાં આચાર્યદેવે અલૌકિક વ્યાખ્યા કરીને અનેકાન્તનું સ્વરૂપ સમજાવ્યું છે. 'પરસ્પર વિરુદ્ધ બે શક્તિઓ'-પણ તે કેવી?-કે વસ્તુના સ્વરૂપને સિદ્ધ કરનારી; વસ્તુસ્વરૂપમાં હોય તેવા ધર્મોને જાણવા તે અનેકાન્તનું જ્ઞાન છે. જેમકે—આત્મા પોતાનો કર્તા, ને પરનો અકર્તા; અથવા પોતામાં દ્રવ્ય-અપેક્ષાએ અકર્તા ને પર્યાયઅપેક્ષાએ કર્તા,-એમાં પરસ્પર વિરુદ્ધધર્મવડે વસ્તુની સિદ્ધિ થઈ; પણ આત્મા પોતાનો કર્તા, ને આત્મા પરનો પણ કર્તા-એમ માનવું તેમાં વસ્તુસ્વરૂપ સિદ્ધ થતું નથી, એટલે તે અનેકાન્ત નથી પણ એકાન્ત છે, મિથ્યાત્વ છે. એ જ રીતે. 'વીતરાગતા તે ધર્મ ને રાગ પણ ધર્મ'-એમ કહેવામાં ધર્મનું યથાર્થસ્વરૂપ સિદ્ધ થતું નથી, પરંતુ 'વીતરાગતા તે ધર્મ છે ને રાગ તે ધર્મ નથી'-એમ કહેતાં ધર્મનું વાસ્તવિક-સ્વરૂપ સિદ્ધ થાય છે, ને તે જ અનેકાન્ત છે. આ રીતે અનેકાન્ત દ્વારા વસ્તુ-સ્વભાવને ઓળખતાં પરથી ભિન્ન એવા નિજપદની પ્રાપ્તિ થાય છે, એટલે સમ્યગ્દર્શન થાય છે.

| | |
|---|---|
| ૧. આત્મા એક દ્રવ્ય,<br>૨. અસંખ્યપ્રદેશરૂપ તેનું ક્ષેત્ર.<br>૩. નિર્મળ પર્યાયરૂપ સ્વકાળ,<br>૪. અનંત ગુણરૂપ સ્વ-ભાવ, | -આવા નિર્મળ સ્વચતુષ્ટયમાં આત્મા તદ્રૂપ છે; એમાં ક્યાંય વિકાર ન લેવો. આ રીતે આત્માને નિજસ્વરૂપમાં તદ્રૂપપણે રાખે છે |

-એવી 'તત્ત્વ'શક્તિ છે. ને પરની સાથે તદ્રૂપતા થવા દેતી નથી એવી 'અતત્ત્વ'શક્તિ છે. જ્ઞાનભાવમાં આ બધી શક્તિઓ વર્તે છે. 'જ્ઞાનભાવ' પોતાના આનંદાદિ અનંત સ્વધર્મો સાથે તદ્રૂપ થઈને પરિણમે છે, ને વિકાર સાથે તદ્રૂપ થયા વગર (એટલે જુદો રહીને) પરિણમે છે.-આવું અનેકાન્તપણું જ્ઞાનને સ્વયમેવ પ્રકાશે છે.

નિર્મળ સ્વચતુષ્ટયમાં આત્માને તદ્રૂપતા છે ને પર સાથે અતદ્રૂપતા છે, હવે જેની સાથે અતદ્રૂપતા હોય એટલે કે જુદાઈ હોય તેની સાથે તેને કારણ-કાર્યપણું કેમ હોય?—ન જ હોય. રાગને અને જ્ઞાનને પણ તદ્રૂપતા નથી, એકતા નથી. એકતા નથી એટલે કારણ-કાર્યપણું નથી. ચૈતન્યના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સદા ચૈતન્યરૂપ રહે છે, જડરૂપ કદી થતા નથી અને અખંડ શુદ્ધઆત્મા રાગાદિ પરભાવો સાથે પણ તન્મય થતો નથી, નિર્મળ પર્યાયમાં જ તન્મય થઈને વર્તે છે. આવા અનંત શક્તિસંપન્ન ભગવાન આત્માને રાગાદિ સાથે કર્તા-કર્મપણું કે કારણ-કાર્યપણું નથી. નિજસ્વભાવના અવલંબને થયેલું જે નિર્મળકાર્ય છે તેની સાથે તદ્રૂપપણું છે, તેની સાથે કર્તા-કર્મપણું છે, ને તેની સાથે કારણ-કાર્યપણું છે. જ્ઞાનભાવનું જે પરિણમન છે તેની સાથે રાગને તદ્રૂપપણું નથી. રાગાદિ બાહ્યભાવો છે તે બધાય નિજસ્વભાવના ભાવપણે નથી અનુભવાતા પણ અન્યભાવપણે અનુભવાય છે. આત્માને પોતાના અનંત ગુણો ને તેની નિર્મળપર્યાયો સાથે તદ્રૂપપણું પોતાના સ્વભાવથી જ છે.

પ્રશ્ન:—પર્યાય સાથે આત્માને તદ્રૂપપણું હોય?

ઉત્તર:—હા, નિર્મળપર્યાય સાથે તે-તે કાળે આત્માને તદ્રૂપપણું છે. જો પર્યાય સાથે તે કાળે તદ્રૂપતા ન હોય તો તો તે પર્યાય આત્માથી તદ્દન જુદી ઠરે, ને આત્મા પર્યાય વગરનો થઈ જાય. પર્યાય વગરની કોઈ વસ્તુ હોય નહીં. કુંદકુંદપ્રભુએ પ્રવચનસારમાં કહ્યું છે કે દ્રવ્ય જે કાળે જે ભાવરૂપે પરિણમ્યું છે તે ભાવમાં તે કાળે તન્મય છે. અહીં શુદ્ધ પરિણમનની વાત છે એટલે શુદ્ધપર્યાય સાથે આત્માને તન્મયતા છે. વિકારના કાળે ને વિકાર સાથે સ્વભાવને તદ્રૂપતા નથી. પોતાના અનંત ગુણ સાથે તદ્રૂપ એવા આત્મસ્વભાવ ઉપર લક્ષ જતાં રાગ એકબાજુ રહી ગયો—તે લક્ષમાં ન આવ્યો, પણ અતદ્રૂપપણે સ્વભાવથી બહાર રહી ગયો, અભૂતાર્થ થઈ ગયો. શુદ્ધાત્માના દ્રવ્ય-ગુણ કે પર્યાયમાં તે ન આવ્યો. એટલે કે તે સ્વભાવની ઉપર ને ઉપર તરે છે, બહાર રહે છે, અંદર પ્રવેશતો નથી. આવી નિર્મળ અનુભૂતિ થઈ, તેનું નામ ધર્મ; તેમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તેમજ અનંત ગુણની નિર્મળતા સમાઈ જાય છે. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર સ્વરૂપ મોક્ષમાર્ગ કહ્યો, ત્યાં તેની સાથે તદ્રૂપપણે આત્માના અનંત ગુણોનું નિર્મળ પરિણમન વર્તે છે. સ્વભાવમાં તદ્રૂપતા ને પરભાવમાં અતદ્રૂપતા તે નિજશક્તિનું કાર્યરૂપ

પરિણમન છે; પણ રાગાદિમાં તદ્રૂપતા માનવી ને જ્ઞાનભાવમાં તદ્રૂપતા ન કરવી-તે નિજશક્તિનું વિરુદ્ધ પરિણમન છે. નિજશક્તિનું સ્વરૂપ જાણે તેને તેનું અવિરુદ્ધ સમ્યક્ પરિણમન થયા વગર રહે નહીં.

જડ સાથે ક્યાંય તારા આત્માને તદ્રૂપતા નથી એટલે એમાંથી ક્યાંયથી તારું જ્ઞાન કે સુખ આવે તેમ નથી. જ્ઞાન-સુખ વગેરે તારા આત્માના જ તદ્રૂપ-સ્વભાવો છે, એટલે સ્વભાવમાંથી જ જ્ઞાન ને સુખનું વેદન આવે છે.

શરીર, વાણી, મન સાથે તો આત્માને સદાય અતદ્રૂપતા છે એટલે કે ભિન્નતા છે. સ્વભાવ તરફ જઈને જોતાં રાગાદિક અશુદ્ધભાવો સાથે પણ અતદ્રૂપતા છે; એટલે જે પર્યાય શુદ્ધસ્વભાવ તરફ વળીને તેમાં તદ્રૂપ પરિણમી તેને રાગાદિક સાથે અતદ્રૂપતા થઈ ગઈ. જ્ઞાન અને રાગ એક જ ક્ષેત્રે ને એક જ સમયે વર્તે, છતાં જ્ઞાનને રાગની સાથે અતદ્રૂપપણું છે ને જ્ઞાન-દર્શન-આનંદાદિ નિજભાવોની સાથે તદ્રૂપપણું છે. આવું ભેદજ્ઞાન થઈને સ્વસન્મુખતા થવી તે અનેકાન્તનું ફળ છે. તત્પણું અને અતત્પણું એને 'વિરુદ્ધધર્મ' કહ્યા પણ સ્યાદ્વાદ-વિવક્ષાથી સમજતાં તે વિરોધ મટી જાય છે ને 'અનેકાન્ત'માં તે બંને ધર્મો અવિરોધપણે એકસાથે સમાઈ જાય છે.

જ્ઞાનસ્વરૂપ ભગવાન આત્માના સ્વભાવનું અસ્તિત્વ કેવડું મોટું છે ને કેવું આનંદકારી છે? તે સ્વાનુભવી સન્તોએ દેખાડયું છે. પોતાનો ધર્મ તો પોતાના અસ્તિત્વમાં જ હોય ને? પોતાનું જેવું ને જેવડું અસ્તિત્વ છે તેને ઓળખે તો ધર્મ પ્રગટે. જ્ઞાનનું જ્ઞાનરૂપે પરિણમન થાય તેમાં જ્ઞાનનું તદ્રૂપપણું છે, ને તેમાં અજ્ઞાનાદિનું તદ્રૂપપણું નથી, એટલે કે તે જ્ઞાનનું અજ્ઞાનાદિરૂપ પરિણમન નથી. જેને જેની સાથે તત્પણું (એકપણું) હોય તે તે જાતનું જ હોય, વિરુદ્ધ જાતનું ન હોય. એક ચેતન ને બીજી અચેતન એમ બે વિરુદ્ધ વસ્તુને એકતા હોઈ શકે નહિ; તેમજ એક શુદ્ધતા ને બીજી અશુદ્ધતા-એમ બે વિરુદ્ધભાવોને એકતા હોઈ શકે નહીં. જ્ઞાનને પોતાના જ્ઞાનપરિણમનની સાથે તદ્રૂપતા છે, અજ્ઞાન સાથે અતદ્રૂપતા છે; ચારિત્રને પોતાના વીતરાગીપરિણમન સાથે તદ્રૂપતા છે, રાગાદિક સાથે તેને અતદ્રૂપતા છે. આનંદને પોતાના આનંદરૂપ ભાવ સાથે તત્પણું છે, આકુળતા સાથે અતત્પણું છે. આ રીતે આત્માને પોતાના અનંતગુણના સ્વભાવ સાથે તદ્રૂપતા છે, ને વિભાવો સાથે અતદ્રૂપતા છે. આવું અનેકાન્તપણું ચૈતન્યપરિણમનમાં શોભે છે.

રાગાદિમા તન્મયતા માનીને જે એકલુ અશુદ્ધપરિણમન છે તે તો 'એકાન્ત' છે. રાગવડે ચૈતન્યભગવાનની શોભા કે મહત્તા માનવી તે તો તેના ઉપર કલક ઓઢાડીને તેનો અનાદર કરવા જેવુ છે. પ્રભુ! રાગવાળો તુ નહીં, રાગવડે તારી શોભા નહી, રાગમા તારી તન્મયતા નહી તારી શોભા તારા અનતગુણોના નિર્મળ પરિણમનથી જ છે, તેમા જ તારી સાચી તન્મયતા છે. તે-તે સમયના પોતાના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સાથે આત્માને તદ્દરૂપતા છે. તેમાં સ્વકાળરૂપ પર્યાય સમયે સમયે પલટે છે; આ સમયની પર્યાય બીજા સમયે નથી રહેતી, બીજા સમયે બીજી થાય છે, એટલે સ્વકાળ પલટ્યા કરે છે; તે-તે સમયના સ્વકાળને આત્મા સાથે તદ્દરૂપતા છે, પણ કોઈ નિમિત્ત સાથે કે પરભાવ સાથે તેને તદ્દરૂપતા નથી. ચારિત્રપરિણતિમા સાધકને એક જ સમયે કઈક શુદ્ધતા ને કઈક અશુદ્ધતા બને એકસાથે વર્તતા હોવા છતાં તેમા શુદ્ધતા સાથે ધર્મીને તદ્દરૂપતા છે ને અશુદ્ધતા સાથે તદ્દરૂપતા નથી. રાગાદિ વ્યવહારમા અતદ્દરૂપતા છે એટલે કે તે હેય છે ને શુદ્ધ નિશ્ચય તન્મયપણે ઉપાદેય છે.

વાહ, જ્ઞાનલક્ષણી આત્મા કદી રાગાદિમા એકરૂપ-તન્મય થયો નથી, જ્યા આવા અતત્સ્વભાવમા વળીને તેમા તદ્રૂપ થયો ત્યા અતદ્દરૂપ એવો રાગ બહાર રહી ગયો, ને પરવસ્તુ તો પોતામા કદી પ્રવેશી જ નથી કોઈ આઠવર્ષના વૈરાગી-ધર્માત્મા મુનિ થઈને જ્યા નિજસ્વભાવમા લીન થાય ને કેવળજ્ઞાન પ્રગટે, ત્યા નાનકડુ કમડળ ને નાનકડી પીછી એ બને રહી ગયા એકકોર, તેનો વિકલ્પ-કે પહેલેથી જ જેની સાથે અતન્મયતા જાણી હતી-તે તૂટી ગયો, ને કેવળજ્ઞાન—અનતઆનદ વગેરે સાથે તદ્દરૂપપણે આત્મા પરિણમી ગયો વિકલ્પ કે વાણી, પીછી કે કમડળ એમા ક્યાય આત્માની તન્મયતા ધર્મીને સ્વપ્નેય ભાસતી નથી, ને પોતાના અનત સ્વાભાવિક ગુણોમા જે તન્મયતા જાણી છે તે કદી છૂટતી નથી આમ સમ્યક્પણે તદ્રૂપ ને અતદ્દરૂપ ભાવોરૂપે પરિણમતો તે ધર્માત્મા મોક્ષરૂપ નિજવૈભવને સાધે છે.

સ્વ સાથે એટલે જ્ઞાન સાથે તદ્દરૂપભવન છે તે આત્માનુ તત્પણુ છે, અને પરથી ભિન્ન પરિણમન છે એટલે અતત્પણું છે.-આવી બને શક્તિ સહિત જ્ઞાનમાત્ર ભાવ છે. તે જ્ઞાનભાવ રાગમા પણ અતન્મયપણે વર્તે છે. રાગમાં જ્ઞાનની એકતા નથી ત્યા પર સાથે એકતા કેવી? આવુ પરભાવોથી

જુદું રહેતું જ્ઞાન સદા જાગૃત છે, સાધ્યરૂપ છે. આવા જ્ઞાનવડે સાધ્ય આત્માને જે સાધે તેને દેહાદિમાં પ્રતિકૂળતા થવા છતાં પણ અસાધ્ય થતી નથી. સાધ્ય જેના ધ્યેયમાં વર્તે છે તે જ્ઞાન સ્વધ્યેયને ભૂલતું નથી ને પરભાવમાં મૂર્છાતું નથી, તે સદા જાગૃત છે.-આવા જ્ઞાનમાં મરણ નથી. જગતને મરણતણી બીક છે, દેહમાં જેને એકતાબુદ્ધિ છે તેને જ ભય છે કે 'મારું મૃત્યુ થઈ જશે.'-પણ જ્ઞાનીને તો આનંદની લહેર છે, દેહ છૂટવાના પ્રસંગેય તેને આનંદની લહેર છે-કેમકે દેહને તો પહેલેથી જ જુદો જાણ્યો છે. હું તો જ્ઞાન છું, જ્ઞાનને મરણ નથી, પછી મૃત્યુનો ભય કેવો? અરે, દુનિયા જે મરણથી ડરે છે તે મરણ જ આત્મામાં નથી. આત્મા દેહ સાથે કદી તદ્રૂપ થયો જ નથી પછી દેહના વિયોગે તેનું મરણ કેવું? આત્મા તો પોતાના ચૈતન્યલક્ષણ સાથે સદા તદ્રૂપ છે. જે આવા ચૈતન્યધ્યેયે જીવન જીવી રહ્યો છે તેને રોગ શા? તેને અસાધ્યપણું કેવું? ને તેને મરણ કેવું? એ તો પોતાના નિજગુણમાં ને આનંદપર્યાયમાં તલ્લીન થઈને ચૈતન્યમાં ઝુલતો-ઝુલતો સદાકાળ જીવે,-એવો આત્માનો સ્વભાવ છે. આનંદથી ભરપૂર એવા પોતાના નિર્મળ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવમાં વ્યાપ્યો તેને દુઃખ કેવું? ભાઈ, તારા આવા આત્માને ધ્યેય કરીને તું રહે......તેમાં તને પરમ શાંતિ અનુભવાશે.

ચૈતન્યમૂર્તિ આત્મા શરીરાદિ પરદ્રવ્યો સાથે એકમેક કદી થયો નથી. આત્મા પોતાના ચેતનપણાથી કદી છૂટતો નથી ને પરરૂપ કદી થતો નથી. પોતે જેમાં તદ્રૂપ છે એવા નિજસ્વભાવમાં લક્ષ કરીને નિર્મળપણે પરિણમવું તે જીવનો સ્વભાવ છે; પોતે જેમાં તદ્રૂપ નથી-જેનાથી ભિન્ન છે એવા પરમાં લક્ષ કરીને પરિણમવાનો આત્માનો સ્વભાવ નથી. ભાઈ, તારે જગતના અનંત પદાર્થો સાથે અતત્‌પણું છે, ને તારા અનંત ગુણો સાથે તત્‌પણું છે. પોતાના અનંતગુણો સાથેની એકતાને કદી છોડે નહિ ને પર સાથે એકતા કદી કરે નહિ-આવો આત્મવૈભવ છે. સ્વમાં એકત્વરૂપ ને પરથી વિભક્તરૂપ-આવો એકત્વ-વિભક્ત આત્મા આચાર્યભગવાને પોતાના નિજવૈભવથી દેખાડ્યો છે. તેના ઉત્કૃષ્ટ નમૂના તરીકે આ ૪૭ શક્તિઓનું વર્ણન છે. ૪૭ શક્તિના વર્ણનમાં અનંત શક્તિનો સાર સમાઈ જાય છે; એકેક શક્તિ સાથે અનંત શક્તિ ભેગી જ છે, એટલે આત્માની કોઈ પણ શક્તિને યથાર્થ ઓળખતાં અનંત શક્તિવાળો આખો આત્મા જ ઓળખાઈ જાય છે. જ્ઞાન-

લક્ષણે અ તર્મુ ખ થઈને જ્યા આત્માને અનુભવમા લીધો ત્યાં અન ત શક્તિનો રસ તે અનુભૂતિમા સમાઈ ગયો. તેનુ આ વર્ણન છે

- આત્મસ્વભાવમા અન ત ગુણો ત્રિકાળ-વ્યાપક છે.
- દેહાદિ પરદ્રવ્યો આત્મામા કદી વ્યાપ્યા નથી, સદા જુદા જ છે.
- પર્યાયમા જે ક્ષણિક રાગાદિ છે તે આત્મસ્વભાવમા ત્રિકાળ-વ્યાપક નથી, તેમજ શુદ્ધસ્વભાવ સાથે એક સમય પણ તદ્રૂપ નથી
- નિર્મળપર્યાય તે એક સમયપૂરતી જ વ્યાપક હોવા છતા શુદ્ધ-સ્વભાવમા તદ્રૂપ થઈને તેના આન દને વેદે છે.

જે પર્યાયે અન તશક્તિવાળા આત્મસ્વભાવને જ્ઞાનલક્ષણ દ્વારા અનુભવમા લીધો તે પર્યાય અન તઆત્મશક્તિમા તન્મય થઈને પરિણમી, અને તેને વિકાર સાથે કે પર સાથે તન્મયતા ન રહી –આવુ તેનું સહજ પરિણમન છે.

જો આત્મામા 'તત્ત્વ'શક્તિ ન હોય તો નિજગુણમા તદ્રૂપ થઈને પોતાની શાતિને કદી વેદી શકે નહી ને જો 'અતત્ત્વ'શક્તિ ન હોય તો પરથી ભિન્ન રહીને નિજશાતિને વેદી શકે નહી, પરમા તદ્રૂપ રહે તો તેનાથી છૂટીને સ્વાશ્રયભાવરૂપ મોક્ષનો કે સમ્યગ્દર્શનાદિનો અવસર જ કઈ રીતે આવે? ધર્મી જાણે છે કે મારા આત્માને સ્વમા તદ્રૂપતારૂપ તત્પણુ છે ને પરથી ભિન્નતારૂપ અતત્પણુ છે,–એટલે તે પરાશ્રય છોડીને સ્વાશ્રયે લીન થઈને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રને સાધે છે આ રીતે સાધ્યની સિદ્ધિ છે, બીજી રીતે સાધ્ય સધાતુ નથી

પોતાના અ તરસ્વભાવમા લક્ષ કરતા વિકારરૂપ પરિણમન થતુ નથી, એટલે આત્માને વિકાર સાથે તદ્રૂપતા નથી આ રીતે અ તર્મુ ખ થઈને રાગથી ભિન્ન જ્ઞાનસ્વભાવને લક્ષગત કરે ત્યારે જ શાસ્ત્રના અર્થોના ઉકેલ હાથ આવે છે. કેમકે 'લક્ષ થવાને તેહનો, કહ્યા શાસ્ત્ર સુખદાયી'

ભાઈ, અ તરમા તારા નિશ્ચયસ્વભાવની પાસે જઈને જો તો તેમાં રાગાદિ અશુદ્ધભાવો અવિદ્યમાન છે, તે અશુદ્ધભાવો તારા સ્વભાવપણે અનુભવાતા નથી કેમકે તે ભાવોને જ્ઞાનભાવ સાથે એકતા નથી. જ્ઞાન તો પોતાના નિજ-સ્વભાવપણે અનુભવાય છે, પણ રાગાદિ ભાવો તો પરભાવ છે, એટલે ભૂતાર્થ-

દૃષ્ટિ વડે તેનાથી રહિત શુદ્ધઆત્માનો અનુભવ થાય છે. વજ્ર જેવો આત્માનો જે ભૂતાર્થસ્વભાવ, તેમાં વિકારનો પ્રવેશ થઈ શકે નહીં. જો ભૂતાર્થ-સ્વભાવમાં પણ વિકારભાવો પ્રવેશીને તદ્રૂપ થઈ જાય તો વિકાર વગરનો શુદ્ધ-આત્મા કદી પ્રતીતમાં કે અનુભવમાં આવી શકે નહીં, એટલે આત્મા શુદ્ધ થઈને મુક્તિ પામી શકે નહીં. પણ શુદ્ધસ્વભાવની અનુભૂતિ કરી-કરીને અનંતા જીવો વિકાર વગરના શુદ્ધ થઈને મુક્તિ પામ્યા છે. આ રીતે વિકાર સાથે શુદ્ધઆત્માને તદ્રૂપતા નથી પણ અતદ્રૂપતા છે.

અરે, ચૈતન્યતત્ત્વને રાગ સાથે પણ તત્પણું નથી, ત્યાં શરીર-મન-વાણીનું કે બહારના કાર્યનું કર્તૃત્વ માનીને તેમાં તું તારી તદ્રૂપતા માને–એ તો કેવી મિથ્યાબુદ્ધિ છે! તારે તો તારા અનંતધર્મો સાથે તદ્રૂપતા છે–એમ જાણીને તું સ્વમાં તન્મય થઈને પરિણમ. સન્તો આ તારા ચૈતન્યગુણની વીતરાગી-વીણા વગાડે છે. અહા, સ્વભાવની મધુરી વીણાના નાદે કોણ ન ડોલી ઊઠે!

આત્માના દ્રવ્ય–ગુણ ને પર્યાય ત્રણેય જ્ઞાનમય છે, તેને રાગ સાથે એકપણું નથી. '–પણ પર્યાયમાં રાગ તો છે ને?'–છે, પણ તે જ્ઞાન સાથે તદ્રૂપપણે નથી પણ અતદ્રૂપપણે છે; એટલે કે જ્ઞાનભાવથી તે બહાર જ રહે છે. આત્મા 'જ્ઞાયકભાવ' છે, તે જ્ઞાયકભાવ મટીને કદી જડરૂપ થતો નથી, તેમજ શુભાશુભભાવોરૂપે તે પરિણમતો નથી. આવો જ્ઞાયકભાવ અને તેને ઉપાસનારી પર્યાય, તેમાં કદી વિકાર છે જ નહીં, વિકારનો તેમાં અભાવ છે, ને અનંતગુણની શુદ્ધતાનો સદ્ભાવ છે. આ રીતે આત્માને અનંતગુણો સાથે એકતારૂપે ને વિકારભાવોથી ભિન્નતારૂપે જ્ઞાનલક્ષણ પ્રસિદ્ધ કરે છે. જ્ઞાનલક્ષણ આત્માને રાગપણે પ્રસિદ્ધ કરતું નથી પણ રાગથી ભિન્નપણે ને પોતાના નિર્મળ ગુણ–પર્યાયોથી અભિન્નપણે પ્રસિદ્ધ કરે છે; આ રીતે એકત્વ-વિભક્ત આત્માનો અનુભવ કરાવે છે.

૨૯મી તત્ત્વશક્તિ અને ૩૦મી અતત્ત્વશક્તિનું વર્ણન પૂર્ણ થયું.



[ ૩૧ ] [ ૩૨ ]

# એકત્વશક્તિ અનેકત્વશક્તિ

अनेकपर्यायव्यापकैकद्रव्यमयत्वरूपा एकत्वशक्तिः।
एकद्रव्यव्याप्यानेकपर्यायमयत्वरूपा अनेकत्वशक्तिः।
( આ બને શક્તિઓ એકબીજાની પૂરક હોવાથી જોડકારૂપ લીધી છે )



જ્ઞાનસ્વરૂપ આત્માને દ્રવ્યઅપેક્ષાએ એકપણુ, ને ગુણ-પર્યાયોની અપેક્ષાએ અનેકપણુ,–એ બને પોતામા જ સમાય છે, તેને પર સાથે સબધ નથી એટલે આત્માનુ જે આ એકત્વ તથા અનેકત્વ તેની ઓળખાણ પણ સ્વસન્મુખતાથી જ થાય છે, પરસન્મુખતાથી તેની ઓળખાણ થતી નથી એકતા કે અનેકતા તે બને પોતાનો સ્વભાવ છે, નિજશક્તિ છે, 'જ્ઞાન' પોતે એવા ધર્મો સહિત વર્તી રહ્યુ છે

જ્ઞાનસ્વભાવમાં દૃષ્ટિ કરતાં અનંતધર્મનો સમૂહ લક્ષિત થાય છે, તે આખોય એક આત્મા છે. અસંખ્યપ્રદેશી આત્મામાં ગુણ–પર્યાયો અનંત હોવા છતાં દ્રવ્યપણે આત્મા એક છે. દ્રવ્ય–ગુણ–પર્યાય ત્રણેને એકપણે–અભેદ રાખે એવી આત્માની એકત્વશક્તિ છે. અનંત ગુણ–પર્યાયો હોવાથી આત્મા કાંઈ અનંત ખંડરૂપ થઈ ગયો નથી. અનંત ગુણ–પર્યાયમાં વ્યાપીને પણ પોતાની અખંડ એકતાને જાળવી રાખી છે. અનંતમાં વ્યાપવા છતાં દ્રવ્યપણે એક રહ્યો છે, ને એક હોવા છતાં અનંત ગુણ–પર્યાયમાં વ્યાપીને રહ્યો છે. પર સાથે કે વિકાર સાથે એકત્વ કરે એવો આત્માનો સ્વભાવ નથી, તેનાથી તો ભિન્નતા જ રાખે છે; પોતાના અનંત નિર્મળ ગુણ–પર્યાયો સાથે આત્માને એકતા છે. રાગ વગરનો આત્મા પ્રાપ્ત થાય, પણ ગુણ–પર્યાય વગરનો આત્મા પ્રાપ્ત થાય નહીં, કેમકે એક હોવા છતાં પોતાના ગુણ–પર્યાયોથી વ્યાપ્ત છે–એવો આત્માનો સ્વભાવ જ છે. આત્મામાંથી ગુણ–પર્યાયોની અનેકતાને કોઈ કાઢી નાંખવા માંગે તો તે નીકળી શકે નહિ. કેમકે અનેકપણું તો આત્માનો સ્વભાવભૂત ધર્મ છે. તે ધર્મને કાઢી નાંખતાં આત્માનું સ્વરૂપ જ સિદ્ધ ન થાય. એકપણું ને અનેકપણું–એવા બંને સ્વભાવવાળો જ્ઞાનમય આત્મા લક્ષમાં આવતાં સ્વાશ્રયે અનંત ગુણની નિર્મળપર્યાયોરૂપ અનેકભાવોમાં એકપણે વ્યાપીને આત્મા પરિણમે છે. અજ્ઞાનથી રાગમાં ને દેહમાં વ્યાપવાપણું માન્યું હતું, પણ જ્ઞાનભાવે આત્મા પોતાના શુદ્ધ ગુણ–પર્યાયોમાં જ વ્યાપેલો અનુભવાય છે.

હે જીવ! પરચીજમાં તું નથી. જેમાં તું હો તે ચીજ તારાથી જુદી ન હોય. તારા અનંતગુણોમાં ને તેની નિર્મળપર્યાયોમાં તું છો. તારું અસ્તિત્વ તારામાં દેખ, પરમાં ન દેખ. તારે એકપણું જોવું હોય તો પણ તારામાં છે ને અનેકપણું જોવું હોય તોપણ તારામાં છે. અનેકપણું એ કાંઈ દોષ નથી, એ તો સ્વભાવ જ છે. જેમ આત્મા એક વસ્તુ હોવા છતાં તેના પ્રદેશો અસંખ્ય છે, તેમ આત્મા એક દ્રવ્ય હોવા છતાં તેમાં ગુણો અનંત છે. આવો આત્મા હોવા છતાં તે ગુણભેદથી ખંડિત થતો નથી, સ્વાનુભૂતિમાં બધું એકરસ થઈને એકપણે અનુભવમાં આવે છે.

જીવના અનંતગુણો સદા એટલા ને એટલા હોવા છતાં તેની પર્યાયમાં સંસારદશામાં હીનાધિકતા થાય છે; તેમ તેના અસંખ્ય પ્રદેશો સદા એટલા

ને એટલા હોવા છતાં સંસારદશા વખતે તેમાં સંકોચ-વિસ્તાર થાય છે. કોઈ-વાર તે અંગુલના અસંખ્યમા ભાગની નાની અવગાહનારૂપે હોય ને કોઈવાર હજાર યોજનની મોટી અવગાહનારૂપે કે લોકવ્યાપકરૂપે હોય, પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થવાના કાળે અથવા મોક્ષ પામવાના કાળે તો જઘન્ય કે ઉત્કૃષ્ટ અવગાહના ન હોય, મધ્યમ અવગાહના હોય. ઓછામાં ઓછી લગભગ એક ધનુષની ને વધુમાં વધુ ૫૨૫ ધનુષની અવગાહના હોય પણ તે નાની કે મોટી દરેક અવગાહના વખતે તેના અસંખ્યપ્રદેશો તો એટલા ને એટલા જ છે.

અનેકમાં એકપણું છે, ને એકમાં અનેકપણું છે,—આવા બંને ભાવો આત્મામાં એક સાથે રહેલા છે એકપણું કેવું?-કે અનેક ગુણ-પર્યાયોમાં જે વ્યાપ્ત છે એવું; અને અનેકપણું કેવું?-કે એક દ્રવ્યવડે જે વ્યાપ્ય છે એવું આ રીતે બંને એકબીજાના અવિનાભાવી છે અનેકતામાં એકતાને, તથા એકતામાં અનેકતાને 'અનેકાંત' પ્રકાશે છે.

એક દ્રવ્ય વ્યાપક છે, ને અનેક ગુણ-પર્યાય તેનું વ્યાપ્ય છે. એ વ્યાપક-વ્યાપ્યની એકતા છે. ભિન્નપદાર્થોમાં વ્યાપ્ય-વ્યાપકપણું હોતું નથી. આત્માના સ્વભાવમાં દ્રવ્યઅપેક્ષાએ એકપણું કે પર્યાયઅપેક્ષાએ અનેકપણું તેમાં ક્યાંય વિકાર ન આવ્યો, એકપણાને કે અનેકપણાને વિકાર સાથે વ્યાપ્ય-વ્યાપકપણું નથી. રાગાદિક તો કૃત્રિમ-ઔપાધિક-વિકાર ભાવો છે, તે સ્વાભાવિક ભાવો નથી, જ્યારે આ એકપણું ને અનેકપણું તો આત્માના સ્વાભાવિક ભાવો છે.

અજ્ઞાની-અનેકાન્તવાદીઓને આશ્ચર્ય લાગે છે કે એક વસ્તુમાં વળી અનેકપણું કેવું?-પણ ભાઈ, અનેકતા વગરનું એકપણું હોઈ શકે નહી. એક આત્મામાં જો અનેકતા ન હોય તો જ્ઞાન-દર્શન-આનંદ વગેરે અનંત ધર્મો કઈ રીતે સિદ્ધ થાય? ને અનેક ધર્મો હોવા છતાં તે બધાને ધારણ કરનાર વસ્તુ તો એક છે. જો એકપણું ન હોય તો અભેદઅનુભૂતિ ન થઈ શકે આવા આત્માને જ્ઞાનલક્ષણવડે લક્ષગત કરે ત્યારે ધર્મ થાય અનુભવ કરવા માટે આત્માના આવા સ્વભાવનો અપાર મહિમા આવવો જોઈએ, બધા પડખાથી તેના સ્વરૂપનો નિર્ણય થવો જોઈએ, તેનો તીવ્ર પ્રેમ જાગવો જોઈએ

જેને જે ઇષ્ટ હોય-વહાલું હોય તેના ઉપર તે પ્રેમ કરે છે. તેમ જેને ધર્મ વહાલો છે, જેને સમ્યગ્દર્શનાદિ ગુણ વહાલા છે તેને તે ગુણવાળા સમ્યગ્દૃષ્ટિ-ધર્માત્મા પ્રત્યે પરમ પ્રેમ ને બહુમાન આવે છે. આત્માના અનંત ગુણવૈભવનો જેને પ્રેમ છે તે બીજા ધર્માત્માઓમાં પણ તેવો ગુણવૈભવ પ્રગટ દેખીને પ્રમોદિત થાય છે. અહા, અનંત ગુણરૂપ આત્મવૈભવનો જેને મહિમા આવે તેને તેનાથી વિરુદ્ધ ભાવોનો મહિમા છૂટી જાય. જેને સંયોગનું, પુણ્યના ઠાઠનું કે અજ્ઞાનીના શુભરાગનું માહાત્મ્ય છે તેણે આત્માના વીતરાગીધર્મનું માહાત્મ્ય જાણ્યું નથી. ભાઈ, તારો આત્મા અનંત ગુણથી ભરેલો, શાંતિથી ભરેલો, પ્રભુતાથી પૂરો, તેનો મહિમા પોતાના સ્વગુણના વૈભવથી છે, બીજા વડે તેનો મહિમા નથી. એ જ રીતે બીજા આત્માઓ (પંચ પરમેષ્ઠી વગેરે) નો મહિમા પણ તેમના પોતાના નિજવૈભવથી જ છે. દરેક જીવો પોતપોતાના આત્મવૈભવથી જ શોભે છે. અરે, બહારના ભપકામાં તને મહિમા લાગે છે ને તારામાં રહેલા અનંત ગુણનો મહિમા તને ભાસતો નથી, તો તને આત્માની ખરી પ્રીતિ નથી, ખરી જિજ્ઞાસા નથી.

ચૈતન્યના સાધક મુનિરાજ નિજાનંદની મસ્તીમાં ઝુલતા વિચરતા હોય, ચક્રવર્તી જેવા રાજા-મહારાજા ભક્તિથી આવીને તેમની સેવા કરે, ત્યાં તેને લીધે પોતાની મહત્તા મુનિ જરાય માનતા નથી. અરે, અમારા ચૈતન્યની અનંતગુણ સંપત્તિ, તેની પાસે ઈન્દ્રની કે ચક્રવર્તીની સંપત્તિની શી કિંમત છે! બહારની એ સંપત્તિ તે તો ગુણની વિકૃતિના એક વિકલ્પનું (શુભરાગનું) ફળ છે; નિર્વિકાર અનંતગુણનો અચિંત્ય મહિમા તો અંદર સમાય છે, તેનું ફળ બહારમાં નથી આવતું; એ અપાર અતીન્દ્રિય આનંદવૈભવથી પરિપૂર્ણ અમારો આત્મા છે, એના અનુભવથી જ અમારી મહત્તા છે.-આમ ધર્મીને પોતાના નિજવૈભવનો મહિમા ભાસ્યો છે. ભાઈ! બહારના વૈભવની મહત્તામાં -તેના પ્રેમમાં તારા નિજવૈભવને તું લૂંટાવી રહ્યો છો. અરે, વીતરાગી અનંત સુખના ભંડાર તારામાં ભર્યા છે તેનું તને માહાત્મ્ય કેમ નથી આવતું?-ને બહારમાં રાગના ને વિષયોના માહાત્મ્ય કેમ આવે છે? અરે, ચૈતન્યની મહત્તા પાસે પુણ્યના માહાત્મ્ય શા? રાગના કે સંયોગના માહાત્મ્ય શા? મહિમાવાળું તારું પરમ તત્ત્વ, જેનો અગાધ મહિમા સંતોએ પ્રસિદ્ધ કર્યો છે તેને લક્ષમાં લઈને, તેનો અપાર મહિમા લાવીને, તેને અનુભવમાં લે.

ચૈતન્યના આનંદનો સ્વાદ જેણે ચાખ્યો તેનો મહિમા જગતમાં બીજું કોઈ લઈ જાય એમ બને નહિ. ચૈતન્યનો સ્વાદ ચાખ્યો તેને બીજાનો પ્રેમ આવે નહિ; ઈન્દ્રના વૈભવ કે ચક્રવર્તીના સિંહાસન એની રુચિને આકર્ષી શકે નહીં. અહા, મારા ચૈતન્યની મહત્તાથી વિશેષ મહત્તાવાળું જગતમાં છે જ કોણ? અજ્ઞાનીને પુણ્યની-રાગની ને વૈભવની તાકાત ભાસે છે પણ અંદરમાં વીતરાગી ગુણોની (સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની) અચિંત્ય તાકાતની તેને ખબર નથી, વીતરાગી ચારિત્રવંત મુનિવરોની પાસે પુણ્યની મહાન લબ્ધિઓ તો દાસીની જેમ સેવા કરવા આવે, પણ ચૈતન્યલબ્ધિના અનુભવમાં મશગુલ મુનિવરો પુણ્યની તે લબ્ધિ સામું જોતા નથી. પોતાના અનંતગુણના શૃંગારથી આત્મા શોભે છે. આત્મા કોઈ સંયોગથી કે રાગથી નથી શોભતો, અનંત આત્મશક્તિઓ અને તેનો નિર્મળ અનુભવ-તે જ આત્માનું સાચું આભૂષણ છે. ચૈતન્યસમૃદ્ધિથી વધારે મૂલ્યવાન સમૃદ્ધિ જગતમાં કોઈ છે જ ક્યાં? સર્વજ્ઞપદની શોભા કાંઈ સમવસરણની વિભૂતિને લીધે નથી, પરંતુ ચેતનમૂર્તિ સર્વજ્ઞભગવાનને લીધે સમવસરણની શોભા છે. લોકોને સમવસરણના ઠાઠનો મહિમા દેખાય છે પણ જો અંદર ચૈતન્યના સર્વજ્ઞપદનો પરમ અચિંત્ય મહિમા ઓળખે તો સમ્યગ્દર્શન થયા વગર રહે નહીં. જગતના વૈભવને જાણનારો આત્મા પોતે પોતાની અપાર ચૈતન્યસંપદાવાળો છે, જાણનારનું માહાત્મ્ય અપાર છે. તેની વિભૂતિનું આ વર્ણન છે. આ ચૈતન્યવિભૂતિ પાસે જગતની વિભુતિ તો ભૂતિ સમાન છે, રાખ સમાન છે.

અમુક દેશના રાજાને રોજની કરોડો સોનામહોરની પેદાશ છે-એવી વાત સાંભળે ત્યાં તો સાધારણ લોકોને તે વૈભવની મહત્તા લાગી જાય છે. પણ ભાઈ, અહીં સંતો તને તારા ચૈતન્યનો વૈભવ સંભળાવે છે. ચૈતન્યની સંપદા એવી અપાર છે કે જેના અનુભવથી ક્ષણમાં સમ્યગ્દર્શન અને મોક્ષ મળે. અરે, એના મહિમાનો એક ક્ષણ વિચાર કરતાં પણ એવા પુણ્ય બંધાય કે જેના ફળમાં રોજના કરોડો-અબજોની પેદાશવાળો રાજા થાય કે સ્વર્ગનો દેવ થાય.-એ તો જેના વિકલ્પનું ફળ! ને અંદર ચૈતન્યશક્તિના અનુભવનું ફળ તો આત્મામાં અતીન્દ્રિય આનંદ આપે છે, એ ફળ અંદર સમાય છે. અહો, આત્માના જ્ઞાનની ને આનંદની એકેક સમયની પર્યાયના મહત્વ પાસે આખા લોકનો વૈભવ પણ નિસ્સાર છે. ચૈતન્યવૈભવની પ્રીતિ આડે જગતના કોઈ પણ વૈભવની અભિલાષા ધર્મીના જ્ઞાનમાં નથી. ભલે ઈન્દ્રપદના વૈભવ

વચ્ચે હોય,–પણ જેમ સમવસરણના વૈભવ વચ્ચે બિરાજમાન વીતરાગ-પરમાત્માને તે સમવસરણનો રાગ નથી તેમ, ધર્માત્માને ચૈતન્યવૈભવના પ્રેમ સિવાય બાહ્યવૈભવનો પ્રેમ નથી, રુચિ નથી, તેના વડે પોતાની મહત્તા ભાસતી નથી. જેમ કોઈ માત્ર સમવસરણની બાહ્ય વિભૂતિ વડે જ અરિહંત પરમાત્માની મહત્તા સમજે તો તેણે ભગવાન અરિહંતદેવના ગુણોની ખરી મહત્તા જાણી નથી, તેણે અરિહંતને ઓળખ્યા નથી; તેમ કોઈ ઈન્દ્રાદિ પદની વિભૂતિવડે ધર્માત્માની મહત્તા માને તો તેણે ધર્માત્માને જેવા છે તેવા જાણ્યા નથી, ધર્માત્માના સમ્યક્ત્વાદિ ગુણવૈભવને તે ઓળખતો નથી એટલે ધર્મીની સાચી ઓળખાણ તેને નથી. અહા, ધર્મીના આત્માની સાચી ઓળખાણ પણ અપૂર્વ ભેદજ્ઞાન કરાવે છે.

બાપુ! જ્યાં શુભ વિકલ્પેય અમારો નથી ત્યાં આ ઇંદ્રપદ વગેરે બહારના ઠાઠ અમારા કેમ હોય? તું માત્ર વિકલ્પને અને બાહ્યવૈભવને જ દેખતો હો તો તેં ધર્મીના ધર્મને દેખ્યો નથી,–ધર્મીનું દર્શન કરતાં તને આવડ્યું નથી. તેં તો રાગનું ને વૈભવનું દર્શન કર્યું. ધર્મી કયા ભાવમાં ઊભા છે? –એની દૃષ્ટિ ક્યાં છે? એનો સ્વાનુભવ કેવો છે? એની વીતરાગતા કેવી છે?–એની તને ખબર નથી; બાહ્યદૃષ્ટિ વડે એ દેખાય એવું નથી. ધર્મીની પ્રીતિનો વિષય તો અનંતચૈતન્યવૈભવથી ભરપૂર આત્મા જ છે, તેમાં જ એમની દૃષ્ટિ છે, એમના સ્વાનુભવમાં એનો જ સ્વીકાર છે. ઈન્દ્રપદ કે શુભરાગ એ એમની પ્રીતિનો કે એમના સ્વાનુભવનો વિષય નથી. નાનામાં નાના સમ્યગ્દૃષ્ટિ–ધર્માત્મા હોય તેમની પણ આવી જ અંતરદશા હોય છે. એવી અંતર-દશાને ઓળખે ત્યારે ધર્માત્માને ઓળખ્યા કહેવાય, ને ત્યારે પોતામાં પણ ભેદજ્ઞાન થાય.

અરે, આત્માની શોભા તો પોતાના ગુણથી હોય કે પારકાથી? નિજ-ગુણની સંપદાથી શોભતા આત્માના વૈભવનું આ વર્ણન છે. જ્ઞાનની અંતર્મુખ અવસ્થાવડે 'આ જ્ઞાયક હું' એમ લક્ષમાં લઈને અનુભવ કરતાં અનંતધર્મ સહિત આત્મા અનુભવમાં આવે છે. અનંતગુણ હોવા છતાં સ્વાનુભવમાં ગુણભેદ ઉપર દૃષ્ટિ નથી રહેતી, બધા ગુણો અભેદપણે દ્રવ્યના અનુભવમાં સમાઈ જાય છે. આવા સ્વભાવના સ્વસંવેદનમાં અનંત ગુણની નિર્મળતા ને આનંદ હોય છે. આ રીતે જ્ઞાનમાત્ર આત્માના અનુભવમાં 'એકપણું'

તેમજ 'અનેકપણુ' એવા બને ધર્મો ભેગા જ પરિણમી રહ્યા છે. અનેક ભેદના વિકલ્પમા અટકવુ તે આકુળતા છે, પણ વસ્તુસ્વભાવમાં અનેક ગુણોનુ હોવુ તે કાઈ આકુળતાનુ કારણ નથી. અનતગુણસહિત સત્ આત્મા અનુભવમા આવતા ભેદનો વિકલ્પ તૂટીને અનતગુણના રસરૂપ આનદનુ વેદન થાય છે, અનતગુણની નિર્મળતા સહિત આખો આત્મા પ્રસિદ્ધ થાય છે

એકત્વશક્તિ તથા અનેકત્વશક્તિનુ વર્ણન પૂરુ. (૩૧-૩૨)



અરે, ચૈતન્યના વૈભવની પવિત્રતા પાસે ઈન્દ્રપદના પુણ્યની પણ કાઈ મહત્તા નથી પુણ્ય એ તો વીતરાગ-સ્વભાવથી વિરુદ્ધભાવ છે, એ કાઇ ચૈતન્યનો વૈભવ નથી, તો ચૈતન્યનો જે વૈભવ નથી તેની મહત્તા ધર્મીને કેમ આવે? જેણે ચૈતન્યના વીતરાગીવૈભવને જાણ્યો નથી તેને જ રાગનો ને પુણ્યનો મહિમા લાગે છે, જો ચૈતન્યના વીતરાગીવૈભવને જાણે તો પુણ્યનો મોહ ઊડી જાય





તે પવિત્ર આત્માના ચરણકમળ—કે જેમણે જગતને
આત્મવૈભવ દેખાડ્યો

(પોન્નૂર)



# [ ૩૩ ] ભાવશક્તિ    [ ૩૪ ] અભાવશક્તિ

भूतावस्थत्वरूपा भावशक्तिः।
शून्यावस्थत्वरूपा अभावशक्तिः।



જડ-ચેતનની વહેંચણી કરાવીને ચૈતન્યમાં અંતર્મુખતા વડે અજ્ઞાનનો ને રાગદ્વેષનો નાશ કરીને આત્માને મુક્તિ પમાડે, આનંદ પમાડે, આવી જે વીતરાગવિજ્ઞાનરૂપ આત્મવિદ્યા તે જ મોક્ષના કારણરૂપ સાચી વિદ્યા છે વીતરાગી સન્તોએ આવી આત્મવિદ્યા જગતને આપી છે સ્વાનુભવના પ્રયોગવડે સિદ્ધ થઈ શકે એવી આ વિદ્યા છે



આત્મવસ્તુ અનાદિઅનંત છે, તે ઉત્પન્ન થતી નથી, નાશ પામતી નથી, સદા પોતાના અનંતગુણસહિત બિરાજમાન છે. આવો આત્મા અનાદિથી પોતાના નિજવૈભવને ભૂલીને બાહ્યસંયોગમાં ને વિકારમાં પોતાનું અસ્તિત્વ માની રહ્યો છે, તે ભ્રાંતિ અને દુઃખ છે. જો જ્ઞાનલક્ષણદ્વારા અંતરમાં દેખે તો પરથી ભિન્ન પોતાનું શુદ્ધસ્વરૂપ અનુભવમાં આવે ને ભ્રાંતિ ટળે. એટલે દુઃખ ટળીને પરમસુખ પ્રગટે. જેમ સમુદ્રના ખોજક મરજીવા ઊંડા દરિયામાં ડુબકી મારીને રત્નોના ખજાના શોધે છે, તેમ આ ચૈતન્ય-સમુદ્રમાં અનંત ગુણરૂપી અનંત રત્નો છે, જ્ઞાન–દર્શન–આનંદ વગેરે અનંત શક્તિઓ-રૂપી અચિંત્ય રત્નો એમાં ભર્યા છે; આ નિધાનને ભૂલીને અજ્ઞાની જીવો બહાર ભટકે છે. પણ આત્માના શોધક જીવો મરજીવા થઈને અંદર ચૈતન્ય-દરિયામાં ઊંડા ઊતરે છે ને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર વગેરે અનંત રત્નોને સ્વાનુભવમાં પ્રાપ્ત કરે છે; તે રત્નોનું એટલે કે ચૈતન્યધર્મોનું આ વર્ણન છે.

આત્મામાં એવી ભાવશક્તિ છે કે જયારે જુઓ ત્યારે તેમાં કોઈ અવસ્થા વિદ્યમાન હોય જ, અવસ્થા વગરનો તે હોય જ નહીં.–અને તેનામાં એવી અભાવશક્તિ છે કે વર્તમાન સિવાયની બીજી અવસ્થાઓ તેનામાં અવિદ્યમાન હોય છે. આ રીતે આત્મામાં ભાવશક્તિ તથા અભાવશક્તિ છે. 'અભાવશક્તિ' પણ છે તો ભાવરૂપ, કાંઈ અભાવરૂપ નથી.

કોઈ વસ્તુ પોતાના સ્વભાવ વગરની ખાલી હોય નહીં. આત્મા સ્વતંત્ર વસ્તુ છે, તેને પોતાના જ્ઞાનાદિ સ્વભાવો છે. જેમ સાકરનો સ્વભાવ ગળપણ, અફીણનો સ્વભાવ કડવાશ, તેમ આત્માનો સ્વભાવ જ્ઞાન ને આનંદરૂપ છે. જ્ઞાનઅવસ્થાપણે તેનો ભાવ છે, જ્ઞાનઅવસ્થા તેમાં વિદ્યમાન છે, ને રાગાદિનો તેમાં અભાવ છે. દેહ તથા રાગાદિ જ્ઞાનમાં જણાય છે પણ તેઓ જ્ઞાનમાં અભાવ-રૂપ છે. જેમ મોર અરીસામાં જણાય છે પણ તે કાંઈ અરીસામાં આવી ગયો નથી; તેમ જ્ઞાનના અસ્તિત્વમાં કાંઈ વિકાર કે જડ આવી જતા નથી. આત્મામાં જ્ઞાનઅવસ્થા વિદ્યમાન છે ને રાગાદિ અવિદ્યમાન છે; અથવા ભૂત–ભવિષ્યની અવસ્થાઓ પણ અત્યારે અવિદ્યમાન છે. જડનો તો આત્મામાં તદ્દન અભાવ છે, ને ભૂત–ભવિષ્યની પોતાની અવસ્થાનો પણ પ્રાક્‌અભાવ તથા પ્રધ્વંસ-અભાવ છે. વર્તમાન વર્તતી અવસ્થા ભાવરૂપ છે. તેમાં પણ વર્તમાન રાગ વર્તમાન જ્ઞાનમાં તો અભાવરૂપ જ છે.

આત્માના દરેક ગુણમા તેની અવસ્થારૂપ ભાવ વર્તે જ છે, પોતાના સ્વભાવથી જ આવો ભાવ વર્તે છે, તે કોઈ બીજાના કારણે નથી અહીં નિર્મળ અવસ્થાના ભાવની વાત છે, એટલે જ્ઞાનમા જ્ઞાનની અવસ્થારૂપ ભાવ છે, આનંદમા આનંદની અવસ્થારૂપ ભાવ છે, એમ દરેક ગુણમા પોતપોતાની નિર્મળ અવસ્થારૂપ ભાવ વિદ્યમાન છે આનંદમા દુ ખનો ભાવ ન આવે, જ્ઞાનમા અજ્ઞાનનો ભાવ ન આવે, શ્રદ્ધામા મિથ્યાત્વનો ભાવ ન આવે. આત્મ-ગુણનુ ખરૂ કાર્ય તે ગુણની જાતનુ હોય, તેનાથી વિરુદ્ધ ન હોય. સ્વગુણને ભૂલીને દુઃખના વેદનમા અનાદિકાળ ગયો, તે ખરેખર ગુણનો ભાવ નથી સ્વાશ્રયે નિર્મળ પરિણમન પ્રગટે તે આત્માનુ સાચુ ભવન છે 'અનંતગુણ-ધામ આત્મા હુ'–એવુ આત્મલક્ષ કરતા જે નિર્મળદશા વર્તે છે તે આત્માની વિદ્યમાન ભાવરૂપ અવસ્થા છે, એ સિવાયની બીજી અવસ્થાઓ અવિદ્યમાન છે–અભાવરૂપ છે. નિર્મળઆત્મામા વિકારની શૂન્યતા છે, પાચ શરીરની શૂન્યતા છે. અહા, આવા આત્માને જાણવો તે બ્રહ્મવિદ્યા છે, આ આત્મ વિદ્યાનો વિચાર જીવે કદી કર્યો નથી. પોતાના સ્વાનુભવના પ્રયોગ વડે સિદ્ધ થઈ શકે એવી આ બ્રહ્મવિદ્યા છે આજનુ અણુવિજ્ઞાન એ તો બધા જડનાં જાણપણા છે, ખરૂ તો આ બ્રહ્મવિજ્ઞાન છે, અકપાયી સ્વાનુભવવડે જ આ આત્મવિદ્યા પ્રાપ્ત થાય છે. આ આત્મવિદ્યા વડે જ જગતનુ કલ્યાણ છે. જીવે આત્મવિદ્યાનો ખરો અભ્યાસ કદી કર્યો નથી

દ્રવ્ય-ગુણ ને વર્તમાન નિર્મળ અવસ્થારૂપે આત્માનુ વિદ્યમાનપણુ છે. પોતાનુ આવુ વિદ્યમાનપણુ જેને ભાસે તેને પરનો રંગ હોય નહી, રાગનો રંગ પણ ઊડી જાય. ભાઈ! ચૈતન્યનો રંગ લાગે ત્યારે આ વાત સમ-જાય તેવી છે; બીજા ભાવોનો રંગ અંદર ચોટચો હોય (–પરભાવનો પ્રેમ હોય) તો ચૈતન્યનો રંગ ક્યાથી લાગે? પરનો રંગ છોડી, તેને પોતામા અભાવરૂપ જાણી, ચૈતન્યનો એવો રંગ લગાડ કે પર્યાયમા નિર્મળતાનો રંગ ખીલે નિર્મળપર્યાયપણે વિદ્યમાનતા તે જ આત્માનો સાચો ભાવ છે

નિજભાવમા પરિણમતો આત્મા પોતે નિર્મળ અવસ્થાની વિદ્યમાનતા-વાળો છે જ, પછી બીજા સામે જોવાનુ ક્યા રહે છે? વર્તમાનમા ભૂત-ભવિષ્યની અવસ્થા અવિદ્યમાન છે તેમજ પરભાવો પણ વર્તમાન નિર્મળ અવસ્થામા અભાવરૂપ છે. અહા, પોતાની ચૈતન્યખાણમા ભરેલા રત્નખજાનાને ભૂલીને જીવે પોતાને દીન અને વિકારી માન્યો એટલે ભીખારી જેવો થઈને

ભવચક્રમાં ભમ્યો. બીજા પાસેથી નિજગુણ લેવાની જે આશા છે તે જ ભીખારીપણું છે. ભાઈ, તું તો અનંતગુણભંડારથી ભરપૂર ચૈતન્યરાજા, તારે વળી બીજા પાસેથી માંગવાનું શું હોય? તારામાં ક્યાં એકેય ગુણ ઓછો છે કે બીજા પાસે તારે માંગવું પડે? સ્વસન્મુખ થઈને નિર્મળ અવસ્થાની વિદ્યમાનતારૂપે જ્ઞાનનું ભવન થાય-એવી શક્તિ તારામાં જ છે. તારું સાધન તારી શક્તિમાં જ ભર્યું છે, બીજે ક્યાં તું શોધે છે? અંતર્મુખ થઈને તારામાં જ શોધ.

પરનો આત્મામાં અભાવ છે; વિકારનો નિર્મળભાવમાં અભાવ છે; ભૂત-ભવિષ્યની પર્યાયો અત્યારે અવિદ્યમાન છે; એટલે તે કોઈના કારણે વર્તમાન અવસ્થા થતી નથી, વર્તમાન અવસ્થા પોતે વિદ્યમાન સ્વભાવવાળી છે, તેનું વિદ્યમાનપણું કોઈ બીજાના કારણે નથી, ચૈતન્યના લક્ષમાં દક્ષ થતાં આત્મા પોતાની નિર્મળઅવસ્થાપણે વિદ્યમાન વર્તે છે. પોતામાં નિર્મળ અવસ્થાની વિદ્યમાનતા કોણ સ્વીકારી શકે? કે શુદ્ધઆત્મા ઉપર જેની દૃષ્ટિ હોય તે; પોતામાં નિર્મળ અવસ્થાની વિદ્યમાનતા દેખનારો જીવ કર્મનો ને વિકારનો પોતામાં અભાવ દેખે છે. જેને કર્મનું જોર લાગે છે ને શુદ્ધાત્માનું જોર નથી ભાસતું તેણે ખરેખર પોતામાં કર્મનો અભાવ દેખ્યો નથી, ને નિર્મળઅવસ્થાનું વિદ્યમાનપણું પણ તેને નથી; 'ભાવશક્તિ તથા અભાવ-શક્તિ'વાળા આત્માને તેણે ઓળખ્યો નથી. આવી શક્તિવાળા આત્માને જે ઓળખે તેને પર્યાયમાં નિર્મળતાની વિદ્યમાનતા થાય, ને તેમાં વિકારનો તથા કર્મનો અભાવ ભાસે.

વર્તમાન-વિદ્યમાન અવસ્થામાં પૂર્વ-પછીની અવસ્થાનો પણ અભાવ છે. જો તેમ ન હોય ને ભૂત-ભવિષ્યની પર્યાયો પણ અત્યારે વિદ્યમાન હોય તો વર્તમાન જ્ઞાનપર્યાયમાં ભૂતકાળની અજ્ઞાનદશા પણ વર્ત્યા કરે...તથા વર્તમાન સાધકપર્યાયમાં ભવિષ્યની કેવળજ્ઞાનદશા પણ અત્યારે જ થઈ જાય. -એટલે સાધકદશા વગેરેની સિદ્ધિ જ ન થઈ શકે. (ન્યાયશાસ્ત્રોમાં આ વાત પ્રાક્-અભાવ ને પ્રધ્વંસ-અભાવ તરીકે વર્ણવી છે.)

જુઓ, આ વસ્તુસ્વરૂપની ઊંચી વાત છે. જેમ સાચા ઝવેરાતની દુકાન ચલાવનાર તે પ્રકારની ઝવેરાતને પારખવાની બુદ્ધિવાળો હોય, ને રત્નોને તોલવાના તેના કાંટા પણ સૂક્ષ્મ હોય. તેમ આ ચૈતન્યરત્નને પારખવા માટે

ઊંચી બુદ્ધિ એટલે અંતર્મુખબુદ્ધિ જોઈએ, ને તેનો નિર્ણય કરવાના ન્યાયો પણ સૂક્ષ્મ હોય છે. એકલા વિકલ્પોથી એનો પાર પમાનો નથી, આત્મા અલૌકિક ચૈતન્ય-હીરો છે તે જ સાચો સારભૂત છે. જડ હીરા-માણેકને જીંદગી સુધી મમતા કરીને સાચવ્યા હોય, ને મરણના ટાણે તેને કહે કે રે હીરા! મેં તને જીંદગી સુધી સાચવ્યો, તને મેળવવા ને સાચવવા મેં મારી અમૂલ્ય જીંદગી ગુમાવી, માટે હવે મરણ ટાણે તું મને શરણ દેજે.-તો શું તે હીરો તેને જવાબ આપે તેમ છે? તેને શરણરૂપ થાય તેમ છે? ના, કેમકે એ તો જડ છે. પણ આ ચૈતન્યહીરાને પૂછે ને તેનું શરણ લ્યે તો તે અમૃત જેવી શાંતિ અને આનંદ આપે તેવો છે ચૈતન્યસ્વભાવના લક્ષે પોતામાંથી જે શાંતિ આવી તેવી શાંતિ જગતમાં બીજે ક્યાંય નથી, એ શાંતિ પોતાના ભવનરૂપ ભાવમાંથી જ આવી છે અનંત ગુણામૃતનો સિંધુ ભગવાન આત્મા તેમાં તરબોળ થતાં આકુળતા મટીને પરમ શાંતિ ને આનંદની ઉત્પત્તિ થાય છે આનંદસ્વભાવના લક્ષે આનંદની જ ઉત્પત્તિ થાય છે ને દુઃખનો તેમાં અભાવ છે

શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર ને આનંદની પર્યાય એટલે કે નિશ્ચયમોક્ષમાર્ગ પ્રગટવાનું કારણ?-કે આત્મા પોતે પોતાની ભવનરૂપ ભાવશક્તિ વડે તે-તે વર્તમાનભાવરૂપે વર્તે છે. દર્શન જ્ઞાન-ચારિત્રપર્યાયનું વિદ્યમાનપણું આત્માની ભાવશક્તિથી છે, આત્માની ભાવશક્તિ વગર તે અવસ્થા વિદ્યમાન રહે નહી. અને જો આત્મામાં 'અભાવ'શક્તિ ન હોય તો ભૂત-ભવિષ્યની પર્યાયો અભાવરૂપ ન રહે, એટલે ત્રણેકાળની પર્યાયો એકસાથે વર્તવા માંડે. પણ અભાવશક્તિ એવી છે કે વર્તમાન નિર્મળપર્યાયમાં બીજી પર્યાયોને ને બીજા ભાવોને અવિદ્યમાન રાખે છે. ભવિષ્યની કેવળજ્ઞાનાદિ જે પર્યાય છે તે ભવિષ્યમાં તે કાળે પ્રગટશે, પણ વર્તમાન પર્યાયમાં તે અભાવરૂપ છે

અનંતશક્તિસમ્પન્ન નિજાત્મામાં દૃષ્ટિ કરતાં આત્મા પોતે મોક્ષમાર્ગના ભાવરૂપે પરિણમી જાય છે. ભાવશક્તિને ભૂલીને પરદ્રવ્ય પોતાનું ભવન માનતો તે મિથ્યાત્વ હતું, મારી પર્યાયની વિદ્યમાનતા મારી શક્તિથી જ છે-એવું ભાન થતાં સ્વાશ્રયે નિર્મળ ભાવરૂપ ભવન થાય છે. પોતાનો આત્મા શું? પોતાની શક્તિઓ કેવી? ને તેનું પરિણમન કેવું?—એવું જ્ઞાન કરીને સ્વલક્ષમાં આવ્યો ત્યાં સ્વસન્મુખતા વડે ધર્મની શરૂઆત થઈ આ રીતે સ્વસન્મુખતાથી વિદ્યમાન વર્તતી ધર્મપર્યાયમાં રાગનો ને દેહાદિનો તો અભાવ

છે; તો તે રાગ કે દેહ ધર્મનું સાધન કેમ થાય ? ધર્મનું સાધન તો વિદ્યમાન પર્યાયમાં વર્તવાની જેની તાકાત છે–એવો આત્મા જ થાય છે.

'પહેલું સુખ તે જાતે નર્યા...' એ તો બધી દેહબુદ્ધિવાળા જીવોની કલ્પના છે. ભાઈ, શરીર જ તું નથી, તું તો ચૈતન્યજાત છો: તારી ચૈતન્ય-જાતને જાણવી ને વિકાર વગરની રાખવી–તે જ ખરું સુખ છે. તારું ચૈતન્યતત્ત્વ એવું છે કે જેને જાણતાં જ સહા આનંદ થાય. એ સિવાય બીજે તો સુખનો છાંટોય નથી. આત્મામાં પોતામાં સુખ છે તો બીજે શોધવાની જરૂર નથી; ને જો પોતામાં સુખ ન હોય તો બીજેથી આવી શકે નહીં. જે કોઈ અનંતા જીવો આનંદને પામ્યા તેઓ પોતાના સ્વરૂપમાં જ શોધીને આનંદને પામ્યા છે, બીજી રીતે નહીં.

મોટા પુરુષોનો આશ્રય કરતાં તેમની અમીદૃષ્ટિથી ન્યાલ થઈ જવાય છે,–તેમ જગતમાં મોટો એવો આ ચૈતન્યસ્વરૂપ આત્મા, તેનો આશ્રય કર તો તું ન્યાલ થઈશ, તારી પર્યાયમાં અતીન્દ્રિય આનંદનાં અમી ઝરશે. અહા, આચાર્યદેવે અંદરમાં ચૈતન્યના નિધાન ઘોળી ઘોળીને તેનો સાર આ સમય-સારમાં ઉતાર્યો છે. તારો આત્મા પોતાના અનંતગુણના પરિણમનમાં પોતાની ભવનશક્તિથી પરિણમી રહ્યો છે.–આવી શક્તિવાળા તારા આત્માને દેખ તો સમ્યગ્દર્શનાદિરૂપ ભવન–પરિણમન થાય. પોતે અંતરમાં લીન થઈને પોતાના સ્વભાવનું વેદન કરતાં આત્મા રત્નત્રયરૂપ પરિણમી જાય છે. નિજસ્વભાવમાં આવ્યો ત્ય ભાવશક્તિનું સમ્યક્ ભવન થયું. ચૈતન્યની મહા ખાણ, તેમાં ઊંડે ઊતરીને જેટલું ખોદે તેટલા આત્મનિધાન નીકળે તેમ છે, એ નિધાન કદી ખૂટે તેમ નથી.

વિદ્યમાન અવસ્થા તો અજ્ઞાનીને પણ હોય છે, પણ તેને નિજ-સ્વભાવનું ભાન નથી તેથી તેની વિદ્યમાન અવસ્થા અજ્ઞાનરૂપ છે; જ્ઞાનીને ભાન વડે જ્ઞાનમય અવસ્થા વિદ્યમાન વર્તે છે. અહા, એકલા જ્ઞાનની મૂર્તિ આનંદની મૂર્તિ એવા આત્માને જ્યાં લક્ષમાં લીધો ત્યાં તે નિર્મળભાવપણે પ્રગટયા વગર રહે નહિ. આત્માને જે લક્ષમાં લ્યે તેને નિર્મળ અવસ્થા વિદ્યમાન હોય જ, કાળભેદ કે ક્ષેત્રભેદ વગર અનંત શક્તિઓ આત્મામાં વિદ્યમાન છે ને જ્ઞાનભાવની સાથે તેનું નિર્મળ પરિણમન વર્તી રહ્યું છે. આવા સ્વરૂપે વિદ્યમાન આત્માને લક્ષમાં લીધા વગર સાચી વિદ્યા પ્રગટે નહિ, ને સાચી વિદ્યા વગર

મુક્તિ થાય નહીં 'सा विद्या या विमुक्तये'-પણ તે કઈ વિદ્યા? નિશાળમાં ને કોલેજમા લૌકિક ભણતર ભણાવે છે તે નહીં. જડ-ચેતનની વહેચણી કરાવીને ચૈતન્યમા અતર્મુખતા વડે અજ્ઞાનનો ને રાગ-દ્વેષનો નાશ કરીને આત્માને મુક્તિ પમાડે-એવી જે વીતરાગવિજ્ઞાનરૂપ વિદ્યા તે જ મોક્ષના કારણરૂપ સાચી વિદ્યા છે. વીતરાગીસન્તોએ આવી આત્મવિદ્યા જગતને ઉપદેશી છે

જેણે આત્મા જાણવો હોય, સમ્યગ્દર્શન જોઈતુ હોય, શાંત જોઈતી હોય, તેણે કેવો આત્મા જાણવાથી સમ્યગ્દર્શન થાય ને શાંતિ થાય,-તેની આ વાત છે. આત્મા એક વસ્તુ છે, તેનામા અનત ગુણો છે અને તે ગુણોની નિર્મળઅવસ્થા સહિત વર્તે એવો આત્માનો સ્વભાવ છે. આવા દ્રવ્ય ગુણ-પર્યાયરૂપ આત્માને અનુભવે તો આત્માને જાણ્યો કહેવાય. જ્ઞાનપર્યાયને અતરમા વાળતા આવો આત્મા લક્ષગત થાય છે ને અનુભવમા આવે છે. તે અનુભૂતિની વિદ્યમાનપર્યાયમા દેહ-મન-વાણીનો, રાગનો કે ભૂત-ભવિષ્યની પર્યાયનો અભાવ છે. આવુ ભાવ-અભાવરૂપ વસ્તુસ્વરૂપ છે

આત્મા દેહ-મન-વાણી-કર્મ વગેરે અજીવથી તો અત્યારે પણ જુદો છે, અદર જે પુણ્ય-પાપ રાગ-દ્વેષરૂપ વિકલ્પો ઊઠે તે પણ ખરો આત્મા નહિ, કેમકે આત્માના લક્ષણથી તે વિકલ્પો જુદા છે. તેના વગરનો આત્મા અનત-શક્તિના વૈભવવાળો છે, ને તે 'જ્ઞાનભાવ'વડે ઓળખાય છે. જે જ્ઞાન પ્રગટ છે તે જ્ઞાનવડે લક્ષ કરતા જે આત્મા સમજાયો એટલે કે સ્વાનુભૂતિરૂપ થયો તે ખરો આત્મા છે. તે આત્મામા પરભાવનો અભાવ છે વિકારનો અભાવ, પરનો અભાવ, ને ભૂત-ભવિષ્યની પર્યાયનો અભાવ-એ બધુય અભાવશક્તિના પરિણમનમા આવી જાય છે.

ધર્મીનો આત્મા પોતાના 'જ્ઞાનભવન'મા વર્તે છે. જ્ઞાનભવનમાં વિકારના ભવનનો અભાવ છે. વિકારના અભવનરૂપ એટલે કે વિકારરૂપે ન પરિણમવારૂપ શક્તિ આત્મામા ત્રિકાળ છે, સ્વલક્ષે તેનુ પરિણમન પર્યાયમાં પ્રગટે છે અરે જીવ! ચારગતિમા ભમતા તે તારુ સ્વરૂપ જાણ્યુ નહી, પણ હવે તે જાણવાનો આ અવસર છે હે વાલીડા! આ અવસર તુ ચૂકીશ મા. આ જબુદ્વીપમા જ વિદેહક્ષેત્રે સીમધરનાથ પરમાત્મા અત્યારે સમવસરણમાં બિરાજી રહ્યા છે ને હજારો કેવળીભગવતો ને લાખો મુનિવરો ત્યા વિચરે છે. તે પરમાત્મા શુદ્ધાત્મતત્ત્વનો જે ઉપદેશ આપે છે તે કુદકુદાચાર્યદેવે

વિદેહમાં આવીને સાક્ષાત્ સાંભળ્યો, ભગવાન પાસેથી સાંભળેલો ને સ્વાનુભવથી પોતે અંતરમાં અનુભવેલો 'આત્મવૈભવ' તેમણે આ સમયસારમાં દેખાડયો છે.* દક્ષિણમાં મદ્રાસથી ૮૦ માઈલ દૂર પોન્નૂરમાં તેઓ આત્મધ્યાન કરતા હતા...આપણે બે વખત ( સં. ૨૦૧૫ તથા સં. ૨૦૨૦ માં) તેની યાત્રા કરી આવ્યા છીએ. કુંદકુંદસ્વામીએ સમયસારની રચના કરીને આ કાળના જીવો ઉપર તીર્થંકર જેવો ઉપકાર કર્યો છે; અને ટીકાદ્વારા તેના ભાવો ખોલીને અમૃતચંદ્રાચાર્યદેવે ગણધર જેવા કામ કર્યાં છે. આ ૪૭ શક્તિમાં સ્વભાવના અલૌકિક ભાવો તેમણે ભરી દીધા છે; હજારો શાસ્ત્રોનો નીચોડ તેમાં સમાઈ જાય છે.

પાંચ શરીરો કે આઠ કર્મો તેનાથી તો આત્મા શૂન્ય છે–ખાલી છે, આત્માના દ્રવ્ય–ગુણ–પર્યાય ત્રણેમાં તેનો સદા અભાવ છે, આત્મા તે-રૂપે કદી થતો નથી. કર્મના સંબંધવાળા જે વિકારભાવો તેમનો પણ આત્માની નિર્મળદશામાં અભાવ છે. વિકારરૂપે થાય તેને ખરેખર આત્મા ન કહેવાય. વિકાર અને તેના નિમિત્તરૂપ કર્મ, તે–રૂપે ન થવાનો આત્માનો સ્વભાવ છે. ખરો આત્મા તેને કહેવાય કે જેને જાણતાં આનંદનો અનુભવ થાય, ને જેને અનુભવતાં વિકારનો અભાવ થાય. નરકમાં અસંખ્યજીવો સમ્યગ્દષ્ટિ છે, સ્વર્ગમાં અસંખ્યજીવો સમ્યગ્દષ્ટિ છે, તિર્યંચમાં અઢીદ્વીપ બહાર અસંખ્ય-જીવો સમ્યગ્દષ્ટિ છે, ને મનુષ્યમાં અબજો જીવો સમ્યગ્દષ્ટિ છે,–આ બધાય સમ્યદષ્ટિ જીવો પોતાના આવા આત્માને જાણે છે ને અનુભવે છે. ચારગતિના અભાવરૂપ આત્મસ્વભાવ છે, મારી આત્મશક્તિમાં ચારગતિ, પાંચ ઇન્દ્રિયો, પાંચ શરીર વગેરેનો અભાવ છે, કર્મનો અભાવ છે, સમસ્ત વિકારનો અભાવ છે; એ બધાથી શૂન્યરૂપે, ને નિર્મળજ્ઞાન–આનંદથી ભરેલારૂપે મારા આત્માની વિદ્યમાનતા છે–એમ ધર્મી જાણે છે.

અરે ભાઈ, તું દુનિયાની ખબર લેવા બેઠો પણ તને તારી પોતાની તો ખબર નથી! તારા આત્માનો ઉદ્ધાર કેમ થાય–એની તો તને ખબર નથી. અપાર વૈભવથી ભરેલા તારા આત્માની સંભાળ કર. કેવા સ્વરૂપે તેની વિદ્યમાનતા છે ને શેનો તેમાં અભાવ છે–તે ઓળખ. નિર્મળ જ્ઞાનાદિભાવોમાં તારી વિદ્યમાનતા છે, પણ શરીર-કર્મ-વિકાર તેમાં તારી અવિદ્યમાનતા છે,

---

* तं एयत्तविहत्तं दाएहं अप्पणो सविहवेण (દર્શાવું એક-વિભક્ત એ, આત્માતણા નિજવિભવથી.)

તે-સ્વરૂપે તારુ પરિણમન નથી, તેના અભાવવાળો ને નિર્મળતાના ભાવવાળો તુ છો. ભવિષ્યની પર્યાયરૂપે થવાની શક્તિ આત્મામા છે, પણ અત્યારે આત્મામા તે પર્યાયનુ પરિણમન નથી એટલે તે પર્યાય વિદ્યમાન નથી, વર્તમાનમાં તે અભાવરૂપ છે

આત્મામા ભરેલા ચૈતન્યવૈભવને સમ્યગ્દૃષ્ટિ જાણે છે પોતાના નિજ-વૈભવના અજાણપણે અજ્ઞાનીને પુણ્ય-પાપનુ કર્તૃત્વ છે, પણ વસ્તુસ્વરૂપમા તે અજ્ઞાન કે કર્તૃત્વ નથી. જો હોય તો કદી છૂટે નહી. પોતાના આત્માને જ્ઞાનસ્વરૂપે જે દેખે છે તે પુણ્ય-પાપના કર્તૃત્વને પોતામા દેખતો નથી; પણ તે તો પોતાની પર્યાયમા પુણ્ય પાપના અભાવને દેખે છે; તો જેનો પોતામા અભાવ તેનુ કર્તૃત્વ કેમ હોય? સમ્યગ્દૃષ્ટિ પોતાની પર્યાયના ઉદયભાવના જ્ઞાતા રહે છે, પોતાના જ્ઞાનભાવમા તે ઉદયની નાસ્તિ જાણે છે 'જ્ઞાનમાત્ર ભાવ' કહેતા તેમા નિર્મળપર્યાયનુ ભવન અને પરભાવનુ અભવન, એવુ ભાવ-અભાવપણુ ભેગુ જ છે. નિર્મળતામા મલિનતાનો અભાવ એટલે કે પરમાર્થસ્વભાવમા વ્યવહારનો અભાવ છે આ અપેક્ષાએ સમ્યગ્દૃષ્ટિને વ્યવહારમાથી વિમુક્ત કહ્યો છે, કેમ કે જેટલા રાગાદિ પરાશ્રિત વ્યવહારભાવો છે તેમાથી એકત્વબુદ્ધિ તેને છૂટી ગઈ છે વ્યવહારભાવો છે ખરા પણ તે સમસ્ત વ્યવહારભાવોથી તે જુદો પરિણમે છે, છૂટો રહે છે, મુક્ત રહે છે, ને વ્યવહારમા લીનપણે-તન્મયપણે પરિણમતો નથી, પણ પોતાના શુદ્ધભાવમાં તેની નાસ્તિ જાણે છે. તેના અભાવરૂપ નિજભાવનુ પરિણમન છે. અહો! ધર્માત્માની દૃષ્ટિએ શુદ્ધાત્માને જ સ્વીકાર્યો છે, તેમા પરભાવના અંશનો પણ સ્વીકાર નથી સ્વભાવનુ જે ભવન તેમા પરભાવનુ અભવન, ધર્મીનુ પરિણમન અનંતગુણના નિર્મળભાવોથી ભરેલુ છે ને વિકારથી ખાલી છે. અરાગીપણે પરિણમતો આવો જ્ઞાનમય આત્મા તે ધર્મીનો આત્મા છે રાગનું પરિણમન હોવા છતા ધર્માત્મા તેને પોતાના જ્ઞાનભાવથી બહાર જાણે છે, જ્ઞાનની ને રાગની ભિન્નતા જાણે છે. 'જ્ઞાનમાત્રભાવ જેટલો જ હુ છુ' એમ જ્ઞાનભાવમાં અચલિતદૃષ્ટિ સ્થાપી છે

'ભગવાન્!' આ તારા સ્વભાવની વાત છે સર્વજ્ઞ પરમાત્મા તને 'ભગવાન્' કહીને બોલાવે છે અનંતગુણના મહિમાથી ભરેલો ભગવાન આત્મા પોતાની પારમેશ્વરીશક્તિથી પૂરો છે. તે શક્તિમા વિકારનો અભાવ છે, ને તે શક્તિની

સન્મુખ થઈને પરિણમતાં પર્યાયમાં પણ વિકારના અભાવરૂપ પરિણમન થઈ જાય છે. આત્મદ્રવ્ય ને તેની શક્તિઓ પરમ પારિણામિકભાવરૂપ છે; તેના અવલંબને ઉપશમાદિ ભાવો પ્રગટે છે, ને ઉદયભાવ તેનાથી બહાર રહે છે. ઉદયભાવ તે સ્વાલંબી પરિણામ નથી. નિજશક્તિના અવલંબને તો નિર્મળભાવો જ પ્રગટે. મલિનતા થાય છે તો પોતાની પર્યાયમાં ને પોતાના અપરાધથી, પણ તે સ્વભાવ-આશ્રિત થયેલું કાર્ય નથી માટે સ્વભાવદૃષ્ટિમાં તેને આત્માનું કાર્ય કહેતા નથી. અંતર્મુખ જ્ઞાનલક્ષણદ્વારા લક્ષ્યરૂપ થયેલો આત્મા, તેનામાં તો અનંતગુણનું નિર્મળ પરિણમન જ ઉલ્લસે છે, વિકાર તેમાં નથી ઉલ્લસતો. ધર્મી જીવ પારકી મૂડી જેવા એ પરભાવોને પોતાના સ્વભાવમાં ખતવતા નથી. સ્વ-પરની સાચી ખતવણી (વહેંચણી) કરતાં આવડે તો ભેદજ્ઞાન થાય. સ્વભાવના વૈભવમાં વિકારને ન ખતવાય. વિકાર ઉધાર પાસાની રકમ છે, તેને સ્વભાવના જમા પાસામાં ન લેવાય.

દેવો જેની સેવા કરે એવા ૧૪ મહાન રત્નો, નવ નિધાન અને ૯૬૦૦૦ રાણીઓ વગેરે વૈભવની વચ્ચે પણ ચક્રવર્તી-સમ્યગ્દૃષ્ટિ જાણે છે કે મારો અનંત ચૈતન્યવૈભવ મારી પાસે છે, બહારનો આ વૈભવ મારો નથી. મારા નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાયના વૈભવમાં આ ચક્રવર્તીના વૈભવનો તો અભાવ છે. ને તે તરફની રાગવૃત્તિનો પણ મારા ચૈતન્યવૈભવમાં અભાવ છે. પર્યાયમાં વિદ્યમાન છતાં શુદ્ધસ્વભાવની અધિકતાના બળે ભૂતાર્થદૃષ્ટિમાં તેનું અવિદ્યમાનપણું કરી નાંખ્યું છે. સ્વભાવદૃષ્ટિની આ અલૌકિક વાત સમજે તેનું કલ્યાણ થઈ જાય. 'भूयत्थमस्सिदो खलु सम्माइट्ठी हवइ जीवो' એમાં એ જ વાત સમજવી છે. ભૂતાર્થદૃષ્ટિમાં વ્યવહાર અભૂતાર્થ થઈ જાય છે કેમકે ભૂતાર્થદૃષ્ટિ શુદ્ધસ્વભાવને દેખે છે; ને તે શુદ્ધસ્વભાવમાં અશુદ્ધતા નથી.

ધર્માત્માની અંતરની અલૌકિક પરિણતિ બાહ્યદૃષ્ટિ વડે દેખાય નહીં; બહારની સ્થૂળદૃષ્ટિથી તો અનુકૂળતા-પ્રતિકૂળતાના સંયોગો ને રાગાદિ ભાવો જ દેખાય, પણ અંતરની વીતરાગી દૃષ્ટિમાં અતીન્દ્રિય સુખરસની જે ગટાગટી સમ્યગ્દૃષ્ટિને થઈ રહી છે-તે તો અતંરની સૂક્ષ્મદૃષ્ટિ વડે જ ઓળખાય છે. ધર્માત્માએ અંતરમાં વીતરાગી શાંતરસનો જે સ્વાદ ચાખ્યો છે તે શાંતિ પાસે રાગ તો બળબળતા અગ્નિ જેવો છે. શીતળ પાણીમાં પોષાયેલું માછલું પાણીની બહાર કિનારે રેતીમાં આવે તોપણ તરફડે છે, તો ધગધગતા

તાપમાં તો તેને કેવું લાગે? તેમ ચૈતન્યના શાંત-શીતળરસથી ભરેલા સરોવરમાં જેની રુચિ પોષાયેલી (પુષ્ટ થયેલી) છે એવા ધર્માત્માને શુભ-રાગમાંય આકુળતા લાગે છે, તો પછી વિષય-કષાયોના અશુભની તો શી વાત? અરે, આ રાગ અમારા ચૈતન્યની જાત નહિ. સ્વભાવદૃષ્ટિના નિર્મળપરિણમનમાં ધર્મીજીવ તે રાગને અભાવરૂપ ગણે છે. તે પોતાની ચૈતન્યપ્રભુતામાં રાગની મલિનતાને મિલાવતા નથી. તે જાણે છે કે મારી પ્રભુતામાં આનંદ છે, દુઃખ નથી, મારી પ્રભુતામાં શુદ્ધતા છે, રાગ નથી. અહો! મારી પ્રભુતા તો પરમાત્મપદના નિધાનથી ભરેલી છે, ને પરભાવોથી શૂન્ય છે.–આવું ધર્મીનું અંતરપરિણમન મહા આનંદરૂપ છે.

'આત્મા વિદ્યમાનઅવસ્થાવાળો છે'–પણ તે વિદ્યમાનરૂપ અવસ્થા કેવી?–કે નિર્મળ, અને તે નિર્મળ અવસ્થામાં રાગાદિનો અભાવ, જે વિકારી-ભાવથી ૧૪૮ કર્મપ્રકૃતિ બંધાય તેનો ધર્મી પોતામાં અભાવ જાણે છે. જો કે તીર્થંકરપ્રકૃતિ વગેરે સાતિશયપ્રકૃતિ સમ્યગ્દૃષ્ટિને જ બંધાય, છતાં ધર્મી પોતાના નિર્મળભાવમાં તેનો અભાવ જાણે છે. અરે, મારા ભવનમાં તો મારો ચૈતન્યભાવ હોય કે કર્મ હોય? ચેતનના ભવનમાં અચેતનભાવનો અભાવ છે. જ્ઞાનથી પૂરો, શ્રદ્ધાથી પૂરો, આનંદથી પૂરો. રાગના અભાવપણે પૂરો એટલે કે રાગના એકેય અંશને પોતામાં ન ભેળવે એવો આત્મા છે. સમ્યગ્દર્શન પામવું હોય તો આવા આત્માનો સ્વીકાર કરવો–તે તેની રીત છે. અહો, જૈન-પરમેશ્વર અર્હન્તદેવે પ્રગટ કરેલી ને ઉપદેશેલી આત્માની આવી અદ્‌ભુત પરમેશ્વરતા, તેને હે જીવ! તું આદરપૂર્વક જાણ. આવો તારો આત્મા છે તેને પોતામાં દેખતાં તું ન્યાલ થઈ જઈશ, તારામાં પ્રભુતા પ્રગટ થશે. સર્વજ્ઞની વાણીમાં જે કાંઈ આવ્યું છે તેમાં તારી પ્રભુતાનો જ વિસ્તાર છે. પ્રભુતાના વિસ્તારમાં તો પ્રભુતા જ હોય, તેમાં વચ્ચે વિકાર ન હોય. જેમ સોનાનો ગમે તેટલો વિસ્તાર કરો તેમાં સોનું જ આવે પણ લોઢું ન આવે; તેમ ચૈતન્યસ્વભાવની શક્તિનો વિસ્તાર કરતાં, અનુભવ કરતાં તેમાં નિર્મળ ચૈતન્યભાવ જ આવે, રાગ કે જડ ન આવે.

ભાઈ, આ ચૈતન્યરાજા જેવો મહિમાવંત છે તેવો લક્ષગત કરીને આદરપૂર્વક સ્વાનુભવમાં લઈશ તો તે પ્રસન્ન થઈને તને આનંદના નિધાન આપશે. જેમ મોટા રાજાને તેના પૂરા વિશેષણોથી આદરસહિત બોલાવે તો

તે પ્રસન્ન થઈને જવાબ આપે, પણ તેને ભીખારી કહીને બોલાવે કે તેના વિશેષણો કરતાં ઓછાં વિશેષણોથી બોલાવે–તો તેમાં તેનો અનાદર ગણાય ને તે જવાબ ન આપે. એક સાધારણ રાજાને રીઝવવામાં પણ આવું બને છે, તો જગતમાં સૌથી મોટો અનંત વૈભવવાળો આ ચૈતન્યમહારાજા, તેને રાગવાળો ને પામર કહીને બોલાવતાં (લક્ષમાં લેતાં) તે કેમ પ્રસન્ન થાય? ચૈતન્યરાજાને રાગવાળો કહેવો ને તો તેનો અનાદર કરવા જેવું છે. એને તો એના જ્ઞાન-આનંદ વગેરે અનંતગુણરૂપ વિશેષણોથી લક્ષમાં લઈને આદર કરતાં તે પ્રસન્નતાસહિત એટલે કે અતીન્દ્રિય આનંદસહિત અનુભવમાં આવે છે, ને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મહારત્નો આપે છે.

આવો આત્મા સ્વાનુભવમાં આવ્યો તે વિદ્યમાન એવી નિર્મળ પર્યાય સહિત વર્તે છે, ને પરભાવોથી રહિત વર્તે છે; તથા ભૂત-ભવિષ્યની પર્યાય પણ અત્યારે અવિદ્યમાનરૂપ છે. આ રીતે આત્મામાં ભાવપણું ને અભાવપણું બંને ધર્મો વર્તે છે તેનું વર્ણન કર્યું.

ભાવશક્તિ તથા અભાવશક્તિનું વર્ણન પૂર્ણ. (૩૩-૩૪)



જેણે સર્વજ્ઞશક્તિવાળા આત્માને જાણ્યો તેણે તેનું સાધક ને સાધ્ય બંને પોતામાં જાણ્યા; એટલે બીજા કોઈ બાહ્ય-સાધનની બુદ્ધિ તેને ન રહી; રાગને પણ સાધન તે ન માને. રાગાદિ ભાવો તે ખરેખર આત્મા નથી, તે તો અભૂતાર્થ આત્મા છે; જ્યારે સ્વભાવનો નિર્ણય કરીને સાધકભાવમાં ચડ્યો ત્યારે નિર્મળપર્યાયરૂપે પરિણમેલો તે આત્મા 'ભૂતાર્થ આત્મા' થયો, તે સાચો આત્મા થયો, તે ધર્માત્મા થયો....ને તે મોક્ષનો પંથી થયો....તેના અનંતા ગુણોનો સંઘ નિર્મળ-પર્યાયસહિત મોક્ષધામની યાત્રા કરવા ચાલ્યો.



[ ૩૫ ] [ ૩૬ ]

## ભાવ-અભાવશક્તિ     અભાવ-ભાવશક્તિ

भवत्पर्यायव्ययरूपा भावाभावशक्तिः ।
अभवत्पर्यायोदयरूपा अभावभावशक्तिः ।

卐

સ્વાનુભવરૂપ આત્મવિદ્યા વડે નિજવૈભવ જેણે જાણ્યો તેને પરનો રંગ હોય નહીં, રાગનો રંગ પણ ઊડી જાય ભાઈ, ચૈતન્યનો રંગ લાગે ત્યારે આ વાત સમજાય તેવી છે, બીજા ભાવોનો રંગ અંદર ચોંટ્યો હોય તો ચૈતન્યનો રંગ ક્યાંથી લાગે? પરનો રંગ છોડી, ચૈતન્યનો એવો રંગ લગાડ કે પર્યાયમાં નિર્મળતાનો રંગ ખીલે પોતાના સ્વાનુભવમાં આત્મવિદ્યા પ્રાપ્ત કર્યે જ જીવનું કલ્યાણ છે



જ્ઞાનસ્વરૂપ આત્મામાં એવો સ્વભાવ છે કે વિદ્યમાન અવસ્થારૂપ ભાવનો બીજા સમયે વ્યય એટલે કે અભાવ થાય છે, તથા પહેલાં જેનો અભાવ હતો એવી પર્યાયનો ઉદય થાય છે એટલે કે ને ભાવરૂપ થાય છે. આ રીતે 'ભાવનો અભાવ' ને 'અભાવનો ભાવ' દરેક સમયે થયા જ કરે છે. પહેલાં ન હોય એવી પર્યાયની બીજા સમયે જે ઉત્પત્તિ થઈ તે નિમિત્તને લીધે નથી થઈ પણ અભાવનો ભાવ થાય એવો વસ્તુનો સ્વભાવ જ છે. વિદ્યમાન પર્યાય સદાય વિદ્યમાન જ રહ્યા કરે-એમ નથી. વિદ્યમાનપર્યાય બીજા સમયે વ્યય થાય છે ને તે જ ક્ષણે અગાઉ જે અવિદ્યમાન હતી એવી પર્યાય ઉત્પન્ન થાય છે. આ રીતે પર્યાયમાં વ્યય ને ઉત્પત્તિ થયા કરે છે. અહીં ભાવ-અભાવમાં કે અભાવ-ભાવમાં નિર્મળપર્યાયોની જ વાત છે, કેમકે વિકારનો તો જ્ઞાનમાત્રભાવમાં અભાવ જ છે, તેનો કાંઈ 'ભાવ' નથી થતો. સમ્યગ્દર્શન સાથે જે નિર્મળપર્યાય છે તેના ઉત્પાદ-વ્યયની આ વાત છે. જ્ઞાનભાવના ઉત્પાદ-વ્યય જ્ઞાનવડે જ ભવાય છે એટલે કે તે જ્ઞાનમય જ છે, તે વિકારમય નથી.

સ્વભાવસન્મુખ પરિણતિ થતાં જ્ઞાનની સાથે અનંત ગુણની નિર્મળ પર્યાયનો જે 'ભાવ' થયો તે એક સમય રહીને બીજા સમયે વ્યય પામે છે એટલે કે તે 'ભાવનો અભાવ' થાય છે; અને બીજી નિર્મળપર્યાય—કે જે આગલા સમયે અભાવરૂપ હતી તેનો ઉદય થાય છે એટલે કે 'અભાવનો ભાવ' થાય છે. -આવી બંને શક્તિઓ આત્મામાં છે.

વિદ્યમાન પર્યાયનો અભાવ થતાં આત્મા પર્યાય વગરનો થઈ જશે?

-તો કહે છે કે ના; તે વખતે જ બીજી નવી પર્યાયનો 'ભાવ' થશે. એક 'ભાવ'નો જે વખતે અભાવ થાય છે તે જ વખતે બીજા 'અભાવ'નો ભાવ થાય છે, એટલે કે આત્મામાં વ્યય ને ઉત્પાદ બંને એક સાથે થાય છે.

ભાવ-અભાવ તે વિદ્યમાનપર્યાયનો વ્યય સૂચવે છે.

અભાવ-ભાવ તે અવિદ્યમાનપર્યાયની ઉત્પત્તિ સૂચવે છે.

અજ્ઞાનીને પણ આવા ભાવ-અભાવ ને અભાવ-ભાવ થાય છે તો ખરા, પણ તેને અજ્ઞાનને લીધે તે વિકારી થાય છે. ધર્મીને જ્ઞાનમય પરિણમનને લીધે ભાવ ને અભાવ (ઉત્પાદ ને વ્યય) બંને નિર્મળ જ્ઞાનમય થાય છે.

સિદ્ધદશામાંય આ બને ધર્મો વર્તે છે, એટલે ભાવનો અભાવ ને અભાવનો ભાવ તેમનેય થયા કરે છે. સાધકને નિર્મળજ્ઞાન આવા ભાવે પરિણમી રહ્યુ છે, સાથે રાગ છે તેનું જ્ઞાન છે, પણ જ્ઞાનમાં રાગનો પ્રવેશ નથી. તે રાગ, કે રાગને જાણનારી જ્ઞાનપર્યાય, -એ બેમાથી કોઈ બીજા સમયે નહિ રહે, છતા તે-કાળે જ્ઞાન તો આત્મામા તન્મય છે ને રાગ પૃથક્ છે. —આવા ભેદજ્ઞાન-રૂપ સાધકનુ પરિણમન છે. અહા, શુદ્ધઆત્માની અનુભૂતિ -કે જેના બળે કેવળજ્ઞાન થાય -એવી આ વાત છે

સમ્યગ્દર્શન પૂર્ણ શુદ્ધઆત્મા ઉપર દૃષ્ટિ કરે છે, ત્યા નિર્મળ પર્યાયના વ્યય ને ઉત્પાદ થયા કરતા હોવા છતા, ધર્મીની દૃષ્ટિ શુદ્ધ આત્મા ઉપર જ હોવાથી તેના ઉત્પાદ-વ્યય શુદ્ધ જ થયા કરે છે. તે ઉત્પાદ-વ્યય પોતાના સ્વભાવથી જ છે, પરને કારણે નથી. અહી આ ઉત્પાદ-વ્યયમા નિર્મળ પર્યાય જ લેવાની છે કેમકે સમ્યગ્દષ્ટિના અનુભવમા જે આત્મા આવ્યો તેનુ આ વર્ણન છે. પર્યાયમાં વ્યવહારે રાગાદિ હોવા છતા સમ્યગ્દષ્ટિની અનુભૂતિમા તેનો અભાવ છે. કોઈ જીવ સાતમી નરકમા સમ્યગ્દર્શન પામ્યો હોય (-એવા અસખ્યાત જીવો છે) તેની પણ આવી જ દશા હોય છે, ને અસખ્ય વર્ષ સુધી (પહેલા અને છેલ્લા અંતર્મુહૂર્ત છોડીને ૩૩ સાગરોપમ સુધી) પણ ઘણા જીવો તે સમ્યગ્દર્શનને ટકાવી રાખે છે સાતમી નરકના અસાતાના દુ ખની શી વાત! પણ ત્યા કોઈ જીવને એમ થાય કે અરે, આવુ દુ ખ! આવી તીવ્ર વેદના! આત્માના આનદસ્વભાવની વાત પૂર્વે સન્તોએ સભળાવી હતી પણ તે વખતે મે તેની દરકાર ન કરી પાપ કરતા પાછુ વાળીને જોયુ નહી એ વખતે દરકાર કરી હોત તો આવી વેદના ન આવત.-આમ વેદનાના નિમિત્તે આત્મસ્વભાવની સન્મુખ થતા તે જીવ સમ્યગ્દર્શન પામી જાય છે. અને તેને ચૈતન્યનુ એવુ વેદન થાય છે કે નારકી હુ નહી, વૈક્રિયિક શરીર હુ નહી, શોક અને દુ ખ તે હુ નહી, હુ તો ચૈતન્યભાવમય, મારા અનતગુણના ધામમા છુ. સાતમી નરકની અસાતા વચ્ચે પણ ચૈતન્યનુ આવુ વેદન કરનારા અસખ્યાતા જીવો અત્યારે પણ છે. સાતમી નરકના જીવો ત્યાથી મિથ્યાદૃષ્ટિપણે જ નીકળે ને પશુગતિમા જ અવતરે, બીજી કોઈ ગતિમા ન જાય, સાતમી નરકમા કોઈ જીવ સમ્યગ્દર્શનસહિત જાય પણ નહી ને નીકળે પણ નહી, પરતુ ત્યા ગયા પછી કોઈ જીવ નવુ સમ્યગ્દર્શન ઉત્પન્ન કરી શકે. સમ્યગ્દર્શનસહિત કોઈપણ જીવ પહેલી નરકથી નીચે ઉપજે

નહિ, ને સમ્યગ્દર્શનસહિત છઠ્ઠી નરક સુધીથી નીકળી શકે.–આ પ્રકારની જીવના પરિણામોની મર્યાદા છે.

કેટલાક જીવો કહે છે કે અમે સમ્યગ્દર્શન માટે પુરુષાર્થ તો કરીએ છીએ પણ સમ્યગ્દર્શન થતું નથી.–નહિ, એની વાત જૂઠી છે. સમ્યગ્દર્શનનો સાચો પુરુષાર્થ એણે કર્યો જ નથી. સમ્યગ્દર્શન માટેનો જેવો પુરુષાર્થ છે તેવો પુરુષાર્થ કરે ને સમ્યગ્દર્શન ન થાય એમ બને નહીં. જેવો પુરુષાર્થ કરે તેવું કાર્ય થાય જ. પણ પુરુષાર્થ તો કરે રાગનો, ને માને એમ કે હું સમ્યગ્દર્શનનો પુરુષાર્થ કરું છું–તો એ તો એની ભૂલ છે, સમ્યગ્દર્શનનો પુરુષાર્થ રાગથી ભિન્ન કેવો હોય એની એને ખબર નથી. સમ્યગ્દર્શનના વિષયરૂપ શુદ્ધ આત્માને યથાર્થપણે જ્ઞાનમાં લક્ષગત કરીને તેનો પુરુષાર્થ કરતાં સમ્યગ્દર્શન જરૂર થાય છે.

અહીં સમ્યગ્દર્શન થતાં જે નિર્મળ ભાવો પ્રગટ્યા તેનું વર્ણન ચાલે છે. સર્વજ્ઞભગવાને જાણેલો, કહેલો ને સન્તોએ અનુભવેલો એવો જે આત્મ-વૈભવ તેની આ વાત છે. હે જીવ! તારા આત્મામાં પણ આવો વૈભવ છે, તેને તું લક્ષમાં લે એટલે તારી પર્યાયમાં તે પ્રગટ થશે. શ્રદ્ધા-જ્ઞાન-આનંદ વગેરેમાં જે નિર્મળભાવ પ્રગટ્યા તેમાં રાગાદિનો અભાવ છે, તે અભાવનો કાંઈ ભાવ નથી થતો, તેનો તો અભાવ જ રહે છે. પણ બીજા સમયની જે નિર્મળપર્યાય વર્તમાનમાં અવિદ્યમાન એટલે કે અભાવરૂપ હતી તેનો બીજા સમયે 'ભાવ' થાય છે એટલે કે તે ઉત્પન્ન થાય છે, ને તેની ઉત્પત્તિના કાળે આગલી પર્યાયનો વ્યય થાય છે. આ રીતે અભાવનો ભાવ, ને ભાવનો અભાવ –એવું નિર્મળભાવોનું પરિણમન ચાલ્યા જ કરે છે. જો આમ ન હોય તો સમયેસમયે નવી પર્યાય થાય નહીં, ને વર્તમાનપર્યાય કદી ટળે નહિ, એટલે સાધકમાંથી સિદ્ધદશા થવાનું બની શકે નહિ. એક જીવ સાધક છે, તેની સાધકપર્યાય છે તે ભાવરૂપ છે, ને ભવિષ્યની સિદ્ધપર્યાય અત્યારે અભાવરૂપ છે; હવે તે જીવ સિદ્ધ થયો ત્યારે સાધકપર્યાયરૂપ જે ભાવ હતો તેનો અભાવ થયો, ને સિદ્ધપર્યાયનો જે અભાવ હતો તેનો ભાવ થયો. આ રીતે 'ભાવનો અભાવ' ને 'અભાવનો ભાવ' બધા પદાર્થોમાં સમયેસમયે થઈ જ રહ્યો છે.

ભાઈ, આ તારા પોતાના સ્વભાવની વાત છે; તારા આત્મામાં હંમેશાં જે બની રહ્યું છે તે તને બતાવીએ છીએ. સર્વજ્ઞપિતાએ આપણને આપણો

આત્મવૈભવ બતાવ્યો છે જેમ પિતા પોતાના વહાલા પુત્રને બધો વારસો બતાવે, તેમ સર્વજ્ઞ-તીર્થંકરદેવ આપણા ધર્મપિતા છે, ગૌતમગણધરને મહાપુરાણમા જિનસેનસ્વામીએ 'સર્વજ્ઞપુત્ર' કહ્યા છે, સમ્યગ્દૃષ્ટિને પણ જિનેશ્વરના નન્દન કહ્યા છે, એ રીતે ભગવાન સર્વજ્ઞદેવ ધર્મપિતા છે, તેમણે ચૈતન્યના અચિંત્યવૈભવનો વારસો બતાવ્યો છે અરે જીવ! ભગવાન તને અપાર ચૈતન્યવૈભવ આપે છે, તે પ્રાપ્ત કરીને ઉલ્લાસ લાવ . . ઉલ્લાસથી તારા આત્મવૈભવને અનુભવમા લે

અરે, ચૈતન્યના વૈભવની પવિત્રતા પાસે ઈન્દ્રપદના પુણ્યની પણ કાઈ મહત્તા નથી પુણ્ય એ તો વીતરાગસ્વભાવથી વિરુદ્ધભાવ છે, એ કાઈ ચૈતન્યનો વૈભવ નથી, તો ધર્મીને તેની મહત્તા કેમ હોય? જેણે ચૈતન્યના વીતરાગી વૈભવને જાણ્યો નથી તેને જ રાગનો ને પુણ્યનો મહિમા લાગે છે જો ચૈતન્યના વીતરાગી વૈભવને જાણે તો એ પુણ્યનો મોહ ઊડી જાય અરે, ચૈતન્ય-અમૃતનો ડુગર આત્મા, એની સામે આ અચેતનના ઢગલાની શી કિમત? સમ્યગ્દૃષ્ટિ પોતાના આત્માને એનાથી ભિન્નપણે અનુભવે છે, તે સયોગમા સ્વપ્નેય સુખ માનતા નથી. બહારમા તો ક્યાય આત્માનુ સુખ છે જ નહિ, બહારના પદાર્થોને તો આત્મા સ્પર્શતોય નથી, એનાથી જુદો જ રહે છે, અદરના વિકલ્પમાય સુખ નથી, સુખ તો આત્માના સહજ સ્વભાવમા છે, તે સ્વભાવને જ જ્ઞાની સ્પર્શે છે, -તેને જ તન્મયપણે અનુભવે છે, આ રીતે પોતાના આત્માને સ્વમા એકત્વરૂપ ને પરથી વિભક્ત કર્યો છે આવો એકત્વ-વિભક્ત આત્મા જ શોભે છે, તેને જ 'શુદ્ધ' કહીએ છીએ. આચાર્યદેવ કહે છે કે -त पयत्त चिहत्त दाएह अप्पणो सविहवेण મારા સમસ્ત આત્મવૈભવથી હુ તે એકત્વ-વિભક્ત શુદ્ધ આત્મા દેખાડુ છુ, -તેને તમે તમારા સ્વાનુભવથી પ્રમાણ કરજો.

અહા, આત્માનો મહિમા અપાર છે રાગથી ભિન્નતા બતાવીને વીતરાગી સન્તોએ વારવાર તેના ગાણા ગાયા છે. તારા અનત સ્વભાવનો તું સ્વામી છો,-તેને જાણ ને રાગનુ સ્વામીપણુ છોડ, પરનુ સ્વામીપણુ છોડ પોતાનો જે સ્વ-ભાવ છે તે જ પોતાનુ 'સ્વ' છે, તેનો જ આત્મા સ્વામી છે. જ્ઞાનમય નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાય તે આત્માનુ સ્વ છે ને ધર્મી તેનો સ્વામી છે એ સિવાય બીજાનુ સ્વામીપણુ ધર્મીના જ્ઞાનમાથી-શ્રદ્ધામાથી

ઊડી ગયું છે. જેનું સ્વામીપણું છે તે ભાવરૂપે જ તેના ઉત્પાદ-વ્યય (-અભાવ-ભાવ, ને ભાવઅભાવ) થાય છે. ચેતનના ઉત્પાદ-વ્યય કાંઈ અચેતનરૂપે ન થાય, ચેતનના ઉત્પાદ-વ્યય ચેતનરૂપ જ થાય.-આવો વસ્તુસ્વભાવ છે. તેમ જ્ઞાનના ઉત્પાદ-વ્યય જ્ઞાનરૂપ જ થાય, રાગરૂપ ન થાય. અહા, આવા તારા જ્ઞાનવૈભવની એકવાર હોંશથી હા તો પાડ. 'હા' પડતાં તારું પરિણમન તેવું થઈ જશે. તારા આત્માની શક્તિ અપાર છે-તેની હા પાડીને તું પરમાત્મા બની જા.

વાહ! અંદરથી શ્રદ્ધાના રણકાર કરતો આત્મા જાગી જાય-એવો આ વીરમાર્ગ છે. જેમ રણે ચડેલા રાજપૂતની વીરતા છૂપે નહિ, તેમ ચૈતન્યની સાધનાના પંથે ચડેલા ને વીરપ્રભુના માર્ગે વળેલા ધર્માત્માની વીરતા છાની રહે નહિ; એનો વૈરાગ્ય, એની શ્રદ્ધાનું જોર, એનો સ્વભાવનો પ્રેમ, એનો આત્માનો ઉત્સાહ-એ બધું મુમુક્ષુથી છાનું ન રહે. જ્ઞાનીની દશા ખરેખર અદ્ભુત હોય છે.

જ્ઞાનના ઉત્પાદ-વ્યય જ્ઞાનમય છે, જ્ઞાનનું પરિણમન જ્ઞાનમય છે. જેમ દરિયામાં એક તરંગનો વ્યય ને બીજા તરંગની ઉત્પત્તિ થાય છે પણ તે દરિયામાં જ થાય છે, બહાર નહીં; તેમ વ્યય ને ઉત્પાદ બંને ભાવો વસ્તુમાં સમાય છે, વસ્તુના ઉત્પાદ-વ્યય વસ્તુથી બહાર હોતા નથી. વર્તમાન ભાવનો બીજા સમયે અભાવ (વ્યય), અને વર્તમાન જેનો અભાવ હતો તેનો બીજા સમયે ભાવ (ઉત્પાદ),-આવું પરિણમન સિદ્ધદશામાંય થયા કરે છે. ભાઈ, આત્માનો જેવો સ્વભાવ છે તેવો સમજીને શ્રદ્ધા કરવી, તેનો રસ કરવો તેમાં જ સુખ છે, બાકી તો સંસારના બાહ્યભાવોમાં દુઃખ-દુઃખ ને દુઃખ જ છે. અહા, જે આત્મસ્વભાવની પ્રેમથી વાત કરતાં પણ આનંદ આવે તેના સાક્ષાત્ અનુભવના આનંદની શી વાત!

કોઈ કહે કે આત્મા સમજવા માટે અમને નિવૃત્તિ નથી મળતી. તો તેને કહે છે કે ભાઈ, તારી વાત જૂઠી છે. તને આત્માની ખરી રુચિ નથી એટલે તું બહાનું કાઢે છે. તને વિકથાનો તો વખત મળે છે, ઊંઘવાનો ને ખાવાનો વખત તો મળે છે! ને આત્માના વિચાર માટે વખત નથી મળતો? આત્માની ખરી ખટક હોય તો તેને માટે બીજાનો રસ છોડીને વખત કાઢ્યા વગર રહે જ નહીં. ભાઈ! આવા અવસર ફરીફરી નથી મળતા. માટે આત્મામાં

'હુ શુદ્ધ ચિદાનદ છુ'-એવી શ્રદ્ધાના સસ્કાર પાડ જેણે સાચી શ્રદ્ધા કરી તેણે આત્મામા મોક્ષના મગલ સ્થભ રોપ્યા. સમ્યગ્દર્શન કર્યું તે અલ્પકાળમા મોક્ષપુરીનો નાથ થશે.

કહેવાય છે કે 'દૃષ્ટિએ દોલત પ્રગટે'—કઈ દૃષ્ટિ? શુદ્ધ આત્માને દેખનારી દૃષ્ટિ, તેના વડે કેવળજ્ઞાનાદિ અનત ગુણની દોલત પ્રગટે છે અરે, રુચિના અભાવે પોતાને પોતાનો સ્વભાવ જ કઠણ લાગે છે, ને બાહ્ય વિષયોની રુચિ છે એટલે તે સહેલુ લાગે છે -એ તો જીવની રુચિનો જ દોષ છે રુચિ કરે તો આત્માની સમજણ સુગમ છે આ કાળે સ્વરૂપનો અનુભવ કઠણ છે-એમ કહીને જે તેની રુચિ છોડી દે છે તે બહિરાત્મા છે જેને જેની રુચિ અને જરૂરીયાત લાગે તેની પ્રાપ્તિમા તેનો પ્રયત્ન વળે જ જેને આત્માની રુચિ ખરેખર હોય તેનો પ્રયત્ન આત્મા તરફ વળે જ બાકી રુચિ કરે નહિ, જ્ઞાન કરે નહિ અને રાગને ધર્મનુ નામ આપી દે તેથી તે રાગ કાંઈ ધર્મ ન થઈ જાય. કડવા કરીયાતાને કોઈ 'સાકર'નુ નામ આપીને ખાય તોપણ તે કડવુ જ લાગે, કાંઈ મીઠુ ન લાગે, તેમ રાગને કોઈ ધર્મ માને તોપણ તે રાગનુ ફળ તો સસાર જ આવે, તેનાથી કાંઈ મોક્ષ ન થાય. જેવો પુરુષાર્થ કરે તેવુ કાર્ય પ્રગટે. સ્વભાવનો પુરુષાર્થ કરતા સમ્યગ્દર્શનાદિ સ્વભાવકાર્ય પ્રગટે; અને રાગનો પુરુષાર્થ કરતા પુણ્ય-પાપ થાય પણ ધર્મ ન થાય. પુરુષાર્થ કરે રાગનો ને ફળ માગે ધર્મનુ,-એ કયાથી મળે? આત્માનો જેવો સ્વભાવ છે તેવો દૃષ્ટિમા લઈને તેની સન્મુખ પરિણમે તે જીવને અલ્પકાળમા મોક્ષપ્રાપ્તિ થશે થશે ને થશે.

સર્વજ્ઞપરમાત્માની વાણી ઝીલીને કુદકુદાચાર્યદેવે તેનુ રહસ્ય આ પરમાગમોમા ઉતાર્યું છે. 'જિનદેવ આમ કહે છે'-એમ ભગવાનની સાક્ષી આપીને તેમણે આત્મસ્વભાવને પ્રસિદ્ધ કર્યો છે અને તેમના પછી એક-હજાર વર્ષે અમૃતચદ્રાચાર્ય થયા તેમણે પણ 'ભવસમુદ્રનો કિનારો જેમને નીકટ છે એવા કુદકુદાચાર્યદેવ'-એમ કહીને તેમના હૃદયનુ રહસ્ય ટીકામા ખોલ્યુ છે. અહા, એ વીતરાગી દિગબર સન્તોનો મુમુક્ષુ જીવો ઉપર મોટો ઉપકાર છે

આત્માની પ્રગટ જ્ઞાનપર્યાય-કે જે રાગથી જુદી છે, તે જ્ઞાનલક્ષણ દ્વારા આખા આત્માને લક્ષ્યરૂપ કરતા, અનતગુણ જેમા ભરેલા છે એવો આત્મા

પોતાની નિર્મળ અવસ્થારૂપે પોતાના સ્વભાવથી પરિણમે છે; ત્યાં સ્વલક્ષે જે નિર્મળ ઉત્પાદ-વ્યય થાય છે તેની આ વાત છે. અજ્ઞાનીને રાગાદિ સાથે એકત્વબુદ્ધિથી જે અજ્ઞાનમય ઉત્પાદ-વ્યય થાય છે તે ખરેખર જ્ઞાનમાત્ર ભાવનું પરિણમન નથી, માટે તેની વાત અહીં નથી. સાધકને શ્રુતજ્ઞાન વિદ્યમાન છે, શ્રુતપર્યાયમાં કેવળજ્ઞાનપર્યાયનો અભાવ છે; તેને વિદ્યમાન એવી શ્રુતપર્યાયનો પછી અભાવ થશે, ને અવિદ્યમાન એવી કેવળપર્યાયનો ભાવ થશે. ત્યાર પછી પણ એક કેવળજ્ઞાનપર્યાયનો વ્યય, ને તે જ વખતે બીજી કેવળજ્ઞાનપર્યાયનો ઉત્પાદ, -આવું પરિણમન સદાકાળ વર્ત્યા કરે છે.

જ્ઞાન અને રાગ બંનેનો એક કાળ હોય તોપણ જ્ઞાનમાં રાગનો અભાવ જ છે. જ્ઞાનીને તે કાળે જ્ઞાન સાથે તન્મયતા છે ને રાગથી ભિન્નતા છે. અજ્ઞાનીનેય જો કે રાગનો બીજા સમયે અભાવ તો થાય જ છે, પણ તેમાં એકત્વબુદ્ધિપૂર્વક અભાવ થાય છે એટલે ફરીને તેવા રાગાદિ ભાવોની જ ઉત્પત્તિ થાય છે, રાગથી ભિન્ન એવું નિર્મળજ્ઞાનપરિણમન તેને થતું નથી. તેણે જ્ઞાનલક્ષણથી લક્ષિત આત્માની ખબર નથી એટલે જ્ઞાનભાવરૂપ પરિણમન થતું નથી. જ્ઞાનીએ જ્ઞાનલક્ષણથી આત્માને લક્ષિત કર્યો છે ત્યાં વિકલ્પો જ્ઞાનથી જુદા રહી ગયા, લક્ષ્યરૂપ આત્મામાં તે ન આવ્યા. પછી જે રાગ રહ્યો તે જ્ઞાનથી ભિન્નપણે રહ્યો છે, એકપણે નહીં. એટલે જ્ઞાનીના ભાવ-અભાવ (ઉત્પાદ-વ્યય) તો જ્ઞાનમય જ છે.

વિકલ્પ લક્ષણ ને આત્મા લક્ષ્ય-એમ નથી; જો એમ હોય તો તો સિદ્ધો અને અરિહંતો અનાત્મા ઠરે કેમકે તેમને વિકલ્પ નથી. પણ જેમ પરદ્રવ્ય અસ્તિપણે આત્માથી પૃથક્ રહે છે તેમ વિકલ્પ પણ જ્ઞાનથી પૃથક્પણે રહે છે. તેને જાણતું જ્ઞાન તેનાથી જુદું ને આત્મા સાથે તન્મય વર્તે છે. આવું જ્ઞાન તે જ આત્માનું લક્ષણ છે. આ જ્ઞાનલક્ષણ અરિહંતોમાં ને સિદ્ધોમાંય વર્તે છે.

ચૈતન્યમૂર્તિ આત્મસ્વભાવમાં આઠકર્મનો ને રાગાદિ પરભાવોનો સદાય અભાવ છે, અને તે સ્વસન્મુખ થયેલી પરિણતિમાં પણ કર્મોનો ને રાગાદિનો અભાવ છે. હવે જે રાગ વગરની નિર્મળપર્યાય છે તેનો પણ બીજા સમયે અભાવ થાય છે, છતાં તે સમયે જ અનંતગુણની પ્રભુતાસહિત બીજી નિર્મળપર્યાયરૂપે આત્મા ઉદય પામે છે. એટલે એક ભાવનો અભાવ થતાં આખા આત્માનો અભાવ થઈ જતો નથી પણ ઉદય પામતા બીજા ભાવપણે

આત્મા ટકી રહે છે. તેના પરિણમનમા ભાવનો અભાવ, ને અભાવનો ભાવ એવુ પરિવર્તન થયા કરે છે. તે પરિવર્તન રાગથી તો જુદુ જ રહે છે, ને જ્ઞાન–આનદ સાથે એકરૂપ રહે છે.

આત્મા સર્વગુણસમ્પન્ન ભગવાન છે. તેની નિર્મળપર્યાય થઈ તે પણ એકને એક પર્યાય કાયમ નથી રહેતી, પણ બીજા સમયે તેનો વ્યય થઈ જાય છે, ને બીજી નિર્મળપર્યાય ઉત્પન્ન થાય છે.–આવો આત્માનો સ્વભાવ છે આવા સ્વભાવને પોતાના અનત ગુણ–પર્યાયો સાથે એકતા છે ને પરથી પૃથકતા છે. જો જ્ઞાનની ઉત્પત્તિ પરને લીધે માને તો તેણે જ્ઞાનને આત્મા સાથે તન્મય ન માન્યુ પણ આત્માથી જુદુ માન્યુ ને પર સાથે એકમેક માન્યુ એ જ રીતે શુભરાગથી જ્ઞાન કે ધર્મ થવાનુ માને તો તેણે રાગને જ્ઞાનથી પૃથક્ ન માન્યુ પણ જ્ઞાન સાથે એકમેક માન્યુ. ભાઈ, તારા જ્ઞાનને તારા આત્મા સાથે એકતા છે ને પરથી ભિન્નતા છે, રાગથી પણ ભિન્નતા છે, આવી ભિન્નતા જાણીને, આત્મામા તન્મયપણે જ્ઞાનની ઉત્પત્તિ થવી તે ધર્મ છે, તે મોક્ષમાર્ગ છે, તે સાચો આત્મા છે.

સાચા આત્માને અનુભવે તેને સમ્યક્દષ્ટિ કહેવાય. પણ 'અનાત્મ'-ભાવોને આત્મા માની લ્યે તો તેને સાચા આત્માનો અનુભવ થાય નહિ એટલે કે સમ્યગ્દર્શન થાય નહિ. આત્મામા એક એવો સ્વભાવ છે કે પર્યાયના અભાવ ને ભાવ થયા કરે છે. તેમા અહીં એટલી વિશેષતા છે કે સાધકને જ્ઞાનમય નિર્મળભાવો જ હોય છે, બીજા ભાવો હોય તેને પોતાના 'આત્મ-ભાવ' તરીકે સાધક સ્વીકારતા નથી આ રીતે જ્ઞાનભાવમા રાગાદિનો તો અભાવ જ છે; ને જ્ઞાનમય પર્યાય નવીનવી અપૂર્વ પ્રગટયા કરે છે. પોતાની આગામી કેવળજ્ઞાનાદિ પર્યાયોરૂપે પોતાની તાકાતથી જ આત્મા પરિણમે છે. નિજશક્તિ હતી તે વ્યક્ત થઈને પરિણમી છે.

અનતગુણની અચિત્ય તાકાતવાળા આત્મસ્વરૂપનુ ભાન થતા અમુક નિર્મળપર્યાય થઈ, ને પૂરી ભવિષ્યમા થશે, તે ભાવિપર્યાયનો અત્યારે અભાવ છે (–પ્રધ્વસઅભાવ છે), પણ તે અભાવને ભાવરૂપ કરે એવો આત્માનો સ્વભાવ છે; એટલે તે પર્યાય પ્રગટ કરવા માટે કોઈ બીજાનુ અવલબન નથી. અહા, કેવો સ્વાધીન સ્વભાવ છે!

ભાઈ, તારો આત્મા કેવા ગુણનો ધરનાર છે તેની તને ખબર નથી, તને તારા દ્રવ્ય-ગુણ-પર્યાયના વૈભવની ખબર નથી. તારા નિજવૈભવના ભાન વિના તું શેમાં ધર્મ કરીશ? તારો આત્મસ્વભાવ એવો છે કે એની સન્મુખ જોતાં તેમાંથી કેવળજ્ઞાનાદિ પર્યાયોનો ઉદય થશે. અનંતી ભવિષ્યની નિર્મળ-પર્યાયો થવાની તાકાત તારા ગુણમાં અત્યારે ભરેલી છે. નહિ વર્તતી એવી પર્યાયનો બીજી ક્ષણે ઉત્પાદ તારા સ્વભાવથી થાય છે. તારું એવું પરિણમન છે કે અભાવરૂપ હોય એવી નવી નવી પર્યાયો સમયેસમયે થયા જ કરે. તે પર્યાયને પ્રગટ કરવા કોઈ બીજા બહારના સાધનની જરૂર પડે તેમ નથી. વર્તમાન પર્યાય ટળીને બીજા સમયે બીજી પર્યાય થશે; બધા ગુણોમાં એવું સ્વરૂપ છે કે વર્તમાન પર્યાય ટળીને અભાવરૂપ પર્યાયો ભાવરૂપ થયા કરે; નવી પર્યાય ન થાય એવું ક્યારેય ન બને.

આવા અદ્ભુતસ્વભાવવાળો આત્મા, ભવના અભાવસ્વભાવવાળો ને પોતામાંથી જ નવી નવી નિર્મળપર્યાયને વર્તમાનમાં લાવ્યા કરે એવો છે; તેનો અપાર મહિમા છે. એનામાં પરાધીનતા નથી, એ સ્વાધીન મહા વૈભવ-વાળો છે. આવા સ્વભાવની પ્રતીત ધર્મીને વર્તે છે, એટલે ક્ષણેક્ષણે કેવળજ્ઞાનની સન્મુખ જ તેનું ભવન (-પરિણમન) થઈ રહ્યું છે. અલ્પકાળમાં કેવળજ્ઞાન થશે –એમાં ધર્મીને શંકા નથી. 'અત્યારે તમારામાં કેવળજ્ઞાનનો અભાવ છેને?' –તો કહે છે કે તે અભાવનો ભાવ કરું એવી મારામાં તાકાત છે. મારી શક્તિમાં કેવળજ્ઞાન અત્યારે પડ્યું છે તેની શ્રદ્ધાના બળે હું અલ્પકાળમાં કેવળજ્ઞાન વ્યક્ત કરીશ. મારા તે કાર્યના કારણરૂપે મારો સ્વભાવ વિદ્યમાન છે. અંતરમાં ધર્મીને ધ્યેયરૂપ આવો સ્વભાવ છે. કેવળજ્ઞાન થયા પછી પણ આત્મામાં ભાવ-અભાવ તથા અભાવ-ભાવ તો થયા જ કરે છે, –પણ તે કેવળજ્ઞાનરૂપે જ થાય છે.

આત્માના અનંત ગુણમાં આત્માનો લોક છે. અનંત ગુણોથી ભરપૂર પોતાના ચૈતન્યલોકને ધર્મી અવલોકે છે, ને તેની રક્ષા કરે છે. પોતાની મળેલી અનંતગુણસંપત્તિને રક્ષે ને ન મળેલી એવી કેવળજ્ઞાનાદિ સંપદાને પ્રગટ કરીને મેળવી આપે –એવો ચૈતન્યનાથ આત્મા પોતે છે, તે જોગ-ક્ષેમનો કરનાર છે. આત્માની 'અભાવ-ભાવ' શક્તિ એવી છે કે ન મળેલી પર્યાયને મેળવી આપે.

પ્રશ્ન :—'પ્રાપ્તની પ્રાપ્તિ છે' એમ કહેવાય છેને?

ઉત્તર :—શક્તિરૂપ હતુ તે પર્યાયમા પ્રગટ્યુ એ-અપેક્ષાએ પ્રાપ્તની પ્રાપ્તિ કહી છે; અને તે પર્યાય પહેલા ન હતી ને પ્રગટી તે અપેક્ષાએ તેને 'અભાવનો ભાવ' કહ્યો છે. પ્રવચનસારમા સત્‌ઉત્પાદ ને અસત્‌ઉત્પાદનુ વર્ણન છે તેમા પણ આ વાત છે.

ભગવાન આત્મા અનંત ચૈતન્યવૈભવથી ભરપૂર છે, તેના સ્વલક્ષે જે નિર્મળતાનો ઉત્પાદ થાય ને તેની સાચી પરિણતિ છે, પરલક્ષે રાગાદિનો ઉત્પાદ થાય તે આત્માનુ ખરૂ સ્વરૂપ નથી, તે વૈભવ નથી, તે તો વિભાવ છે અહો, આત્માના અપાર સ્વભાવનો મહિમા લક્ષમા લ્યે તો પરિણતિ સ્વ-સન્મુખ થયા વગર રહે નહિ ગણધરદેવ પણ તીર્થંકરપ્રભુની વાણીમાં આત્મસ્વભાવની વાત સાભળે છે ને સાભળતા-સાભળતા અંદર ચૈતન્યમાં ઉપયોગ વળતા વિકલ્પ તૂટીને નિર્વિકલ્પ આનંદના અનુભવમા એકતાન થઈ જાય છે, ક્ષણેક્ષણે અપૂર્વ નિર્મળ પર્યાયો તેમને ખીલતી જાય છે.—એ પ્રકારે 'અભાવ-ભાવ' થયા કરે છે.

ક્યાક 'ભાવ-અભાવ'નો અર્થ રાગ-દ્વેષ પણ થાય છે; અહી એવો અર્થ નથી. અહી તો અભાવ એટલે અવિદ્યમાનપણુ, ને 'ભાવ' એટલે વિદ્યમાનપણુ. પર્યાય પહેલા અવિદ્યમાન હતી તે પ્રગટીને વિદ્યમાન થઈ તેને 'અભાવ-ભાવ' થયો કહેવાય, તે પર્યાય પાછી વ્યય પામે ત્યારે તેને 'ભાવ-અભાવ' થયો કહેવાય આવું પરિણમનચક્ર આત્મામા ચાલ્યા જ કરે છે. કોઈ બીજાના કારણે પર્યાયના ભાવ અભાવ થતા નથી. ધર્મીને સ્વરૂપલક્ષે નિર્મળતાના જ ભાવ ને અભાવ થયા કરે છે, એટલે વર્તમાન પર્યાય ટળીને બીજી પર્યાય વિકારી થશે—એવુ એને નથી; વર્તમાનપર્યાય પછી બીજી પર્યાય પણ નિર્મળ જ થશે—કેમકે સ્વભાવના લક્ષે જ પર્યાયનો ઉત્પાદ થાય છે એટલે તે પર્યાય પણ સ્વભાવ જેવી નિર્મળ થાય છે. વિકાર તે આત્માના ગુણનુ કાર્ય નથી; એટલે ગુણના આશ્રયે જે ઉત્પાદ થયો તેમા વિકારનો ભાવ નહિ થાય, જેમ ગુણમા વિકારનો અભાવ છે તેમ તેની પર્યાયમા પણ વિકારનો અભાવ જ રહેશે સ્વભાવના લક્ષે નવી નવી શુદ્ધપર્યાય પ્રગટ્યા જ કરે છે. સિદ્ધભગવતો કાંઈ એકને એક પર્યાયને સદા નથી અનુભવતા, તેમનેય નવીનવી અપૂર્વ પર્યાયો પ્રગટીને તેનો અનુભવ થાય છે.

નવી નવી પર્યાયરૂપે થવાની તાકાત વસ્તુના સ્વભાવમાં જ છે; તે સ્વભાવથી જ પ્રત્યેક સમયે નવી નવી પર્યાય થયા કરે છે. એટલે પોતાની નિર્મળ પર્યાય પ્રગટ કરવા ક્યાંય પર સામે જોવાનું ન રહ્યું; સ્વદ્રવ્યના સ્વભાવ સામે જ જોવાનું રહ્યું. સ્વાશ્રયે શ્રદ્ધા વગેરેની નિર્મળપર્યાય પ્રગટે છે તે અખંડ ચૈતન્યદ્રવ્યને પ્રસિદ્ધ કરતી (અનુભવમાં લેતી) પ્રગટે છે. ઇન્દ્રિયોમાં કે વિકલ્પોમાં એ તાકાત નથી કે ભગવાન ચૈતન્યને પ્રસિદ્ધ કરે. વાહ! દિવ્યધ્વનિવડે ભગવાને ચૈતન્યખજાના ખોલવાની રીત બતાવી છે, સંતોએ સ્વાનુભવ વડે તે પ્રસિદ્ધ કરી છે. ને હે જીવ! તું પણ અંતરમાં સ્વાનુભૂતિ કરીને તારા ચૈતન્યખજાના ખોલ.

મારી નિર્મળપર્યાયની ઉત્પત્તિ કોઈ નિમિત્તોમાંથી, શરીરમાંથી, રાગમાંથી કે પૂર્વપર્યાયમાંથી નથી થતી, પણ મારા સ્વભાવમાં જ 'અભાવનો ભાવ થાય એવી' એટલે કે જે પર્યાય ન હોય તે બીજે સમયે પ્રગટે એવી તાકાત છે, એટલે મારામાં નવી નવી પર્યાયની ઉત્પત્તિ મારા સ્વભાવથી જ થયા કરે છે. —આમ નક્કી કરનાર પોતાની નિર્મળપર્યાયને માટે ક્યાં જોશે? તે ક્યાંય નિમિત્તોમાં, શરીરમાં, રાગમાં કે પૂર્વપર્યાયમાં નહિ જુએ, તેમાં નહિ શોધે, પણ અનંતગુણના પિંડરૂપ નિજસ્વભાવની સન્મુખ જોશે, એટલે સ્વભાવના આશ્રયે તેને નિર્મળપર્યાયોરૂપ પરિણમન થયા કરશે. આ રીતે સ્વભાવ-સન્મુખ થવાથી આત્માનું પ્રયોજન સિદ્ધ થાય છે.

અજ્ઞાની પોતાના સ્વભાવને દેખતો નથી; ને જે પોતાના સ્વભાવમાં નથી, જેમાં પોતાની નિર્મળતા નથી એવા રાગાદિ પરભાવોમાં તથા શરીરાદિ પરદ્રવ્યોમાં જ દૃષ્ટિ રાખે છે, એટલે તેને નિર્મળપર્યાય થતી નથી. ભાઈ, રાગાદિમાં તારી નિર્મળતા નથી, તો તેની સામે જોયે નિર્મળતા ક્યાંથી આવશે? દેહમાં કે નિમિત્તોમાં તારી નિર્મળ પર્યાય નથી, તો તેમની સામે જોયે તારી નિર્મળ પર્યાય ક્યાંથી આવશે? તારા સ્વભાવમાં નિર્મળતાની શક્તિ ભરી છે તેની સન્મુખ જો તો તેમાંથી નિર્મળ પર્યાયો પરિણમશે. અહા, કુંદકુંદાચાર્યદેવ વિદેહક્ષેત્રમાં જઈને સીમંધર પરમાત્મા પાસેથી અનંતશક્તિના નિધાન ભરી લાવ્યા છે, ને તે નિધાન આ ભરતક્ષેત્રના જીવોને આપ્યા છે. અહા, આવા તારા અપૂર્વ નિધાન તેને તું જો તો ખરો! એને દેખતાં જ તારા આત્મામાં વર્તમાન અભાવરૂપ એવા સમ્યક્ત્વથી માંડીને સિદ્ધપદ

સુધીના શુદ્ધ ભાવો પ્રગટ ભાવરૂપ થઈ જશે. લ્યો રે લ્યો! સન્તો તમને નિજપદના નિધાન આપે છે

આત્મામા અનંત શક્તિ છે, ને અનંતા જીવો સ્વાનુભૂતિ વડે તે શક્તિને ખોલીને પરમાત્મા થયા છે; આ આત્મા પણ પરમાત્મા થઈ શકે એવી એનામા શક્તિ છે, તેનુ આ વર્ણન છે આત્મામા એવો અખૂટ વૈભવ છે કે જેની ઉપાસના કરતા પર્યાયમા અધૂરાશ ન રહે ને પૂરી મોક્ષપર્યાય પ્રગટે. જેમ સોનાની ખાણમાંથી સોનુ નીકળે, તેમ ચૈતન્યશક્તિની ખાણ ખોદે—તેમા ખોજે તો કેવળજ્ઞાનાદિ નિધાન પ્રાપ્ત થાય પણ પરમા ખોજતા તે પ્રાપ્ત થાય નહી. સ્વમા એકાગ્ર થતા સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર થાય છે, તે જ મોક્ષમાર્ગ છે, ને તે જ મુમુક્ષુએ સેવવા યોગ્ય છે કળશ ૨૩૬ મા કહ્યુ છે કે-પોતાની સર્વશક્તિને આત્મામા સમેટીને પૂર્ણ આત્માને આત્મામા ધારણ કરવો એટલે કે ઉપયોગને નિજશક્તિમા લીન કરવો-તેમા જ સર્વે ઉપાદેયનુ ગ્રહણ થઈ જાય છે ને છોડવાયોગ્ય બધુ છૂટી જાય છે

ભાઈ, સાચી મોજ તો આ ચૈતન્યમા છે, ચૈતન્યબાગમા સ્વાનુભૂતિની ક્રીડા તે પરમ આનંદરૂપ છે બહારમા બાગ-બગીચામા મોજ કરીને આનંદ લેવા માગે છે પણ ત્યા આત્માનો આનંદ નથી આનંદના નિધાન તારામાં ભર્યા છે તેમા ઉપયોગવડે કેલિ કર તો પરમ આનંદ અનુભવાશે મોક્ષમાર્ગી ધર્માત્મા આવી કેલિ કરતા કરતા સિદ્ધપદને સાધે છે

આત્માની શક્તિની એટલે કે નિજવૈભવની સૂક્ષ્મ વાત છે, ધ્યાન રાખીને અભ્યાસ કરે તો સમજાય તેવી છે આત્મા અનંત ચૈતન્યશક્તિથી પરિપૂર્ણ છે, તેનુ સામર્થ્ય અનંત, કાળ પણ અનંત, સંખ્યા પણ અનંત, ક્ષેત્ર અનંત નથી, ક્ષેત્ર અસંખ્યપ્રદેશી છે. એકેક જીવ આવા અપાર વૈભવથી સંપન્ન છે આત્માના આવા વૈભવને સાધીસાધીને અનંતા જીવો સિદ્ધ થયા છે સિદ્ધ કરતા અનંતગુણા સંસારી જીવો છે, તે દરેક જીવમા પણ સિદ્ધ જેટલો પરિપૂર્ણ આત્મવૈભવ શક્તિરૂપે ભર્યો છે, તેનુ જે ભાન કરે તેને સિદ્ધપદ પ્રગટે છે. નિજાત્મ-વૈભવને જાણ્યા વગર ધર્મ કે મુક્તિ થાય નહી

જ્ઞાનની પર્યાયવડે પોતાના આવા આત્માને લક્ષમા લેતા સમ્યગ્દર્શન-જ્ઞાન ચારિત્ર થાય છે, તે જ સાધ્યની સિદ્ધિનો ઉપાય છે, બીજી રીતે સાધ્યની

સિદ્ધિ થતી નથી. સમ્યગ્દર્શનવડે આત્માને ધ્યેયરૂપ કરતાં નિર્મળપર્યાય પ્રગટે છે. બીજે સમયે તે પર્યાય અભાવરૂપ થશે, અને પહેલાં જે અભાવરૂપ હતી એવી બીજી નવી પર્યાય ભાવરૂપ થશે.–આ ભાવમાં કે અભાવમાં બંનેમાં નિર્મળપર્યાય આવે, કેમકે સમ્યગ્દર્શનના વિષયરૂપ આત્માની આ વાત છે, એટલે તેમાં વિકાર ન આવે. જ્ઞાનમાત્ર આત્મામાં ભવિષ્યની જે નિર્મળપર્યાય વર્તમાન નથી વર્તતી (-પ્રધ્વંસ-અભાવરૂપ છે) તે પર્યાયને બીજે સમયે (એટલે કે ભવિષ્યના તેના યોગ્ય સમયે) 'ભાવરૂપ' -ઉત્પાદરૂપ કરે એવું આત્માનું સામર્થ્ય છે. કોઈ બીજો આત્માની તે પર્યાય પ્રગટાવી દેશે -એમ નથી, પણ આત્માની નિજશક્તિથી જ નવી નવી પર્યાય ઉદય પામે છે. એટલે પોતાની પર્યાય પ્રગટ કરવા ક્યાંય બીજે જોવાનું ન રહ્યું, પોતામાં જ જોવાનું રહ્યું.

જડથી તો આત્મા જુદો જ છે; ઉદયભાવને પણ આત્માના વૈભવમાં ગણતા નથી. આત્માનો અનંતગુણરૂપ જે નિજવૈભવ છે તે પારિણામિકભાવ-રૂપ છે, અને તેની નિર્મળપર્યાયો ઉપશમાદિ ભાવરૂપ થાય છે. આવા શુદ્ધભાવ સહિત આત્મા તે આત્મા છે. જે વ્યવહારસંબંધી વિકલ્પો છે તે આત્મા નથી, આત્માની શક્તિનું તે કાર્ય નથી. વિકલ્પનો તો નિર્મળપર્યાયમાં અત્યારે પણ અભાવ છે અને જે નિર્મળપર્યાય અત્યારે ભાવરૂપ વિદ્યમાન વર્તે છે તે ભાવનો અભાવ બીજે સમયે થાય છે, બીજા સમયે બીજો નવો ભાવ પ્રગટે છે.–આવો આત્માનો સ્વભાવ છે. ભવિષ્યની જે ક્ષાયિકપર્યાયનો વર્તમાન ક્ષાયોપશમિકપર્યાય વખતે અભાવ છે, તે અભાવનો ભાવ કોઈ નિમિત્તને લીધે કે રાગને લીધે નહિ થાય, પણ આત્માની પોતાની અભાવ-ભાવ શક્તિથી જ તે ક્ષાયિકભાવ વગેરે પર્યાયો ભાવરૂપ થશે.–આત્માની આવી શક્તિની પ્રતીત કરનારને અલ્પકાળમાં કેવળજ્ઞાન અને સિદ્ધપદ પ્રગટ્યા વગર રહે નહિ. શક્તિરૂપે કેવળજ્ઞાન છે–એમ તો અત્યારે જ શ્રદ્ધામાં આવી ગયું છે, તે શ્રદ્ધાના બળે સમયેસમયે કેવળજ્ઞાનસન્મુખ પરિણમન થઈ રહ્યું છે.

આત્માની અનંત શક્તિઓને ગણીગણીને શોધવા જાય તો કદી પૂરું ન થાય ને આખો આત્મા અનુભવમાં આવે નહિ. અંતર્મુખ થઈને અભેદ આત્માનો અનુભવ કરતાં તે અનુભવમાં બધી શક્તિઓ એક સાથે સમાઈ જાય છે. તે અનુભવમાં કોઈ ભેદનો, રાગનો કે પરનો આશ્રય નથી. અજ્ઞાની

રાગને સાધન માનીને તે રાગમા અટકી જાય છે, બહુ તો ગુણગુણીભેદના વિકલ્પમા અટકી જાય છે. પણ ખરૂ સાધન ચૈતન્યલક્ષણ છે તે લક્ષણદ્વારા આત્મા અનુભવમા આવે છે. આવા લક્ષણથી આત્માને ઓળખનાર જીવ રાગાદિનો સ્વામી થતો નથી, તે તો ચૈતન્યમય નિર્મળ દ્રવ્ય-ગુણ-પર્યાયનો જ સ્વામી થાય છે, ને એ રીતે સ્વભાવના સ્વામીત્વમા તે ધર્માત્માને નિર્મળ પર્યાયો જ પરિણમે છે તેને ભાવ-અભાવમા ને અભાવ-ભાવમા નિર્મળતા જ છે.

આ રીતે ભાવ-અભાવશક્તિનુ તથા અભાવ-ભાવશક્તિનુ
વર્ણન પૂર્ણ થયુ. (૩૫-૩૬)



- સમયસાર ઉપરના આ ૧૪મી વખતના પ્રવચનો છે જેના મગલપ્રારભ વખતે રૂા ૧૪ હજાર જયપુરના શેઠશ્રી પૂરણચદજી ગોદીકાએ ભક્તિપૂર્વક શાસ્ત્રપ્રભાવનામા અર્પણ કર્યા હતા
- સમયસાર ઉપર આ ૧૪મી વખતના પ્રવચનો છે, તે ઉપરાત બે વખત આ ૪૭ શક્તિઓ ઉપર વધુ પ્રવચનો થયા, એટલે આ શક્તિઓ ઉપર આ સોળમી વખતના પ્રવચન છે
- પોષ વદ ૯ તા ૨૫-૧-૬૫ આ સાલમા જિનેન્દ્રપ્રતિષ્ઠા નિમિત્તે ગુરુદેવને ભોપાલ પધારવાનુ નક્કી થતા, દિલ્હીથી ૪૭ મુમુક્ષુઓ ગુરુદેવને દિલ્હી પધારવાની વિનતિ કરવા માટે, તથા ૪૭ શક્તિના પ્રવચનો સાભળવા માટે સોનગઢ આવ્યા હતા





ચૈતન્યના વૈભવ પાસે ચક્રવર્તીનો વૈભવ ઝુકી રહ્યો છે



[ ૩૭ ]

# ભાવ-ભાવ શક્તિ

भवत्पर्यायभवनरूपा भावभावशक्तिः ।



જેમ પિતા વહાલા પુત્રને બધો વારસો આપે તેમ સર્વજ્ઞપિતાએ આપણને આપણો આત્મવૈભવ બતાવ્યો છે ભગવાન સર્વજ્ઞદેવ ધર્મપિતા છે તેમણે ચૈતન્યના અચિંત્ય વૈભવનો વારસો બતાવ્યો છે અરે જીવ! ભગવાન તને અપાર ચૈતન્યવૈભવ આપે છે, તે પ્રાપ્ત કરીને ઉલ્લાસ લાવ ઉલ્લાસથી તારા આત્મ વૈભવને અનુભવમા લે



આત્મા અનંતગુણોથી ભાવસ્વરૂપ-વિદ્યમાન વસ્તુ છે, તેનું નિર્મળ-પર્યાયરૂપ પરિણમન થાય છે -એવો તેનો ભાવ છે. જેવી વસ્તુ છે તેવું જ તેનું પરિણમન વર્તે છે, જ્ઞાનભાવનું પરિણમન સદા જ્ઞાનભાવરૂપ રહેશે, જ્ઞાનભાવનું પરિણમન કદી જડ નહિ થાય: ચેતન સદા ચેતનરૂપ રહેશે, ચેતન કદી અચેતન નહિ થાય; આનંદ સદા આનંદરૂપ રહેશે, આનંદમાં વચ્ચે દુઃખ નહિ આવે. આ રીતે આત્માના સ્વભાવનો જેવો ભાવ છે તેવો જ ભાવ સદા રહેશે, -આવી ભાવભાવશક્તિ આત્મામાં છે. જેવું ત્રિકાળ તેવું તેનું વર્તમાન, જેવો ગુણ તેવી તેની પર્યાય. જેવો સ્વભાવ તેવું તેનું ભવન, આવી આત્મશક્તિને 'ભાવભાવ'શક્તિ કહે છે. આમાં દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણે નિર્મળભાવરૂપ આવે છે; વિકાર તે ખરેખર સ્વભાવનો ભાવ નથી, એટલે તે આમાં ન આવે. દ્રવ્ય-ગુણ તો ત્રિકાળ શુદ્ધ છે, તેના આશ્રયે તેનો જે સમ્યગ્દર્શનાદિ નિર્મળભાવ પ્રગટયો તે સદા તેવો નિર્મળ જ રહેશે, તેનો અભાવ થઈને વચ્ચે વિભાવ આવે-એમ નહિ બને. ત્રિકાળ ભાવ છે તેવો વર્તમાન ભાવ વર્ત્યા કરશે – એમ ત્રિકાળ ને વર્તમાન બંનેની એકજાત રહેશે, એવું ભાવભાવશક્તિનું કાર્ય છે.

જે જાતનું ધ્રુવ હોય તે જાતના જ ઉત્પાદ-વ્યય હોય. જેમ ત્રિકાળી ધ્રુવ ચેતનરૂપ છે તો તેના ઉત્પાદ-વ્યય પણ ચેતનરૂપ જ છે, ચેતનના ઉત્પાદ-વ્યય જડરૂપ થતા નથી. તેમ ત્રિકાળી દ્રવ્ય શુદ્ધ છે તો તેની દૃષ્ટિથી થતા ઉત્પાદ-વ્યય પણ શુદ્ધ જ થાય છે, શુદ્ધદ્રવ્યના આશ્રયે અશુદ્ધતાનો ઉત્પાદ થતો નથી. 'ભાવનું ભવન' એટલે જેવી શક્તિ છે તેવો જ તેનો ભાવ પ્રગટે, વિપરીત ન પ્રગટે, તે 'ભાવ ભાવ'શક્તિનું કાર્ય છે. દ્રવ્ય-ગુણ તો ત્રિકાળ એવા ને એવા છે ને તેના આશ્રયે જે જ્ઞાનાદિરૂપ ભાવ પ્રગટયો તે પણ સદા એવો જ ભાવરૂપ રહ્યા કરશે; જ્ઞાનભાવમાં વચ્ચે અજ્ઞાનભાવ નહિ આવે. જ્ઞાનનું પરિણમન અજ્ઞાનરૂપ કદી નહિ થાય; એમ આનંદમાં, શ્રદ્ધામાં વચ્ચે વિપરીત પરિણમન નહિ થાય. વિપરીત ભાવને શક્તિનું પરિણમન કહેવાય નહીં. શ્રદ્ધાનું પરિણમન મિથ્યાત્વરૂપ થાય કે જ્ઞાનનું પરિણમન અજ્ઞાનરૂપ થાય-એવો આત્માનો સ્વભાવ નથી; એટલે તે વિભાવો ખરેખર 'ભાવનું ભવન' નથી; નિજવૈભવમાં તેમનો સમાવેશ નથી થતો.

આત્માના પરમ શુદ્ધભાવને પ્રતીતમાં લ્યે ને તે પરમ ભાવમાં અશુદ્ધ-ભાવરૂપ ભવન થાય એમ બને નહિ.

પ્રશ્ન:—પરમ ભાવની પ્રતીત હોવા છતા જ્ઞાનીનેય રાગ તો થાય છે?

ઉત્તર:—જ્ઞાનીનુ જે જ્ઞાનભાવમય પરિણમન છે તેનાથી રાગપરિણમન જુદુ જ વર્તે છે; એટલે ખરેખર જ્ઞાનમય પરિણમતા 'જ્ઞાની'મા રાગનું પરિણમન થયુ જ નથી, રાગનુ પરિણમન તેનાથી જુદુ જ રહ્યુ છે. જ્ઞાની તે રાગના જ્ઞાતાભાવે પરિણમે છે, રાગના કર્તાભાવે પરિણમતા નથી. રાગ છે તે કાંઈ જ્ઞાનીનુ લક્ષણ નથી, તે વખતે રાગથી જુદુ વર્તતુ જે જ્ઞાન છે તે જ જ્ઞાનીનુ લક્ષણ છે. આવા લક્ષણથી ઓળખે તો જ જ્ઞાનીને ઓળખ્યા કહેવાય. રાગના કાળે પણ જ્ઞાનીએ જ્ઞાનસ્વભાવમા જ અચલિતદૃષ્ટિ સ્થાપી છે, તે દૃષ્ટિમા ભાવનુ પરિણમન ભાવરૂપ જ રહે છે એટલે કે ગુણની પર્યાય ગુણ જેવી નિર્મળ જ થયા કરે છે, જ્ઞાનભાવ જ્ઞાનભાવરૂપે જ પરિણમે છે.

અહા, આ તો આત્માના સ્વરૂપની વાત છે. આત્મસાગર અનંત નિર્મળ તરંગોવડે પોતે પોતામા ઊછળી રહ્યો છે. આ આત્મા પરમાત્માનો કુટુંબી છે, સિદ્ધના અને તીર્થંકરોના કૂળનો છે. સન્તો કહે છે કે ભાઈ! તુ અમારા કુટુંબનો છો. તને તારી સંપત્તિ બતાવીએ છીએ. અમારામાં જેવો આત્મવૈભવ પ્રગટ્યો તેવો તારામા છે તે તને દેખાડીએ છીએ.

આત્માની ભાવ-ભાવશક્તિ એવી છે કે દ્રવ્ય-ગુણમા જેવો ભાવ છે તેવો ભાવ પર્યાયમા પણ વર્તે. જેમ દ્રવ્ય ગુણ અપ્રતિહત છે, તેમા અશુદ્ધતા આવતી નથી, તેમ તેના આશ્રયે વર્તતી નિર્મળપર્યાય પણ અપ્રતિહત છે; શુદ્ધસ્વભાવમા દૃષ્ટિ સ્થાપે તે અપ્રતિહતપણે કેવળજ્ઞાન લ્યે, વચ્ચે ભંગ પડે નહી. સમ્યગ્દર્શનમા શુદ્ધઆત્મા પ્રતીતમાં આવ્યો, તે શુદ્ધઆત્માની દૃષ્ટિવાળા જીવને નિર્મળ ભવનરૂપ ભાવ જ થયા કરે છે, શક્તિમા શુદ્ધતા છે તે પર્યાયમા આવ્યા કરે છે, જેમ દ્રવ્ય-ગુણનો અભાવ નથી તેમ તેની નિર્મળ-પર્યાયનો પણ હવે કદી અભાવ નથી,—આવુ ભાવ-ભાવપણું આત્માનો સ્વભાવ છે. જ્યાં શુદ્ધસ્વભાવને દૃષ્ટિમા લીધો છે ત્યાં પર્યાયમા શુદ્ધ પરિણમન થયા કરે છે. જ્ઞાન સદા જ્ઞાનરૂપે, પ્રતીત સદા નિર્મળ પ્રતીતરૂપે, આનંદ આનંદરૂપે,—એમ ચૈતન્યસંપદાના સર્વે ગુણો પોતાના સ્વરૂપપણે ભાવરૂપ રહીને પર્યાયમા પણ તેવા ભાવરૂપે પરિણમ્યા કરે છે. આનંદના ભાવમાં આનંદ હોય, દુઃખ ન હોય, જ્ઞાનના ભાવમા જ્ઞાન હોય, અજ્ઞાન ન હોય;

શ્રદ્ધાનો ભાવ સમ્યક્ત્વરૂપ હોય, મિથ્યાત્વરૂપ ન હોય; આ રીતે જેવો ગુણ તેવી નિર્મળપર્યાય થાય તેને ગુણનો ભાવ કહેવાય; આવું ભાવભાવપણું તે આત્માનો સ્વભાવ છે. ને એવા અનંતસ્વભાવનો પિંડ આત્મા અનેકાન્ત-સ્વરૂપ છે.

'ભાવ-ભાવ'માં વચ્ચે રાગાદિ અન્યભાવો ન આવે, તેમાં તો નિર્મળ ભાવ જ આવે. ગુણ ગુણરૂપે કાયમ રહીને તેની નિર્મળપર્યાય પ્રગટે છે, તેને ભાવભાવ કહેવાય છે. જ્ઞાનનું જ્ઞાનપણું રહીને તેનું પરિણમન થયું, તે 'ભાવનું ભવન' છે. મતિ-શ્રુતમાંથી કેવળજ્ઞાન થયું ત્યાં જ્ઞાન જ્ઞાનરૂપે જ રહ્યું છે; અલ્પ આનંદમાંથી પૂર્ણ આનંદ થયો ત્યાં આનંદસ્વભાવ આનંદરૂપે જ રહ્યો છે; ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાંથી ક્ષાયિક સમ્યક્ત્વ થયું ત્યાં શ્રદ્ધા શ્રદ્ધારૂપે જ રહી છે. આમ સર્વ ગુણોમાં ભાવરૂપે ટકીને ભવન થાય છે. 'ભાવ' નું ભવન (-પરિણમન) ન થાય એમ બને નહિ. તેમજ 'ભાવ' પલટીને બીજો જ ભાવ (-અભાવ) થઈ જાય એમ પણ બને નહિ,-ચેતનભાવ પલટીને જડ થઈ જાય એમ બને નહિ. ચેતન સદા ચેતનભાવરૂપ રહીને ચેતનભાવરૂપે જ પરિણમ્યા કરે, એવો સ્વભાવ છે.

શરૂના મંગલાચરણમાં જ કહ્યું હતું કે 'चित्स्वभावाय भावाय'— 'સમયસાર'ને નમસ્કાર કરું છું કે જે ચિત્સ્વભાવરૂપ છે ને 'ભાવરૂપ' વસ્તુ છે. તે ગુણસત્તારૂપે કાયમ ટકીને પર્યાયસત્તારૂપે પરિણમ્યા કરે છે. પોતાના અનંત ભાવોને સાથે રાખીને આત્મા પરિણમી રહ્યો છે. આઠવર્ષનો નાનો બાળક (-દેહથી નાનો. આત્મા તો મોટો મહાન), તે કેવળજ્ઞાન પામે ત્યાં આવી અનંતશક્તિઓ તેને પ્રત્યક્ષરૂપ થઈ જાય; ને કેવળજ્ઞાન પહેલાં ચોથા ગુણસ્થાનથી જ સ્વાનુભૂતિમાં આવી સર્વશક્તિ સહિત આત્મા અનુ-ભવમાં ને પ્રતીતમાં આવી જાય છે. તે શુદ્ધાત્માની તે શ્રદ્ધા પોતાના અપ્રતિ-હતભાવે કેવળજ્ઞાન લેશે...ત્યારે પહેલાં પ્રતીતમાં આવેલો સંપૂર્ણ આત્મવૈભવ પર્યાયમાં પ્રગટી જશે. પ્રગટેલો આત્મવૈભવ સહજ વાણીદ્વારા ભગવાને જગતને દેખાડયો છે.

ભગવાન સર્વજ્ઞદેવને જેવો આત્મા પ્રગટયો, જેવો વાણીમાં કહ્યો, તેવો જ પોતામાં સ્વાનુભવથી જ્યારે જાણે ત્યારે આત્માને જાણ્યો ને માન્યો કહેવાય, ને ત્યારે સર્વજ્ઞદેવની ખરી ઓળખાણ થઈ કહેવાય. જેવો સર્વજ્ઞદેવે કહ્યો

તેવો આત્મા સ્વાનુભવમાં લીધા વગર ધર્મ થાય નહીં શુદ્ધ આત્માના અનુભવ વગર ભલે શુભભાવ કરે પણ તે શુભભાવ વડે ભવનો અભાવ ન થાય. શુભભાવ તે કાંઈ આત્માના સ્વભાવનું ખરૂ ભવન નથી સ્વભાવદૃષ્ટિથી જુઓ તો જ્ઞાયક-આત્મા શુભાશુભરૂપે પરિણમતો જ નથી, એટલે ખરેખર તે શુદ્ધાત્માનો ભાવ નથી શુદ્ધાત્માનો ભાવ તો શુદ્ધાત્માની જાતનો હોય, વિરુદ્ધ ન હોય જ્ઞાનનું કાર્ય રાગ ન હોય સમ્યગ્દૃષ્ટિને શુદ્ધદ્રવ્યસ્વભાવ લક્ષમા હોવાથી તે પોતાના એકેય ગુણમા વિકારકાર્યને સ્વીકારતો નથી, એટલે કે વ્યવહારના રાગભાવોમા ઉત્સાહ કરતો નથી, તેમા તન્મય થતો નથી જેમા તન્મયતા ન હોય તેમાં ઉત્સાહ ન હોય. ધર્મીને પોતાના નિર્મળભાવમા જ તન્મયતા છે ને તેમા જ ઉત્સાહ છે. પરભાવો પ્રત્યેનો તેનો ઉત્સાહ ઊડી ગયો છે

અરે જીવ! તારા સ્વભાવનો ઉત્સાહ તો કર જે સ્વભાવની વાત સાભળવા પરમભક્તિપૂર્વક ૧૦૦ ઈન્દ્રો જિનેન્દ્રદેવની ધર્મસભામા આવે છે; આત્માના અદ્ભુત ચૈતન્યવૈભવ પાસે ઈન્દ્રોને સ્વર્ગાદિનો વૈભવ પણ તૂચ્છ લાગે છે. આત્માનો એવો સ્વભાવ છે કે તેના લક્ષે નિર્મળભાવ જ થયા કરે છે કોઈ પ્રતિકૂળતાના ઘેરાથી આત્માની નિર્મળપર્યાય ઘેરાઈ જાય, તે ચેતન મટીને જડ થઈ જાય કે જ્ઞાન મટીને અજ્ઞાન થઈ જાય, -એમ બનતુ નથી સાધક પોતાના શુદ્ધદ્રવ્યના લક્ષને ચુકતો નથી એટલે તેને શુદ્ધપર્યાય જ થયા કરે છે. આવી સાધકદશા પામેલા જીવો તિર્યંચગતિમા પણ અસખ્યાતા છે; અઢીદ્વીપની અંદર તો સખ્યાતા જ સમ્યગ્દૃષ્ટિ છે, પરંતુ અઢીદ્વીપથી બહાર અસખ્ય તિર્યંચો સમ્યગ્દૃષ્ટિ છે જોકે તેમા સમ્યગ્દૃષ્ટિ કરતા મિથ્યાદૃષ્ટિ અસખ્યગુણા છે, અસખ્ય પચેન્દ્રિય-મિથ્યાદૃષ્ટિ વચ્ચે એક સમ્યગ્દૃષ્ટિ, છતા એવા સમ્યગ્દૃષ્ટિ અસખ્યાત છે, એ જ રીતે દેવમા ને નારકીમા પણ અસખ્યાત સમ્યગ્દૃષ્ટિ જીવો છે તે બધાય જીવો પોતાના આત્માને આવો જ નિર્મળભાવસ્વરૂપ જાણે છે નારકીનો આત્મા એમ નથી જાણતો કે હુ નારકી છુ, તે એમ અનુભવે છે કે શુદ્ધચૈતન્ય જ હુ છુ, ચૈતન્યથી અન્ય બીજા કોઈ ભાવો હુ નથી એ જ રીતે દેવનો આત્મા એમ નથી જાણતો કે હું દેવ છુ, ને શુદ્ધદૃષ્ટિથી એમ અનુભવે છે કે શુદ્ધચૈતન્ય જ હુ છુ, ચૈતન્યથી બાહ્ય કોઈ ભાવો હુ નથી

ભાઈ, શુદ્ધ ચૈતન્યપણે તુ તારા આત્માને દેખ, તો તારી પર્યાયમાય શુદ્ધતાનો ભાવ રહેશે ને રાગનો તેમા અભાવ રહેશે. ગુણરૂપ જે ભાવ છે તેનો

ભાવ જ રહેશે, એટલે પર્યાયમાં તેનું નિર્મળ પરિણમન થયા જ કરશે, નિર્મળ પરિણમનનો કદી અભાવ નહિ થાય. સાદિ-અનંતકાળ નિર્મળ ભાવ થયા જ કરે એવી અચિંત્ય તાકાત આત્મશક્તિમાં ભરી છે. દ્રવ્ય-ગુણ અને તેમાં તન્મય થયેલી પર્યાય-એ ત્રણેમાં ક્યાંય રાગનો 'ભાવ' નથી પણ અભાવ છે. જે રાગ થાય છે તે તારા દ્રવ્ય-ગુણની સીમાથી બહાર છે; સ્વ-ભાવની સીમાને ઓળંગીને તે અંતરમાં પ્રવેશી શકે નહીં; તેથી કહ્યું છે કે પરભાવો ઉપર-ઉપર તરે છે પણ અંતરસ્વરૂપમાં પ્રવેશતા નથી. જ્યારે નિર્મળ પર્યાય તો અંતરસ્વરૂપમાં પ્રવેશીને અભેદ પરિણમી જાય છે, તે જુદી રહેતી નથી, ને તે નિર્મળપર્યાયમાંય રાગનો પ્રવેશ નથી, રાગ તેનાથી બહાર જ રહે છે. અહા, ધર્મીની પરિણતિમાં સ્પષ્ટ ભેદજ્ઞાન થઈ ગયું છે, સ્વભાવ અને પરભાવ અત્યંત જુદા જ વર્તે છે. જેમ ચેતન ને જડ જુદા છે તેમ સ્વભાવ ને પરભાવ જુદા છે.

'ભાવ-ભાવ'માં શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેય આવી જાય છે, પણ પરભાવનો અંશ પણ તેમાં આવતો નથી. તારા દ્રવ્ય-ગુણને પર સાથે તો સંબંધ નહિ, વિકાર સાથેય સંબંધ નહિ; પોતાની નિર્મળપર્યાયરૂપ 'ભાવ' સાથે જ તેને સંબંધ છે, તેમાં જ તદ્રૂપતા છે. અહા, આવા તારા સ્વભાવને જાણ, તો તારી શુદ્ધતાનો મહા આનંદ તને અનુભવમાં આવશે,... ને કેવળજ્ઞાન થશે.

ભાવ-ભાવશક્તિનું વર્ણન પૂર્ણ. (૩૭)



'સર્વજ્ઞતા' કહેતાં અજ્ઞાનીને બહારના ઘણા જ્ઞેયો સામે લક્ષ જાય છે પણ જેમાંથી સર્વજ્ઞતા ખીલી એવી જ્ઞાનશક્તિ સામે તેનું લક્ષ જતું નથી. જ્ઞાનશક્તિ સામે લક્ષ જાય તો જ સર્વજ્ઞતાની સાચી પ્રતીત થાય.



[ ૩૮ ]

# અભાવ-અભાવ શક્તિ

[ अभवत्पर्यायाभवनरूपा अभावाभावशक्तिः । ]



વાહ! અંદરથી શ્રદ્ધાના રણકાર કરતો આત્મા જાગી જાય એવો આ વીરમાર્ગ છે જેમ રણે ચડેલા રાજપૂતની વીરતા છૂપે નહિ, તેમ ચૈતન્યની સાધનાના પથે ચડેલા ને વીરપ્રભુના માર્ગે વળેલા ધર્માત્માની વીરતા છાની રહે નહિ, એનો વૈરાગ્ય, એની શ્રદ્ધાનુ જોર, એનો સ્વભાવનો પ્રેમ, એનો આત્માનો ઉત્સાહ—એ બધુ મુમુક્ષુથી છાનુ ન રહે જ્ઞાનીની દશા ખરેખર અદ્ભુત હોય છે



આ દેહથી ભિન્ન આત્માના સ્વભાવમાં અનંત શક્તિ છે, ને બધી શક્તિમાં જ્ઞાનભાવ વ્યાપેલો છે, તેથી આત્મા જ્ઞાનમાત્ર છે. જ્ઞાનથી વ્યાપ્ત જેટલા ભાવો છે તેટલો આત્મા છે, જ્ઞાનથી ખાલી ને રાગથી વ્યાપ્ત એવા જે કોઈ ભાવો છે તે આત્મા નથી. આવું સ્પષ્ટ ભેદજ્ઞાન થતાં આત્માના પરિણમનમાં જે નિર્મળ ભાવો ઉલ્લસે છે તેનું આ વર્ણન છે. ધર્મીએ જ્ઞાન-લક્ષણ વડે પોતાના અંતરમાં જે ચિન્માત્ર આત્મા અનુભવમાં લીધો તેમાં એવું 'અભાવ-અભાવપણું' છે કે કર્મ વગેરેનો તેનામાં વર્તમાન પણ અભાવ છે ને સદાકાળ અભાવ જ રહેશે. આત્માના સ્વભાવમાં જે અભાવરૂપ છે તે સદાકાળ અભાવરૂપે જ રહેશે, તેનો કદી ભાવ નહીં થાય. 'અભાવનો ભાવ' થશે એમ પહેલાં કહ્યું હતું તે પોતાની ભવિષ્યની નિર્મળપર્યાયની વાત હતી; ને અહીં આત્મશક્તિમાં જેનો ત્રિકાળ અભાવ છે તે શરીરાદિ સદા અભાવરૂપ જ રહેશે. કદી ભાવરૂપ નહિ થાય –એમ અત્યંત અભાવની વાત છે. આત્માને અનાત્મા સાથે કોઈ કાળે એકતા થતી નથી, સદા જુદા જ છે. આમ પરથી અત્યંત ભિન્ન આત્મા ધર્મીના અનુભવમાં આવ્યો છે.

જ્ઞાન આત્માના સર્વ ભાવોમાં વ્યાપક છે, તેથી જ્ઞાનનો અભાવ થાય તો આત્માનો અભાવ થઈ જાય; –પણ એમ કદી બનતું નથી. અને, રાગને ખરેખર આત્મા સાથે વ્યાપ્ય-વ્યાપકપણું નથી, એટલે રાગનો અભાવ થતાં આત્માનો અભાવ થઈ જતો નથી; રાગના અભાવે પણ આત્મા નિજસ્વભાવે ટકી રહે છે. આ રીતે જ્ઞાનમાત્ર આત્મામાં રાગાદિનો અભાવ છે, ને સદા અભાવ જ રહેશે. જ્ઞાનપર્યાય પણ રાગના અભાવરૂપે પરિણમી ગઈ છે. રાગ તે જ્ઞાનની પરિણતિ નથી. શુદ્ધદ્રવ્ય જેની પ્રતીતમાં આવ્યું તેને રાગ વગરનું કાર્ય પ્રગટ્યું. શક્તિને પ્રતીતમાં લેતાં તેનું કાર્ય પ્રગટ્યા વગર રહે નહિ. શક્તિ તો શક્તિરૂપે છે જ, પણ અંતર્મુખ થઈને તેની શ્રદ્ધા કર્યા વગર તે પ્રગટતી નથી એટલે કે નિર્મળપણે પરિણમતી નથી. નિજશક્તિની શ્રદ્ધા જેને થઈ છે તે આત્માનું કેવું પરિણમન હોય તેની આ વાત છે.

આત્મામાં શરીરાદિ પરવસ્તુનો વર્તમાનમાં અભાવ છે ને ત્રણેકાળે પણ અભાવ છે, રાગાદિભાવોનો ત્રિકાળ સ્વભાવમાં તો અભાવ હતો જ, ને તે સ્વભાવસન્મુખની વર્તમાન નિર્મળપર્યાયમાં પણ તેનો અભાવ થયો, ભવિષ્યમાં પણ તે અભાવરૂપ જ રહેશે. આ રીતે નિજભાવમાં જેનો અભાવ

છે તેને અભાવરૂપ જ રાખે એવી આત્મશક્તિ છે. આત્માની કોઈ શક્તિ એવી નથી કે વિકારને સ ઘરે, અથવા આત્માની શક્તિમાથી કદી વિકારનુ ભવન થાય -એમ બનતુ નથી. એટલે આત્માની શક્તિ ત્રણેકાળ વિકારના અને કર્મના અભાવરૂપ છે, તથા તેના લક્ષે પર્યાયમા પણ તેવુ પરિણમન થાય છે. અહો, પોતાના આવા સ્વરૂપની લગની કરવા જેવું છે. જીવે અનત-કાળથી બહારની લગની કરી છે પણ પોતે પોતાની લગની કરી નથી. આત્માની લગની કરે તો તેની પર્યાયમા નિર્મળતા પ્રગટે અ તર્મુખ થતાં ભાન થાય છે કે મારામાં એવો એક સ્વભાવ છે કે પોતાના સ્વરૂપના દ્રવ્ય-ગુણ ને પર્યાયમા કર્મનો વર્તમાનમા તેમજ ત્રણેકાળે અભાવ જ રાખે આત્મામાં જેનો અભાવ છે તેનો સદા અભાવ જ રહેશે —

> જડભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ,
> કોઈ કોઈ પલટે નહિ, છોડી આપ સ્વભાવ
> જડ તે જડ ત્રણકાળમા, ચેતન ચેતન તેમ,
> પ્રગટ અનુભવરૂપ છે, સ શય તેમા કેમ? (શ્રીમદ્‌રાજચ દ્ર)

આત્માના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવમા કર્મના ને શરીરના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવનો અભાવ છે -ક્યારે ? અત્યારે, અને ત્રણેકાળે અભાવ છે. 'કર્મનો અભાવ' કહેતા કર્મના સ બ ધવાળા પરભાવોનો અભાવ પણ આવી જ ગયો. એટલે આવા સ્વભાવની દૃષ્ટિમા કર્મ સાથેનો નિમિત્ત-નૈમિત્તિક સ બ ધ પણ છૂટી ગયો. સ્વભાવ તરફની જે નિર્મળપર્યાય થઈ તેને કર્મ સાથે નિમિત્ત-સ બ ધ પણ રહ્યો નથી.

જુઓ, આ આત્માનો વૈભવ! અન તશક્તિસ્રપન્ન આત્મવૈભવને જડકર્મો સાથે જરાય સ બ ધ નથી. ચૈતન્યના દ્રવ્ય-ગુણ-પર્યાયમા પરના દ્રવ્ય-ગુણ-પર્યાયનો અભાવ-અભાવ છે, અત્ય તઅભાવ છે, વર્તમાન અભાવ છે ને ત્રિકાળ અભાવ છે આત્માને આત્મા તરીકે ક્યારે માન્યો કહેવાય ? કે પરના અભાવરૂપ ને પોતાના અન ત સ્વભાવોથી ભરેલા ભાવરૂપ આવા આત્માને જ્યારે જ્ઞાનથી લક્ષગત કરે ત્યારે આત્માને જાણ્યો ને માન્યો કહેવાય. એ રીતે આત્માને જાણે ત્યારે સાથે અપૂર્વ આન દનો અનુભવ પણ થાય છે.

આત્માના આન દમાં દુ:ખનો અભાવ છે, ત્રિકાળી આન દશક્તિમાં તો દુ:ખનો અભાવ છે અને તેને ઉપાસનારી વર્તમાનપર્યાયમા પણ દુ ખનો

અભાવ છે, વિકારનો અભાવ છે, કર્મના ને શરીરના સંબંધનો તેમાં અભાવ છે. તે અભાવને આત્મા પોતાના દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણેમાં અભાવરૂપે જ રાખે એવો આત્માનો સ્વભાવ છે. જ્ઞાનસ્વરૂપ આત્માનું સ્વરૂપ સર્વજ્ઞભગવાને આવું જોયું છે, ને ધર્મીને અનુભવમાં આવું જ સ્વરૂપ આવે છે. શરીર-કર્મ અને વિકારના સંબંધ જેટલો હું-એમ ઓળખે, ને તેનાથી પાર જ્ઞાનસ્વરૂપ છે તેને ન ઓળખે ત્યાંસુધી તે આત્માને નિજવૈભવની ખબર નથી. ધર્મી જીવ એટલે શુદ્ધઆત્માને સારરૂપે સ્વીકારનાર જ્ઞાનીજીવ, આત્માના સત્ય-સ્વરૂપને સ્વીકારનાર સુદૃષ્ટિ જીવ, એમ જાણે છે કે મારા જ્ઞાનભાવમાં કર્મ વગેરેનો અભાવ છે ને સદાય અભાવ રહેશે. મારા જ્ઞાનભાવમાં કર્મનો ભાવ કદી નહિ થાય, જ્ઞાન કદી કર્મરૂપે નહિ થાય. એ જ રીતે પર્યાયમાં રાગાંશ છે તે હું નહિ, તેના અભાવરૂપ જે નિર્મળપર્યાય થઈ તે, તથા શુદ્ધ દ્રવ્ય-ગુણ તે હું છું. આવા મારા દ્રવ્ય-ગુણ-પર્યાયમાં રાગાદિનો અભાવ છે ને અભાવ જ રહેશે.—આમ પરભાવથી અત્યંત ભિન્નતા કરીને પોતાના આત્માનો શુદ્ધ ભાગ ધર્મીએ જુદો પાડી લીધો છે. સ્વરૂપથી જ જ્ઞાનને અને રાગને ભિન્નતા થી તેમનું ભેદજ્ઞાન કરવું સુગમ છે, તેમને ભિન્ન અનુભવી શકાય છે.

પુણ્ય-પાપના રાગ-દ્વેષના ભાવવાળો નહિ પણ તેના અભાવવાળો ને અનંત ગુણની નિર્મળતાના ભાવવાળો મારો આત્મા છે-એમ અનુભૂતિમાં ધર્મી જીવ અનુભવે છે. અભાવ-અભાવ શક્તિનું કાર્ય એવું છે કે ત્રિકાળમાં ને વર્તમાનમાં બંનેમાં પરભાવોની નાસ્તિ રાખે છે. કર્મને બાંધનારો આત્મા-એમ નહિ, શરીરના સંબંધવાળો આત્મા-એમ નહિ, રાગરૂપ આત્મા-એમ પણ નહિ, પણ એ બધાયની જેમાં નાસ્તિ છે એવા જ્ઞાનમય શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય તે હું છું—આવી અનુભૂતિ તે સમ્યગ્દર્શનની અનુભૂતિ છે. આવી અનુભૂતિ જ્યાં ન હોય ત્યાં સમ્યગ્દર્શન પણ હોતું નથી.

કોઈ કહે કે રાગથી ને કર્મથી જુદો આત્મા અમને તો દેખાતો નથી! —તો તેને કહે છે કે ભાઈ! ભેદજ્ઞાનીને તો અંદર ચૈતન્યના અનુભવમાં રાગથી ને કર્મથી જુદો જ્ઞાનસ્વરૂપ આત્મા સ્પષ્ટ અનુભવમાં આવે છે; ને તને જુદો નથી દેખાતો તો તારો અનુભવ જૂઠો છે. શુદ્ધ ચિદાનંદસ્વરૂપના અનુભવદ્વારા ચોથા ગુણસ્થાનથી જ આત્મામાં રાગ વગરનું જ્ઞાન અનુભવાય છે. અનંતા જીવો એવો અનુભવ કરીકરીને સિદ્ધપદને પામ્યા છે. જ્ઞાન અને રાગ વચ્ચે

ભિન્નતા હોવાથી તેમને ભિન્નપણે અનુભવી શકાય છે, એવો અનુભવ સુગમ છે, અત્યારે થઈ શકે છે.

ધર્મીજીવ જ્ઞાનલક્ષણવડે પોતાના શુદ્ધ આત્માને લક્ષિત કરીને એમ જાણે છે કે મારા આ આત્મામા જ્ઞાનમય અનંતભાવો સિવાય જ્ઞાનથી વિરુદ્ધ સર્વે ભાવોનો અભાવ જ હતો ને અભાવ જ છે, પહેલા આવો આત્મા મારા લક્ષમા ન હતો ને ભ્રમથી મે મને રાગાદિરૂપ તથા કર્મરૂપ માન્યો હતો. લક્ષ્મી-શરીર-કર્મ કે રાગાદિ તેમનો મારામા અભાવ હોવા છતાં ભૂલથી મારા જ્ઞાનસ્વભાવમા મે તેમનો સદ્ભાવ માન્યો હતો, છતા પણ જ્ઞાનને ને તેમને એકમેકપણુ થઈ ગયુ ન હતુ. પણ જુદાપણુ હતુ, તેથી સ્વલક્ષણના બળથી તે જુદાપણે અનુભવમા આવ્યા. આત્માનો સાચો વૈભવ કેવો છે તેની હવે ખબર પડી. અહો, આવો અદ્ભુત નિજવૈભવ! તેના ભાન વિના અનંતકાળ મે ખોયો નિજવૈભવનુ ભાન થતા યથાર્થ વસ્તુસ્થિતિની મર્યાદા સમ્યગ્દૃષ્ટિએ એમ જાણી કે ચૈતન્યસીમામા પરભાવનો પ્રવેશ જરાપણ નથી; ચૈતન્યદ્રવ્યમાં, ગુણમા કે નિર્મળપર્યાયમા ક્યાય પરભાવ નથી, પણ પરભાવના અભાવરૂપ મારો સ્વભાવ છે. આવો સ્વભાવ વર્તમાન જાણ્યો, ને સદાકાળ આવો જ સ્વભાવ રહેશે. જેવુ વર્તમાન તેવુ ત્રિકાળ, વર્તમાનમાં શુદ્ધતાના વેદન વગર ત્રિકાળીશુદ્ધસ્વભાવ શ્રદ્ધામા આવી શકે નહિ વર્તમાન સહિત ત્રિકાળ શુદ્ધઆત્માની પ્રતીત વગર શુદ્ધાત્માની સાચી શ્રદ્ધા થાય નહિ, ને શુદ્ધાત્માની શ્રદ્ધા વગર સાચુ તત્ત્વાર્થશ્રદ્ધાન થાય નહિ, એટલે કે મોક્ષનો માર્ગ હાથ આવે નહિ. વર્તમાનમા જ જે આત્માને કર્મવાળો અશુદ્ધ જ અનુભવે છે તે ત્રિકાળ શુદ્ધ આત્મસ્વભાવને કર્મ વગરનો કઈ રીતે દેખશે? દેખનાર તો વર્તમાનપર્યાય છે અને તે પર્યાય તો એકલી અશુદ્ધતાના અનુભવમા જ રોકાયેલી છે, એટલે શુદ્ધઆત્માને—સાચા આત્માને તે પ્રતીતમા લઈ શકશે નહી. અહી તો કહે છે કે ભાઈ, જ્ઞાનલક્ષણને લબાવીને તુ દેખ તો અત્યારે જ તારો આત્મા કર્મના ને વિકારના અભાવરૂપે તને દેખાશે, કેમકે કર્મમા કે વિકારમાં જ્ઞાનલક્ષણ રહેતુ નથી. જ્ઞાનલક્ષણ તો શુદ્ધદ્રવ્ય-ગુણ-પર્યાયમા જ રહે છે.

સ્વસન્મુખ થયેલા ધર્મીની આ વાત છે. મારી જ્ઞાનપર્યાયમાં કર્મ વગેરેના વલણનો અભાવ છે, અત્યારે અને ત્રણેકાળે હુ કર્મ વગેરે પરરૂપે

અપ્રવર્તમાન છું; રાગાદિરૂપે હું થતો નથી, પણ તેના અભાવરૂપે હું પરિણમું છું, હું રાગને જ્ઞાનપર્યાયથી ભિન્નપણે જાણું છું, એકપણે નહિ; મારા જ્ઞાનનું ભવન રાગના અભાવરૂપ છે. –આવો ધર્મીનો અનુભવ છે. જે જીવ જ્ઞાનને અને રાગાદિને એકપણે અનુભવે છે તે જીવ મિથ્યાદૃષ્ટિ છે. રાગના અભાવરૂપ જે આત્મસ્વભાવ છે તેની તેને ખબર નથી.

પોતાના શુદ્ધ દ્રવ્ય–ગુણ–પર્યાયમાં અશુદ્ધતાનો ને કર્મનો અભાવ છે, પોતાના તે શુદ્ધસ્વરૂપને તો ધર્મી નિશ્ચય સ્વજ્ઞેયરૂપે જાણે છે ને જે રાગાદિ છે તેને વ્યવહાર સ્વજ્ઞેય તરીકે જાણે છે,–આ રીતે સાધકને પ્રમાણજ્ઞાન છે. શુદ્ધતામાં અશુદ્ધતાનો અભાવ છે, એટલે નિશ્ચયનો આદર ને વ્યવહારનો નિષેધ એવું પ્રમાણજ્ઞાનમાં આવી જાય છે. એકલી અશુદ્ધતાને જાણે ને શુદ્ધસ્વભાવને ન જાણે તો પ્રમાણજ્ઞાન થતું નથી. અશુદ્ધતા હોવા છતાં તેનાથી પાર થઈને શુદ્ધસ્વભાવને અનુભૂતિમાં લેવો તે અનુભૂતિ પરમ આનંદકારી છે, તે અનુભૂતિમાં ચૈતન્યસ્વાદથી ભરેલા અમૃતના મહા પકવાન છે. આવા સ્વભાવને લક્ષગત કરતાં પણ અનેરો આનંદ થાય છે ને ક્રમેક્રમે અપૂર્વ કલ્યાણ થાય છે. મારો આત્મા કર્મને બાંધનારો તો નહિ, ને કર્મ બંધાવામાં નિમિત્ત થાય એવા રાગાદિ ભાવ પણ હું નહીં–એમ નક્કી કરતાં આત્મા છૂટકારાના પંથમાં આવે છે.

આત્મા એવો છે કે જેમાં અપાર ચૈતન્યનિધાન ભર્યાં છે. વિદેહક્ષેત્રમાં સીમંધરપરમાત્મા પાસે જઈને ચૈતન્યનો જે માલ લાવ્યા, જે વૈભવ લાવ્યા, તે વૈભવ કુંદકુંદાચાર્યદેવે આ સમયસારદ્વારા ભરતક્ષેત્રના ભવ્યજીવોને આપ્યા છે. પોતાના સ્વાનુભવમાં તો આત્મવૈભવ હતો જ, તે ઉપરાંત સીમંધર પરમાત્માની વાણી સાંભળીને, શ્રુતકેવળીઓનો સીધો પરિચય કરીને, તથા શુદ્ધાત્માનુભવી ગુરુઓની પરંપરાથી પ્રાપ્ત થયેલ,–એવી રીતે જે સમસ્ત આત્મવૈભવ કુંદકુંદાચાર્યદેવને પ્રગટ્યો હતો તે સમસ્ત વૈભવના બળથી તેમણે આ સમયસારમાં એકત્વ–વિભક્ત શુદ્ધઆત્મા દેખાડ્યો છે, ને તેમનું હૃદય જાણનારા અમૃતચંદ્રાચાર્યદેવે 'આત્મપ્રસિદ્ધિ' ટીકાદ્વારા તે પ્રસિદ્ધ કર્યો છે. અહો, ચૈતન્યનો સહજ અદ્ભુત વૈભવ છે. ભાઈ, આવો વૈભવ તારામાં ભર્યો છે તેને તું જાણ.

વર્તમાનમાં ચોથા ગુણસ્થાને વર્તતા ધર્મીજીવ પણ પોતાના આત્માને

આવો સ્વીકારે છે કે મારો આત્મા મારી અભાવ-અભાવશક્તિના બળથી કર્મના અભાવપણે જ સદાય પરિણમી રહ્યો છે જીવનું જીવન કર્મના અભાવ-રૂપ છે ને ચૈતન્યથી ભરેલું છે આનાથી વિરુદ્ધ માનતા જીવના જીવનનો વ્યપરોપ થાય છે એટલે ભાવહિંસારૂપ જીવહિંસા થાય છે. જેણે જીવની શુદ્ધ ચૈતન્યસત્તાનો સ્વીકાર ન કર્યો ને બીજા વડે તેનું જીવન (તેનું ટકવું) માન્યું તેણે જીવના સ્વાધીન જીવનને હણી નાંખ્યું, પોતે જ પોતાનું ભાવમરણ કર્યું. અહીં અનંત શક્તિવાળું સ્વાધીન જીવન બતાવીને 'અનેકાન્ત' વડે આચાર્યદેવ સાચું જીવન આપે છે 'ભાવમરણો' ટાળવા માટે કરુણા કરીને અનંત આત્મશક્તિરૂપી સંજીવની સંતોએ આપી છે,–જેના વડે અવિનાશી સિદ્ધપદ પમાય છે –એ જીવનું સાચું જીવન છે

ભગવાન આત્માનો સ્વભાવ જેવો છે તેવો દૃષ્ટિમાં ને અનુભૂતિમાં લેતાં તેનું સાચું જીવન પ્રગટે છે ધર્મી જાણે છે કે મારા દ્રવ્ય-ગુણ-પર્યાયમાં જડના સંબંધનો અભાવ છે, વિકારકાર્યનો પણ તેમાં અભાવ છે; મારી કોઈ શક્તિ એવી નથી કે જે પરિણમીને વિકારરૂપ કાર્યની કર્તા થાય. મિથ્યાદૃષ્ટિ પોતાને વિકાર ને કર્મ સહિત જ ઓળખીને તેટલું જ પોતાનું અસ્તિત્વ માને છે એટલે દ્રવ્ય-ગુણરૂપ શક્તિને પણ તે અશુદ્ધ જ અનુભવે છે, તેથી શક્તિનું શુદ્ધકાર્ય તેને ક્યાંથી પ્રગટે? સમ્યગ્દૃષ્ટિ તો કર્મથી ને રાગથી પાર અનંતશક્તિસંપન્ન નિજાત્માને શુદ્ધ અનુભવે છે એટલે પર્યાયમાં પણ તેને નિજશક્તિનું શુદ્ધ કાર્ય પ્રગટે છે શુદ્ધ કાર્યરૂપે પરિણમતી શક્તિમાં રાગાદિનો અને કર્મનો અભાવ જ છે ને અભાવ જ રહેશે. આવું જીવન તે સાચું જીવન છે, તે સુખી જીવન છે સિદ્ધભગવંતો સુખી જીવન જીવી રહ્યા છે, તેના સાધક સંતો પણ સુખી જીવન જીવી રહ્યા છે અભાવઅભાવશક્તિ પરનો પોતામાં અત્યંત અભાવ રાખીને આત્માને સુખી જીવન જીવાડે છે એ રીતે આત્માની દરેક શક્તિ સ્વકાર્યદ્વારા આત્માને સુખી જીવન જીવાડે છે

જડનો સંયોગ, રાગ ને જ્ઞાનની કમજોરી તે હું નહિ, તે મારું જીવન નહિ, પણ તે બધાને જાણનાર તેમજ અખંડ આત્મસ્વભાવને જાણનાર એવી પૂર્ણ તાકાતવાળો હું છું, ને એવી પૂર્ણતાના પૂરમાં મારું ખરું જીવન છે સૂતાં-જાગતાં, ઊઠતાં-બેસતાં સર્વ પ્રસંગે ધર્મી પોતાના જીવનને યાદ કરે છે, અંતરની દૃષ્ટિમાંથી ક્યારેય તે ખસતું નથી સાધકને અખંડ આત્માને જાણનારી જે ક્ષાયોપશમિક જ્ઞાનઅવસ્થા છે, તેટલી પર્યાય જેટલો જ તે

પોતાને નથી અનુભવતા, પણ તે પર્યાયને અંતરમાં લીન કરીને સર્વજ્ઞ-સ્વભાવના પૂર્ણ વૈભવથી ભરપૂર પોતાને અનુભવે છે. તે અનુભવમાં ઉદય-ભાવનો અભાવ છે. નિર્મળભાવરૂપે પરિણમતા આત્મામાં ઉદયભાવોનો અભાવ છે.

અરે, આવું મારું ચૈતન્યતત્ત્વ, અપાર મહિમાવંત, તેને મેં પૂર્વે કદી ન પીછાણ્યું. હવે જ્યાં જ્ઞાની-સંતોએ મારો આત્મવૈભવ દેખાડ્યો, ને તેમાં અંતર્મુખ થઈને મેં મારા આત્મવૈભવને દેખ્યો ત્યાં મહા આનંદ સહિત, કર્મના ને પરભાવના અભાવરૂપ પરિણમન પ્રગટ્યું. ભ્રમથી દેહવાળો માનેલો, પણ દેહાદિના અભાવરૂપે જ સદાય છું. પહેલાં પણ તે દેહાદિના અભાવરૂપે જ હતો, અત્યારે પણ તેમના અભાવરૂપે જ રહ્યો છું ને ભવિષ્યમાં પણ તેમના અભાવરૂપ જ રહીશ, ત્રણેકાળે, તેમનાથી જુદો જુદો ને જુદો જ છું. મારું ટકવું મારું નભવું મારું જીવવું મારું પરિણમવું મારા સ્વભાવથી જ છે, તેમાં પરનો તો અભાવ જ છે.-આમ જ્ઞાનપર્યાયને અંતરમાં વાળતાં પોતાનો આત્મા ધર્મીને લક્ષિત થયો. એટલે તે પર્યાયમાં પણ પરના ને પરભાવના અભાવરૂપ પરિણમન પ્રગટ્યું.

કોઈ કહે : રાગાદિ વ્યવહાર ક્યાં ગયો ?

તો કહે છે કે, તે વ્યવહાર ગયો અભાવમાં; શુદ્ધપરિણતિમાં રાગ કેવો ? રાગાદિ વ્યવહારના અભાવરૂપ શુદ્ધસ્વભાવને જાણ્યા વિના આત્માને ખરેખર જાણ્યો કહેવાય નહીં. અરે જીવ ! તારી પરમ તાકાતને તું પ્રતીતમાં ન લે ને એકલા વ્યવહારમાં તૂચ્છ રાગમાં રોકાઈ રહે, તો શું એટલો જ તારો આત્મા છે ? ભાઈ, તારો આત્મા તો અનંત ગુણની સાહેબીથી ભરપૂર છે,—જેમાં અશુદ્ધતા નથી, એવા આત્મામાં અંતર્મુખ થા તો તને તારા વૈભવની ઓળ-ખાણ થાય. એ ઓળખાણ પરમ આનંદરૂપ છે. રાગ અને દેહાદિમાં આત્મ-બુદ્ધિપૂર્વક વર્તન તે અજ્ઞાનીનો વ્યવહાર છે, તે ખરો આત્મવ્યવહાર નથી; ધર્મીનો આત્મવ્યવહાર તો શુદ્ધચેતનાના વિલાસરૂપ છે—એમ પ્રવચન-સારમાં કહ્યું છે.

નીરાલંબી ગગનમાં તીર્થંકરભગવાનની વાણી વછૂટી, તેણે સર્વ તત્ત્વોમાં સારરૂપ એવું નીરાલંબી ચૈતન્યતત્ત્વ બતાવ્યું; સુપાત્ર જીવોએ તે સારભૂત તત્ત્વને જાણીને અનુભવમાં લીધું. આવા સારભૂત તત્ત્વને અનુભવનારા જીવો

વિરલા જ હોય છે, બાકી જગતનો મોટો ભાગ તો અસાર એવા રાગાદિભાવોમા જ ભરમાઈ ગયો છે આ શાસ્ત્રનુ નામ જ 'સમયસાર' છે, સર્વે વસ્તુઓમા સારરૂપ ઉત્તમ એવો શુદ્ધ આત્મા તે 'સમયસાર' છે, તેનુ સ્વરૂપ આ સમયસારશાસ્ત્ર દેખાડે છે આચાર્યભગવાને છેલ્લી ગાથામા કહ્યુ કે—

આ સમયપ્રાભૃત પઠન કરીને અર્થ તત્ત્વથી જાણીને,
ઠરશે અરથમા આતમા જે, સૌખ્ય ઉત્તમ તે થશે (૪૧૫)

પોતાના પૂર્ણ સામર્થ્યવડે શુદ્ધતાને રચે એવો આત્માનો સ્વભાવ છે. આવા પૂર્ણસ્વભાવવાળો આત્મા જ ઉત્તમ શરણુ છે વિકારભાવ તે શરણરૂપ કે સારરૂપ નથી, દુ ખનો અભાવ કરીને સુખ આપવાનુ જેનામા સામર્થ્ય છે એવો સ્વભાવશક્તિનો પિંડ શુદ્ધઆત્મા જ શરણરૂપ ને સારરૂપ છે આવા આત્માની સન્મુખ થઈને એને જાણતા, આત્મા પોતે આનંદરૂપ પરિણમે છે-સ્વયમેવ સુખરૂપ થાય છે, ને દુ ખના અભાવરૂપ પરિણમે છે.- આવા નિજભાવે પરિણમતો આત્મા તે જ શરણ છે, તે જ વિશ્રામ છે

જેમા દુ ખનો ને આકુળતાનો અનુભવ થાય એવા પરભાવો આત્માને શરણરૂપ કેમ હોય? જે જીવ એકલા દુ.ખને જ વેદે છે ને આત્મિકસુખને અનુભવતો નથી તેને ખરેખર આત્માનો અનુભવ નથી, અનાત્મભાવને જ તે અનુભવે છે. આત્મા તો પરમ આનંદસ્વભાવી છે, દુ ખનો તેમા અભાવ છે. દુ.ખપરિણમનને ધર્મી પોતામા અભાવરૂપે જાણે છે આ રીતે પરભાવને પોતામા અભાવરૂપ રાખીને નિજભાવરૂપે પરિણમતો આત્મા કેવો છે તે અહી ઓળખાવ્યો છે દયાદિ રાગભાવ કે હિંસાદિ દ્વેષભાવ, એવા રાગ-દ્વેષ વગરનો, આનંદમય જ્ઞાતાદૃષ્ટાપરિણામી આત્મા તે ખરો આત્મા છે એકલા જ્ઞાનભાવથી ભરેલો આત્મા, તેને જાણતા આનંદમય અમૃતરસની ધારા વહે છે રાગાદિના કર્તાપણે આત્માને જાણે તેમા તો રાગનુ-આકુળતાનુ વેદન થાય છે, તેમા આનંદની ધારા વહેતી નથી, કેમકે તે આત્માનુ સાચુ સ્વરૂપ નથી. આત્માના સાચા સ્વરૂપને જાણે ને આનંદરસની ધારા ન વહે-એમ બને નહિ. અંદર આનંદનો દરિયો ભર્યો છે એટલે તેમા ઉપયોગ જોડતા જ આનંદની ધારા અનુભવમા ઉલ્લસે છે વસ્તુસ્વરૂપ એવુ છે કે એના જ્ઞાનમા કદી કંટાળો ન આવે પણ આનંદ આવે ભાઈ, તારી આવી વસ્તુ છે તેને એકવાર તારા લક્ષમાં તો લે, એને લક્ષમા લેતા જ, કદી ન થયેલો એવો

આનંદ તને થશે. સમ્યગ્દર્શનસહિત નરકના સંયોગ વચ્ચે રહેલા શ્રેણીકરાજા પણ આવા આત્માને આનંદભાવ સહિત અનુભવે છે, ત્યાં નરક વચ્ચે પણ દુઃખને અને પ્રતિકૂળ સંયોગને પોતામાં અભાવપણે રાખીને, આનંદમાં જ તન્મયપણે પરિણમી રહ્યા છે. એનો તો દાખલો આપ્યો, બાકી અહીં પણ એવા આત્માનો આનંદસહિત અનુભવ કરનારા અનેક જીવો છે, ને એવો અનુભવ થઈ શકે છે.

રાગનું કાર્ય દુઃખ છે, તેનો શુદ્ધઆત્મામાં અભાવ છે. આત્મા આનંદ-સ્વભાવી છે તે સ્વભાવ દુઃખનું કારણ થતો નથી, કેમકે તેમાં દુઃખ છે જ નહીં. સમ્યગ્દૃષ્ટિ આવા આત્માને અનુભવતા હોવાથી તેને આનંદનું વેદન છે ને દુઃખનો અભાવ છે. આત્માના જ્ઞાન-દર્શન-આનંદ-પ્રભુતા વગેરે સર્વે ગુણોમાં વિભાવનું અભાવપણું છે; એટલે શુભરાગ કારણ અને જ્ઞાનાદિની નિર્મળદશા તેનું કાર્ય —એવું કારણ-કાર્યપણું પણ નથી. જ્યાં સુધી રાગ સાથે કારણ-કાર્યપણાની બુદ્ધિ છે ત્યાં સુધી રાગ વગરનો શુદ્ધઆત્મા અનુ-ભવમાં આવતો નથી. સ્વભાવની શક્તિમાં જ સાધ્ય-સાધનપણું છે, બહારમાં નથી. રાગરૂપ વ્યવહારના અભાવપણે શુદ્ધપરિણતિ પરિણમે છે. જે જીવ વિકારને (શુભરાગને) પોતાની શુદ્ધતાનું સાધન માને તે તેનાથી પોતાની ભિન્નતા કેમ જાણે? તેણે તો રાગને અને આત્માના સ્વભાવને એક જ માન્યા છે, તેમનું ભેદજ્ઞાન તેને નથી; એટલે રાગ વગરની શુદ્ધતાની પ્રાપ્તિ તેને થતી નથી. રાગને કારણ બનાવ્યા વગર, પોતાના સ્વભાવને જ પોતાનું કારણ બનાવીને, અને રાગને અભાવપણે રાખીને સમ્યગ્દર્શનાદિરૂપે પરિણમે એવું આત્માનું કાર્ય છે. આત્માના અનંત ગુણની અદ્ભુત લીલા છે, —જેમાં પરની સાથે જરાય કારણ-કાર્યપણું નથી. આત્માની લીલામાં આત્માની મજા છે, તેમાં જો. બાકી પરભાવમાં તો આકુળતાની ભઠ્ઠી છે.

રાગને અને જ્ઞાનને કારણ-કાર્યપણું નથી, જ્ઞાનમાં રાગનો અભાવ છે. રાગના અભાવપણે જ જ્ઞાન પરિણમે છે ને સદાકાળ તેના અભાવપણે જ પરિણમશે. બસ, આવું ભેદજ્ઞાન જેણે કર્યું તેને પોતાની મુક્તિનો નિર્ણય થઈ ગયો, પોતાનો શુદ્ધ મુક્તસ્વભાવ જ્યાં પોતાના અનુભવમાં આવી ગયો ત્યાં બીજાને પૂછવા જવું ન પડે; પોતાના અનુભવના જોરે જ પોતાની મુક્તિનો નિઃસંદેહ નિર્ણય થઈ જાય છે. જ્યાં આત્મા પોતે રાગના અભાવપણે

પરિણમવા લાગ્યો ત્યા મોક્ષની શ કા કેમ રહે? સ્વસન્મુખ થતા પોતાના સ્વભાવથી નિર્ણય થઈ ગયો કે નિ શ ક પણે મારો આત્મા રાગના અભાવપણે જ પરિણમ્યા કરશે. ભવિષ્યમા કર્મનો ઉદય આવીને જ્ઞાનને મલિન કરી નાંખે, અથવા રાગ સાથે એકપણુ થઈ જાય -એમ બનવાનુ નથી. મોહનો અભાવ થયો ને રાગ સાથે એકતા તૂટી તે હવે ફરીને સ ધાવાની નથી. અત્યારથી જ સાધકનુ જ્ઞાન રાગથી જુદાપણે પરિણમી રહ્યુ છે, તે ઠેઠ મુક્તિ સુધી જુદુ જ પરિણમશે, ને મુક્તિ સાદિ-અન ત રહેશે, તેમાં વચ્ચે વિકાર કે કર્મ નહિ આવે

સાધકદશામા જ્ઞાન ને રાગ બ ને વિદ્યમાન હોવા છતા તે બ ને ભિન્નપણે વર્તે છે, એકપણે નહિ. શુદ્ધદૃષ્ટિમા વિકારનો અભાવ પરિણમે છે, એટલે તેમા વ્યવહારનુ અભૂતાર્થપણુ છે, ભૂતાર્થસ્વભાવના આશ્રયે શુદ્ધતા જ પરિણમી રહી છે. અનાદિઅન ત મારો આવો સ્વભાવ હતો, પણ દૃષ્ટિમાં આવ્યો ન હતો, હવે દૃષ્ટિમા આવતા સાદિ-અન ત નિર્મળ પરિણમન થવા માડ્યુ, ને રાગાદિનુ પરિણમન અભાવરૂપ થયુ. રાગાદિ વિકલ્પના અપ્રવર્તનરૂપ આત્મસ્વભાવ છે વિકલ્પમાં વર્તન કરે તે ખરેખર આત્મસ્વરૂપ નથી. સાચા આત્મસ્વરૂપની આ કથા છે, એટલે સત્યકથા છે. આવા સત્યના આધારે મુમુક્ષુનુ વહાણ ભવસમુદ્રને તરી જાય છે.

હજી તો જે એમ માને છે કે મારો આત્મા બોલે, આત્મા વાણીને કરે, શરીરવડે ધર્મ થાય,-તેને તો શરીર અને વાણીના અભાવરૂપ આત્માની ખબર નથી, તો રાગના અભાવરૂપ સ્વભાવની ખબર તો ક્યાથી હોય? જ્યાં જડથી ભિન્નતા પણ નથી જાણતો ત્યા રાગથી ભિન્નતા ક્યાથી જાણે? અહી જ્ઞાનલક્ષણદ્વારા આત્મા ઓળખાવ્યો, તેવા આત્માને જાણે તો જડમાથી ને રાગમાથી આત્મબુદ્ધિ છૂટી જાય. જે આત્માનો સ્વભાવ નથી તેમા આત્મબુદ્ધિ કરવી તે મૂઢતા છે ચક્રવર્તીરાજાને ભીખારી કહેવો તે જેમ રાજાનો અવિનય છે તેમ અન તશક્તિના પિ ડરૂપ ચૈતન્યચક્રવર્તી આત્માને રાગ જેટલો તુચ્છ માનવો તે તેનો અનાદર છે. ચેતનરાજાને જડશરીરના કાર્યવાળો માનવો તે ચેતનનો અનાદર છે નારકીનુ વૈક્રિયિકશરીર, પ્રતિકૂળ સ યોગો કે ખેદનુ દુ ખ-એ કોઈ જ્ઞાનસ્વરૂપ આત્માને સ્પર્શતા નથી, ને જ્ઞાનસ્વરૂપ આત્મા તે કોઈને સ્પર્શતો નથી, બ ને ભાવો જુદેજુદા જ રહે છે. જ્ઞાનસ્વરૂપ આત્મા

પોતાની અનંતશક્તિના નિર્મળભાવોને સ્પર્શે છે. ચેતનના પટારામાં શુદ્ધતા ભરી છે, દુઃખ કે વિકાર નથી ભર્યા. અહા, અનંત ગુણવૈભવથી ભરેલા આત્મપટારા ખોલીને સન્તો બતાવે છે કે ભાઈ! તારી પાસે જેવો વૈભવ છે તેવો જગતમાં બીજે ક્યાંય નથી; જગતની સમસ્ત લક્ષ્મી વડે પણ જેનું મુલ્યાંકન થઈ ન શકે એવી આત્મલક્ષ્મી તારામાં છે.

જ્ઞાનસ્વરૂપ ભગવાન આત્મા જગતમાં જ્યાં રહ્યો હોય ત્યાં રાગાદિના અભાવસ્વભાવે જ રહ્યો છે. આત્માના આવા સ્વભાવની સન્મુખતાથી રાગના અભાવરૂપ જ્ઞાનનું જે પરિણમન થયું તે સદાકાળ તેવું જ રહેશે. રાગાદિનો ગુણશક્તિમાં તો અભાવ હતો જ, ને તેનું ભાન થતાં પર્યાયમાં પણ સાદિ-અનંત અભાવ થયો. સ્વભાવથી પૂર્ણ ભરેલું, ને વિભાવોથી સાવ ખાલી (-અભાવરૂપ) આવું ચૈતન્યરત્ન તેનો અપાર મહિમા છે. અનંત ગુણ-રત્નોથી ભરેલો ચૈતન્યરત્નાકર આત્મા છે તેમાં ઉદયભાવરૂપ મલિનતા નથી, ઉદય-ભાવના અભાવરૂપ પ્રશાંત ચૈતન્યરસથી ઉલ્લસતો આત્મા છે. તત્ત્વાર્થસૂત્રમાં ઉદયભાવને જીવનું સ્વતત્ત્વ કહ્યું છે તે તો જીવની પર્યાયોનું જ્ઞાન કરાવવા કહ્યું છે; અહીં જીવના શુદ્ધસ્વરૂપનું જ્ઞાન કરાવવું છે. શુદ્ધસ્વરૂપમાં ઉદયભાવ ન આવે, તેથી અહીં શુદ્ધજીવમાં ઉદયભાવનો અભાવ કહ્યો. ને આવા શુદ્ધ જીવસ્વરૂપનો અનુભવ કરતાં પર્યાયમાં પણ ઉદયભાવની ઉત્પત્તિ થતી નથી, તેનો અભાવ થઈ જાય છે. આ રીતે સ્વસન્મુખ વળેલી પરિણતિમાં ઉદય-ભાવનો અભાવ છે; સ્વસન્મુખ પરિણતિએ જેટલો આત્મા અનુભવ્યો તેટલો જ શુદ્ધઆત્મા છે, તેને જ અહીં આત્મા કહ્યો છે.

નિશ્ચયદૃષ્ટિવડે આવા આત્માને અનુભવમાં લેતાં સમ્યગ્દર્શન થયું; સમ્યગ્દર્શન થતાં ધર્મીને ભવનો નાશ થયો, ને એકલો સ્વભાવભાવે પરિ-ણમતો આત્મા રહ્યો. તે સ્વભાવરૂપે પરિણમતો-પરિણમતો કેવળજ્ઞાનરૂપ થઈ જશે. તે પરિણમનમાં રાગનો અભાવ થયો ને અભાવ જ રહેશે.

અભાવ-અભાવશક્તિનું વર્ણન પૂરું થયું. (૩૮)



[ ૩૯ ]

# ભાવ શક્તિ

[ कारकानुगतक्रियानिष्क्रांतभवनमात्रमयी भावशक्तिः । ]



અહો, આત્મશક્તિના મહિમાની શી વાત? સ્વયં કેવળજ્ઞાનાદિરૂપ થવાની તેની તાકાત છે ભાઈ, લક્ષ બાંધ તારા સ્વભાવમાં, તો તેના લક્ષે લાખેણી પર્યાય પ્રગટી જશે બાકી બધું વિકલ્પનું કારણ છે સ્વભાવમાં લક્ષને જોડ, તોપછી તારે કેવળજ્ઞાન માટે કે સમ્યગ્દર્શનને માટે બીજા કોઈ કારણ શોધવા જવું નહી પડે





જુઓ, આત્માનો સૂક્ષ્મ જ્ઞાનસ્વભાવ બતાવતાં તેના અનુભવમાંથી કારકભેદનો વિકલ્પ પણ કાઢી નાંખે છે. આત્માનું જે જ્ઞાનભાવમય પરિણમન છે તેમાં ભેદરૂપ કારકો અનુસાર ક્રિયાનો અભાવ છે. કર્તા-કર્મ-સાધન વગેરે ભેદના વિકલ્પની ક્રિયા વડે જ્ઞાનનું પરિણમન થતું નથી. જ્ઞાનના પરિણમનમાં વિકલ્પની ક્રિયાનો અભાવ છે. જ્ઞાનની અનુભૂતિ કારકભેદના વિકલ્પ વિનાની છે. આના પછી ૪૦મી શક્તિમાં કારકોઅનુસાર ક્રિયા થવાની વાત કરશે તેમાં સ્વભાવના અભેદ કારકોની વાત છે; ને અહીં ભેદરૂપ કારકોના નિષેધની વાત છે. છેલ્લે છએ કારકો જ્ઞાનના પરિણમનમાં અભેદપણે સમાવીને આચાર્યદેવ શક્તિઓનું વર્ણન સંકેલી દેશે.

'સમયસાર' એટલે આત્મા સમ્યક્ પ્રકારે જ્ઞાનરૂપે પરિણમન કરે છે, જાણવું અને પરિણમવું એ બંને ક્રિયા જ્ઞાનમાં એકસાથે છે, તેમાં રાગનો અભાવ છે. આવા જ્ઞાનસ્વરૂપ આત્માની અનંતશક્તિઓનું આ વર્ણન છે. જ્ઞાનભાવવડે જ્ઞાનસ્વભાવી આત્માને લક્ષમાં લેતાં જ્ઞાન સાથે અનંત ગુણોનું જે નિર્મળ પરિણમન થયું તે આત્મા છે, ને તેમાં રાગાદિનો અભાવ છે, કારકભેદના અવલંબનનો પણ તેમાં અભાવ છે. અનંત ગુણધામ આત્મા છે તે પોતાના જ્ઞાનલક્ષણથી લક્ષિત છે, રાગથી કે ભેદના વિકલ્પથી તે લક્ષિત નથી. કારકભેદની ક્રિયા વગર જ ભવવું એટલે કે જ્ઞાનરૂપે પરિણમવું એવી આત્માની 'ભાવશક્તિ' છે.

પ્રશ્ન:—પહેલાં ૩૩મી શક્તિમાં પણ 'ભાવશક્તિ' કહી હતી, અને અહીં ૩૯ મી શક્તિમાં પણ 'ભાવશક્તિ' કહી, તો તે બંનેમાં શું ફેર?

ઉત્તર:—ત્યાં ૩૩ મી શક્તિમાં 'ભાવ' કહીને વર્તમાન અવસ્થાની વિદ્યમાનતા બતાવી છે, આત્મા વિદ્યમાન-અવસ્થાવાળો જ હોય છે એમ ત્યાં બતાવ્યું છે; અને અહીં 'ભાવ' કહીને ભવન એટલે કે પરિણમન બતાવવું છે. કારકના ભેદરૂપ ક્રિયા વગર જ આત્મા સ્વયમેવ જ્ઞાનપણે પરિણમે છે; આવા જ્ઞાનભવનરૂપ ભાવશક્તિ છે. ઇન્દ્રિયાદિ કારકોને અનુસરીને આત્મા જ્ઞાનરૂપે પરિણમે એમ નથી, અંદર કર્તા-કર્મ વગેરે કારકભેદની ક્રિયારૂપ જે વિકલ્પો તેને અવલંબીને પણ આત્મા જ્ઞાનરૂપે પરિણમે -એમ નથી; જ્ઞાનરૂપે પરિણમવાનો પોતાનો સ્વભાવ જ છે. તે પરિણમનમાં છએ કારકો અભેદ સમાઇ જાય છે. જ્ઞાનની અનુભૂતિ ભેદરૂપ કારકોથી પાર ઊતરેલી છે.

અહો, એકેક શક્તિમા તો કેટલા ગભીર ભાવો ભર્યા છે! જેમ 'जगत' એવો શબ્દ કહેતાં તેમા વાચ્યરૂપે જગતના બધા ભાવો આવી જાય છે, તેમ 'ભાવશક્તિ'મા આત્માના ઘણા ભાવો ભરેલા છે હુ કર્તા, જ્ઞાન મારુ કાર્ય—એમ કર્તા-કર્મ વગેરે છ કારકભેદના વિકલ્પથી પાર પરિણમે એવી ભાવશક્તિવાળો આત્મા છે. પરના કારકો તો આત્મામા કદી નથી, પોતામાં પોતાના છ કારક સબધી ભેદનો જે વિકલ્પ ઊઠે તેનાથી પણ પાર જ્ઞાનની અનુભૂતિ છે. અજ્ઞાનભાવમા રાગાદિનુ કર્તૃત્વ છે, પણ તે કર્તા રહેવાનો સ્વભાવ નથી; કર્તાપણાથી રહિત પરિણમે એવો આત્માનો સ્વભાવ છે તે ઉપરાત અહી તો કહે છે કે પોતામા છ કારકના જે ભેદ છે તેને અનુસરીને જે ક્રિયા થાય એટલે કે વિકલ્પ ઊઠે તેનાથી પણ નિષ્ક્રાન્ત જ્ઞાનભાવ છે, અર્થાત્ તે વિકલ્પ વડે જ્ઞાનભાવની રચના થતી નથી, જ્ઞાનનું પરિણમન તે વિકલ્પથી પાર છે. આ રીતે કારકભેદોની ક્રિયાથી રહિત ભગવાન આત્મા છે, ભેદકારકોની ક્રિયારૂપે તે પરિણમતો નથી. જ્ઞાનભાવમા અભેદકારકોની ક્રિયા સમાઈ જાય છે તે વાત હવે પછીની (૪૦મી) ક્રિયાશક્તિમા બતાવશે. 'ભાવશક્તિ' ભેદકારકોનો નિષેધ કરે છે, ને ક્રિયાશક્તિ પોતામા અભેદકારકોની ક્રિયા બતાવે છે. આચાર્યદેવે આત્મસ્વરૂપ કોઈ અદ્ભુત રીતે વર્ણવ્યુ છે.

જ્ઞાનસ્વરૂપ આત્મામા ભેદના વિકલ્પનુ કર્તૃત્વ નથી. ભેદના વિકલ્પરૂપ જે વિકાર, તેના કારકપણે થતી ક્રિયાને જ અજ્ઞાની પોતાનુ સ્વરૂપ માને છે. જેમા ભેદનુ અવલબન નથી એવા નિર્વિકાર જ્ઞાનપરિણમનને અજ્ઞાની જાણતો નથી. ભગવાન આત્મા સ્વદ્રવ્યની પ્રીતિથી નિર્મળ જ્ઞાનભાવે પરિણમે છે, તેમાં પોતાના અભેદ છ કારકો આવી જતા હોવા છતા કારકભેદની ક્રિયા તેમા નથી, વિકલ્પ નથી. સર્વ પ્રકારના વિકલ્પોની ક્રિયાથી પાર થયેલો વિજ્ઞાનઘનપણે તે શોભે છે. કારકના ભેદને અનુસરતો ન હોવા છતા નિર્મળભાવપણે પરિણમ્યા કરે છે. ભેદરૂપ વ્યવહારને ન અનુસરવાથી કાંઈ જ્ઞાનનુ પરિણમન અટકી જતુ નથી, તે વ્યવહારના અવલબન વગર જ જ્ઞાન પોતે નિર્મળજ્ઞાનભાવે (–એટલે કે રત્નત્રયરૂપે) પરિણમી રહ્યુ છે માટે વ્યવહારના અવલબનનો નિષેધ કર્યો છે, ને નિશ્ચયના આશ્રયે જ મોક્ષમાર્ગ દર્શાવ્યો છે. શુદ્ધસ્વરૂપે આત્માને લક્ષમા લેતા તે પોતે સર્વ પ્રકારની વિકારક્રિયાઓથી રહિત થઈને, અન્ય કારકોની અપેક્ષા વગર જ પોતાના શુદ્ધભાવરૂપે પરિણમે છે. આવી ભાવશક્તિવાળો આત્મા છે.

આત્માના સ્વરૂપમાં એકાગ્ર થતાં કારકભેદની ક્રિયા વગર જ અસંખ્ય-પ્રદેશે સર્વજ્ઞતા પરિણમી ગઈ. ને તીર્થંકરના સર્વાંગેથી વાણી સહજ નીકળી; તે વાણીનો કર્તા આત્મા નથી; તે વાણીમાં સ્વ-પરને જાણવાની તાકાત નથી પણ સ્વ-પરની વાર્તા કહેવાની તાકાત છે. જાણનારમાં કહેવાની તાકાત નથી ( અર્થાત્ જ્ઞાનમાં વાણી નથી ), ને કહેનારમાં જાણવાની તાકાત નથી ( અર્થાત્ વાણીમાં જ્ઞાન નથી ). તે વાણીમાં એમ આવ્યું કે હે આત્મા! તું અનંત ગુણનો ભંડાર છો; તારા આત્મામાં એવી ભાવશક્તિ છે કે ભેદરૂપ વિકારી કારકો વગર જ તે નિર્મળપણે પરિણમે. નિર્મળપરિણમનમાં ભેદરૂપ કારકોનું અવલંબન નથી. ભેદરૂપ કારકોઅનુસાર થતી ક્રિયાનો નિર્મળ જ્ઞાનપરિ-ણમનમાં અભાવ છે.

આત્મા પોતે જ છ કારકરૂપ થઈને જ્ઞાન અને સુખરૂપે પરિણમે છે; ત્યાં બાહ્ય કારણોની તો તેને અપેક્ષા નથી. ને અંદરમાં હું કર્તા, હું જ કર્મ, હું જ સાધન. એવા કારકભેદના વિકલ્પો પણ કાંઈ જ્ઞાન કે સુખરૂપ પરિ-ણમવાનું કારણ નથી. તે વિકલ્પો છે માટે અહીં નિર્મળભાવનું ભવન થાય છે એમ નથી. તે વિકલ્પોથી નિરપેક્ષપણે આત્મા સ્વયં જ્ઞાનરૂપ ને સુખરૂપ થાય છે; તે જ સાચું જીવન છે. જેણે સાચું આનંદમય જીવન જીવવું હોય તેણે અંતર્મુખ થઈને આત્મામાં પરિણમવાનું છે. ભાઈ, બહાવરો થઈને બહારમાં તારા કારણને શોધ મા. રાગવડેય ચૈતન્યરાજા પ્રસન્ન થાય તેવા નથી, ચૈતન્યરાજા તો તેનામાં એકાગ્રતા વડે જ પ્રસન્ન થાય તેવા છે. માટે અંતર્મુખ થા...અંતર્મુખ એટલે કે સ્વસન્મુખ થવું તે જ ભગવાનનો માર્ગ છે. બીજા કોઈ સાધનોની અપેક્ષા વગર પોતે સ્વયં કેવળજ્ઞાનાદિરૂપ પરિણમે છે તેથી તેને સ્વયંભૂ કહ્યો છે.

અજ્ઞાની કહે છે કે શુભરાગ મારું સાધન ને કારક થાય.

આચાર્યદેવ કહે છે કે રાગના કારક વગર જ પરિણમવાનો આત્માનો સ્વભાવ છે. જ્ઞાનપરિણમનમાં રાગની ક્રિયા કેવી? જો કે અહીં તો શુદ્ધભાવની જ વાત છે; પરંતુ અશુદ્ધતામાં પણ અન્ય કારકોની અપેક્ષા નથી. ' स्वयमेव षट्कारकीरूपेण व्यवतिष्ठमानं न कारकांतरमपेक्षते...' પંચાસ્તિકાયની ગા. ૬૨ માં તથા ૬૬માં કહેલો આ સિદ્ધાન્ત શુદ્ધતામાં કે અશુદ્ધતામાં, તેમજ ચેતનમાં કે જડમાં, સમસ્ત પદાર્થોમાં લાગુ પડે છે. પદાર્થો સ્વયમેવ પોતે પોતાનાં

છ કારકરૂપ થઈને પરિણમે છે, તેઓ બીજા ભિન્ન કારકોની અપેક્ષા રાખતા નથી. અહી તો તે ઉપરાત પોતાની શુદ્ધઅનુભૂતિની વાત છે-કે જેમા પોતાના છ કારકોના ભેદનો પણ વિકલ્પ નથી. અહી ભેદકારકોને અનુસરનારી ક્રિયાનો નિષેધ કર્યો, ને પછી પોતામા અભેદકારકને અનુસરવારૂપ ક્રિયા બતાવશે. (૪૦મી શક્તિમા )

આત્માની પર્યાયમા શુદ્ધતા હો કે અશુદ્ધતા, પરતુ તે કારક થઈને પરની ક્રિયા કરે એમ બનતુ નથી. આત્મા રાગ કરીને પણ પરનુ કાઈ કાર્ય કરી દે અથવા દ્વેષ કરીને પરનુ કાઈ બગાડી દે-એમ બનતુ નથી -આ રીતે પરથી તો ભિન્નતા જ છે.

હવે અંદર આત્માના કોઈ ગુણમા એવો સ્વભાવ નથી કે રાગ-દ્વેષને ઉત્પન્ન કરે. તો રાગદ્વેષ કેમ થાય છે? -રાગદ્વેષ એ તો અજ્ઞાનમય ભાવ છે, તે કાઈ જ્ઞાનમય ભાવ નથી, તે જ્ઞાનનુ કાર્ય નથી, તે જ્ઞાનનુ કારણ પણ નથી -આ રીતે જ્ઞાનને રાગથી પણ ભિન્નતા છે

એકલા ભિન્ન જ્ઞાનના વેદનમા 'આ કર્તા ને આ કર્મ' એવા કારક-ભેદની ક્રિયાનુ ઉત્થાન રહેતુ નથી, એ ક્રિયા ત્યા વિરામ પામી જાય છે; ને નિર્મળ ભાવપણે જ્ઞાનનુ ભવન થયા કરે છે —આ ભાવશક્તિનુ કાર્ય છે

અહો, આવા ભેદજ્ઞાનમા કેટલુ સમાધાન! કેટલી શાતિ!

- પર ચીજ આ આત્માનો કોઈ ભાવ ઉપજાવતી નથી.
- પુણ્ય-પાપના ભાવમા પરની ક્રિયા કરવાની તાકાત નથી.
- તે પુણ્ય-પાપના ભાવમા એવી પણ તાકાત નથી કે આત્માની શુદ્ધતાનુ સાધન થાય
- આત્મગુણમા એવો સ્વભાવ નથી કે શુભાશુભ ભાવોને ઉત્પન્ન કરે
- આત્મગુણમા એવો સ્વભાવ છે કે શુભાશુભ રહિત પોતાના શુદ્ધ-ભાવપણે પરિણમે

આવા સ્વભાવવાળો ભગવાન આત્મા છે. પોતાને આવા સ્વભાવે દેખવો તે સમ્યગ્દર્શન છે સર્વજ્ઞભગવાને બધા આત્માને આવા સ્વભાવે દેખ્યા છે. આવા આત્માના અતર્લક્ષમા દક્ષ થયા વગર ભેદજ્ઞાન કે સમ્યગ્દર્શન થાય નહી.

કેવળજ્ઞાન કે સમ્યગ્દર્શનાદિના છએ કારકરૂપે આત્મા સ્વયં થઈ જાય છે. પણ તે માટે છ કારકના વિકલ્પો નથી કરવા પડતા. હું કર્તા થાઉં, હું સાધન થાઉં—એવા ભેદના વિકલ્પ વગર જ અંતરમાં એકાગ્રતા વડે આત્મા શુદ્ધતારૂપે પરિણમી જાય છે. આવી પરિણમનશક્તિનું નામ ભાવશક્તિ છે.

પર્યાયમાં પરને કરવાની તાકાત નથી.
ગુણમાં વિકાર કરવાની તાકાત નથી.
સ્વભાવમાં શુદ્ધતા કરવાની તાકાત છે.

આવા ત્રણે પ્રકાર જાણે તો પરથી ને વિકારથી પાછો ફરીને આત્મા પોતાના સ્વભાવસન્મુખ થાય, એટલે શુદ્ધભાવરૂપ ભવન થાય. —એનું નામ ધર્મ, ને એ જ મોક્ષમાર્ગ.

ભાઈ, આત્મા કેવો છે ને કેમ અનુભવમાં આવે છે તેની આ વાત છે. કુંદકુંદસ્વામી ને અમૃતચંદ્રસ્વામી જેવા ધર્મધૂરંધર દિગંબર સન્ત જ્યારે હાથમાં કમંડળ ને મોરપીંછી લઈને આ ભરતભૂમિમાં વિચરતા હશે, ને આવો 'આત્મવૈભવ' જગતના જીવોને દેખાડતા હશે, —અહા! એ દશ્યો કેવા હશે! એ વીતરાગમાર્ગી સન્તો જાણે સિદ્ધપદને ભેગું લઈને ફરતા હતા...... એમની પરિણતિ અંતર્મુખ થઈને ક્ષણેક્ષણે સિદ્ધપદને ભેટતી હતી. આવા મુનિઓએ આ પંચમકાળમાં તીર્થંકરદેવનું શાસન ટકાવ્યું છે ને વીતરાગી-અમૃત રેડયા છે. અહા, મુનિદશાની શી વાત! આત્માનો અચિંત્યવૈભવ એમણે ખોલ્યો છે; કેવળજ્ઞાનની એકદમ નજીક તેઓ વર્તે છે.

અહો ચૈતન્યવસ્તુ! આ વસ્તુની કિંમત પૈસાથી આંકી શકાય નહીં. અનુપમ અતીન્દ્રિયવસ્તુ, તેનાં મૂલ્ય બીજા કોનાથી અંકાય? વાણી અને વિકલ્પ પણ જેનાં મૂલ્ય ન આંકી શકે, એવો અદ્ભુત આત્મવૈભવ, તેનાં મૂલ્ય સ્વાનુભવવડે જ અંકાય છે. ચક્રવર્તીનાં રાજ પણ આ ચૈતન્યવૈભવ પાસે સાર વગરનાં લાગે છે. જગતના વૈભવ કરતાં આ ચૈતન્યવૈભવ મહા દુર્લભ છે. ૩૨૦૦૦ મુગટબંધી રાજા જેની સેવા કરે, જેને ચૌદ રત્નો અને નવનિધાન હોય, જેના વૈભવનો વિસ્તાર સાંભળતાં સાધારણ માણસ તો ચકિત થઈ જાય—એવી ચક્રવર્તીપદની ઋદ્ધિ, તે તો શુભભાવનું ફળ છે. અને, જેનાથી ઊંચા પુણ્ય બંધાય એવો શુભરાગ, તે શુભથી પણ પાર ચૈતન્યવૈભવ છે; આવા ચૈતન્યચક્રવર્તીના અનંત નિધાનની શી વાત! એની અનંતશક્તિના

વૈભવની શી વાત! ચોથા ગુણસ્થાને ‘ઘરમા’ રહેલા સમકિતી જીવ પોતાના આત્માને આવા વૈભવસમ્પન્ન જાણે છે, ને વિકાર વગરના પરિણામમા પરિણમે છે.

‘એને વિકાર તો છે ને?’—છે, પણ તે ચૈતન્યવૈભવથી બહાર છે, એટલે ખરેખર સમ્યગ્દષ્ટિનો તે વિકાર નથી સમ્યગ્દષ્ટિનો તો શુદ્ધ આત્મા જ છે. જેમા આત્મબુદ્ધિ હોય તે પોતાનુ કહેવાય. પણ જેને પોતાના સ્વભાવથી ભિન્ન જાણે તે પોતાનુ કેમ કહેવાય?–માટે વિકાર સમ્યગ્દષ્ટિનો નથી, સમ્યગ્દષ્ટિનો તો શુદ્ધઆત્મા જ છે. એ એનુ ‘સ્વ’ છે.

ભગવાન! તને બહારનો વૈભવ ને પુણ્ય દેખાય છે, પણ તારા નિજ-ગુણનો વૈભવ તને દેખાતો નથી. સમ્યગ્દર્શન અને કેવળજ્ઞાનને ઉત્પન્ન કરવાની તાકાત તારામા છે. પુણ્યનો અને તેના કારણરૂપ શુભરાગનો તો તારા નિર્મળપરિણમનમા અભાવ છે આ નિર્મળભાવ સમ્યગ્દર્શનાદિ પ્રગટ કરવા માટે કોઈ ક્રિયા ખરી? તો કહે છે કે હા, તેમાં ક્રિયા છે તો ખરી; પણ કારક-ભેદોને અનુસરવારૂપ વિકલ્પોની ક્રિયા તેમા નથી, તો કઈ ક્રિયા છે? તે હવેની ૪૦ મી ક્રિયાશક્તિમા બતાવશે.

અહી શુદ્ધ શક્તિઓનુ વર્ણન છે, જ્ઞાનમાત્રભાવમા જે સમાય છે એવી શક્તિઓનુ વર્ણન છે, એટલે આમા અશુદ્ધતા ન આવે બાકી તો અશુદ્ધતા વખતેય પોતાના જ અશુદ્ધષટ્કારકોવડે આત્મા અશુદ્ધરૂપે થાય છે, પરને લીધે થતો નથી. પંચાસ્તિકાય ગા. ૬૨ મા કહે છે કે ‘यथैवाशुद्धषट्कारकीरूपेण परिणममान सन् अशुद्धमात्मानं करोति तथैव शुद्धात्मतत्त्व सम्यग् श्रद्धानज्ञानानुष्ठानरूपेण अभेदषट्कारकीस्वभावेन परिणममान शुद्धमात्मानं करोतीति।” જેમ અશુદ્ધ છ કારકોરૂપે પરિણમનો થકો અશુદ્ધઆત્માને કરે છે, તેમ શુદ્ધાત્મતત્ત્વના સમ્યક્ શ્રદ્ધાન-જ્ઞાન-અનુષ્ઠાનરૂપે અભેદ છ કારકરૂપ સ્વભાવે પરિણમનો થકો આત્મા શુદ્ધાત્માને કરે છે. –આ રીતે અશુદ્ધતામાં તેમજ શુદ્ધતામા અન્ય કારકોથી તો નિરપેક્ષપણુ છે. અને અહી તો શુદ્ધદષ્ટિથી જ્ઞાનભાવનમા અશુદ્ધ કારકોનો અભાવ જ છે, શુદ્ધકારકોમાય ભેદ પાડીને વિકલ્પની ક્રિયામાં અટકે એવુ જ્ઞાનના પરિણમનમાં નથી

પ્રવચનસાર ગા ૧૬મા, સ્વયમેવ છ કારકરૂપ થઈને સર્વજ્ઞ થયેલા આત્માને ‘સ્વયભૂ’ તરીકે વર્ણવતા આચાર્યભગવાને અદ્ભુત વાત સમજાવી

છે. પોતે જ શુદ્ધ ઉપયોગના પ્રભાવથી કર્તા–કર્મ–ઉત્કૃષ્ટ સાધનરૂપ કરણ–સંપ્રદાન–અપાદાન ને અધિકરણ એવા છ કારકરૂપ થઈને કેવળજ્ઞાનપણે પરિણમતો હોવાથી ભગવાન આત્મા ‘સ્વયંભૂ’ છે. નિશ્ચયથી આત્માને પરની સાથે કારણપણાનો સંબંધ નથી; છતાં પોતાના શુદ્ધાત્માની પ્રાપ્તિને માટે બાહ્યસામગ્રી શોધવાની વ્યગ્રતાથી જીવો નકામા પરતંત્ર ને ખેદખિન્ન કેમ થાય છે? અજ્ઞાની પરથી નિરપેક્ષપણે જ્ઞાન ને આનંદરૂપે પરિણમવાના પોતાના સ્વભાવને જાણતો નથી, ને બહારના સાધનવડે મને કંઈક શુદ્ધતા મળશે–એવી પરાશ્રયબુદ્ધિથી આકુળ–વ્યાકુળ થયા કરે છે, ક્યાંય તેના પરિણામ ઠરતા નથી, ઠરવાનું ધામ તો આતમરામ છે, એને તો તે જાણતો નથી. અહીં તો કહે છે કે જ્ઞાનની અભેદઅનુભૂતિમાં કર્તા–કર્મ વગેરે કારકોનો ભેદ રહેતો નથી, ભેદરૂપ કારકોની ક્રિયા ત્યાં અસ્ત થઈ ગઈ છે.

પ્રવચનસાર ગા. ૧૨૬ માં કહે છે કે– બંધમાર્ગમાં તેમજ મોક્ષમાર્ગમાં આત્મા એકલો જ છે. જ્યારે હું સંસારી હતો ત્યારે (અજ્ઞાનદશામાં) પણ મારું કોઈ પણ સંબંધી ન હતું, ત્યારે પણ હું એકલો જ કર્તા હતો. હમણાં પણ (મુમુક્ષુદશામાં અર્થાત્ જ્ઞાનદશામાં) પણ હું એકલો જ કર્તા છું. આ રીતે બંધમાર્ગમાં તેમજ મોક્ષમાર્ગમાં આત્મા એકલો જ છે.—આવું ભેદજ્ઞાન કરનાર જીવને શુદ્ધતારૂપ પરિણમન હોય છે. પરથી ભિન્નતા જાણીને સ્વમાં એકતા કરી ત્યાં શુદ્ધતા પ્રગટી.

અહીં આત્માનો જ્ઞાનસ્વભાવ બતાવવા તેનામાં વિકારનું અકર્તાપણું કહ્યું. પરથી ભિન્નતા જાણવાનું ફળ પણ એ છે કે સ્વસન્મુખ થઈને વિકારનો અકર્તા થયો. આ રીતે હજારો શાસ્ત્રોનું તાત્પર્ય તો અંતે એક જ આવીને ઊભું રહે છે કે સ્વભાવમાં ઉપયોગને એકાગ્ર કરવો. એમાં પરથી ભિન્નતા પણ આવી ગઈ, ને વિકારનું અકર્તાપણું પણ આવી ગયું.

વિકારનું સાધન આત્માના સ્વભાવમાં નથી, તેમજ વિકારનું સાધન પરવસ્તુ નથી; તે–તે સમયની અવસ્થાના અશુદ્ધકારકો વડે વિકાર થાય છે. શુદ્ધતાના કારક થાય એવી છ કારક શક્તિઓ આત્મામાં છે, તેનું વર્ણન હવે આવશે.

જેમ ઊંચી કિંમતના હીરા સરાણે ચડે ત્યાં તેની જે રજ પડે તે પણ ઊંચી જાતની હોય છે; તેમ અહીં ચૈતન્યહીરો સ્વાનુભવની સરાણે ચડ્યો છે,

તેના લક્ષે તેના પ્રેમપૂર્વકના શ્રવણમા, બહુમાનમા પણ ઊચા પુણ્ય બધાય છે. ચૈતન્યના બહુમાનના ભાવમા જે પુણ્ય બધાઈ જાય તે લોકોત્તર હોય છે, ને તેની અતરગ રુચિથી તો મોક્ષ મળે છે. ચૈતન્યના વિરાધકને અમુક હદ કરતા ઊચા પુણ્ય બધાતા નથી આમ છતા મૂળ કિમત પુણ્યની નથી, ચૈતન્યહીરાની જ કિમત છે

આવા આત્મસ્વભાવની દૃષ્ટિ થતા પર્યાયમા વિકારના અભાવરૂપ પરિણમન થયુ, વિકારનુ કર્તૃત્વ ટળ્યુ, કારકના ભેદ મટયા. અહો, શાસ્ત્રના ભણતરમાથી તેના સારરૂપ આવો આત્મા કાઢે એટલે કે લક્ષમા લ્યે તો સાચુ સમજ્યો. આનાથી ઊધુ કાઢે ને રાગના આશ્રયમા રોકાય તો તે શાસ્ત્રને સમજ્યો નથી, શાસ્ત્રનો સાર કાઢતા તેને આવડ્યુ નથી આત્માનો સ્વભાવ જ આવો છે કે જેના પરિણમનમા વિકલ્પનો અભાવ છે. દ્રવ્ય-ગુણમા તો વિકાર ન હતો, તેનુ ભાન થતા પર્યાયમા પણ વિકાર ન રહ્યો. આ રીતે દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણે વિકાર વગરના થયા. આવો આત્માનો સ્વભાવ છે જેમ સૂર્યમા અધકાર નથી, પ્રકાશના પૂજરૂપ સૂર્ય છે, તેમ આ ચૈતન્ય-સૂર્ય અનત શક્તિના કિરણોથી જાજ્વલ્યમાન, તેમા રાગરૂપી અધકાર નથી.

કર્તા અને કર્મ એક પદાર્થમા જ હોય છે, ભિન્ન પદાર્થમાં નહી. અહી જ્ઞાનલક્ષણરૂપ આત્માને અને વિકારને એકપણુ નથી, અભિન્નપણુ નથી, એટલે કર્તાકર્મપણુ પણ નથી બનેની જાત જ જુદી છે ત્યા એકપણુ કઈ રીતે હોય? આવા આત્મસ્વભાવનુ લક્ષ થયુ ત્યા તેમા વિકારનુ કર્તાપણુ કે તેમા એકતાબુદ્ધિ કેમ રહે? -ન જ રહે આ રીતે વિકારી ક્રિયા વગરનુ જે નિર્મળભાવરૂપ ભવન થયુ તે ભાવશક્તિનુ કાર્ય છે. ભાવશક્તિનુ આ નિર્મળપરિણમન વિકારી કારકોની ક્રિયાને અનુસરતુ નથી, અભેદસ્વભાવને જ અનુસરીને તે પરિણમે છે, વિકારને અનુસરતી ક્રિયાનો તેમા અભાવ છે. 'સ્વયભૂ'ના વર્ણનમા એ વાત આવી ગઈ છે સ્વમા ઉપયોગને એકાગ્ર કરીને આત્મા સ્વય-ભૂ (પોતે જ પરિણમીને) કેવળજ્ઞાનપણે પ્રગટ થયો. રાગના કે શરીરની ક્રિયાના સાધનથી તે પ્રગટ્યો એમ નથી.

જેમ આખવડે ખાડો ખોદાય નહી, તેમ આત્મા ચૈતન્યચક્ષુ છે તેના વડે જડના કામ કે વિકારના કામ થાય નહી ચૈતન્યચક્ષુમા વિકારનુ કર્તૃત્વ માનવુ એ તો આંખવડે ધૂળ ઉપાડવા જેવુ છે ખાડો ખોદાવાની ક્રિયાને આખ

જાણે ખરી પણ આંખ પોતે કાંઈ ખાડો ખોદે નહિ, તેનાથી તે જુદી જ રહે છે; તેમ જ્ઞાનચક્ષુ વિકારને જાણે ભલે પણ તે વિકારમાં તન્મય થઈને તેને કરવા જાય નહિ, તેનાથી જુદું જ રહે, એવો તેનો સ્વભાવ છે.

સર્વજ્ઞદેવે કહેલા આત્માનું આ વર્ણન છે. આત્માનું લક્ષણ ચૈતન્ય છે. ચૈતન્યની અસ્તિમાં વિકલ્પની નાસ્તિ છે. ચોથા ગુણસ્થાને આત્માનું આવું પરિણમન ધર્મીને પ્રગટ્યું છે. રાગસહિત રહેવું તે સમ્યગ્દર્શન નથી, રાગરહિત પરિણમન તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનની સાથે તે કાળે રાગ હો ભલે, પણ તે સમ્યગ્દર્શનથી ભિન્નપણે છે, એકપણે નથી. રાગમાં એકતા રાખીને સમ્યગ્દર્શન થાય નહીં.

વિદેહક્ષેત્રમાં વિદ્યમાન તીર્થંકરપણે બિરાજમાન શ્રી સીમંધરભગવાન, જેમની પાસે સો ઈન્દ્રો ભક્તિપૂર્વક આવીને શ્રવણ કરે, તે ભગવાન પાસે જઈને કુંદકુંદસ્વામી આ અદ્દ્ભુત આત્મવૈભવ લાવ્યા છે; પોતે જાતે અનુભવીને ભરતક્ષેત્રના જીવોને આ 'આત્મવૈભવ' આપ્યો છે. જગતના જીવોને પોતાના આત્માના વૈભવની ખબર નથી. અરે, આવું મહિમાવંતુ આત્મતત્ત્વ, તેને સાધવાની જીવને નવરાશ કેમ નથી મળતી! બીજી પ્રયોજન વગરની ઉપાધિમાં લાગ્યો રહે છે, પણ ભાઈ! તારા આત્માની અદ્દ્ભુતતા તો દેખ. અહો! ચૈતન્યનો કોઈ અદ્દ્ભુત આનંદકારી સ્વભાવ છે, તેને તો તારામાં દેખ. –તેમાં વિકારની ક્રિયા નથી, જગતની પરભાવની કોઈ ઉપાધિ નથી. વિકારની ક્રિયાથી રહિત નિજાનંદમાં કેલિ કરતું તારું ચૈતન્યતત્ત્વ પરિણમી રહ્યું છે, તેને અંતરમાં જો.

અંતર્મુખ જ્ઞાનમાં આત્માની પ્રસિદ્ધિ છે, રાગમાં આત્માની પ્રસિદ્ધિ નથી. પર કારકોની અપેક્ષા રાખ્યા વગર, અને ભેદને અવલંબ્યા વગર આત્મા પોતાના અનંત ગુણની નિર્મળ પર્યાયે પરિણમનારો છે. આવા એક નિજાત્માને જેણે જાણ્યો તેણે દુનિયામાં જાણવા યોગ્ય સર્વને જાણી લીધું; તેણે સિદ્ધને જાણ્યા, તેણે અરિહંતોને ઓળખ્યા, તેણે નવતત્ત્વનો સાર જાણ્યો, તેણે મુનિને ઓળખ્યા. અને જેણે આવા આત્માને જાણ્યો નહિ તેનું બીજું સર્વ જાણપણું પણ જૂઠું છે, તે જાણપણામાં આત્મકલ્યાણ નથી. અનંત ગુણ–પર્યાયના વૈભવવાળા આત્માને જેણે જાણ્યો તેણે ચૌદ બ્રહ્માંડના સારને જાણી લીધો અહા, આત્માને જાણવામાં અંતર્મુખ ઉપયોગનો અનંત પુરુષાર્થ

છે; તેમા તો મોક્ષમાર્ગ આવી જાય છે સ્વમા જે સન્મુખ થયો તેણે પરથી સાચી ભિન્નતા જાણી, એટલે ખરૂ ભેદજ્ઞાન થયુ આવી દશા ગૃહસ્થપણામાય ધર્મીને હોય છે. તે ધર્મી નિર્મળપર્યાયરૂપે પોતાની ભાવશક્તિથી જ પરિણમે છે. એ પ્રમાણે ભાવશક્તિ બતાવી. હવે ક્રિયાશક્તિમા અભેદ કારકોની ક્રિયા બતાવશે.

ભાવશક્તિનુ વર્ણન પૂર્ણ. (૩૯)



અહા, અનતશક્તિવાળા આત્માને જે લક્ષમા લ્યે તેને વિકારનો પ્રેમ કેમ રહે? જેને મોક્ષની લગની છે, જેને આત્માના વૈભવની લગની છે, અનુભવની ધગશ છે, એવા મોક્ષાર્થી જીવને આચાર્યદેવે પરમ કરુણાથી આત્મવૈભવ દેખાડયો છે સ્વાનુભૂતિ વડે આવો આત્મવૈભવ પ્રાપ્ત થાય છે





" અમે અમારા આત્મવૈભવને સાધવામાં મશગૂલ છીએ."

[ ૪૦ ]

# ક્રિયા શક્તિ

[ कारकानुसारभवत्तारूप भानमयी क्रियाशक्तिः । ]



અહા ! એ દશ્યો કેવા હશે કે જ્યારે કુંદકુંદ સ્વામી ને અમૃતચંદ્રસ્વામી જેવા ધર્મધૂરંધર દિગંબર સન્તો હાથમાં કમંડલ ને મોરપિંછી લઈને આ ભરતભૂમિમાં વિચરતા હશે, ને આવો 'આત્મવૈભવ' જગતના જીવોને દેખાડતા હશે! એ વીતરાગમાર્ગી સન્તો જાણે સિદ્ધપદને ભેગું લઈને ફરતા હતા એમની પરિણતિ અંતર્મુખ થઈને ક્ષણેક્ષણે સિદ્ધપદને ભેટતી હતી –આવા મુનિઓએ તીર્થંકરદેવનું શાસન ટકાવ્યું છે





જ્ઞાનસ્વરૂપ આત્મામાં એક એવી ક્રિયાશક્તિ છે કે પોતાના નિજ-કારકોને અનુસરીને થતા નિર્મળભાવની ક્રિયારૂપે તે પરિણમે છે. પહેલાં ભેદરૂપ વિકારી છ કારકોની ક્રિયાનો નિષેધ કર્યો, ને અહીં નિર્મળ અભેદ કારકોઅનુસાર ક્રિયાની વાત છે. પોતે જ છએ કારકરૂપે પરિણમતો આત્મા સમ્યગ્દર્શનાદિ ભાવરૂપે પરિણમવાની પોતાની ક્રિયાને કરે છે; બહારના કોઈ કારકની અપેક્ષા તે રાખતો નથી, તેમજ ભેદને અવલંબતો નથી; વિકલ્પને-વિકારને તે પોતાનાં કારક ( સાધન ) બનાવતો નથી. આત્માની ક્રિયા આત્માના જ કારકોને અનુસરે છે, બીજા કોઈને અનુસરતી નથી. તેમજ આત્મા પોતાના નિર્મળભાવની ક્રિયાવડે વિકારનો કારક થતો નથી. આવી ક્રિયાશક્તિવાળો આત્મા જ્ઞાનમય છે.

આત્મા સમ્યગ્દર્શન કે કેવળજ્ઞાન વગેરે નિર્મળપર્યાયરૂપ કાર્યને પોતાના સાધનથી કરે એવી આત્માની તાકાત છે. પોતાના જ કારકોને અનુસરીને નિર્મળભાવરૂપે પરિણમવાની ક્રિયા આત્મા કરે છે.

પોતાની ધર્મપર્યાયનો આત્મા જ કર્તા;
ધર્મપર્યાયરૂપે પરિણમેલો આત્મા જ કર્મ;
ધર્મપર્યાય થવાનું ઉત્કૃષ્ટસાધન આત્મા;
ધર્મપર્યાય લેવાના પાત્રરૂપ સંપ્રદાન પણ આત્મા;
ધર્મપર્યાયમાં ધ્રુવ-અપાદાનરૂપ પણ આત્મા;
અને ધર્મપર્યાયનો આધાર પણ આત્મા;
એનું સ્વ-સ્વામીપણું પણ આત્મા સાથે.

—આ રીતે આત્મા પોતે પોતાના આવા છ કારકોને અભેદપણે અનુ-સરતો થકો પરિણમનક્રિયાને કરે છે. આ ક્રિયામાં કાંઈ વિકલ્પ નથી. નિર્મળ પર્યાયના કર્તા થવા માટે વિકલ્પ કરવો પડે એવું નથી. જેમ સિદ્ધભગવંતો વિકલ્પ વગર જ કર્તા થઈને પોતાની સિદ્ધત્વપર્યાયને કર્યા જ કરે છે, તેમ દરેક આત્મા વિકલ્પ વગર જ પોતાના નિર્મળ ભાવરૂપ ક્રિયાનો કર્તા થવાની-તેનું સાધન થવાની, છએ કારકરૂપ થવાની શક્તિવાળો છે. વિકલ્પોમાં એવી શક્તિ નથી કે આત્માની નિર્મળ પર્યાયને માટે તે કારકરૂપ થાય.

હું ચેતનારો, હું મને ચેતું છું, હું મારી ચેતનાવડે ચેતું છું-એમ સ્વસંવેદનમાં અભેદપણે છએ કારકો સમાઈ જાય છે; હું પણ, ચેતનારો, હું

અને ચેતુ છુ, હુ મારી ચેતનાવડે ચેતુ છુ–એમ કારકભેદના વિકલ્પ સ્વ-મ વેદનમાં હોતા નથી. નિર્વિકાર ક્રિયામા છએ કારકોરૂપે આત્મા પરિણમે છે, પણ કારકના વિકલ્પરૂપે તે આત્મા પરિણમતો નથી. આવા આત્માના સ્વસ વેદનમાં 'ભાવ' અને 'ક્રિયા' બને સમાય છે. વિકલ્પની ક્રિયાની અપેક્ષા વગર જ તેના ભાવનુ ભવન થાય છે એવો ભાવ–સ્વભાવ છે, ને પોતાના અભેદરૂપ છએ કારકોઅનુસાર થતી નિર્મળ ક્રિયારૂપે પણ તે પરિણમે છે એવો તેનો ક્રિયા-સ્વભાવ છે નિર્મળ પરિણતિની ક્રિયાને કરવાનો આત્માનો સ્વભાવ છે, તેના કારકોને તે અનુસરે છે; પણ વિકારના કારકોની ક્રિયાને કરવાનો આત્માનો સ્વભાવ નથી, તેના કારકોને તે અનુસરતો નથી. પરરૂપ ન પરિણમે, વિકારરૂપ ન પરિણમે, ભેદને અવલબીને ન પરિણમે, નિર્વિકારી પર્યાયની ક્રિયારૂપે અભેદને અવલબતો પરિણમે એવી દિવ્યશક્તિ-વાળો અદ્ભુત દેવ આત્મા છે. ભેદરૂપ-વ્યવહારરૂપ-વિકલ્પરૂપ ક્રિયાને તે અનુ-સરતો જ નથી પછી તે તેનુ સાધન કેમ થાય? સ્વભાવના કારકોદ્વારા નિશ્ચય-ધર્મરૂપે પરિણમવાનો આત્માનો સ્વભાવ છે અને વ્યવહારના વિકલ્પોરૂપે ન પરિણમવાનો સ્વભાવ છે. અનેકાન્ત વડે જિનદેવે આવો આત્મા પ્રસિદ્ધ કર્યો છે

અહો, સ્વાનુભૂતિમા આવા આત્માની પ્રસિદ્ધિ થાય છે, તે મહા આનદદાયક છે. સન્તોએ પોતાના અનુભવમાં લઈને આવો આત્મા પ્રસિદ્ધ કર્યો છે, અને વાણીદ્વારા જગતના જીવોને માટે પણ તે પ્રસિદ્ધ કર્યો છે. સમયસારની આ ટીકાનુ નામ आत्मख्याति છે, આત્મખ્યાતિ એટલે આત્માની પ્રસિદ્ધિ, આત્માનો અનુભવ –તેની રીત સન્તોએ બતાવી છે. આ સમય-સારમા તેનુ ઉત્કૃષ્ટ વર્ણન છે. જેમ ચક્રવર્તીના નવનિધાન અખૂટ છે, તે કદી ખૂટતા નથી, તેમ આત્મામાં અપાર અક્ષય ચૈતન્યનિધાન છે, અનુભવદ્વારા તેને ખોલ્યા જ કરો પણ તે કદી ખૂટતા નથી જગતને આવો આત્મવૈભવ સર્વજ્ઞદેવે ખુલ્લો કરીને બતાવ્યો છે. અહો, આ તો વીતરાગી સન્તોના અંતરના અનુભવની વાત છે. આના ભાવો સમજવા માટે અતરમાં ઘણુ ઊડુ મથન માગે છે. અદરમા મથન વગર આવો આત્મા અનુભવમા આવે નહી. આત્માની સમજણ માટે ને અનુભવ માટે અદરમા ઘણો ઉગ્ર પ્રયત્ન હોય છે; જગતથી કેટલી ઉદાસીનતા ને ચૈતન્યની કેટલી પ્રીતિ હોય! ત્યારે આત્મા અનુભવમાં આવે.

કેટલા દિ'માં અનુભવ થાય?

જેવી પોતાની રુચિની ઉગ્રતા. કોઈને અંતર્મુહૂર્તમાં જ અનુભવ થાય છે. પણ એને માટે મુદત ન હોય કે આટલા દિવસમાં અનુભવ થઈ જાય તો જ કરવો છે. રુચિવાળી વસ્તુના પ્રયત્નમાં હદ ન હોય, કાળની મર્યાદા ન હોય. જો કે ખરા મુમુક્ષુને રુચિની ઉગ્રતા તો એવી હોય કે આજે જ અત્યારે જ આત્મામાં ઊતરીને તેને અનુભવમાં લઉં. પછી પ્રયત્ન ઉપડતાં ઉપડતાં જરાક વાર લાગે તો તે થાકીને પ્રયત્ન છોડી દેતો નથી, પણ વધુ ને વધુ ઉગ્ર પ્રયત્ન વડે ઉદ્યમ કરીને અંતે સાક્ષાત્ આત્માનો અનુભવ કરે છે. સાચી રુચિના પ્રયત્ન વડે એવો અનુભવ જરૂર થાય છે. ખરો આત્માર્થી એવા દૃઢ નિશ્ચયવાળો હોય છે કે અંતર્દૃષ્ટિથી આત્માને દેખ્યે છૂટકો, ત્યાં સુધી બહાર નીકળવું નથી, રુચીને બીજે ક્યાંય જવા દેવી નથી. એકધારો આવો પ્રયત્ન કરનારને આત્માના આનંદની પ્રાપ્તિ જરૂર થાય છે. આવા અંતરના ઉગ્ર પ્રયત્ન વગર આત્મા અનુભવમાં આવે નહીં. ભાઈ, વિકલ્પાતીત ભગવાન આત્મા, આનંદનો નાથ, તેને તેં પૂર્વે કદી અનુભવમાં લીધો નથી, તેને અનુભવમાં લેવાનો આ અવસર છે. માટે હે વાલીડા! અત્યારે તું આળસ કરીશ નહીં, પ્રમાદી થઈશ મા.

મારે મારા આત્માનો ધંધો કરવો છે, બહારનો ધંધો કરવો નથી. બહારનો ધંધો આત્મામાં નથી. જેના વેપારથી એટલે કે જેમાં ઉપયોગને જોડવાથી આત્માને આનંદનો લાભ થાય એવો વેપાર મારે કરવો છે. બહારમાં ઉપયોગ ભમાવતાં તો અનંતકાળ વીત્યો પણ આનંદ ન મળ્યો, માટે હે જીવ! હવે તારા ઉપયોગને અંતરમાં જોડ. ભાઈ, તારી ચૈતન્યવસ્તુનો અપાર મહિમા છે. અંતરમાં નજર કરીને તારી ચૈતન્યચીજને દેખ તો ખરો! અરે, પોતે પોતાને ન દેખે —એ કેવી વાત! ચૈતન્યવસ્તુને જે નથી દેખતો તેણે આત્માને ખરેખર માન્યો નથી.

- શરીર વગેરે અજીવની સાથે આત્માને કર્તાકર્મપણું જે માને તેણે અજીવ સાથે આત્માની એકતા માની એટલે કે આત્માને અજીવ માન્યો.

- રાગાદિ વિકાર સાથે આત્માને કર્તાકર્મપણું જે માને તેણે આત્મા અને આસ્રવને એક માન્યા, એટલે આત્માને અશુદ્ધ જ માન્યો.

⊠ આત્મામાં ક્રિયાશક્તિ છે એ ખરૂ, પણ તે શક્તિ એવી નથી કે જડની ક્રિયાને કે રાગની ક્રિયાને કરે. એ ક્રિયાશક્તિ વડે તો આત્મા પોતાના સ્વભાવભૂત કારકોને અનુસરતો થકો નિર્મળ ભાવરૂપે પરિણમે છે તે નિર્મળભાવ સાથે આત્માને એકતા છે એટલે તેમાં જ કર્તાકર્મપણુ છે.

એવી જ રીતે કર્તા-કર્મની જેમ સાધનમાં પણ સમજવું. જડની ક્રિયાને જેણે પોતાની પર્યાયનું સાધન માન્યુ તેણે આત્માને જડથી ભિન્ન ન જાણ્યો; શુભરાગની ક્રિયાને જેણે પોતાની જ્ઞાનપર્યાયનુ સાધન માન્યુ તેણે આત્માને રાગથી ભિન્ન ન જાણ્યો.

જડને અને વિકારી રાગને પોતાના ધર્મનુ સાધન માનતાં કેટલી ગંભીર મોટી ભૂલ થાય છે તેની અજ્ઞાનીને ખબર નથી ભાઈ, જડને અને વિભાવને આત્માનુ સાધન માનતા તારી મિથ્યામાન્યતામાં આખો આત્મા જ જડરૂપ ને વિભાવરૂપ મનાઈ જાય છે, ને અનંત ગુણના નિર્મળસ્વભાવનો નકાર થઈ જાય છે, –એ કેવી મોટી ભૂલ છે! જો ચેતનસ્વભાવને જડથી ને વિભાવથી ભિન્ન જાણે તો તે જડને કે વિભાવને પોતાનુ સાધન માને નહિ, કેમકે ભિન્ન સાધન હોતુ નથી પોતાનુ સાધન પોતાથી અભિન્ન હોય છે.

અહો, આ તો પોતાના આત્મા માટે અંદરમાં શાંતિથી સમજવાની વસ્તુ છે, ને એ સમજણનુ ફળ સાદિ-અનંત આનંદ છે. એ મહા આનંદની શી વાત! એ આનંદ આત્મામાંથી પ્રગટ્યો તે પ્રગટ્યો, હવે સદાકાળ આત્મા તે આનંદમાં મગ્ન રહેશે. દુઃખનો અભાવ થયો તે એવો અભાવ થયો કે ફરી કદી દુઃખ નહિ થાય. જેની સમજણનુ આવુ મહાન ફળ તે આત્મ-સ્વભાવના મહિમાની શી વાત! આવા આત્માને અનુભવમાં લેતા સમ્યક્ત્વાદિ અમૃત પ્રગટે છે ને અનાદિનુ મિથ્યાત્વાદિનુ ઝેર ઊતરી જાય છે.

સુખી થવુ હોય તેને માટે આ એક જ રસ્તો છે, બાકી તો બધા દુઃખી થવાના રસ્તા છે. ભગવાન જે રસ્તે મોક્ષ પામ્યા તે આ રસ્તો છે. સન્તોએ પોતાના અંતરમાં જોયેલો આ માર્ગ જગતને ઉપદેશ્યો છે કે હે જીવો! નિઃશંકપણે આ માર્ગે ચાલ્યા આવો ભગવાનના ઘરની આ વાત છે, ભગવાનના ઘરનો આ વૈભવ છે, ને આત્માને ભગવાન બનાવવાની આ રીત છે

વાહ રે વાહ! વીતરાગી સન્તોએ અંદરમાં પોતાનાં કામ તો કર્યાં ને વાણીમાં પણ અલૌકિક કથન આવી ગયું. -જગતના એટલા મહા ભાગ્ય છે.

પોતાના જ છ કારકોથી અનંત ગુણના વીતરાગભાવરૂપે પરિણમવાનો આત્માનો સ્વભાવ છે. એ સ્વભાવનું ભાન થતાં જ બીજા બધા કારકોને (-વ્યવહાર સાધનોને) અનુસરવાની બુદ્ધિ છૂટી જાય છે. એ કોઈ બાહ્યસાધન હોય તો તેને અનુસરીને મારી નિર્મળદશા થાય એવી બુદ્ધિ ધર્મીને રહેતી નથી. પોતાના અભેદકારકોને અનુસરતા નિર્મળભાવરૂપ ક્રિયા તેને થયા કરે છે.

ક્રિયાશક્તિનું વર્ણન પૂરું થયું. (૪૦)



અનંત ચૈતન્યવૈભવવાળા આત્માને જેણે જાણ્યો તેણે ચૌદ બ્રહ્માંડના સારને જાણી લીધો. અહા, આત્માને જાણવામાં અંતર્મુખ ઉપયોગનો અનંત પુરુષાર્થ છે; તેમાં તો મોક્ષમાર્ગ આવી જાય છે. સ્વમાં જે સન્મુખ થયો તેણે પરથી સાચી ભિન્નતા જાણી, એટલે ખરૂં ભેદજ્ઞાન થયું. આવી દશા હોય તે જીવ ધર્મી છે,—ભલે તે ગૃહસ્થપણામાં હોય.



[ ૪૧ ]

# કર્મ શકિત

[ प्राप्यमाणसिद्धरूपभावमयी कर्मशक्तिः । ]



અહીં આચાર્યદેવે આત્માનો વૈભવ બતાવીને ચૈતન્યદરબાર ખુલ્લા મુકયા છે આવું વસ્તુ-સ્વરૂપ સમજતા આનંદની ઉત્પત્તિ થાય છે આ તત્ત્વ ઘણુ ગંભીર છે, અંદર બહુમાન કરીને સમજે ત્યારે તેની ગંભીરતા સમજાય તેવી છે જ્ઞાનીઓના પેટ ( એટલે કે અનુભવ) બહુ ઊંડા છે, ઉપરટપકે તે હાથ આવી જાય તેવા નથી





જ્ઞાનસ્વરૂપ આત્માની ઘણી ઘણી શક્તિનું વર્ણન કરતાં હવે છેલ્લી શક્તિઓમાં છ કારકરૂપ થવાનો સ્વભાવ બતાવે છે, અને પછી પોતાના સ્વભાવનું જ સ્વામીપણું બતાવીને આચાર્યદેવ આ વર્ણન પૂરું કરશે. તેમાં પહેલાં કર્મશક્તિની વાત છે. આત્મામાં એવી શક્તિ છે કે પોતાનું જે કાર્ય થયું તે-મય પોતે વર્તે છે, કર્મ એટલે કે જ્ઞાનભાવમય જે કાર્ય થયું તે કર્મ આત્માથી જુદું નથી, આત્મા તે ભાવમય છે. તે ભાવ 'સિદ્ધરૂપ' છે-એટલે કે તે સમયે કર્મપણે પ્રાપ્ત થયેલો ચોક્કસ ભાવ છે. તે કર્મપણે થાય એવી શક્તિ આત્મામાં પોતામાં છે. બીજો કોઈ કર્તા થઈને આ આત્માને 'કર્મ' બનાવે એમ નથી. પર્યાયમાં કર્મપણે (કાર્યપણે) જે ભાવ પ્રાપ્ત થયો છે તે-રૂપે આત્મા પોતે પરિણમ્યો છે. અનંતગુણોમાં સ્વાભાવિક કાર્ય પ્રગટે તે કાર્યરૂપે આત્મા પરિણમે એવી આત્માની કર્મશક્તિ છે. જે નિર્મળ ભાવ થયો છે તેને 'સિદ્ધરૂપ ભાવ' કહેવાય, તે ભાવ તે સમયે કર્મપણે પ્રાપ્ત થયેલો છે એટલે કે આત્મા પોતે કર્મપણે પરિણમતો થકો તે-રૂપ થયો છે.

કર્મ એટલે કાર્ય; નિર્મળપર્યાય તે આત્માનું કર્મ છે, ભગવાન આત્મામાં છ કારક પોતાના છે, એટલે આત્માની પર્યાય પોતાથી જ સિદ્ધ છે; તે સ્વપર્યાયરૂપ કાર્યનો કર્તા આત્મા છે. જુઓ, આ સાચો કાર્યકર્તા! લોકોમાં તો 'કાર્યકર્તા'ના નામે માત્ર બહારનાં કાર્યોનું અભિમાન કરે છે, પણ કાંઈ તે કાર્યને આત્મા કરી શકતો નથી. અંતર્મુખ થઈને સમ્યગ્દર્શનાદિ સ્વકાર્યને જે કરે તે જ સાચો કાર્યકર્તા છે. અને તે જ સાચો 'સુધારક' છે, કેમકે અનાદિથી નહિ પ્રગટેલી એવી શુદ્ધ પર્યાય પ્રગટ કરીને પોતાના આત્મામાં તેણે અપૂર્વ સુધારો કર્યો. પોતાની પર્યાયને સુધારે તે જ સાચો સુધારક.

અહીં 'સિદ્ધરૂપ થયેલા ભાવમય કર્મશક્તિ' એમ કહીને સિદ્ધ થયેલી નિર્મળપર્યાયને દ્રવ્ય સાથે અભેદ કરી દીધી. જ્યાં આત્મા શુદ્ધસ્વભાવે લક્ષગત થયો ત્યાં નિર્મળ-નિર્મળ પર્યાયો થવા લાગી; તેમાં નિર્દોષ શ્રદ્ધા, નિર્દોષ આનંદ વગેરે ભાવો પ્રગટયા. આવા શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય ત્રણે મળીને આત્મા છે. ક્રમેક્રમે થતી નિર્મળ પર્યાયો, અને અક્રમે એક સાથે વર્તતા અનંત ગુણો, આવા અનંત નિર્મળ ગુણ-પર્યાયનો પિંડ આત્મા છે. આવા આત્મામાંથી એક પણ નિર્મળ ગુણને કે પર્યાયને કમ માને (ઓછું માને) તો

તેણે પૂરા આત્માને માન્યો નથી એટલે કે આત્મા સાચા સ્વરૂપે તેને પ્રસિદ્ધ થયો નથી. પર્યાયઅંશ પણ આખા આત્માને પ્રસિદ્ધ કરે છે. આત્મામાંથી તેની એક પણ નિર્મળ પર્યાયને કાઢી નાખો તો આખું દ્રવ્ય ખંડખંડ થઈ જશે, અભેદ આત્મા પ્રતીતમાં નહીં આવે. એક પર્યાયમાં પૂરા દ્રવ્યને સિદ્ધ કરવાની તાકાત છે.

અહીં જે કર્તા-કર્મ-સાધન વગેરે વર્ણવે છે તેમાં શુદ્ધ ભાવો જ લેવા. શુદ્ધભાવપણે પ્રણમેલો આત્મા તે જ કર્તા, શુદ્ધભાવરૂપે પ્રણમેલો આત્મા તે જ કર્મ, શુદ્ધભાવરૂપ પ્રણમેલો આત્મા તે જ ઉત્કૃષ્ટ સાધન,-આ રીતે આત્મામાં અભેદપણે તે બધું સમાય છે. જ્ઞાનની એક અંતર્મુખ પર્યાય પૂરા દ્રવ્ય-ગુણ-પર્યાયને પ્રસિદ્ધ કરે છે. જ્ઞાનસ્વભાવની પ્રતીતમાં અનંત કેવળજ્ઞાનીની ને અનંતા સિદ્ધભગવંતોની પ્રતીત આવી જાય છે, કેમકે તે બધાય પણ જ્ઞાન-ભાવરૂપ જ છે. અરે, જેની એક પર્યાયની આટલી તાકાત, એવા નિજસ્વભાવની મહત્તા ન આવે ને પરની મહત્તા આવે-એ તો મોહ છે, અજ્ઞાન છે. ભાઈ, તારી ચૈતન્યવસ્તુ અપાર મહિમાવાળી છે, તેની મહત્તા જાણીને તેમાં રત થા.

શક્તિવાન એવો આત્મા, તેની અનંત શક્તિઓની આ વાત ચાલે છે. જેને જાણવાથી ને અનુભવમાં લેવાથી સમ્યગ્દર્શનાદિ થાય-એવા આત્મસ્વ-રૂપની આ વાત છે. આત્મા શરીરથી જુદો, વાણીથી જુદો, મનથી જુદો, જડકર્મથી જુદો, ને રાગથીયે ભિન્ન જ્ઞાનલક્ષણથી લક્ષિત, તે અંતર્મુખ ઉપયોગ વડે લક્ષમાં આવે છે. એ રીતે આત્માને લક્ષમાં લઈને અનુભવ કરતાં જે નિર્મળપર્યાયરૂપ ભાવ સિદ્ધ થયો, પ્રાપ્ત થયો, તે ભાવરૂપે આત્મા પોતે પરિણમ્યો હોવાથી આત્મા જ કર્મ છે. સમ્યગ્દષ્ટિ જીવનું આવું કર્મ છે સમ્યગ્દષ્ટિ કેવું કાર્ય કરતા હશે?-તો કહે છે કે નિર્મળભાવરૂપે પરિણમવાનું કાર્ય સમ્યગ્દષ્ટિ કરે છે. આવા કાર્યરૂપે થવાની શક્તિ આત્મામાં છે; તેને અહીં 'કર્મશક્તિ' કહી છે

પરના કર્મપણે આત્મા થતો નથી; રાગના કર્મપણે પણ આત્મા થતો નથી પર કર્તા ને મારી પર્યાય કર્મ, રાગ કર્તા ને મારી પર્યાય કર્મ-એમ માનનાર મિથ્યાદષ્ટિ છે. ભાઈ, કર્મરૂપે (કાર્યરૂપે, નિર્મળ ભાવરૂપે) થવાની શક્તિ આત્મામાં છે, એટલે નિર્મળભાવને પ્રાપ્ત કરીને (પ્રગટ કરીને) તે કર્મરૂપે પોતે જ પરિણમ્યો છે, કોઈ બીજાને લીધે નહિ.

નિર્મળ અવસ્થા થઈ તે એક કર્મ છે; તે અવસ્થા સાથે આત્મા તન્મય હોવાથી આત્મા જ કર્મ છે. પોતે જ કર્તા, ને પોતે જ પોતાનું કર્મ. પોતે પોતાને કરે?–કે હા, આત્મામાં એવી શક્તિ છે કે પોતે કર્તા થઈને નિર્મળકાર્યરૂપે પોતે પોતાને કરે છે, ને તેનું સાધન પણ પોતે જ થાય છે. આત્માના અચિંત્યસ્વભાવોના સામર્થ્યની જગતને ખબર નથી. અહીં આત્મામાં જ કર્તાપણું કર્મપણું વગેરે બતાવીને આચાર્યદેવે તેનું સામર્થ્ય પ્રસિદ્ધ કર્યું છે. તે સામર્થ્યમાં વિકાર ન આવે. વિકાર થયો તેને આત્મા પ્રાપ્ત કરતો નથી, તે વિકારભાવરૂપ કર્મપણે આત્મા થતો નથી. આત્મા પોતાના નિર્મળભાવરૂપ કર્મપણે જ થાય છે.

અરે ભગવાન! તારી નિર્મળપર્યાયરૂપ સ્વકાર્યને બદલે તારી દૃષ્ટિ પરના કાર્યમાં ક્યાં ગઈ? આત્મા અજ્ઞાનભાવે પણ પરનો કર્તા નથી, ને વિકારનો કર્તા છે. અને શુદ્ધદૃષ્ટિથી અનુભવતાં તો વિકારી કર્મરૂપ થવાનો પણ આત્માનો સ્વભાવ નથી. જડ કર્મથી ભિન્નતા બતાવવા રાગાદિને આત્માનું કાર્ય કહ્યું, પણ શુદ્ધ સ્વભાવથી જોતાં તે રાગાદિ કર્મરૂપે આત્મા થતો નથી, શુભાશુભરૂપે પોતે પરિણમતો નથી; શુદ્ધપર્યાયરૂપ કર્મરૂપે થાય એવો જ એનો સ્વભાવ છે. જ્યારે આવા શુદ્ધકાર્યરૂપે પોતે પરિણમ્યો ત્યારે જ ભગવાન આત્મા અનુભવમાં પ્રસિદ્ધ થયો, ને તે જ સાચો આત્મા છે.—આનું નામ આત્મ-પ્રસિદ્ધિ, ને એને આત્માનો વૈભવ પ્રાપ્ત થયો. પહેલાં હતો તો ખરો, પણ હવે અનુભવમાં આવ્યો.

ચૈતન્યપરમાત્મા પરમાનંદથી પૂરો, અનંતી આત્મસંપદાનો ધારક, તેનો જેને આદર નથી, લક્ષ નથી, ધ્યાન નથી તે વિકારીકાર્યને પોતાના કર્મ-રૂપે માને છે; પણ તેના તે વિકારી અંશમાં પણ પરનું કરવાની તાકાત નથી. રાગપરિણમન જેટલો જ પોતાને માનનારને સ્વભાવ–શક્તિની ખબર નથી, સ્વવૈભવની તેને ખબર નથી. તેણે પર્યાયના વિકારીઅંશને જ આત્મા માની લીધો. અહીં સમજાવે છે કે ભાઈ, એટલો તું નથી. વિકાર વગરના નિર્મળ પરિણામરૂપે થવાની તારી તાકાત છે. તારી કર્મશક્તિમાં જડનું કર્મ નથી, વિકારી કર્મ નથી, નિર્મળભાવરૂપી કર્મ તે-રૂપે આત્મા પોતે થાય છે, તેથી તેને 'સ્વયંભૂ' કહ્યો છે. આવા નિર્મળ-કર્મરૂપે થવાની શક્તિ પારિણામિકભાવે ત્રિકાળ છે, તેને ધરનાર આત્મા, તે આત્મસ્વભાવના લક્ષે પ્રાપ્ત થયેલા સમ્ય-ગ્દર્શનાદિ પર્યાયો તે સિદ્ધરૂપ ભાવ છે, કર્મશક્તિને લીધે આત્મા તે સિદ્ધરૂપ-

વિદ્યમાનરૂપ ભાવમય છે. લોકો કહે છે કે કર્મની શક્તિ છે, અહીં કહે છે કે ભાઈ, તારા આત્મામા જ્ઞાનમય એવી કર્મશક્તિ છે કે જેથી તે નિર્મળકાર્યરૂપ થાય છે, તારી કર્મશક્તિમા જડકર્મની શક્તિનો તો સર્વથા અભાવ છે પોતાની કર્મશક્તિના બળે આત્મા સમ્યગ્દર્શનાદિ ભાવોને સિદ્ધ કરે છે, એટલે કે તેરૂપ થઈને પોતે પરિણમે છે. સિદ્ધરૂપ ભાવ એટલે કે વિદ્યમાન નિર્મળભાવ, તેરૂપ થયેલો આત્મા પોતે પોતાનુ કર્મ છે. શુદ્ધકાર્યને જ અહીં આત્માનુ કર્મ કહ્યુ છે, અશુદ્ધતા તે આત્માનુ કર્મ નથી

ભાઈ, તુ જ તારા સ્વકર્મરૂપે થઈને તારા કાર્યને સુધારનાર છો તારી સ્વશક્તિ એવી છે કે તેના આશ્રયે કાર્ય સુધરે જ, કાર્ય એટલે પર્યાય, તે સ્વાશ્રયે નિર્મળ થાય જ. કાર્ય બગડવાની વાત સ્વાશ્રયમા છે જ નહિ, કેમકે વિકારીકાર્ય આત્માના સ્વભાવમા છે જ નહિ પરના કાર્યને તો બગાડવા-સુધારવાની વાત જ આત્મામા નથી સ્વભાવનો આશ્રય કર્યો ત્યાં આત્મા પોતે પોતાની શક્તિથી નિર્મળકાર્યરૂપે પરિણમ્યા જ કરે છે. આત્માના અનુભવની શાતિરૂપ નિર્મળકાર્ય જેને નથી તે બહારના વિકલ્પને જ કાર્ય માનીને, તેમા જ શાતિ માનીને પડયો છે. પણ ભાઈ, વિકલ્પમા તારી શાતિ નથી, તારી શાંતિ તારા સ્વભાવના વેદનમાં જ છે, બીજે કયાય નથી.

ધર્મીને પોતાના સ્વાનુભવથી સમ્યગ્દર્શનાદિ કાર્ય સિદ્ધ થયુ છે, તે જાણે છે કે અમારુ આ કાર્ય અમારી કર્મત્વશક્તિના બળથી જ થયુ છે. શુદ્ધ ગુણમાં શુદ્ધપર્યાયરૂપ થવાની તાકાત છે. આત્મપર્યાય સુધરવાનુ કામ પોતાની કર્મશક્તિથી થાય છે આત્મા પોતે અનત નિર્મળશક્તિથી ભરેલો પૂર્ણ કલશ છે, જેમ સોનાનો કળશ અમૃત રસથી ભરેલો હોય, તેમ આ ચૈતન્યકળશ (-કલશાકાર આત્મા) અનતગુણના આનદરસથી પૂર્ણ ભરેલો છે. આવી પૂર્ણતાના લક્ષે પરિણમન કરતો આત્મા પરમાત્મા બને છે.

*　　　*　　　*

આત્મામા કાર્યરૂપ થવાનો સ્વભાવ એટલે કે 'કર્મશક્તિ' છે, તે શું કરે? કે પોતાના સમ્યગ્દર્શનાદિ નિર્મળકાર્યરૂપ પોતે થાય, આનદશક્તિના કાર્યદ્વારા પોતે આનદરૂપ થાય, જ્ઞાનશક્તિના કાર્યદ્વારા પોતે કેવળજ્ઞાનરૂપ થાય આમ સર્વગુણો નિર્મળકાર્ય સહિત વર્તે—એવી શક્તિ આત્મામા છે. આત્માનુ કાર્ય થવા માટે કોઈ બીજાની જરૂર ખરી? -તો કહે છે કે ના,

કાર્યરૂપે પોતે પરિણમે એવો આત્માનો સ્વભાવ જ છે, તે સ્વભાવ કોઈ બીજાને લીધે નથી. નિર્મળકાર્યરૂપે થવા માટે આત્માને બીજા કોઈનું અવલંબન નથી, બીજા કોઈ બહારના કારક નથી; પોતે સ્વયં પોતાથી જ છ કારકરૂપ થઈને નિર્મળભાવરૂપ થાય છે. જ્ઞાનગુણવડે આત્મા પોતે સ્વયંભૂપણે સ્વ-પર પ્રકાશકપણે પરિણમે છે; શ્રદ્ધાગુણવડે આત્મા પોતે સ્વયંભૂપણે નિજસ્વરૂપની શ્રદ્ધારૂપે પરિણમે છે; ચારિત્રગુણવડે આત્મા પોતે પોતામાં સ્થિર થવારૂપ પરિણમે છે; આનંદગુણવડે આત્મા પોતે પોતાના નિરાકુળ અતીન્દ્રિય આનંદરૂપે પરિણમે છે. આમ અનંતગુણોના સ્વકાર્યરૂપ કર્મપણે આત્મા પોતાની શક્તિથી જ પરિણમે છે.

પણ, મિથ્યાશ્રદ્ધા, અજ્ઞાન, રાગદ્વેષ વગેરે વિકારી કાર્યપણે અજ્ઞાની પરિણમે છે તેનું શું ?–તો કહે છે કે એવા વિકારી કર્મરૂપ થાય એવી કોઈ શક્તિ આત્મસ્વભાવમાં નથી, એ તો અદ્ધરથી એટલે કે સ્વભાવની બહાર તે કાળની પરાશ્રિતપર્યાયથી વિકાર થયો છે. પણ જો શક્તિસન્મુખ થાય તો વિકાર વગરનું કાર્ય પ્રગટે. જ્ઞાનીને ભેદજ્ઞાન પછી જે અલ્પ રાગાદિ દેખાય છે તે ખરેખર તેનાથી ભિન્નપણે વર્તે છે, એકપણે નહિ; એટલે ખરેખર તો તે રાગાદિભાવો જ્ઞાનીનું કર્મ નથી, જ્ઞાનીનું કર્મ તો શુદ્ધપર્યાયરૂપ જ છે, તે કાર્યમય તે વર્તે છે; એ જ જ્ઞાનીનો પ્રાપ્ત કરાયેલો સિદ્ધરૂપ ભાવ છે.

અહા, જુઓ તો ખરા! આ તો ચૈતન્યસમુદ્ર ઉલ્લસી રહ્યો છે; અનંત શક્તિરૂપી રત્નોથી ભરેલા આનંદના દરિયાને અમૃતચંદ્રાચાર્યદેવે ઉલ્લસાવ્યો છે. જેમ ચંદ્ર ઊગે ત્યાં દરિયો ભરતીથી ઊછળે, તેમ ચૈતન્યચંદ્ર એવા અમૃતચંદ્રદેવે આ આત્મખ્યાતિટીકાવડે ચૈતન્યના દરિયાને અનંત નિર્મળ શક્તિથી ઉછાળ્યો છે–વૃદ્ધિગત કર્યો છે–પ્રગટ પરિણમાવ્યો છે. અહા, આવો આનંદનો સમુદ્ર...તેમાં હે જીવો! તમે મગ્ન થાઓ. જેમ સહેજે સમુદ્ર-રત્નાકર ઉલ્લસે ને ભરતી વડે અંદરના રત્નો ઊછળીને કિનારે આવી જાય–તે કોણ ન લ્યે! તેમ વીતરાગી સન્તોએ આ પંચમકાળમાં ચૈતન્યરત્નાકરને સ્વાનુભવદ્વારા ઉલ્લસાવીને ૪૭ શક્તિરૂપી રત્નો બહાર કાઢીને બતાવ્યા છે...તે કોણ ન લ્યે? આવી શક્તિદ્વારા આત્માનું સ્વરૂપ સમજાવ્યું તો તે કોણ ન અનુભવે! અહો! સંતોએ મહા ઉપકાર કર્યો છે. જગતના ચૈતન્યનિધાન જગતને દેખાડ્યા છે.

ભગવાનની પરિણતિમા અને સાધક સન્તોની પરિણતિમા ચૈતન્યનો અદ્ભુતવૈભવ પ્રગટયો છે, અનંતશક્તિની નિર્મળતારૂપ અનંત ગુણરત્નો તેમને ખીલ્યા છે. અને તેઓની વાણીમા પણ ચૈતન્યના વૈભવનુ અદ્ભુત વર્ણન આવ્યું છે. અહો, અદ્ભુત નિધિવાળો ચૈતન્ય-રત્નાકર ઉલ્લસી રહ્યો છે, તેમા ડુબકી મારીને એટલે કે સ્વાનુભૂતિ કરીને સમ્યગ્દૃષ્ટિ તે ઉત્કૃષ્ટ રત્નોને પ્રાપ્ત કરે છે. આ રીતે નિર્મળપર્યાયમા ઉલ્લસી રહેલા ચૈતન્યરત્નાકરની પ્રતીત વડે પરમાત્મા થવાય છે. છેલ્લે કળશ ૨૭૩ મા 'અહો, આ આત્માનો સહજ અદ્ભુત વૈભવ!' -એમ કહીને આચાર્યદેવે આત્માનો પરમમહિમા કર્યો છે, અદ્ભુતથી પણ અદ્ભુત એવો આત્માનો સ્વભાવમહિમા વિજયવંત વર્તે છે, એને અનુભવનારા ધર્માત્માઓ વિજયવંત વર્તે છે.

અનંતગુણ સહિત આત્મવસ્તુ છે, તેની સ્વતંત્ર સત્તા અનાદિઅનંત સ્વયંસિદ્ધ છે, અને તેમા નિર્મળપર્યાયરૂપ કર્મ પણ આત્મા પોતાની શક્તિથી જ કરે છે. પોતાની પર્યાયરૂપ જે કર્મ છે તે-મય આત્મા પોતે જ થાય છે, એવી તેની કર્મત્વશક્તિ છે.

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રના ભાવરૂપ નિર્મળકર્મ કયાથી પ્રાપ્ત થશે?

—દેહમાંથી તે પ્રાપ્ત નહિ થાય, રાગમાથી તે પ્રાપ્ત નહિ થાય, આત્માના સ્વભાવમા જ જ્ઞાન સાથે એવી કર્મત્વશક્તિ છે કે તે શક્તિના બળે આત્મા પોતે તે કર્મરૂપે (સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપે) પરિણમે છે આત્માનું કર્મ કોઈ બીજુ નથી, બીજાને લીધે નથી આત્મા નિર્મળભાવરૂપે પરિણમતો થકો પોતે જ પોતાનુ કર્મ છે.

આત્માના સ્વભાવના છ કારકની આ અલૌકિક વાત છે સ્વાધીન-કારકોને ઓળખતા પરાશ્રિતબુદ્ધિ છૂટીને પરિણતિ પોતાના સ્વભાવ તરફ વળે છે, તેમાં આત્મા પોતે નિર્મળ કર્મપણે પ્રસિદ્ધ થાય છે. વ્યવહાર-રત્નત્રયના જે વિકલ્પ છે તેમા આત્મા પ્રસિદ્ધ થતો નથી, તેનામાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ નિર્મળકાર્ય આપવાની તાકાત નથી એ તો રાગ છે, રાગમાં રત્નત્રયધર્મ આપવાની તાકાત કેમ હોય? ચૈતન્યશક્તિમા જ એવી સ્વાધીન તાકાત છે કે પોતે જ સમ્યગ્દર્શનાદિ ધર્મરૂપે પરિણમીને પોતાનુ કર્મ થાય છે. કર્તા પોતે, કર્મ પોતે, ને સાધન પણ પોતે જ.

ચૈતન્યબાદશાહી આપીને તેને બદલે ગુલામી વેચાતી લ્યે છે. અરે, પોતાના સ્વતંત્ર સ્વભાવની આવી વાત પ્રેમથી સાંભળે નહિ, જાણે નહિ, તે વસ્તુને ક્યારે સાધે? પોતાની સ્વાધીનતા ન ગોઠે ને પરાધીનતાની વાત ગોઠે-એ જીવ સ્વાશ્રયી પરિણતિ ક્યાંથી કરશે? મારી દશાના બધા કારકો મારામાં જ છે, બહારમાં કાંઈ મારે શોધવાનું નથી-એમ જો પોતાની સંપૂર્ણતા જાણે તો સ્વસન્મુખ થઈને સ્વાશ્રયી નિર્મળદશા પ્રગટ થાય પરના આશ્રય વડે કે શુભરાગવડે શુદ્ધની પ્રાપ્તિ માને તો તે અનર્થ છે, મિથ્યાત્વ છે મિથ્યાત્વ તે જ મોટો અનર્થ છે કેમકે સમ્યક્ત્વ સમાન ત્રણલોકમાં જીવનું હિતકર નથી ને મિથ્યાત્વસમાન અહિતકર બીજું કોઈ નથી.

અહીં તો આચાર્યદેવે આત્માનો વૈભવ બતાવીને ચૈતન્યના દરબાર ખુલ્લા મૂક્યા છે ચૈતન્યદરબાર આનંદથી ભરપૂર છે—જેમાં અનંતશક્તિસહિત ચૈતન્યભગવાન શોભી રહ્યા છે. કાલે ભક્તિમાં બેનોએ ગાયું હતું કે 'દરબાર તમારા મનહર હૈ . . ' ભગવાનના સમવસરણની શોભા તો અદ્ભુત હોય છે, ને અહીં આ ચૈતન્યભગવાનનો મનોહર દરબાર છે. એ દરબારમાં દાખલ થતાં અતીન્દ્રિયઆનંદ થયા વિના રહે નહીં.

જ્યાં બારમા ગુણસ્થાનની વીતરાગતા થઈ ત્યાં અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન હોગા હી હોગા એ સાચું, પણ તે ક્યાંથી હોગા? પૂર્વપર્યાયમાંથી નહીં હોગા પણ પૂર્ણ શક્તિવાળો ભગવાન આત્મા છે તે પોતે પોતાની કર્મશક્તિના બળે કેવળજ્ઞાનરૂપ પરિણમશે કેવળજ્ઞાનરૂપ જે કર્મ તે-રૂપે થવાની આત્માની શક્તિ છે, તેથી કેવળજ્ઞાન થશે પર્યાયઅપેક્ષાએ કહીએ તો કેવળજ્ઞાન તે કર્મ (કાર્ય) છે, અભેદઅપેક્ષાએ કેવળજ્ઞાનરૂપે પરિણમેલો આત્મા પોતે પોતાનું કર્મ છે; અને અનુભૂતિ વખતે તો એવા કર્તા-કર્મ વગેરેના ભેદો પણ રહેતા નથી. અનંતશક્તિનું કાર્ય અભેદઅનુભૂતિમાં સમાઈ જાય છે. એટલે પોતાના સ્વભાવસન્મુખ થઈને અનુભૂતિ કરવાનું જ રહ્યું, આવી અનુભૂતિ કરવી એ જ અર્હન્તોનું ફરમાન છે, એ જ મોક્ષનો માર્ગ છે પરમાંથી નિર્મળતા આવતી નથી માટે પર સામે જોવાનું રહેતું નથી પૂર્વની વીતરાગપર્યાયને કારણે પણ આ કેવળજ્ઞાનપર્યાય થઈ—એમ નથી.

સિદ્ધરૂપ ભાવ એટલે કે તે સમયે પ્રાપ્ત થયેલી નિર્મળપર્યાય, તે આત્માનું કર્મ છે, અથવા આત્મા તેન્મય હોવાથી આત્મા જ કર્મ છે આત્મા

પોતે પોતાની શક્તિથી તે કર્મરૂપ થયો છે. ભાઈ, તારી પર્યાયની સિદ્ધિ માટે તું તારા સ્વભાવ સામે જો. પરની સામે ન જો, વિકારની સામે ન જો. પૂર્વ પર્યાયની સામે ન જો, પર્યાયના ભેદને કે ગુણભેદને જોવામાં પણ ન રોકા; અખંડસ્વભાવી તારી ચૈતન્યવસ્તુને જો. અંતરવસ્તુનું અવલંબન કર. પરની સામે કે વિકારની સામે જોઈને જે લાભ માને છે તેને પોતાના દ્રવ્યસ્વભાવ-રૂપ ભગવાનનું મહાત્મ્ય ન આવ્યું. સ્વદ્રવ્યના આશ્રયે નિર્મળ પર્યાયને દ્રવે છે એવું આત્મદ્રવ્ય છે. દ્રવ્યના અનંતગુણો પોતપોતાની નિર્મળપર્યાયને દ્રવવાની તાકાતવાળા છે, એટલે તે પર્યાયરૂપ કર્મપણે આત્મા પોતે જ પરિણમે છે. આવી કર્મત્વશક્તિ (કર્મરૂપે થવાની શક્તિ) આત્મામાં છે. 'જ્ઞાન'ના અનુભવમાં તે ભેગી આવી જાય છે.

કર્મરૂપે એટલે કે કાંઈ જડકર્મરૂપે આત્મા થતો નથી, પણ પોતાના નિર્મળભાવરૂપ કર્મની વાત છે, તે કર્મરૂપે આત્મા સ્વયં પરિણમે છે. શુદ્ધ છ કારકો પોતાના પોતામાં છે. શાસ્ત્રના શબ્દોથી પાર, વિકલ્પોથી પાર, પૂર્વની પર્યાયથી પાર, પોતાની વર્તમાન સ્વાનુભૂતિમાં જ છએ કારકો સમાઈ જાય છે. આ ભગવાન તીર્થંકરદેવની વાત છે; તીર્થંકરભગવાને સાધેલું ને કહેલું વસ્તુસ્વરૂપ આવું છે.—આવું વસ્તુસ્વરૂપ જાણતાં આનંદની ઉત્પત્તિ થાય છે. આ તત્ત્વ ઘણું ગંભીર છે; અંદર બહુમાન કરીને સમજે ત્યારે તેની ગંભીરતા સમજાય તેવી છે. જ્ઞાનીઓનાં પેટ (એટલે કે અનુભવ) બહુ ઊંડાં છે, ઉપરટપકે તે હાથ આવી જાય તેવા નથી.

હે જીવ! અનંત શક્તિસમ્પન્ન તારો આત્મા જ તારું શરણ છે. પૂર્વની પર્યાય પણ જ્યાં શરણરૂપ નથી ત્યાં વિકારનું કે જડનું શરણ કેવું? અરિહંત-દેવ વગેરેનું શરણ વ્યવહારથી છે, પરમાર્થે અરિહંતદેવે બતાવેલો, રાગ વગરનો અરિહંત જેવો આત્માનો સર્વજ્ઞસ્વભાવ તે જ પોતાનું શરણ છે. રાગાદિ ભાવો તારું શરણ નથી ને તારું કારણ પણ નથી.

પ્રશ્નઃ—શુભરાગ તે શુદ્ધતાનું કારણ તો છે, કેમકે વચ્ચે શુભ આવ્યા વગર અશુભમાંથી સીધી શુદ્ધતા કોઈને થતી નથી.

ઉત્તરઃ—અશુભમાંથી સીધો શુદ્ધોપયોગ નથી થતો, વચ્ચે શુભ આવે છે—એ વાત સાચી, પણ તેથી કરીને કાંઈ શુદ્ધતાનું કારણ તે શુભરાગ સાબિત

થતો નથી, જો શુભરાગ શુદ્ધતાનુ કારણ હોય તો તો બધાય જીવોને શુભ-રાગ પછી શુદ્ધતા થવી જોઈએ.–પણ શુ તેમ થાય છે?–ના. અને જેને શુદ્ધતા થાય છે તેને તે નિજશક્તિના સાધન વડે જ થાય છે, રાગસાધન વડે નહી. માટે નિયમ છે કે શુભરાગ તે વીતરાગીશુદ્ધતાનુ સાધન નથી અરે ભાઈ! એટલો તો વિચાર કર કે કાર્યથી વિરુદ્ધ એનુ સાધન કેમ હોય? વીતરાગતા કાર્ય, અને તેનુ સાધન રાગ–એમ તો કઈ રીતે બને? અરે, શુભરાગવડે તો શુદ્ધતા ન થાય, પણ પહેલા સમયની શુદ્ધતાવડે પણ બીજા સમયની શુદ્ધતા થઈ નથી. બારમા ગુણસ્થાનને કારણે તેરમુ ગુણસ્થાન (કેવળજ્ઞાન) થયુ નથી, પણ કેવળજ્ઞાનની ઉત્પત્તિના કાળે આત્મા પોતે સ્વયભૂ તેના છ કારકરૂપ થઈને કેવળજ્ઞાનરૂપે ઊપજ્યો છે, પોતે જ તે સમયે તેવા કર્મરૂપે પરિણમ્યો છે

ભાઈ, લક્ષ બાધ તારા સ્વભાવમા, તો તેના લક્ષે લાખેણી પર્યાય પ્રગટી જશે. બાકી બધુ તો વિકલ્પનુ ને આકુળતાનુ કારણ છે. સ્વભાવમા લક્ષને જોડ, તો પછી તારે કેવળજ્ઞાન માટે કે સમ્યગ્દર્શનને માટે બીજા કોઈ કારણ શોધવા જવુ નહી પડે 'હુ શુદ્ધોપયોગ કરુ' એવા લક્ષે શુદ્ધોપયોગ ન થાય, જ્ઞાયકસ્વભાવની સન્મુખ થઈને જયા પર્યાય તેમા એકાગ્ર થઈ ત્યા શુદ્ધોપયોગ વર્તે છે ચૈતન્યવસ્તુમાથી આનદમય નિર્મળ પર્યાયોનુ વહન થયા કરે છે,–પણ કયારે? કે તેમા લક્ષ કરે ત્યારે. જો સ્વવસ્તુમા લક્ષ ન કરે તો વિકારી પર્યાય થાય છે. ('દ્રવ્યમા તો શુદ્ધતા જ ભરી છે એટલે દ્રવ્યમાથી તો શુદ્ધપર્યાય જ આવે છે પણ પ્રગટયા પછી તે પરલક્ષે અશુદ્ધ થાય છે'– એમ નથી, પરતુ પરાશ્રયે પરિણમતા આત્માનુ તે સમયનુ પરિણમન જ એવુ અશુદ્ધ થયુ છે –અશુદ્ધતા તે તો તે સમયની પર્યાયનો ધર્મ છે, તે નથી તો દ્રવ્ય–ગુણમાથી આવી, કે નથી પરને લીધે થઈ, પર્યાયની તેવી યોગ્યતા છે, ને પર્યાયની યોગ્યતા એક જ સમયની હોય છે, બીજા સમયે તે રહેતી નથી)

અહો, આત્મશક્તિના મહિમાની શી વાત! કેવળજ્ઞાન અને અનત આનદરૂપે પરિણમવાની તેની તાકાત છે. શક્તિપણે જે પ્રાપ્ત છે તેની પર્યાયમા પ્રાપ્તિ થાય છે. શક્તિમા ન હોય તો પર્યાયમા પણ આવે નહિ શક્તિ ને વ્યક્તિ એક જાતના હોય. જ્ઞાનશક્તિની વ્યક્તિ જ્ઞાનરૂપ હોય, જડરૂપ ન હોય જેમ આકાશની અવગાહનશક્તિ અમાપ છે, તેની વિશાળતાની શી વાત!

–તેના ક્ષેત્રની અનંતતાનું માપ નથી. તેમ આત્માની ચૈતન્યશક્તિ અમાપ છે, તેના ભાવસામર્થ્યની શી વાત! સાડાત્રણ હાથ જેટલો નાનો અરૂપી આકાર છતાં તેટલામાં અનંત આકાશને જાણી લેવાની કોઈ અચિંત્ય તાકાત જ્ઞાનમાં છે. અહો, જ્ઞાનનો મહિમા અમાપ છે. કુંદકુંદસ્વામી જેવા સન્ત સર્વજ્ઞતાના મહિમાથી કહે છે કે अहो हि णाणस्स माहप्पं અહો, જ્ઞાનનો મહિમા!! (જુઓ પ્રવચનસાર ગા. ૫૧)

આત્માના જ્ઞાનનિધાન કોઈ અચિંત્ય છે,–બધુંય જાણે છતાં જેને વિકલ્પ નથી, જેમાં આનંદ વગેરે અનંત સ્વભાવો ભરેલા છે. (ગુરુદેવ ઘણા ગંભીર મહિમાથી કહે છે કે–) અહા, સ્વભાવ...સ્વભાવ! ભગવાન, અદ્‌ભુત તારો સ્વભાવ છે. જેમાં નજર કરતાં એવા નિધાન પ્રગટે કે ન્યાલ થઈ જવાય–આવો વૈભવ તારા સ્વભાવમાં છે. પણ તારી આળસે તેં તેને દેખ્યો નહિ...ને અનંતકાળ દુઃખમાં ગુમાવ્યો. પણ ભાઈ! હવે આ તાર. ચૈતન્યનિધાનને દેખવાનો અવસર છે; આ અવસરને તું ચુકીશ મા......આળસ કરીશ મા.

આ શક્તિઓના શબ્દો ટૂંકા છે પણ તેનું વાચ્ય મહાન છે. જેમ 'આત્મા' શબ્દ તો અઢી અક્ષરનો છે, પણ તેનું વાચ્ય તો અનંતશક્તિથી ભરેલું મહાન તત્ત્વ છે; અંતર્મુખ જ્ઞાનની તાકાતથી તે વાચ્ય જણાય છે. વાણીના જડ શબ્દોમાં કાંઈ જ્ઞાન નથી, જ્ઞાન તો આત્મામાં છે; જ્ઞાનપર્યાય કાંઈ જડમાં ન જાય, કે જડમાંથી ન આવે. તીર્થંકરપ્રભુના કેવળજ્ઞાનની પર્યાય કાંઈ દિવ્યધ્વનિના રજકણોમાં આવી જતી નથી; ને ગણધરાદિની જ્ઞાનપર્યાય કાંઈ તે દિવ્યધ્વનિના રજકણમાંથી આવતી નથી; જ્ઞાન અને વાણી બંનેનું તદ્દન ભિન્ન સ્વતંત્ર પરિણમન છે. જ્ઞાનપર્યાયરૂપ જે કાર્ય છે તે આત્માનું પ્રાપ્ય છે, આત્મા તે પર્યાયને કર્મપણે પ્રાપ્ત કરીને પોતે તે-રૂપે પરિણમ્યો છે. 'જ્ઞાન' તે કોનું કાર્ય? –કે આત્માનું કાર્ય; તે કોઈ બીજાનું (નિમિત્તનું કે રાગનું) કાર્ય નથી.

જુઓ, આ આત્માનું કર્મ બતાવાય છે. કર્મ શબ્દના અનેક અર્થ છે, પણ અહીં આત્માના જ્ઞાનભાવની સાથે વર્તતી કર્મશક્તિની વાત છે. શરીરાદિ નોકર્મ, કે જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મ –એ તો બંને કર્મ જડ છે, એનામાં જ્ઞાનલક્ષણ રહેતું નથી એટલે તે તો આત્માથી ભિન્ન છે. અને રાગાદિ અશુદ્ધભાવરૂપ જે કર્મ છે તેમાં પણ જ્ઞાનલક્ષણ રહેતું નથી, જ્ઞાનથી તે ભિન્ન છે

એટલે તે પણ આત્માથી ભિન્ન છે. હવે સમ્યગ્દર્શન-જ્ઞાન-આનંદ વગેરે શુદ્ધ-ભાવરૂપ જે આત્માનું કાર્ય છે તેને પણ કર્મ કહેવાય છે, અને જ્ઞાનસ્વભાવી આત્માનું તે ખરૂ કર્મ છે, તેનામા જ્ઞાનલક્ષણ રહેલુ છે. આવા શુદ્ધભાવરૂપ કર્મદ્વારા આત્માને ઓળખે તો તેની સાચી ઓળખાણ થાય. આત્મામાં અનંતગુણની તાકાત છે, તેમાં પોતાના શુદ્ધકર્મરૂપે પોતે સ્વય થાય એવી પણ એક તાકાત છે. સમ્યગ્દર્શનથી માંડીને સિદ્ધપદ સુધી જેટલી શુદ્ધપર્યાય થઈ તે બધી આત્માની કર્મશક્તિવડે થઈ છે તે-તે નિર્મળપર્યાયરૂપી કર્મરૂપે આત્મા પોતે પરિણમ્યો છે.—એવા પરિણમન વખતે સાચા દેવ-ગુરુ વગેરે યોગ્ય નિમિત્તોનો મેળ સહજપણે હોય છે.

આ પોતાના સ્વભાવની વાત છે, તે સમજણમા લેવા જેવી છે લોકો કહે છે કે સમજીને સહી કરવી પોતાના સ્વભાવની વાત સમજીને ‘સહી’ કરી દેવી સહી એટલે સાચુ, સત્ય, સ્વભાવને લક્ષમા લઈ તે સહી કરવી એટલે કે જ્ઞાનમા નિર્ણય કરીને જ્ઞાનને સત્ય બનાવવુ. સહી એટલે સત્યનો સ્વીકાર; સમ્યગ્જ્ઞાન વગર સ્વભાવનો સ્વીકાર થાય નહિ, ને સત્યનો લાભ થાય નહિ માટે હે ભાઈ! તુ ધીરો થઈને સમજ આ તારા સ્વભાવની વાત છે, તારા ઘરની વાત છે. શરૂમા નવીન લાગશે પણ આ અપૂર્વ વાત સમજતા તને આનંદ થશે. જેવો આત્મા સન્તોએ અંતરમા સાધ્યો તેવો જ જગતને દેખાડ્યો છે ભગવાને આમ જોયુ છે, જિનવાણીરૂપ શાસ્ત્રોમા આમ કહ્યુ છે, ને સ્વાનુભવમા પણ જ્ઞાનીઓએ આવુ જ વસ્તુસ્વરૂપ અનુભવ્યુ છે કોઈ વિપરીત માને તોપણ જે સત્ય વસ્તુસ્વરૂપ છે તે અન્યથા થાય તેમ નથી જેમ કોઈ અજ્ઞાની મૂઢતાથી આત્માને જડ માને પણ તેથી કાંઈ આત્મા ચેતન મટીને જડ થઈ ન જાય રાગવડે કોઈ સમ્યગ્દર્શનાદિ ધર્મ થવાનુ માને પણ તેથી રાગ કાંઈ ધર્મ થઈ ન જાય. વસ્તુ પોતે જ પોતાના સ્વરૂપને પ્રસિદ્ધ કરે છે, અજ્ઞાની તેને અન્યથા માને તેથી કાંઈ તે અન્યથા થઈ જાય નહી.

અહો, મારા આત્મસ્વભાવની શક્તિમાથી મારૂ કાર્ય આવે છે-એમ સ્વભાવની તાકાત ઉપર સીધી દષ્ટિ કર અલૌકિક સામર્થ્યવાળુ આત્મદ્રવ્ય લક્ષમા આવતા પર્યાયમા પણ તેવુ સામર્થ્ય ખીલી જશે. જ્ઞાનભાવમા અલૌકિક શક્તિઓ આચાર્યદેવે સિદ્ધ કરી છે.

વિકલ્પ હો—પણ તે જ્ઞાનસ્વભાવથી બહાર છે, તેનામાં એવી શક્તિ નથી કે આત્માની નિર્મળપર્યાયને કરી દે. આત્મામાં જ એવી કર્મત્વશક્તિ છે કે તે સમ્યગ્દર્શનાદિ પર્યાયરૂપ થાય છે. જ્ઞાન-આનંદ-વીર્ય-પ્રભુતા એ બધા કાર્યોને કરવાની તાકાત વિકલ્પમાં નથી, આત્મા જ પોતાની કર્મશક્તિ વડે તે-તે નિર્મળભાવોને પ્રાપ્ત કરે છે,-ક્યાંથી કે પોતામાંથી જ.-એ વાત અપાદાનશક્તિમાં બતાવશે.

આત્માની કર્મશક્તિનું વર્ણન પૂરું (૪૧)



અરે! આવું મહિમાવંતુ આત્મતત્ત્વ, તેને સાધવાની જીવોને નવરાશ કેમ નથી મળતી? બીજી પ્રયોજન વગરની ઉપાધિમાં લાગ્યો રહે છે, પણ ભાઈ! તારા આત્માની અદ્ભુતતા તો દેખ! અહો, ચૈતન્યનો કોઈ અદ્ભુત આનંદકારી સ્વભાવ છે; જગતની જેમાં ઉપાધિ નથી ને પોતાના નિજાનંદમાં કેલી કરતું જે પરિણમી રહ્યું છે એવા તારા ચૈતન્યતત્ત્વને અંતરમાં જો.



[ ૪૨ ]

# કર્તૃ શક્તિ

[ भवत्तारूपसिद्धरूपभावभावकत्वमयी कर्तृशक्तिः । ]



અખૂટ આત્મવૈભવ સર્વજ્ઞદેવે ખુલ્લો કરીને જગતને બતાવ્યો છે અહો, આ તો વીતરાગી સન્તોના અંતરના અનુભવની વાત છે આના ભાવો સમજવા માટે અંતરમાં ઘણું ઊંડુ મંથન માગે છે અંદરમાં મંથન વગર આવો આત્મા અનુભવમાં આવે નહી આત્માની સમજણ માટે ને અનુભવ માટે અંદરમાં ઘણો ઉગ્ર પ્રયત્ન હોય છે, જગતથી કેટલી ઉદાસીનતા ને ચૈતન્યની કેટલી પ્રીતિ હોય!—ત્યારે આત્મા અનુભવમાં આવે





આત્મા જ્ઞાનસ્વરૂપ છે; તેમાં થવાપણારૂપ એવો જે સિદ્ધરૂપ ભાવ તેના ભાવકપણામયી કર્તૃશક્તિ છે. આત્મા કર્તા થઈને શું કરે? કે પોતાના વર્તતા નિર્મળભાવને કરે. જ્ઞાનલક્ષણદ્વારા આત્માને લક્ષમાં લેતાં તે-તે કાળે જે નિર્મળ પર્યાય થાય છે તે સિદ્ધરૂપ ભાવ છે, તેનો ભાવક આત્મા છે. ભાવક એટલે તે ભાવનો કરનાર કર્તા. પોતાનો જે નિર્મળભાવ થયો તે કાર્ય છે. તેનો કર્તા થઈને આત્મા તે ભાવને ભાવે છે. પોતાની કર્તૃત્વશક્તિથી આત્મા પોતે સ્વાધીનપણે પોતાના ભાવને કરે છે.

અનંતશક્તિમાન આત્મા છે, તેની પ્રાપ્તિ માટે એટલે કે તેના અનુભવ માટે તેનું સાચું સ્વરૂપ સમજવું જોઈએ; તેમાં ઉત્સાહ હોવો જોઈએ. તે ચૈતન્યસ્વભાવ તરફના ઉત્સાહના જોરથી પરિણામ તેમાં એકાગ્ર થતાં વિકલ્પ તૂટી જાય છે ને નિર્વિકલ્પ અનુભવ થાય છે. જેમ હીરો લેવો હોય તે તેની કિંમત સમજે છે ને હીરાની પરીક્ષા કરે છે. હીરાને બદલે લીંબોડી કે કાચનો કટકો લઈ લેતો નથી; તેમ જેને ચૈતન્યચિંતામણિ પ્રાપ્ત કરવો હોય તેણે જ્ઞાનીના ઉપદેશઅનુસાર તેની કિંમત સમજવી જોઈએ, તેની અનંત શક્તિની તાકાતનો મહિમા જાણવો જોઈએ ને અંતરના વેદનથી પરીક્ષા કરીને તેનું સ્વરૂપ સમજવું જોઈએ. જડને કે રાગને ચૈતન્યસ્વરૂપ માની લ્યે તો સાચું આત્મસ્વરૂપ સમજાય નહીં. કોઈ લીંબોડીને નીલમણિ માની લ્યે તો? તેમ રાગને જ કોઈ આત્મા માની લ્યે તો?–તો તે ઊંધી માન્યતાનું સાચું ફળ આવે નહિ. ઝેરને કોઈ સાકર માનીને ખાય તો પણ તે કડવું જ લાગે. તેમ વિકારને કોઈ આત્મસ્વરૂપ માનીને વેદે તો તેથી કાંઈ આત્માની શાંતિ વેદનમાં ન આવે. માટે યથાર્થ આત્મસ્વરૂપ જેમ છે તેમ બરાબર જાણવું જોઈએ. સાચા જ્ઞાનનું જ સાચું ફળ આવે છે. સર્વજ્ઞભગવાને જેવો આત્મા કહ્યો તેવો આત્મા જાણ્યા વગર સમ્યગ્દર્શન થાય નહિ, ને સમ્યક્ ચારિત્ર પણ હોય નહિ.–કેમકે પોતાનું સ્વરૂપ જાણ્યા વગર ઠરશે શેમાં? ને સ્વરૂપમાં ઠર્યા વગર મુક્તિ થાય નહિ.

પૂર્ણ સુખ મોક્ષ વગર નહિ,<br>
મોક્ષ ચારિત્ર વગર નહિ.<br>
ચારિત્ર સમ્યકત્વ વગર નહિ.<br>
સમ્યકત્વ શુદ્ધાત્માની ઓળખાણ વગર નહિ.

માટે મોક્ષાર્થીએ અત્યંત ઉદ્યમપૂર્વક શુદ્ધઆત્માનું વાસ્તવિક સ્વરૂપ પહેલાં જાણવું જોઈએ.

ભગવાન આત્માની આ ભાગવત-કથા છે. ચૈતન્યસ્વરૂપ આત્માના નિધાન બતાવનારી, ભગવાને કહેલી આ ભાગવતકથા છે. આ સમયસાર જૈન-ધર્મનું મહા ભાગવત છે; તે જ ખરું ભાગવત છે, કેમકે ભગવાને તે કહેલું છે, ને ભગવાનનું સ્વરૂપ તે બતાવે છે. સાધારણ લોકો તો આત્માનું સ્વરૂપ સમજ્યા વગર કહે છે કે 'જીવો અને જીવવા દો.' –પણ અરે ભાઈ! શું એનામાં એનું જીવન નથી, –કે તું જીવાડીશ તો જ એ જીવશે? બીજાને એને જીવવા દે, –એમ માન્યું એનો અર્થ એ કે આત્મામાં અનાદિઅનંત સ્વાધીન-પણે જીવવાની જે જીવનશક્તિ છે તેને તે ઓળખતો નથી. અહીં આચાર્યદેવ કહે છે કે હે ભાઈ! દરેક આત્મામાં એવી જીવત્વશક્તિ છે કે બીજા વગર તે પોતે પોતાના જ્ઞાન-આનંદાદિ શુદ્ધ ભાવપ્રાણથી જીવે છે. આત્માની જીવન-શક્તિનું એ કાર્ય છે કે જ્ઞાન-દર્શન-આનંદમય જીવન પ્રગટ કરીને જીવે. આવું જ્ઞાનજીવન જીવો–એમ ભગવાનનો ઉપદેશ છે, ને ભગવંતો એવું જીવન જીવે છે. બાકી આયુકર્મવડે શરીરના સંયોગથી જીવવું તે સાચું જીવન નથી, ને શરીરનો વિયોગ થતાં કાંઈ આત્મા મરી જતો નથી. જડસંયોગને અને વિકારીઅંશને જ આત્માનું સર્વસ્વ માનીને, અજ્ઞાની તેનાથી જીવવાનું માને છે ને પોતાના જ્ઞાનજીવનને ભૂલી જાય છે, તે ભાવમરણ છે. તે ભાવમરણ ટાળીને નિર્મળ ચૈતન્ય ઉપયોગરૂપ આત્મજીવન પ્રગટ કરવાની આત્માની તાકાત છે, આત્મા પોતાની તાકાતથી જ કર્તા થઈને પોતાના નિર્મળભાવને ભાવે છે. આવા સ્વરૂપે આત્માને જાણવો–માનવો તે મોક્ષમાર્ગ છે. તે સાચું આનંદમય જીવન છે.

અનંત ગુણસાગર ચૈતન્યરત્નાકર આત્મામાં એક કર્તૃત્વરત્ન એવું છે કે જેનાથી તે પોતાની શાંત-અરાગી ચૈતન્યપર્યાયને બીજા કોઈની મદદ વગર કરે છે. વિકલ્પના અવલંબન વગર આત્મા પોતાની નિર્મળ પર્યાયના કર્તાપણે પરિણમે છે. શાસ્ત્રો કે શ્રુતના વિકલ્પો તે જ્ઞાનપર્યાયના કર્તા નથી, નવતત્ત્વનાં વિકલ્પો તે શ્રદ્ધાપર્યાયના કર્તા નથી, વ્રતના શુભવિકલ્પો તે ચારિત્રપર્યાયના કર્તા નથી, પોતાની તે નિર્મળપર્યાયોના કર્તાપણે સ્વતંત્રપણે આત્મા પોતે પરિણમે છે, એટલે આત્મા જ નિજશક્તિથી તેનો કર્તા છે. તે નિર્મળભાવોનો

ભાવક આત્મા છે, બીજું કોઈ નહિ. જે ભાવક છે તે જ કર્તા છે. આવો નિર્ણય કરે તેને પરાશ્રયભાવ ટળીને સ્વાશ્રયભાવરૂપ વીતરાગતા પ્રગટે છે.

અહો, વીતરાગમાર્ગમાં વીતરાગદેવે વીતરાગસ્વરૂપ ચૈતન્યતત્ત્વ બતાવ્યું છે, તેના અવલંબને વીતરાગપર્યાય પ્રગટે છે, તે સિવાય બીજો માર્ગ નથી. તેની રુચિ અને સમજણ પણ જે ન કરે તેને વીતરાગમાર્ગ ક્યાંથી હાથ આવે? અનંતકાળથી પોતાની ખોજ પોતે પોતામાં ન કરતાં પરમાં ખોજ કરીકરીને કાળ ગુમાવ્યો. જાણે બીજો સારું કાર્ય કરી દેશે–એમ પરની સામે જોયા કર્યું. ભાઈ! તારું સ્વકાર્ય કરવાની શક્તિ તારામાં જ છે. બીજા કોઈના કારણ વગર તું પોતે સમ્યગ્દર્શનથી માંડીને સિદ્ધપદ સુધીની તારી દશાનો કર્તા થઈને પરિણમ–એવી સ્વાધીન પ્રભુતા તારા આત્મામાં છે. તારી પ્રભુતા વડે તું જ તારા કાર્યનો કર્તા છો. આવી પ્રભુતા જાણે તે પોતાની પર્યાયમાં બીજાનું કર્તૃત્વ માને નહિ, ને પોતે બીજાનો કર્તા થવાનું માને નહિ; નિર્મળ-પર્યાયના કર્તૃત્વપણે જ તેનું પરિણમન થાય.

અહો, ચૈતન્યનો પંથ સ્વતંત્ર નીરાળો છે. નિમિત્તો હો, વ્યવહારના વિકલ્પો હો, પણ તેઓ કાંઈ જ્ઞાનપર્યાયના કર્તા નથી. જ્ઞાન–દર્શન–ચારિત્ર–આનંદ વગેરે નિર્મળભાવોનું કર્તૃત્વ ધર્મીના આત્મામાં છે; વસ્તુસ્વરૂપથી આત્મા પોતે તેનો કર્તા છે. અહો, વીતરાગીમોક્ષમાર્ગમાં રાગરહિત ચારિત્ર-પર્યાય કોઈ અલૌકિક છે; ક્યાં એ ચારિત્રપર્યાય, ને ક્યાં વિકલ્પ! દેહની નગ્નદશા કે વિકલ્પો તે કાંઈ વીતરાગચારિત્રદશાના કર્તા નથી. છતાં તેવી ચારિત્રદશા વખતે બહારમાં જો નિમિત્તો હોય તો તેવા જ હોય, પણ તે નિમિત્તોનું કર્તૃત્વ ધર્મીના આત્મામાં નથી, ધર્મીના આત્મામાં તો નિર્મળ ભાવનું જ કર્તૃત્વ છે. જ્ઞાનના પરિણમનમાં જેટલા ભાવ સમાય તેમનું જ કર્તૃત્વ ધર્મીને છે, જ્ઞાનથી બહારના કોઈ ભાવોનું કર્તૃત્વ ધર્મીને નથી. હે ભાઈ! જો તું પરભાવોના કર્તૃત્વમાં અટકીશ તો તેનાથી રહિત એવા નિર્મળ-ભાવને ક્યારે કરીશ? અરે, તું ચૈતન્ય, તારા ચૈતન્યકાર્યને ચૂકીને પરનો ને વિકારનો કર્તા થવા ક્યાં જાય છે? અંતર્મુખ થઈને તારા નિર્મળ જ્ઞાનભાવનો કર્તા થાને! નિર્મળભાવના સ્વાધીન કર્તૃત્વપણે તારો આત્મા શોભે છે. તારા નિર્મળભાવનું કર્તૃત્વ બીજા કોઈમાં નથી.

'ભગવાન્!' (કોઈ બીજા ભગવાન નહિ પણ આ દેહમાં રહેલા આત્માને જ 'ભગવાન' કહીને સંબોધવામાં આવે છે, કેમકે આત્મા પોતે મહિમાવંત વસ્તુ છે, ને તે જ સર્વજ્ઞવીતરાગ થઈને ભગવાન થાય છે. પણ પોતે પોતાનું ભગવાનપણું ભૂલ્યો છે, તેથી તેને આચાર્યદેવ કહે છે કે ભગવાન્!) એકવાર સત્યનો સ્વીકાર કર. તારા આત્માનો સત્યસ્વભાવ જેવો છે તેવો તું જાણ. આત્મસ્વભાવની પરમ મહત્તા છે; સન્તો-મહંતો તેની જ મહત્તા કરે છે. પરમ સત્ય એવા આત્મસ્વભાવને પરમ મહત્તા આચાર્યદેવે આપી છે, એટલે કે તેનું જેવું સ્વરૂપ છે તેવું મહાન પ્રસિદ્ધ કર્યું છે. માટે દિવ્યશક્તિવાળા તારા આત્માને તું લક્ષમાં લે. તેના લક્ષે જ્ઞાન-આનંદાદિ નિર્મળપર્યાયરૂપ કાર્ય પ્રગટે છે, તેનો કર્તા આત્મા પોતે છે. બીજા કોઈને વ્યવહારથી કર્તા કહેવો તે માત્ર ઉપચાર છે, તે સત્ય નથી.

આ આત્મા પર જીવોનાં જીવનનો કર્તા નથી; તેમની દયાના પરિણામ તે શુભરાગ છે; તે શુભરાગ, નથી તો પરને રચતો કે નથી આત્માની વીતરાગ-પર્યાયને રચતો. શુદ્ધપર્યાયનો રચનાર આત્માનો સ્વભાવ છે. શુદ્ધ આત્મા પોતે જ પોતાની શુદ્ધપર્યાયનો રચનાર એટલે કે કર્તા છે, એવી તેની કર્તૃ-શક્તિ છે. વિભાવોની રચના ન કરે એવી અકર્તૃશક્તિ (૨૧મી) અને શુદ્ધ-ભાવને રચે એવી કર્તૃશક્તિ, એમ બંને શક્તિ દ્વારા શુદ્ધજ્ઞાનનું સ્વરૂપ ઓળખાવ્યું. જ્ઞાનના નિર્મળપરિણમનમાં એ બંને શક્તિઓ આવી જાય છે.

આત્માને શાંતિ જોઈએ છે. તો તે શાંતિ કોણ કરશે? આત્મા પોતે કર્તા થઈને પોતાની શાંતિરૂપ કાર્ય કરશે, કોઈ બીજો કર્તા થઈને તેને શાંતિ નહિ આપે, તેની શાંતિનું કાર્ય કોઈ બીજો નહીં કરી દે. શાંતિથી ભરેલા પોતાના સ્વભાવને ધ્યેય કરતાં આત્મામાં નિજશક્તિના બળથી જ શાંતિ પર્યાયો રચાતી જાય છે. પોતે પોતાને ધ્યેય કરતાં જેમ નિર્મળ જ્ઞાન પરિણમે છે તેમ તેનું કર્તૃત્વ પણ ભેગું જ પરિણમે છે. કાર્ય થયું તે કર્તા વગર હોય નહિ ને બીજો તેને કરે નહિ, એટલે પોતે જ કર્તા થઈને તે કાર્યરૂપ થયો છે.

પોતાની પર્યાય પોતાથી થાય ને પરથી ન થાય-આવો અનેકાન્ત છે, પણ પોતાની પર્યાય પોતે કરે ને બીજો પણ કરે-એ કાંઈ અનેકાન્ત નથી. એક પર્યાયના બે કર્તા હોય નહિ. અનેકાન્ત તો વસ્તુના સ્વધર્મોને સિદ્ધ કરે છે, એક વસ્તુમાં વસ્તુના સ્વભાવને સિદ્ધ કરનારી, પરસ્પર કથંચિત વિરુદ્ધ

શક્તિઓનું પ્રકાશવું તે અનેકાન્ત છે. વસ્તુના સ્વરૂપને સિદ્ધ ન કરે ને ગોટા વાળે તેને અનેકાન્તની ખબર નથી.

મુનિદશામાં વ્રતના વિકલ્પ ને વીતરાગચારિત્ર બંને એક સાથે, છતાં તે કાળે મુનિનો આત્મા કર્તા થઈને પોતાની વીતરાગચારિત્રદશાનો કર્તા છે, ને રાગનો કર્તા નથી. તે વિકલ્પો વીતરાગચારિત્રને કરતા નથી, ને વીતરાગ-ચારિત્ર વિકલ્પોને કરતું નથી; એકસાથે હોવા છતાં બંનેને કર્તા-કર્મપણાનો સંબંધ જરાય નથી; બંનેનું કર્તૃત્વ જુદું છે, બંનેની ધારા જુદી છે, બંનેની જાત જુદી છે. એ જ રીતે વીતરાગચારિત્રની માફક સમ્યગ્દર્શનાદિ નિર્મળ-પર્યાયોમાં અને તેની સાથેના નવતત્ત્વના વિકલ્પમાં પણ સમજવું. –એ બંને સાથે હોવા છતાં તેમને કર્તાકર્મપણાનો જરાય સંબંધ નથી, બંનેની ધારા જુદી છે; એક અંતર્મુખ ધારા છે, બીજી બહિર્મુખ ધારા છે; ત્યાં ધર્મીને સમ્યગ્દર્શનાદિ નિર્મળભાવમાં કર્તૃત્વ છે, વિકલ્પોમાં તેનું કર્તૃત્વ નથી. –આમ અનંત ગુણોના પરિણામોમાં સમજી લેવું.

પોતાના ભાવને કરવાપણારૂપ સામર્થ્ય આત્મામાં છે. જે નિર્મળભાવ થાય છે તે આત્માના કર્તૃત્વપૂર્વક થાય છે, આત્માના કર્તૃત્વ વગર કોઈ ભાવ થતો નથી. અને પોતાના ભાવને સ્વાધીનપણે કરવાનું આત્મામાં સામર્થ્ય હોવાથી તેમાં કોઈ બીજાનો ટેકો નથી. –આવો સ્વાધીનભાવ પ્રગટે તે અહિંસા છે, તે મોક્ષમાર્ગ છે, તે ધર્મ છે.

શુદ્ધીની પ્રાપ્તિ બાહ્યસાધનવડે કે રાગવડે થતી નથી, આત્મા પોતે કર્તાશક્તિવડે તેને રચે છે. શુભરાગના કર્તૃત્વમાં જે અટકે તેને શુદ્ધીની પ્રાપ્તિ ન થાય. શુદ્ધભાવના કર્તા થવાની શક્તિ શુભરાગમાં નથી. અરે ભાઈ, જે શુભરાગનું કર્તૃત્વ તારા જ્ઞાનમાં નથી તે શુભરાગવડે શું તું તારા જ્ઞાનની શુદ્ધી કરવા માંગે છે? —કદી નહિ થાય. સમ્યગ્દર્શન, મુનિદશા, કેવળજ્ઞાન એ બધી દશાઓ શુદ્ધઆત્માને ધ્યેય બનાવીને જ થાય છે, કાંઈ શુભરાગને ધ્યેય બનાવીને એ કોઈ દશા થતી નથી. ધર્મીને સાધકભૂમિકામાં વિકલ્પ હો ભલે, રાગ હો ભલે, વ્યવહાર હો ભલે–પણ તે કોઈ એનું ધ્યેય નથી; એનું ધ્યેય તો પોતાનો શુદ્ધાત્મદેવ જ છે: અનંતશક્તિથી પરિપૂર્ણ નિજાત્માને ધ્યેય બનાવીને, તેના ધ્યેયે પરિણમતો તે એક પછી એક નિર્મળ પર્યાયમાં આગળ વધતો જાય છે, પોતે સ્વયં પરિણમીને તે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર

પર્યાયનો કર્તા થાય છે. કર્તૃશક્તિ સાથે અભેદ એવો આત્મા કર્તા છે, ને પોતાથી અભિન્ન એવી નિર્મળપર્યાય તેનું કાર્ય છે અનંત ગુણના રત્નાકર એવા આ ચૈતન્યપ્રભુ, તેના ધ્યાનવડે પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે,–આત્મા પોતે પરમાત્મસ્વરૂપે દેખાય છે –હવે તારે પ્રભુને બહારમાં ક્યાં શોધવા છે? –શોધ તારા આત્મામાં!

પૂર્વપર્યાયને સાધક ને ઉત્તર પર્યાયને સાધ્ય કહેવાય છે તે વ્યવહારથી છે ખરેખર આત્મા સીધો તે-તે વર્તમાનકાળે પોતાના સ્વભાવને સાધન બનાવીને, પોતે જ પોતાની પર્યાયના અભેદકર્તાપણે પરિણમે છે. પર્યાયનો કર્તા પરને માને તે જીવ પોતાના દ્રવ્ય-ગુણને જાણતો નથી, પરસન્મુખતાથી ખસીને સ્વસન્મુખ થતો નથી એટલે નિર્મળપર્યાય તેને થતી નથી, ને નિર્મળપર્યાયના સાચા સાધ્ય-સાધનને પણ તે જાણતો નથી.

સાધકને જે નિર્મળકાર્ય વર્તે છે તેને સિદ્ધરૂપ ભાવ કહેવાય. તે સિદ્ધરૂપ ભાવનો કર્તા કોણ?–કે તેમાં તન્મય થઈને પરિણમે તે કર્તા. અતન્મય રહે એટલે કે જુદો રહે તેને કર્તા કહેવો તે યથાર્થ નથી પણ ઉપચાર છે ધર્મી-કર્તાનું ઇષ્ટ એવું જે સમ્યગ્દર્શનાદિ નિર્મળકાર્ય, તે કર્તાનું કર્મ છે, ને ધર્મી તેનો કર્તા છે કર્તા-કર્મ-સાધન બધું જ્ઞાનમાં જ સમાય છે, –આ વાત વીતરાગપરમેશ્વર અર્હન્તદેવના માર્ગની છે. વીતરાગી તીર્થંકરોએ જોયેલી સાધેલી ને કહેલી આ વાત છે.

કર્તૃત્વશક્તિ આત્માના સર્વગુણોમાં વ્યાપક છે, એટલે સર્વે ગુણો કર્તાપણે પરિણમીને પોતાની નિર્મળપર્યાયને કરે છે. જીવત્વશક્તિ કર્તા થઈને આત્માને ચૈતન્યજીવન આપે છે 'જીવન' એ આયુનું, ઇન્દ્રિયોનું કે અન્ન વગેરેનું કાર્ય નથી, પણ જીવનશક્તિએ સ્વયં કર્તા થઈને તે કાર્ય કર્યું છે. નિર્મળ જ્ઞાન-દર્શન-આનંદરૂપ પોતાના ભાવપ્રાણથી જીવવું તે જીવનું જીવન છે. અશુદ્ધભાવોમાં જીવનું ખરૂં જીવન નથી. આત્મામાં ચેતના છે એટલે જીવનની તાકાત છે, તે મુડદું (અચેત) નથી કે બીજો એને જીવન આપે. પોતાની સ્વાધીન શક્તિથી આત્મા સ્વયં જીવે છે, બીજો તેનો જીવનદાતા નથી. ભગવાનની ને સન્તોની વાણીના નિમિત્તથી પોતાને પોતાના સાચા જીવત્વનું ભાન થયું તે અપેક્ષાએ તેઓને 'જીવનદાતા' કહેવાય. ભક્તિનો એવો વ્યવહાર છે

દુઃખમાં ને પ્રતિકૂળતાના ઘેરામાં ઘેરાઈ ગયો હોય ત્યારે કોઈ બીજો તેને આશ્વાસન આપે તો શાંતિ મળે ને ? —તો કહે છે કે ભાઈ, બહારથી આશ્વાસન કે શાંતિ મેળવવા માંગે એને સાચી શાંતિ મળી શકે નહિ. પોતે પોતાના ભાવથી સમાધાન કરે છે. હું પ્રતિકૂળ સંયોગ કે મુંઝવણ જેટલો નથી, હું તો મારી અનંત સ્વાધીન શક્તિને સાથે રાખીને પરિણમનારો છું —સ્વાધીનપણે જીવનારો છું —એમ સ્વલક્ષ કરે ત્યાં મુંઝવણ રહેતી નથી ને અપૂર્વ શાંતિ પોતામાંથી જ પ્રગટે છે. —પોતે જ તેનો કર્તા છે.

જેને ઈન્દ્રો પણ બાળકની જેમ સેવે છે એવા ત્રિલોકપિતા સર્વજ્ઞ-ભગવાન કહે છે કે હે ભાઈ, અમારા જેવી જ શક્તિ તારામાં છે. તારી આત્મશક્તિઓ શરીરના રોગથી ઘેરાઈ જતી નથી, તેમજ શરીરમાં નીરોગતા હોય તો તેને ઠીક પડે એમ પણ નથી. દેહથી પાર અનંત ચૈતન્યશક્તિ તારામાં છે; બીજા પાસેથી શક્તિ મેળવવાનું તું માન તો તેં તારી નિજશક્તિને પ્રતીતમાં લીધી નથી. પૈસા—મકાન હોય, છોકરા સારા હોય, શરીર સારૂં હોય—તો ધર્મમાં ઠીક પડે, નહિતર ઠીક ન પડે —એમ જેણે માન્યું તેણે પોતાની શક્તિને પરાધીન માની છે, પોતાના જીવનને પરાધીન માન્યું છે. પણ ભાઈ! તારા ધર્મનો કર્તા થવાની સ્વાધીનશક્તિ તારામાં જ છે. અનંતી સ્વાધીન-શક્તિથી તું ભરેલો છો, તારું જીવન સ્વતંત્ર છે, તારે કોઈની ઓશીયાળ નથી, સમ્યગ્દર્શન—કેવળજ્ઞાન—આનંદ વગેરે મહા રત્નોને પ્રગટ કરવાની આત્મામાં શક્તિ છે, તે માટે કોઈ બીજાની મદદ લેવા જવું પડે તેમ નથી. પોતાના શુભરાગનીયે કાંઈ મદદ નથી ત્યાં બહારના સંયોગની શી વાત! શુભરાગને કારણે અંદર કંઈ શુદ્ધતા પ્રગટ કરવાનો અવકાશ મળ્યો એમ જે માને તેને વસ્તુની સ્થિતિને જાણી નથી. એક સમયમાં પૂર્ણ પરમેશ્વરી તાકાતનો પિંડ આત્મા તે પોતે જ પોતાની શુદ્ધપર્યાયોને પ્રગટ કરવા સમર્થ છે; તેમાં વિકલ્પમાત્રનો સહારો જરાય નથી, —પછી તે અશુભ હો કે શુભ. બહારની પ્રભાવનાનો શુભભાવ ધર્મીનેય હોય છે, પણ બહારની પ્રભાવનાનો તે શુભભાવ કાંઈ અંદરની શુદ્ધિનું સાધન નથી—એમ ધર્મી જાણે છે. પ્ર-ભાવના એટલે આત્મસ્વભાવની ઉત્કૃષ્ટ ભાવના, તે-રૂપે પરિણમન થવું તે ખરી પ્રભાવના છે. તે ભૂમિકામાં સાધકને વિકલ્પ અને વાણીનો યોગ હો ને બીજા જીવો ધર્મ પામે તો પામો, પણ તેથી આ આત્મામાં તેને કારણે કાંઈ નિર્મળતા થઈ—એમ નથી, તેમજ આના વિકલ્પને કારણે સામો જીવ ધર્મ પામ્યો એમ

પણ નથી. પોતે રાગથી વિભક્ત થઈને અને નિજસ્વરૂપમા એકત્વ થઈને અતરમા પરિણમ્યો ત્યા પોતામા જેટલી જ્ઞાનઆનદમય વીતરાગીશુદ્ધિ થઈ તેટલી ધર્મ-પ્રભાવના થઈ.—આવી અતરપ્રભાવનાના લક્ષ વગર એકલી બાહ્ય-પ્રભાવના કરવા જાય, તે તો શુભરાગમા અટકી જાય છે.

શરીર સારૂ હોય તો ધર્મ થાય-એમ નહિ, પરતુ સારો (ઉત્તમ) એવો આત્મા લક્ષમા આવે તો ધર્મ થાય, એટલે કે નિર્મળ પર્યાય પ્રગટે. તે પર્યાયનો કર્તા આત્મા જ થાય છે. પોતાના અનત ગુણની નિર્મળ પર્યાયોને કર્તા થઈને આત્મા પોતે કરે છે જેણે આવા આત્માને જાણ્યો તેણે બધુ જાણ્યુ, બધા શાસ્ત્રોનો સાર તેણે જાણ્યો. सव आगमभेद सु उर वसे- જેના અતરમા ચૈતન્યસ્વભાવ આવ્યો, જેણે લક્ષને ચૈતન્યસ્વભાવમા એકાગ્ર કર્યું તેના અતરમાં બધાય આગમનુ રહસ્ય આવી ગયુ શુદ્ધાત્માની અનુ-ભૂતિ તે સર્વ આગમનુ રહસ્ય છે. કુદકુદાચાર્યદેવ વિદેહમા સીમધર પરમાત્મા પાસે ગયા, તેમની દિવ્યવાણી સાભળી, અને આ સમયસારની રચના કરી, તેમા આ રહસ્ય ભર્યું છે અને અમૃતચદ્રાચાર્યદેવે ટીકામા તે રહસ્યનુ દોહન કર્યું છે.

નિર્મળભાવરૂપ કર્મ થવાની અને તેના કર્તા થવાની તાકાત આત્મામાં છે, સાધન વગેરે થવાની તાકાત પણ આત્મામા છે આત્મામા કેવળજ્ઞાનાદિના છએ કારકોની સ્વાધીનતા જાણીને જે સ્વસન્મુખ થયો તેણે સર્વ શાસ્ત્રોનું રહસ્ય જાણી લીધુ, કર્તા થઈને તેણે પોતાના નિર્મળભાવરૂપ સ્વકાર્યને કર્યું. કર્તૃત્વશક્તિનું એ ખરૂં ફળ છે

કર્તૃશક્તિનુ વર્ણન પૂર્ણ. (૪૨)



સમયસારની ટીકાનુ નામ 'आत्मख्याति' છે, આત્મખ્યાતિ એટલે આત્માની પ્રસિદ્ધિ, આત્માનો અનુભવ —તેની રીત સન્તોએ બતાવી છે અહો, સ્વાનુભૂતિમા આત્માની પ્રસિદ્ધિ થાય છે તે મહા આનદદાયક છે સન્તોએ પોતાના અનુભવમા લઈને આવો આત્મા પ્રસિદ્ધ કર્યો છે, અને વાણી દ્વારા જગતના જીવોને માટે પણ તે પ્રસિદ્ધ કર્યો છે

[ ૪૩ ]

# કરણ શક્તિ

[ भवत्भावभवनसाधकतमत्वमयी करणशक्तिः । ]



અરે જીવ! તારા સાધનની ઊંડી તપાસ તારામા જ કર, ઊંડો ઊતરીને જોતા તારુ સાધન તને તારામા જ દેખાશે જેઓ પોતાના સાધનને બહારમા શોધે છે તેઓ સાધનની ઊંડી તપાસ કરનારા નથી પણ છીછરીબુદ્ધિ-વાળા છે, એટલે કે બાહ્યદૃષ્ટિવાળા છે જેઓ અતરમા ઊતરીને શોધ કરે છે તેમને તો પોતાના હિતનુ સાધન પોતામા જ ભાસે છે, કેમકે કર્તાનુ સાધન પોતાથી ભિન્ન હોતું નથી





આત્માને જે જ્ઞાનમય નિર્મળ પર્યાયો પરિણમે છે તેનું સાધન કોણ? —તો કહે છે કે કરણશક્તિવાળો આત્મા જ તેનું ઉત્કૃષ્ટ સાધન છે. કરણશક્તિ વડે આત્મા પોતે ઉત્કૃષ્ટ સાધક થઈને, પોતે જ ઉત્કૃષ્ટ સાધન થઈને પોતાના વર્તમાન નિર્મળ ભાવને સાધે છે. એને માટે બહારમાં બીજું કોઈ સાધન નથી. સાધનારનું ખરૂં સાધન પોતાથી અભિન્ન હોય છે, જુદું હોતું નથી.

સમયસાર ગા. ૨૯૪માં અભેદસાધનની વાત સરસ સમજાવી છે. અહીં સાધન થવાની શક્તિ બતાવી છે; ને ત્યાં પ્રજ્ઞાછીણીરૂપી સાધન બતાવ્યું છે, એટલે કે સાધનશક્તિનું કાર્ય બતાવ્યું છે. ચૈતન્યસ્વભાવને અવલંબતો ઉપયોગ તે પ્રજ્ઞા છે; ચૈતન્યને ચેતનારી અનુભવનારી તે ભગવતી પ્રજ્ઞા વડે, આત્મા અને બંધ એ બંનેના ચોક્કસ લક્ષણો જાણીને તેમને જુદા કર્યા,—ભેદજ્ઞાન કર્યું. તે અંતર્મુખ ઉપયોગરૂપ પ્રજ્ઞાને જ સાધન બનાવીને તેના વડે શુદ્ધાત્માનું ગ્રહણ થાય છે. આ રીતે આત્માથી અભિન્ન એવી પ્રજ્ઞા જ શુદ્ધાત્માના અનુભવનું સાધન છે; બીજું કોઈ ભિન્ન સાધન નથી.

ગુણ-ગુણીભેદરૂપ જે અંદરનો ઊંચો વ્યવહાર તેના દ્વારા પણ પરમાર્થ સધાતો નથી, તો બીજા બાહ્ય રાગની શી વાત? ગાથા ૩૫૬ થી ૩૬૫ ની ટીકામાં પ્રશ્ન મુકચો છે કે અંશ–અંશીભેદરૂપ વ્યવહારથી શું સાધ્ય છે? તેના ઉત્તરમાં આચાર્યદેવ કહે છે કે તેનાથી કાંઈ જ સાધ્ય નથી. ભેદદ્વારા અભેદ સાધ્ય છે એમ ન કહ્યું, વ્યવહાર વડે નિશ્ચય સાધ્ય છે એમ આચાર્યદેવે ન કહ્યું; પણ તેનાથી કાંઈ જ સાધ્ય નથી એમ કહીને તે વ્યવહારને સાધનમાંથી કાઢી નાંખ્યો, તો બીજા બાહ્ય સાધનની શી વાત? રાગને સાધન બનાવીને આત્માને અનુભવી શકાતો નથી. સીધેસીધો સ્વભાવમાં ઉપયોગ મુકીને આત્મા અનુભવાય છે; એટલે આત્મા પોતે જ પોતાના સ્વાનુભવનું સાધન થાય છે.

શુદ્ધાત્માની પ્રાપ્તિ અન્ય સાધનોથી નિરપેક્ષ છે, કેવળજ્ઞાનરૂપે પરિણમવાના પોતાના સ્વભાવવડે આત્મા પોતે જ પોતાનું સાધન થાય છે, માટે બાહ્ય સામગ્રી શોધવાની વ્યગ્રતા ન કરો, એટલે કે અંતરના સ્વભાવને જ અવલંબો.—એવો ઉપદેશ પ્રવચનસારની ૧૬ મી ગાથામાં આપ્યો છે.

ભાઈ! આત્માની પ્રાપ્તિ તો આત્માને આધીન હોય કે કોઈકને આધીન હોય? એ તો અન્ય સાધનોથી નિરપેક્ષ, સંપૂર્ણ આત્માધીન છે. મારી પર્યાયનું સાધન હું જ છું, તેમાં બીજા કોઈ સાધનની મારે જરૂર નથી,-એમ નક્કી કરીને ધર્માત્મા બાહ્ય સાધનોનો આશ્રય લેતા નથી પણ પોતાના આત્માનો જ આશ્રય કરીને પરિણમે છે; એટલે સ્વાશ્રયે આત્મા પોતે જ સાધન થઈને નિર્મળભાવરૂપ પરિણમે છે.

મારું સાધન હું જ છું, પર મારું સાધન નથી-એમ નક્કી કરતાં પરથી એકત્વબુદ્ધિ છૂટી એટલે પર્યાય અંતર્મુખ થઈને આત્મામાં એકાગ્ર થઈ. પ્રવચનસારમાં આચાર્યદેવ કહે છે કે 'જે પુરુષ, એ રીતે કર્તા, કરણ, કર્મ અને કર્મફળ આત્મા જ છે-એમ નિશ્ચય કરીને ખરેખર પરદ્રવ્યરૂપે પરિણમતો નથી તે જ પુરુષ, પરદ્રવ્ય સાથે સંપર્ક જેને અટકી ગયો છે અને દ્રવ્યની અંદર પર્યાયો જેને પ્રલીન થયા છે એવા શુદ્ધાત્માને ઉપલબ્ધ કરે છે.'

જુઓ, શુદ્ધોપયોગ તે પણ એક કર્મ છે-કાર્ય છે, ને તેનું ફળ કેવળજ્ઞાન છે, આત્મા જ તેનું સાધન છે. શુદ્ધોપયોગરૂપે પરિણમેલા આત્મામાં આ બધું સમાઈ જાય છે. શુદ્ધઉપયોગરૂપ નિર્મળ પર્યાય આત્મા સાથે અભેદ હોવાથી અભેદપણે આત્મા જ પોતે પોતાનું સાધન છે. અરે જીવ! આ સન્તો તને તારી સાધનસામગ્રી બતાવે છે. સાધનનો કેટલો બધો વૈભવ તારામાં ભર્યો છે તે તને ઓળખાવે છે. સમ્યગ્દર્શન અને કેવળજ્ઞાન એ બધાનું તારામાં સાધન હોવા છતાં એને ભૂલીને તું બહારમાં કેમ ફાંફાં મારી રહ્યો છે? અનંતકાળ બહારના સાધનો સેવ્યા પણ તારા હાથમાં કાંઈ ન આવ્યું, ભવભ્રમણનો આરો ન આવ્યો. માટે એનાથી ભિન્ન ખરું સાધન અંદરમાં છે તેને શોધ.

જે સાધન કાર્યની સાથે અભેદ રહેનારું હોય તેને સાધકતમ કહેવાય એટલે કે તે જ ખરૂં સાધન છે. રાગને જ્ઞાનની સાથે એકતા નથી માટે રાગ તે જ્ઞાનનું સાધન નથી, તે મોક્ષમાર્ગ નથી. ધર્મી જાણે છે કે મારો આત્મા પોતે જ સાધન થઈને સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપે પરિણમે છે. જોકે હું કર્તા, હું સાધન -એવો ભેદને તે અવલંબતો નથી પણ અભેદઅનુભૂતિમાં છએ કારકો ભેગા સમાઈ જાય છે. જ્ઞાન સાથે અભિન્ન છએ કારકો પરિણમી રહ્યા છે.

ભાઈ! તારે સાધક થવું હોય તો તારામાં રહેલા આવા અભેદસાધનને

જાણ. એના વડે સિદ્ધપદ સધાશે. આવા આત્માના અનુભવ સિવાય બીજા કોઈ સાધન વડે સાધ્યની સિદ્ધિ થતી નથી. વ્યવહાર તે સાધક અને નિશ્ચય તે સાધ્ય -એમ કહેવામાં આવે છે તે ઉપચારથી છે. વર્તમાન વર્તતી નિર્મળ પર્યાયનો ઉત્કૃષ્ટ સાધક થઈને આત્મા જ તેને કરે છે. સાધક પોતે, સાધન પોતામાં ને સાધ્ય પણ પોતામાં. જ્ઞાનલક્ષણથી લક્ષિત આત્મામાં એ બધુંય ભર્યું છે.

છઠ્ઠા ગુણસ્થાને વર્તતી શુદ્ધી તે સાતમા ગુણસ્થાનની શુદ્ધિનું સાધન છે -એ પણ ખરેખર તો વ્યવહાર છે. પણ ત્યાંનો શુભરાગ તે શુદ્ધીનું સાધન નથી-એમ બતાવવા, એટલે કે રાગને અને શુદ્ધતાને ભિન્ન ભિન્ન ઓળખાવવા એમ કહેવાય છે કે છઠ્ઠાની શુદ્ધતા તે સાતમાનું ખરેખર સાધન છે. -એટલે કે તેની સાથેનો રાગ તે ખરૂં સાધન નથી.

છઠ્ઠાની શુદ્ધી સાતમાની શુદ્ધીનું સાધન -એવા પર્યાયભેદની વાત અહીં નથી લેવી. અહીં તો તે-તે સમયના શુદ્ધભાવરૂપે અભેદપણે પરિણમતો આત્મા જ સાધન છે. પોતે જ સાધનપણે પરિણમ્યો છે, એમ અભેદ સાધન બતાવ્યું છે. કરણશક્તિને લીધે આત્મા જ પોતાની સર્વ પર્યાયોનો સાધકતમ છે. પોતે જ સાધન છે. 'સાધકતમ' કહેતાં તે એક જ સાધન છે ને બીજું સાધન નથી. બીજું સાધન કહેવું તે વ્યવહાર છે.

સર્વજ્ઞદેવે પૂર્ણ સાધનશક્તિસમ્પન્ન આત્મા કહ્યો છે. ભાઈ, નિર્મળ પર્યાયના કોઈ સાધનની તારામાં કમી નથી કે તારે બીજા પાસે લેવા જવું પડે. પોતાની પાસે ન હોય તે બીજા પાસે માંગે. પણ અહીં તો બધુંય સાધન પોતાની પાસે છે જ. તેનું અવલંબન લે એટલી જ વાર છે. ઇન્દ્રિયો તારૂં સાધન નહિ. નિમિત્તો સાધન નહિ, વિકલ્પો સાધન નહિ. ભેદરૂપ વ્યવહાર સાધન નહિ; છતાં એ બધાને સાધન તરીકે વર્ણવ્યા હોય તો તે ઉપચારથી જ છે એમ જાણવું, ને પોતાનો શુદ્ધઆત્મા પરમાર્થ સાધન છે -તે સત્યાર્થ છે એમ જાણવું.

તીર્થંકરપ્રભુના પંચકલ્યાણક વગેરે વિભૂતિનું દર્શન તે સમ્યક્ત્વનું કારણ છે—એનું શાસ્ત્રમાં ઘણું વર્ણન આવે છે. પણ અંદરમાં સાધનશક્તિ-વાળા આત્માને લક્ષમાં રાખીને એ બધું સમજવું જોઈએ. અંદરમાં નિજાત્માનું લક્ષ જેને નથી તેને બહારના સાધનો ઉપચારથી પણ સમ્યક્ત્વનું સાધન

થતા નથી. ઉપચાર પણ ખરેખર ત્યારે લાગુ પડે કે જ્યારે અંદરમાં પોતાને પરમાર્થનું લક્ષ હોય. જો ઉપચારને જ પરમાર્થ માની લ્યે ને સાચા પરમાર્થને ભૂલી જાય તો તો તે યથાર્થવસ્તુને કયાંથી સાધી શકે? ભાઈ, આ તો વીતરાગી જિનમાર્ગ છે, એના રહસ્યો ઊંડા છે. પોતાના સ્વભાવના ભરોસા વગર જિનમાર્ગમાં એક પગલુંય ચલાશે નહીં.

આત્મશક્તિમાં જે તાકાત ભરી છે તેના ભરોસે શુદ્ધતા પ્રગટે છે. વિશ્વાસે વહાણ તરે, –કોનો વિશ્વાસ? કે પોતાના વૈભવનો વિશ્વાસ. મારામાં કરણશક્તિ છે એટલે હું જ સાધન છું, બીજા કોઈ સાધનની મને જરૂર નથી –એમ નિજસ્વભાવનો વિશ્વાસ આવતાં તે જીવ પરાશ્રય છોડીને સ્વાશ્રયે શુદ્ધતારૂપ પરિણમે છે ને તેનું વહાણ ભવસમુદ્રથી તરી જાય છે જુઓ, આ તરવાનો ઉપાય! તે-તે સમયના નિર્મળભાવરૂપે પરિણમતો આત્મા સ્વયં સાધન છે. જ્ઞાનશક્તિવડે આત્મા પોતે પરિણમીને કેવળજ્ઞાનનું સાધન થાય છે; આનંદશક્તિવડે આત્મા પોતે સાધન થઈને અતીન્દ્રિય આનંદરૂપે પરિણમે છે; શ્રદ્ધાશક્તિવડે આત્મા પોતે સાધન થઈને ક્ષાયિક સમ્યક્ત્વરૂપ પરિણમે છે આમ સર્વે ગુણોમાં પોતપોતાની નિર્મળપર્યાયનું સાધન થવાની તાકાત છે સમજાવવા માટે જુદા જુદા ગુણભેદથી વાત કરી, બાકી તો કરણશક્તિવાળા અભેદઆત્મામાં બધા ગુણ-પર્યાયો સમાઈ જાય છે. આવા અભેદ આત્માને જાણવો-માનવો-અનુભવવો તે મોક્ષમાર્ગ છે.

હે જીવ! તારા આત્મામાં કેવી શક્તિ છે તેને તું જો, તો સ્વકાર્યને સાધવા માટે તારે કોઈ બીજાની મદદ માગવી નહિ પડે. આત્માની જે કરણશક્તિ છે તે જ સ્વકાર્યને સાધનારી ઈષ્ટદેવી છે, બીજી કોઈ દેવીને ધર્મીજીવ સ્વકાર્યનું સાધન માનતા નથી. કરણશક્તિરૂપી દેવીને ઉપાસીને, એટલે કે કરણશક્તિવાળા આત્માને ધ્યેયરૂપ બનાવીને ધર્મી પોતાના સ્વકાર્યને સાધે છે.

દરેક વસ્તુમાં પોતાના અનંત સ્વભાવોરૂપ અનંત શક્તિ છે જેમ એકેક આત્મામાં અનંતશક્તિ છે, તેમ એકેક પરમાણુમાં પણ અનંતશક્તિ છે આત્મામાં જ્ઞાન-સુખ વગેરે છે તે પરમાણુમાં નથી, પણ પરમાણુમાં જડતા, વર્ણ-ગંધ-રસ-સ્પર્શ વગેરે સ્વભાવો છે. દરેક પદાર્થની શક્તિ જ તેના કાર્યની સાધક છે. તેમાંથી અહીં તો આત્મશક્તિના વૈભવની વાત છે. આત્મા પોતે સાધન થઈને પોતાના ભાવરૂપ કાર્યને સાધે છે સાધક અને

તેનું સાધન બંને વચ્ચે ભેદ નથી; ખરેખર સાધન ને સાધ્ય વચ્ચે પણ ભેદ નથી. રાગ સાધન ને નિર્મળપર્યાય સાધ્ય–એવું તો નથી, ને વર્તમાન અધૂરી પર્યાય સાધન ને પૂરી પર્યાય તેનું સાધ્ય–એમ પણ ખરેખર નથી. તે–તે પર્યાયમાં અભેદ પરિણમતો આત્મા પોતે જ તેનું સાધન છે, પોતે જ સાધક છે. કરણશક્તિવડે આત્મા પોતે સ્વતંત્રપણે પોતાનું સાધન થાય છે.



જુઓ, આ બાહુબલી ભગવાન! એક વર્ષ સુધી ઊભા ઊભા ધ્યાન કર્યું. તેમને ઉપયોગની જે નિર્મળતા થઈ તેનું સાધન કોણ? શું શરીરનું મજબૂત સંહનન હતું તે અંદરના ધ્યાનનું સાધન હતું?–ના; શરીર ઉપર તો લક્ષેય ન હતું. શરીરને ધ્યાનનું સાધન કહેવું તે તો સ્થૂલ ઉપચાર છે. અંદર પોતાની કરણશક્તિને લીધે આત્મા પોતે જ સાધન થઈને ઉપયોગની સ્થિરપર્યાયરૂપે પરિણમ્યો છે. શરીરેય તેનું સાધન નથી ને વિકલ્પોય તેનું સાધન નથી.

શરીરની જે જે ક્રિયાઓ થાય તેનું સાધન થવાની શક્તિ તેના રજકણોમાં જ છે, આત્મા તેનું સાધન થતો નથી. જડના છ કારકો જડમાં, ને આત્માના છ કારકો આત્મામાં; આ તો આત્માના વૈભવની વાત છે; તેમાં આત્માની હીનતાની વાત હોય નહીં. જેમ 'ભરતેશ-વૈભવ' બતાવવો હોય તેમાં ભરતની હીનતાની વાત કેમ આવે? તેમ અનંત-ગુણસંપન્ન ચૈતન્યવૈભવધારી આત્મા, તેને પોતાના કાર્ય માટે શરીરાદિ જડ સાધનની જરૂર પડે એમ કહેવું તે તો તેની હીનતા કરવા જેવું છે. ચૈતન્ય-વૈભવમાં સાધનની એવી ખેંચ નથી કે બીજા સાધનની મદદ લેવી પડે. એ તો સ્વાધીનપણે પોતાના જ સાધન વડે પોતાનું કાર્ય કરનારો છે. પોતે જ સાધનસ્વભાવથી પરિપૂર્ણ છે.

આત્મવૈભવમાં ૪૩ મી કરણશક્તિનું વિવેચન પૂર્ણ થયું.



## [ ૪૪ ]

# સંપ્રદાન શક્તિ

[ स्वयं दीयमानभावोपेयत्वमयी संप्रदानशक्तिः । ]



અહો, ચૈતન્યવસ્તુ! આ વસ્તુની કિંમત પૈસાથી કે રાગથી આંકી શકાય નહીં અનુપમ અતીન્દ્રિયવસ્તુ, તેના મૂલ્ય બીજા કોનાથી અંકાય? વાણી અને વિકલ્પ પણ જેના મૂલ્ય ન આંકી શકે, એવો અદ્‌ભુત આત્મવૈભવ, તેના મૂલ્ય સ્વાનુભવવડે જ અંકાય છે આ ચૈતન્યવૈભવ પાસે ચક્રવર્તીના રાજ પણ સાર વગરના લાગે છે



[ સં. ૨૦૨૧ પોષ વદ ૧૪ : ૪૭ શક્તિ ઉપર પ્રવચન ૪૧ મું ]



જ્ઞાનમાત્ર આત્મા, એટલે કે જ્ઞાનલક્ષણથી લક્ષિત વસ્તુ, તેમાં અનંત સ્વભાવો છે. આવા જ્ઞાનમાત્ર ભાવને અનુભવમાં લેતાં જે નિર્મળપર્યાયરૂપ ભાવ પ્રગટ્યો તે આત્માએ પોતે દીધો છે ને આત્મા પોતે પાત્ર થઈને તે લ્યે છે. તે ભાવ કોઈ બીજાએ આપ્યો નથી, ને આત્માથી બહાર બીજે ક્યાંય ગયો નથી. દેનાર પોતે ને લેનાર પણ પોતે, આવી અભેદ સંપ્રદાનશક્તિ આત્મામાં ત્રિકાળ છે.

પર્યાયમાં શુદ્ધતા નથી તો ક્યાંથી લાવશો? તો ધર્મી કહે છે કે મારો આત્મા પોતે જ શુદ્ધતા દેનારો છે, ને હું જ તે શુદ્ધતા લેવાને પાત્ર છું. આત્મા કોઈને માટે શુદ્ધતા પ્રગટ કરતો નથી પણ પોતાને માટે જ શુદ્ધતા પ્રગટ કરે છે, ને તે શુદ્ધતા પ્રગટ કરીને પોતાની પાસે જ રાખે છે.

અહા, કેવળજ્ઞાન ને સિદ્ધપદ આપ્યા કરે એવો મોટો દાતાર આ આત્મા પોતે જ છે; તે શાશ્વત ચૈતન્યદેવને સેવતાં સહેજે કેવળજ્ઞાનાદિ થાય છે. આવો મોટો દાતાર ચૈતન્યદેવ પોતે જ હોય ત્યાં પછી જ્ઞાનીને બીજાની વાંછા કેમ હોય? તેથી કહે છે કે—

> अचिंत्यशक्तिः स्वयमेव देवः चिन्मात्रचिन्तामणिरेष यस्मात्।
> सर्वार्थसिद्धात्मतया विधत्ते ज्ञानी किमन्यस्य परिग्रहेण ॥१४४॥

ધર્મી એમ અનુભવે છે કે-અહો! મારો આત્મા જ સ્વયમેવ અચિંત્ય-શક્તિવાળો દેવ છે; મારો આત્મા જ ચૈતન્યચિંતામણિ છે-કે જેને ધ્યાવતાં કેવળજ્ઞાનાદિ આપે છે; જેના સર્વ અર્થ સિદ્ધ છે એવો પોતે જ હોવાથી જ્ઞાનીને બીજા અન્ય પરિગ્રહનું શું પ્રયોજન છે? પોતાને જ પૂર્ણસ્વરૂપે જાણનાર જ્ઞાની અન્ય પરિગ્રહમાં ક્યાંય મુર્છાતા નથી. મારામાં પોતામાં જ કેવળજ્ઞાન દેવાની તાકાત છે, તોપછી મારે બીજા કોની સામે જોવું છે? મારો આત્મા જ મારા અનંત ગુણોની નિર્મળપરિણતિના છએ કારકરૂપ એકસાથે થાય છે, એવી અચિન્ત્યશક્તિ મારામાં છે.

એક સાથે જેમાં જ્ઞાનાદિ અનંત શક્તિઓ વ્યાપેલી છે એવા આત્મ-સ્વભાવનો અનંત મહિમા છે. એક પણ શક્તિને કાઢી નાંખો કે પરને લીધે

માનો તો સ્વાધીન આખી વસ્તુ જ સિદ્ધ નહિ થાય સંપ્રદાનશક્તિ એ ચૈતન્ય-રત્નાકરનું એક દૈવી રત્ન છે તે શું કાર્ય કરે? કે પોતાથી જે નિર્મળભાવ દેવામાં આવે છે તેને પોતે લ્યે છે, શક્તિના પરિણમનને પર્યાયમાં ઝીલે છે, એટલે દેવું ને લેવું બંને પોતામાં જ સમાય છે, તેને પર સાથે સંબંધ નથી. —આવું સંપ્રદાનશક્તિનું કાર્ય છે ધન વગેરેનો દાતા આત્મા નથી ને તેને લેનાર પણ આત્મા નથી, કેમકે તે તો આત્માથી જુદી વસ્તુ છે આત્મા દાતા થઈને નિર્મળભાવ આપે; કોને આપે? કે પોતાને જ આપે

અહા, આવડો મોટો દાતા તું પોતે, ને તારે બીજા પાસે ભીખ માગવી પડે! આશ્ચર્ય! આત્મામાં વૈભવ અપાર છે, તે ખોલીને પોતે નિર્મળ જ્ઞાન-આનંદના નિધાન પોતાને આપે એવી સંપ્રદાનશક્તિ આત્મામાં છે જેમ આપવાની શક્તિ પોતામાં છે તેમ તે ભાવને લેવાની શક્તિ પણ પોતામાં જ છે

આત્મદેવની ઉપાસના (અનુભવ) કરતાં તે પ્રસન્ન થઈને શું આપે? કે નિર્મળ જ્ઞાનઆનંદમય પર્યાય આપે જેની પાસે જેના ભંડાર ભર્યા હોય તે આપે. આત્મદેવ પ્રસન્ન થઈને કાંઈ રાગ કે પુણ્ય ન આપે, કેમકે રાગ એના ભંડારમાં ભર્યો નથી એના ભંડારમાં તો જ્ઞાનાદિ અનંત નિર્મળગુણો ભર્યા છે એટલે તે પ્રસન્ન થઈને જ્ઞાનાદિ અનંતગુણોની નિર્મળતા જ આપે છે, અને એને જ આત્મા લ્યે છે આવું સંપ્રદાનપણું આત્મામાં છે

પોતાના જ્ઞાનલક્ષણ દ્વારા જે શુદ્ધ આત્મદ્રવ્યને ધ્યેય કર્યું, તે ધ્યેયમાં અનંતધર્મો ને તેની નિર્મળપર્યાયો સમાય છે. આવા ચૈતન્યમાત્ર સ્વભાવમાં સ્થાપેલી અચલિતદૃષ્ટિથી જોતાં આત્માના અનંત ધર્મો પર્યાયમાં નિર્મળભાવે ઉલ્લસે છે. અચિંત્યવૈભવવાળા ચૈતન્યદરબારમાં અનંત ગુણ-પર્યાયો શોભી રહ્યા છે આત્માની પરિણતિ આત્માને છોડીને બીજે કદી જતી નથી, તે પરિણતિમાં પોતે જ આનંદનો દેનાર છે ને પોતે જ લેનાર છે. અહો, આ ચૈતન્ય-પરમાત્મરાજા! તેની નિર્વિકલ્પ પરિણતિ વડે આનંદપુત્રનો અવતાર થાય છે. પરમાત્મરાજા પોતે જ છે. જ્ઞાનદૃષ્ટિથી પોતે પોતાને દેખવાની રીત આ સમયસારમાં દેખાડી છે અનંત ગુણથી ભરેલો ગુણીજન એવો આત્મા તેના ઉપર દૃષ્ટિ કરતાં જ તે પરમઆનંદથી ભરેલી નિર્મળપર્યાયોનું દાન આપે છે —તે કોણ લ્યે છે?—કે પોતે જ તેરૂપે પરિણમીને (સંપ્રદાન થઈને) પોતામાં તે આનંદને ઝીલે છે —આવી સંપ્રદાનશક્તિવાળો આત્મા છે

સંપ્રદાનશક્તિવડે આત્મા દાન દે છે. -કોને દાન દે છે? પોતાને; શેનું દાન દે છે? આનંદનું. આત્મા પોતામાંથી વિકાર નથી દેતો, શુભવિકલ્પ કે પુણ્ય નથી દેતો, પરવસ્તુ દેવા-લેવાની ક્રિયા પણ એનામાં નથી, એ તો શુદ્ધ નિર્મળ આનંદ-જ્ઞાનાદિ પર્યાયનું દાન દે છે. પોતે જ દેનાર છે ને પોતે જ લ્યે છે; દેનાર ને લેનાર કાંઈ જુદા નથી. આવા અદ્દભુત સ્વભાવવાળો આત્મા છે. આવા ભગવાન આત્માનું સ્વલક્ષ કરતાં તે જ્ઞાનનો-દર્શનનો-આનંદનો એમ અનંત ગુણનો વૈભવ આપે છે; એમ અનંત ગુણની નિર્મળ પર્યાય અનંતકાળ સુધી આપ્યા કરે ને પોતે લીધા કરે-એવો અદ્દભુત આત્મા છે. વાહ, કેટલી સ્વાધીનતા!

જ્ઞાનાદિ અનંતધર્મસંપન્ન 'ધર્મી' એવો આત્મા. તે શું આપે? તે ધર્મીને સેવતાં તે ધર્મ આપે છે. 'ધર્મીને સેવતાં' એટલે કે તેમાં અંતર્મુખ થઈને તેના શ્રદ્ધા-જ્ઞાન-એકાગ્રતા કરતાં તે સમ્યગ્દર્શનાદિ આનંદમય ધર્મો આપે છે, પોતે જ તે-રૂપે પરિણમે છે, એનામાં જે વૈભવ ભર્યો છે તે આપે છે. આત્મામાં રાગાદિ વિકલ્પો નથી ભર્યા કે તે વિકલ્પો આપે.-વિકલ્પોવડે તેનું સેવન પણ થઈ શકતું નથી. ધર્મ તે વીતરાગીપર્યાય છે. ધર્મી-આત્મા વીતરાગીવૈભવથી ભર્યો છે, તે જ વીતરાગીવૈભવરૂપ ધર્મપર્યાય આપે છે; બીજો કોઈ ધર્મનો દાતાર નથી. ભાઈ, તારો ધર્મ બીજા પાસે નથી કે તે તને આપે. ધર્મપર્યાય આપવાની તાકાત તારા આત્મામાં જ છે. કોઈ બીજામાં, સંયોગમાં, નિમિત્તમાં, રાગના વિકલ્પોમાં કે પુણ્યમાં એવી તાકાત નથી કે તેઓ તને તારી ધર્મપર્યાય આપે. નિજસ્વરૂપને ધ્યેય કરતાં આત્મા પોતે જ અંદરની શક્તિમાંથી પોતાને ધર્મપર્યાયનું દાન દે છે, તેથી પરમાર્થે આત્મા જ 'ધર્મદાતાર' છે; ને ધર્મરૂપે પરિણમેલા વીતરાગી દેવ-ગુરુએ આવો આત્મા બતાવ્યો તેથી વ્યવહારે તેઓ ધર્મદાતાર છે.-આમ બંને પ્રકારો જેમ છે તેમ જાણવા યોગ્ય છે.

સંપ્રદાનશક્તિવાળો આત્મા કહે છે કે હું મારા ભંડારમાંથી કેવળજ્ઞાન ને પૂર્ણઆનંદ પ્રગટ કરીને મારી પર્યાયને સમર્પયામિ! આત્મા પોતે જ પોતાને અતીન્દ્રિય આનંદનું સમર્પણ કરે છે. પોતે દાતાર ને પોતે લેનાર. અભેદમાં દેનાર ને લેનાર એવા બે ભેદ નથી. સંપ્રદાનશક્તિ અખંડ આત્માની છે એટલે પોતામાંથી પૂર્ણ પર્યાય ખીલી તેને પોતે ઝીલીને પોતામાં રાખે છે.

બીજાને દાન દેવાનો શુભભાવ તે તો રાગ થયો, તેમાંથી કાંઈ અતીન્દ્રિય શાન્તિ ન આવે, તેનાથી માત્ર પુણ્ય બંધાય -પણ એ કાંઈ આત્માનો વૈભવ નથી. તારા સ્વભાવના વૈભવનો મહિમા કેટલો છે-તે લક્ષમાં તો લે. અરે, પ્રેમથી તેનું શ્રવણ તો કર. ભગવાનના જ્ઞાનમાં તારું સ્વરૂપ જેવું જોયું છે તેવું તને સંતો સંભળાવે છે. પહેલામાં પહેલા દરજ્જાનો ધર્મી (ચોથા ગુણસ્થાનવાળો સમ્યગ્દૃષ્ટિ) પોતાના આત્માને આવો જ અનુભવે છે. આવા અનુભવમાં 'અભયપણું' છે-તેમાં કોઈ પ્રકારનો ભય નથી, તેથી જેણે આવો અનુભવ કર્યો તેણે પોતે પોતાને અભયદાન આપ્યું. ભવરહિત ભાવ પોતે પોતાને આપ્યો, ત્યાં ભય ટળ્યો ને ભવ પણ ટળ્યા. આવા અનુભવ વગર સાચું અભયપણું પ્રગટે નહિ ને ભવ ટળે નહીં.

ચૈતન્યચમત્કારમાં આ અદ્ભુતતા છે કે પોતે જ પોતામાંથી પ્રગટ કરીને સમ્યગ્દર્શનાદિ પોતાને આપે છે. આવો આત્મા પ્રતીતમાં આવે તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનનો તો મોટો મહિમા છે, તેમાં તો આખો આનંદમય આત્મા પ્રતીતમાં આવી જાય છે. સમ્યગ્દર્શનમાં આનંદના અંશનું વેદન થયું, ત્યાં ભાન થયું કે અહો, આવો આખો આનંદમય આત્મા હું છું, આનંદથી ભરેલો આખો આત્મદરબાર તેણે દેખ્યો, નિજપરમાત્માનો અપૂર્વ સાક્ષાત્કાર થયો, પોતાનો અચિંત્ય આત્મવૈભવ પોતામાં જ પ્રાપ્ત કર્યો— પ્રાપ્તની પ્રાપ્તિ થઈ. સ્વાનુભૂતિ વડે પોતે પોતાને આનંદમય પર્યાય દીધી ને પોતે જ લીધી. આવો આનંદને દેવા-લેવાનો અચિંત્ય વેપાર આત્મા કરે છે.

ધર્મી જાણે છે કે મારું કેવળજ્ઞાન લેવા માટે મારે કોઈ બીજા પાસે જવું પડે તેમ નથી, મારી આત્મશક્તિમાં જ કેવળજ્ઞાન દેવાની તાકાત છે. -આમ પ્રતીતરૂપે પોતામાં કેવળજ્ઞાનની તાકાત જાણી છે. કેવળજ્ઞાન દેવાની તાકાત આત્મામાં છે, રાગમાં એવી તાકાત નથી કે કેવળજ્ઞાન આપે. કેવળજ્ઞાન આપવાની તાકાતવાળો આત્મા સમ્યગ્દૃષ્ટિની પ્રતીતમાં આવી ગયો છે, એટલે હવે તે શક્તિના આશ્રયે પરિણમન કરીને આત્મા અલ્પકાળમાં કેવળજ્ઞાન પામશે -તેમાં એને શંકા નથી.

'મોસાળમાં મામાને ઘરે વિવાહ ને મા પીરસનાર' પછી શું ખામી રહે?-એમ લોકોમાં કહેવાય છે, તેમ અહીં કહે છે કે અનંતગુણભંડાર આત્મા પોતે જ દેનાર ને પોતે જ લેનાર, -પછી લેવામાં કોણ અધૂરું રાખે? જેટલું

જોઈએ તેટલું પૂરું આપે એવી આત્માની તાકાત છે. પોતે સ્વયં પોતાના છ કારકરૂપ થઈને સ્વભાવરૂપ પરિણમે—તેનું નામ ધર્મ, તે જ સુખ, ને તે જ મોક્ષમાર્ગ.

ભાઈ, તારે ધર્મ કરવો છે ને! તો ધર્મ કરનાર કોણ? ને તે કેટલો મોટો? તેને ઓળખ્યા વગર ક્યાંથી તું ધર્મ કરીશ? ધર્મ કરનાર એવો આત્મા પોતાની અનંત શક્તિઓથી પૂર્ણ છે, તેનો વૈભવ મહાન છે. તેની અનંતગુણસમ્પત્તિમાં જે નિર્મળભાવ ઉલ્લસે છે તેને ઉપેય કરવાની, અંગીકાર કરવાની તાકાત આત્મામાં જ છે. આ તો કેવી અદ્‌ભુત વાત છે કે એક સમયમાં એક જ વસ્તુ દાતાર ને તે જ લેનાર! અદ્‌ભુત હોવા છતાં આનંદકારી છે, અનુભવગમ્ય છે. જ્ઞાનમાં એવી અદ્‌ભુત તાકાત છે કે વિકલ્પ વગર એક સમયમાં ત્રણકાળ ત્રણલોકને જાણે.

જ્ઞાનસ્વરૂપ આત્મા અનંત ધર્મો સહિત વર્તે છે, ભિન્નભિન્ન લક્ષણવાળા અનંતધર્મોને કાર્યની ભિન્નતા છે છતાં વિરુદ્ધતા નથી, એક જ વસ્તુમાં અવિરુદ્ધપણે એકસાથે બધા ધર્મો રહેલા છે. ચૈતન્યખજાનામાં ગુણની—ધર્મની ખોટ નથી. અનંતગુણસમ્પન્ન ભગવાન આત્મા પોતે હોવા છતાં, પોતાનું ભગવાનપણું ભૂલીને પર્યાયમાં અજ્ઞાનીને જે દોષ છે તે દુઃખ અને સંસાર છે. અજ્ઞાનથી આખા નિજવૈભવને તે ભૂલી જાય છે ને બહારમાં ભીખ માંગતો ભટકે છે. પરાશ્રયથી જે લાભ માને છે તે બહારમાં ભલે મોટો ગણાતો હોય પણ અંતરપરિણતિમાં તો તે ભીખારી છે. જ્ઞાની નિજવૈભવને જાણતો થકો મોટો સ્વાધીન રાજા છે, તે બહારમાંથી કાંઈ પણ લેવા માંગતો નથી, એટલે તે બહાર ભટકતો નથી, અંદર પોતામાં જ એકાગ્ર થાય છે.

અહીં પોતાના સ્વાનુભવના નિજવૈભવથી આચાર્યદેવ જગતના જીવોને તેમનો આત્મવૈભવ બતાવે છે. ભાઈ! તારા ચૈતન્યદ્રવ્યના નિધાનને લક્ષમાં લેતાં તેમાંથી અનંત નિધાન પ્રાપ્ત થશે; પોતે જ તેનો લેનાર ને પોતે જ દેનાર. દેવા-લેવામાં સમયભેદ નથી, ક્ષેત્રભેદ નથી, દ્રવ્ય ભિન્ન નથી. આવો સંપ્રદાનસ્વભાવ આત્મામાં ત્રિકાળ છે. એનું ભાન કરતાં પરવસ્તુને દેવા-લેવાની બુદ્ધિ છૂટી જાય છે, ને પોને પોતામાં એકાગ્ર થઈને પોતાની નિર્મળપર્યાયને સદાકાળ લીધા કરે છે. રાગમાંય દેવા-લેવાની કર્તૃત્વબુદ્ધિ તેને રહેતી નથી, રાગમાંથી એકત્વબુદ્ધિ છૂટીને જ્ઞાન જ્ઞાનમાં જ એકત્વપણે પરિણમે છે; એટલે

સ્વસન્મુખ પરિણમતો તે પોતામાં જ્ઞાનભાવ જ લ્યે છે ને પોતે પોતાને જ્ઞાનભાવ જ આપે છે. –આવો આત્માનો સંપ્રદાનસ્વભાવ છે.

પરવસ્તુને હું આપું કે લઉં –એ વાત તો છે જ નહિ
રાગાદિ હું આપું કે લઉં –એ વાત અજ્ઞાનમાં જાય છે.

જ્ઞાનભાવ રાગને દેતો કે લેતો નથી, રાગનું સંપ્રદાન થાય એવો જ્ઞાનનો સ્વભાવ નથી. રાગના કર્તૃત્વમાં જે રોકાયો છે તે શુદ્ધ સંપ્રદાનશક્તિવાળા આત્માને જાણતો નથી. બાહ્યસામગ્રી, પુણ્ય અને શુભરાગ—એ ત્રણેથી ભિન્ન જ્ઞાનભાવમય આત્મા છે. અરે, જીવને પોતાને પોતાની ખબર નથી કે હું કોણ છું ? ને મારું સ્વરૂપ શું છે ?—

'હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરિહરું ?
એના વિચાર વિવેકપૂર્વક શાંતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિકજ્ઞાનના સિદ્ધાન્તતત્ત્વો અનુભવ્યા '

જુઓ, ૧૬ વર્ષની નાની ઉંમરે શ્રીમદ્ રાજચંદ્રજીના આત્મામાંથી આ ભણકારા ઊઠ્યા છે. –આત્મા ક્યાં નાનો છે ? આત્માના વિચાર માટે અંદર શાંતપરિણામ જોઈએ. ભગવાન્ ! તારી ચૈતન્યશક્તિનું અપાર માહાત્મ્ય છે. અનંત રહસ્યથી ભરેલી સર્વજ્ઞની વાણી પણ જેની શક્તિનું પૂરું કથન કરી ન શકી તેના અચિંત્ય મહિમાની શી વાત ! વાણીગમ્ય ન થાય, સ્વાનુભવગમ્ય થાય –એવો આત્મસ્વભાવ છે. તે પોતાને કેવળજ્ઞાન આપે ને પોતે લ્યે –એવું તેના સ્વભાવનું સામર્થ્ય છે. બીજા આપે ને તું લે –એવો દીન પરાધીન તું નથી. વાણી તને જ્ઞાન આપે –એમ નથી, વિકલ્પો તને જ્ઞાન આપે એમ પણ નથી, તારી જ્ઞાનશક્તિ જ તને જ્ઞાન આપે છે. વાણીમાં ને વિકલ્પમાં જ્ઞાનનું સંપ્રદાન થવાની તાકાત નથી, તે તો જ્ઞાનથી જુદી જ જાત છે. જ્ઞાનનું સંપ્રદાન થવાની તાકાત આત્મામાં છે. પોતાની શક્તિનો પોતાને વિશ્વાસ આવવો જોઈએ.

તારામાં કેવળજ્ઞાન લેવાની પાત્રતા છે ?
–ધર્મી કહે છે કે હા.
તને કેવળજ્ઞાન કોણ આપશે ?
–મારો આત્મા જ મને કેવળજ્ઞાન આપશે.

સંપ્રદાનશક્તિથી આત્મા પોતે પોતાને કેવળજ્ઞાન આપે ને પોતે લ્યે, તેમાં વચ્ચે બીજું કોઈ તેને રોકનાર નથી. આત્મામાં કેવળજ્ઞાન થવાની તાકાત જાગે–તૈયારી થાય ત્યાં કોઈ ક્ષેત્ર કે કાળ તેને અટકાવે નહિ. એ જ રીતે સિદ્ધપદને સાધવાની આત્મામાં તાકાત છે. પાત્ર–લેનાર તૈયાર થયો ત્યાં દેનેવાલા દાતા પણ તે વખતે જ તૈયાર છે, તેમાં રાહ જોઈને બેસી રહેવું પડે તેમ નથી, કે બીજા સામે જોવું પડે તેમ નથી.

અરે જીવ! તારો આત્મા જે નિર્મળભાવપણે વર્તે છે તે ભાવને બીજો કોઈ આપે નહિ ને બીજો કોઈ લૂંટી શકે નહિ. શા માટે તું તારી શક્તિને ભૂલીને બીજા પાસે ભીખ માંગે છે? તારો સ્વાધીન સ્વભાવ છે તેને દેખ. આત્માનો ગુણ પર પાસે માંગવો એ તો પામરતા ને ભીખારીપણું છે. પોતાના ગુણોની પર્યાય પોતામાંથી જ લેવાની આત્માની તાકાત છે. તીર્થંકરોએ પોતાની આવી તાકાત પ્રગટ કરીને કેવળજ્ઞાનને સાધ્યું...ને જગતને તેનો ઉપદેશ આપ્યો.

શ્રાવકના ધર્મોના વર્ણનમાં મુનિને આહારદાન દેવાનું વગેરે વર્ણન આવે, તેમાં દાન, દાતા, દેયવસ્તુ અને લેનાર પાત્ર–એની વિશેષતાનું વર્ણન આવે છે અને તેની વિશેષતાઅનુસાર ફળની પણ વિશેષતા હોય છે–એમ બતાવ્યું છે, એ તો તે પ્રકારના વિવેકનું તથા ધર્મીના બહુમાનનું જ્ઞાન કરાવ્યું છે; કાંઈ બહારની દેવા-લેવાની ક્રિયા આત્મા કરે છે એમ ત્યાં સ્થાપવું નથી. તેમાં અને આ વાતમાં કાંઈ વિરોધ નથી. કેમકે અહીં તો શુદ્ધાત્માનું સ્વરૂપ બતાવવું છે એટલે તેમાં રાગની કે બહારની ક્રિયાની વાત ન આવે. ને ત્યાં તો શ્રાવકની ભૂમિકાના શુભપરિણામ કેવા હોય છે તે બતાવવું છે એટલે નિમિત્તરૂપ બહારની ક્રિયા કેવી હોય તે પણ બતાવ્યું છે. તે વખતે તે ધર્માત્મા શ્રાવકને પણ આવા શુદ્ધાત્માની દૃષ્ટિ તો ભેગી જ છે, એટલે બહારમાં મુનિરાજને આહારદાન વગેરે દેતી વખતે અંદરમાં તો પોતે પોતાના આત્માને નિર્મળ પર્યાયમાં અતીન્દ્રિય આનંદનું દાન આપી રહ્યા છે, ને પોતે જ પાત્ર થઈને તે લ્યે છે.–આત્માની આવી સંપ્રદાનશક્તિને જે સમજે તેને આત્મામાંથી અપૂર્વ શાંતિ આવ્યા વિના રહે નહિ. તે શાંતિનો દેનાર અને લેનાર આત્મા પોતે જ છે.

સંપ્રદાનશક્તિનું વર્ણન પૂરું થયું. (૪૪)

★

[ ૪૫ ]

# અપાદાન શક્તિ

[ उत्पादव्ययालिंगितभावापायनिरपायध्रुवत्वमयी अपादानशक्तिः । ]



**અદ્ભુત આત્મવૈભવ**

'અહો, આત્માનો આ સહજ અદ્ભુત વૈભવ!' એમ કહીને આચાર્યદેવે કળશ ૨૭૩મા આત્માનો પરમ મહિમા કર્યો છે, અદ્ભુતથી પણ અદ્ભુત એવો આત્માનો સ્વભાવ-મહિમા વિજયવંત વર્તે છે, એને અનુભવનારા ધર્માત્માઓ વિજયવંત વર્તે છે





જ્ઞાનસ્વરૂપ આત્મા ઉત્પાદ-વ્યય-ધ્રુવતાસ્વરૂપ છે; તેમાં ઉત્પાદ-વ્યયરૂપ ક્ષણિકભાવ બીજા સમયે નાશ પામવા છતાં ધ્રુવસ્વભાવને લીધે આત્મા નષ્ટ થઈ જતો નથી; અપાદાનશક્તિને લીધે અવિનાશીપણે ધ્રુવ ટકવાનો તેનો સ્વભાવ છે. આત્મામાં જે નિર્મળ ભાવોના ઉત્પાદ-વ્યય થાય છે તેનો ધ્રુવ આધાર આત્મા છે. અપાદાનશક્તિ તે ધ્રુવભાવને અવલંબનારી છે. ઉત્પાદ-વ્યયરૂપ ક્ષણિક ભાવોનો નાશ થવા છતાં આત્મા નાશ પામી જતો નથી—એવું ધ્રુવતામય અપાદાનપણું આત્મામાં છે. જોકે બીજા સમયે બીજી પર્યાયરૂપ પરિણમે છે ને ત્રીજા સમયે ત્રીજી પર્યાયરૂપે આત્મા પરિણમે છે, કાંઈ પર્યાય વગરનો આત્મા થઈ જતો નથી; પણ એ પર્યાયો તો એક પલટીને બીજી થયા કરે છે, જ્યારે ધ્રુવસ્વભાવથી જોતાં આત્મા એવો ને એવો બિરાજમાન છે, તેનો નાશ થતો નથી. આવો આત્મા પોતાની ચૈતન્યસીમામાં રહેલો છે; ચૈતન્યસીમાથી તે બહાર જતો નથી; તેમજ એની ચૈતન્યસીમામાં પરવસ્તુને કે પરભાવોને પ્રવેશવા દેતો નથી.

પોતાની પર્યાયોના ઉત્પાદ-વ્યયમાં સળંગ ધ્રુવપણે આત્મા ટકી રહે છે એવી તેની અપાદાનશક્તિ છે. જે સળંગ ટકી રહે તેને અપાદાન કહેવાય. દિવ્યધ્વનિ વ્યય થઈને બીજી પર્યાય થઈ—તેમાં તેના પરમાણુ ધ્રુવ-અપાદાનપણે ટક્યા છે, એટલે તે દિવ્યધ્વનિનું અપાદાન કાંઈ કેવળજ્ઞાનીનો આત્મા નથી, પણ તે વાણીના પરમાણુ જ તેનું અપાદાન છે; —આ રીતે ધ્રુવ રહેવારૂપ અપાદાનશક્તિ જડમાં પણ છે. આત્મામાં પણ પોતાની શક્તિની ધ્રુવતા રહીને નિર્મળપર્યાયના ઉત્પાદ-વ્યય થયા કરે છે. શક્તિ તે કારણ ને નિર્મળ-પર્યાય તેનું કાર્ય, આ રીતે કારણ-કાર્ય એક જાતના છે, અભિન્ન છે. શુભભાવ થાય તેની મર્યાદા કેટલી ? —કે પુણ્ય જેટલી. ચૈતન્યસ્વરૂપમાં તેનો પ્રવેશ નથી; તેમજ તે કાંઈ ધ્રુવ ટકતા નથી. એટલે નિર્મળપર્યાયનું અપાદાન તે નથી. આત્મામાં જે સમ્યગ્દર્શનાદિ પર્યાયોનો ઉત્પાદ થયો તેનો બીજા સમયે વ્યય થઈ જાય છે, છતાં આત્માનું સ્વરૂપ જરાપણ હાનિ પામતું નથી, ઘટી જતું નથી કે ખાલી થઈ જતું નથી, ધ્રુવપણે ટકીને સ્વાધીન ઉપાદાનથી બીજા સમયે બીજી નિર્મળપર્યાયપણે પોતે થાય છે. આ રીતે ઉત્પાદ-વ્યયરૂપ ભાવોની હાનિ થવા છતાં ધ્રુવભાવે આત્મા ટકી રહે છે, તેનું સ્વરૂપ જરાય હાનિ પામતું નથી. આવા આત્માને અનુભવમાં લેવો તે ધર્મ છે.

ધર્મનો ધ્રુવઆધાર આત્મા છે. તેની પર્યાય વ્યય થવાથી કાંઈ આત્મા સર્વથા પર્યાય વિનાનો થઈ જતો નથી, બીજા સમયે ધ્રુવ ટકતો આત્મા બીજી પર્યાયરૂપ ઊપજે છે. અનંતશક્તિનો પિંડ આત્મા તે જ ધર્મનો આધાર છે ધર્મ તો ધ્રુવ આધારમાં થાય કે બહારમાં ? ધ્રુવઆધાર તો આત્મા છે, તેના આશ્રયે ધર્મ થાય છે તે ધર્મ માટે અંદર કિંમત ચૂકવવી પડે છે. –શું કિંમત ? પર્યાયને અંતરસ્વભાવની સન્મુખ કરીને તેમાં અર્પી દેવી, એટલે પોતાના અનંતગુણસંપન્ન આત્માનો જ મહિમા આવવો ને તેના સિવાય રાગ-પુણ્ય કે સંયોગનો મહિમા ન આવવા દેવો, –આ રીતે સ્વભાવનો મહિમા લાવીને સ્વસન્મુખ થતા સમ્યગ્દર્શનાદિ સ્વપર્યાયો પ્રગટે છે, તે ધર્મ છે.

આત્માનો મહિમા કરે નહિ ને બીજાનો મહિમા છોડે નહિ, તો તેને સમ્યગ્દર્શનાદિ પર્યાય પ્રગટે નહિ પોતાના તત્ત્વની જેવી કિંમત છે તેવી જ્ઞાનમાં લીધા વગર તે કિંમતવાન વસ્તુ ક્યાંથી પ્રાપ્ત થાય? વસ્તુને લેવા માટે તેની પૂરી કિંમત આપવી જોઈએ બીબોડીની કિંમતમાં નીલમણિ લેવા માગે તો લોકોમાં તે પાગલ ગણાય, તેમ વિકાર વડે ચૈતન્યહીરો લેવા માગે તો અધ્યાત્મમાર્ગમાં તે મૂરખ છે ભાઈ, હીરો લેવા માટે તેની કિંમત ભરવી પડે છે, તેમ આ ચૈતન્યહીરો લેવા માટે (અનુભવવા માટે) તેને શ્રદ્ધામાં-પ્રતીતમાં ઝીલીને કિંમત ભરવી જોઈએ. ભગવાન આત્મા જગતનું સૌથી ઉત્તમ ચૈતન્યરત્ન, અનંત મહિમાવંત, તેને અંતર્મુખ ઉપયોગવડે આનંદસહિત પ્રતીતમાં ઝીલીને કિંમત આપે, વિશ્વાસ કરે, જ્ઞાન કરે, ને તેને માટે સર્વસ્વ અર્પણ કરી દે ત્યારે જ તે ચૈતન્યરત્ન પ્રાપ્ત થાય છે. એ રત્ન એવું સોંઘું નથી કે શુભરાગ વડે પ્રાપ્ત થઈ જાય –થાય છે તો પોતામાંથી જ તેની પ્રાપ્તિ, પણ તેના માર્ગે તે પ્રાપ્ત થાય, બીજી રીતે પ્રાપ્ત ન થાય

કેવળજ્ઞાનાદિ અનંત રત્નો સદાકાળ જેમાંથી પ્રગટયા કરે એવી ધ્રુવ રત્નખાણ આત્મા છે. નિર્મળપર્યાય ઊપજે ને વ્યય પામે તેથી આત્માના સ્વરૂપમાંથી શું કાંઈ ઘટી ગયું ?–તો કહે છે કે ના, ચૈતન્યલબ્ધિ એવી અખૂટ છે કે એમાંથી નિધાન નીકળ્યા જ કરે પણ તે કદી ખૂટે નહિ, જેમ કોઈ મહા મુનિરાજને 'અક્ષીણમહાનસ' નામની એવી લબ્ધિ સહેજે પ્રગટી હોય છે કે, જે ઘરમાં તેમણે આહાર કર્યો હોય તે ઘરમાં ચક્રવર્તીનું આખું સૈન્ય

(કરોડો માણસો) જમે તોપણ ભોજન ખૂટે નહિ; છતાં એ ઋદ્ધિ તે તો પુણ્યકૃત ઋદ્ધિ છે, એ કાંઈ અંદરના ગુણની ઋદ્ધિનું કાર્ય નથી; ગુણની ઋદ્ધિ તો પોતાના અનુભવમાં સમાય, તે કાંઈ બહારમાં કામ ન કરે. લોકોને બહારની લબ્ધિનો વિશ્વાસ આવે છે; પણ અંદર ગુપ્ત ચમત્કારથી ભરેલી ચૈતન્યલબ્ધિમાં અનંતગુણના અખૂટ અક્ષય નિધાન છે તે તો જ્ઞાનીને જ સ્વાનુભવવડે પ્રતીતમાં આવે છે. પોતામાંથી સદાકાળ જ્ઞાન-આનંદાદિની શુદ્ધપર્યાય કાઢી કાઢીને ભોગવ્યા જ કરે છતાં કદી ખૂટે નહિ એવી ઋદ્ધિ ચૈતન્યમાં ભરી છે. ધ્રુવને ધ્યેય બનાવીને અભેદપણે પર્યાય તેમાં લીન થઈ ત્યાં સદાકાળ કેવળજ્ઞાન...કેવળજ્ઞાન...કેવળજ્ઞાન......થયા જ કરે, અતીન્દ્રિય આનંદ......આનંદ......આનંદ........થયા જ કરે, એવા નિધાનની ધ્રુવ-ખાણ આત્મા છે.

કોઈ બાવાએ નાના પાત્રમાંથી એક હજાર માણસને જમાડી દીધા —એમ સાંભળે ત્યાં ચમત્કાર લાગી જાય છે ને તે જોવાનું કુતૂહલ કરે છે, પણ હે ભાઈ! એમાં તો કાંઈ સાર નથી. ખરો ચમત્કારી તો આ આત્મ-સ્વભાવ છે કે જે પોતામાંથી સાદિ-અનંતકાળ શુદ્ધતા કાઢી કાઢીને પોતે તેને ભોગવ્યા કરે, છતાં ખૂટે નહિ, હવે નિર્મળપર્યાય નહિ આવે એમ કદી થાય નહિ; આવા તારા સ્વભાવનું આશ્ચર્ય લાવી, મહિમા લાવી તેને જોવાનું તું કુતૂહલ કર. બહારની એવી લબ્ધિ (માણસોને જમાડી દેવા વગેરે) તો થોડોક કાંઈ શુભરાગ કર્યો હોય તેના ફળમાં પણ પ્રાપ્ત થઈ જાય, તે કાંઈ મોટી વાત નથી. પણ આત્માના ભંડારમાંથી સદાકાળ નિર્મળપર્યાયના નિધાન નીકળ્યા જ કરે,—જેને કોઈ વિકલ્પની કે પરની અપેક્ષા નહિ—એવા અપાદાનસ્વભાવી આત્માને અનુભવમાં લેવો તે મોટી ને અપૂર્વ વાત છે, તેના ફળમાં સિદ્ધદશા પ્રાપ્ત થશે. સિદ્ધનેય સમયે સમયે પર્યાય વ્યય થવા છતાં નવી નવી પર્યાયો સ્વભાવમાંથી આવ્યા જ કરે છે; તે પૂર્ણ પર્યાય પ્રગટવા છતાં શક્તિમાંથી જરાય ઘટતું નથી. આવું તો એક શક્તિનું માહાત્મ્ય! ને આવી અનંત-શક્તિમય ભગવાન આત્મા! આવો મહિમાવંત આત્મા જેને શ્રદ્ધામાં આવ્યો, સ્વસંવેદનમાં આવ્યો તે જીવ ધર્મી છે. તેણે ધ્રુવતારાની જેમ પોતાના સ્વભાવમાં મીટ માંડી...તે પોતે ધ્રુવ ટકીને સદાકાળ નિર્મળપર્યાયના ઉત્પાદ-વ્યયરૂપ પરિણમ્યા કરશે. આવો ભગવાનનો માર્ગ છે, ભગવાન થવાની આ

રીત છે. આવા આત્માને જે જાણે તે ભગવાન થાય છે ને ભવથી તેનો ઉદ્ધાર થાય છે. આવા આત્માને જાણ્યા વિના બીજી કોઈ રીતે ભવથી ઉદ્ધાર થતો નથી ને ભગવાન થવાતુ નથી.

આત્માની અપાદાનશક્તિનુ વર્ણન પૂર્ણ થયુ. (૪૫)



સમયસારનો પહેલો પાઠ



સમયસારના પહેલા જ પાઠમા આચાર્યદેવ કહે છે કે હે ભવ્ય! તારા આત્મામા સિદ્ધપણુ સ્થાપ સિદ્ધ ભગવતોને આદર્શરૂપે રાખીને નક્કી કર કે 'જેવા સિદ્ધ તેવો હુ'—આવા લક્ષપૂર્વક સમયસાર સાભળતા તને તારો અદ્ભુત આત્મવૈભવ તારામા દેખાશે



तं एयत्तविहत्तं दाएहं अप्पणो सविहवेण



આચાર્યદેવ કહે છે કે—

જિનવાણીની ઉપાસનાથી, અબાધયુક્તિના અવલંબનથી, પરંપર ગુરુઓવડે પ્રસાદીરૂપે અપાયેલ શુદ્ધાત્મતત્ત્વના ઉપદેશથી અને આનંદમય સ્વસંવેદનથી પ્રગટેલો મારા આત્માનો જે નિજ-વૈભવ છે તે સમસ્ત આત્મવૈભવવડે હું આ સમયસારમાં એકત્વ-વિભક્ત શુદ્ધઆત્મા દેખાડું છું.

હે શ્રોતાઓ! તમે સ્વાનુભવ-પ્રત્યક્ષવડે પરીક્ષા કરીને તે પ્રમાણ કરજો.

[ ૪૬ ]

# અધિકરણ શક્તિ

[ भाव्यमानभावाधारत्वमयी अधिकरणशक्तिः । ]

卐

**ઉલ્લસતો "આનંદનો દરિયો"**

અહા, આ તો ચૈતન્યસમુદ્ર ઉલ્લસી રહ્યો છે જેમ ચંદ્ર ઊગે ત્યાં દરિયો ઉલ્લસે, તેમ ચૈતન્યચંદ્ર એવા અમૃતચંદ્રે આ આત્મખ્યાતિ ટીકાવડે ચૈતન્યના આનંદના દરિયાને અનંત નિર્મળ શક્તિથી ઉછાળ્યો છે—વૃદ્ધિગત કર્યો છે—પ્રગટ પરિણમાવ્યો છે અહા, આવો આનંદનો સમુદ્ર તેમાં ડૂબો ! મગ્ન થાઓ



[ ૪૭ શક્તિ ઉપરનું પ્રવચન છેલ્લું-૪૨મું; વીર સં. ૨૪૯૧ પોષ વદ ૧ રવિ ]



જ્ઞાનભાવમય આત્મા છે; તે પોતે જ પોતાના જ્ઞાનાદિ ભાવોનો આધાર છે. તે-તે કાળે પરિણમતા નિર્મળ ભાવો આત્માના જ આધારે પરિણમે છે, કોઈ બીજો તેનો આધાર નથી. આત્મા જ પોતાની અધિકરણ શક્તિથી પોતાના ભાવોનો આધાર થાય છે. આત્માના જ્ઞાનમાં, શ્રદ્ધામાં, આનંદમાં-એમ સર્વે ગુણોમાં પોતપોતાનું કાર્ય છે, તેમ આત્માની અધિકરણશક્તિનું કાર્ય એવું છે કે જે-જે પર્યાયો થાય તેના આધારરૂપ પોતે વર્તે છે. સીતાજી વગેરે ધર્માત્મા પોતાના આવા આત્માને જાણતા હતા કે, વન-જંગલમાં પણ અમે નિરાધાર નથી, અમારો આત્મા જ અમારા સમ્યક્ત્વાદિ ભાવોનો આધાર છે, તેના જ આધારે અમારા સમ્યકત્વાદિ ભાવો ટકયા છે. રાજમાં હતા ત્યારેય અમારો આધાર બીજું કોઈ ન હતું ને અત્યારે જંગલમાં પણ બીજું કોઈ અમારો આધાર નથી. અમારો આધાર અમારામાં જ છે. જેમ કાર્યનો કર્તા કે સાધન જુદા નથી હોતા તેમ તેનો આધાર પણ જુદો હોતો નથી. અસંખ્યપ્રદેશી આત્મા અનંતગુણોના નિર્મળભાવોનો આધાર છે. અનંત આકાશને જેમ બીજો આધાર નથી, પોતામાં જ આધાર-આધેય-પણું છે, તેમ આત્માની અનંતશક્તિને કે તેના નિર્મળભાવોને કોઈ બીજો આધાર નથી. આત્મા પોતે જ આધાર છે. આધાર ને આધેય જુદા નથી.-આવા નિર્ણયથી અંતર્મુખતા થાય છે, ને પોતાના આધારે નિર્મળભાવ પ્રગટે છે.

આત્મા જ્ઞાનસ્વરૂપ છે; તેને અંતર્મુખ જ્ઞાનપર્યાય દ્વારા લક્ષગત કરતાં જે અનંતગુણ તથા તેની નિર્મળપર્યાયો -એવા ગુણપર્યાયોનો સમુદાય લક્ષિત થાય છે તેવડો આત્મા છે. આવો આત્મા દૃષ્ટિમાં આવે ત્યાં તે પોતાના આધારે જ સમ્યગ્દર્શનાદિ નિર્મળભાવરૂપે પરિણમે છે; તેનો આધાર શરીર નથી, શુભરાગ તેનો આધાર નથી. શરીર અને રાગથી પાર આવા આત્માને પ્રતીતમાં લેતાં, વિકલ્પ કે વાણીના આધાર વગર જ સ્વાશ્રયે નિર્મળ પરિણમન પ્રગટે છે. આવા સામર્થ્યવાળી અધિકરણશક્તિ છે. અનંત શક્તિથી ભરેલો ચૈતન્ય-રત્નાકર, તેની દરેક શક્તિમાં દિવ્યતા છે. આવી દિવ્યતાવાળો આત્મદેવ, તેનો અનુભવ ને સાક્ષાત્કાર કેમ થાય તેની આ રીત છે. સર્વજ્ઞના માર્ગ સિવાય બીજે કયાંય આ વાત યથાર્થ હોય નહિ.

અનંત ગુણો પોતાની અધિકરણશક્તિથી જ પોતપોતાની નિર્મળ-પર્યાયના આધાર થાય છે; અભેદપણે આખો આત્મા જ આધાર છે. સમ્યગ્દર્શનપર્યાયનો આધાર કોણ? શ્રદ્ધાગુણવાળા આત્મામા જ એવી અધિકરણ-શક્તિ છે કે સમ્યગ્દર્શનપર્યાયનો આધાર થાય. મનુષ્યદેહ કે ૫ ચેન્દ્રિયપણુ તે સમ્યગ્દર્શનનો આધાર નથી, શુભરાગ કે નવતત્ત્વના વિકલ્પો તે સમ્યગ્દર્શનનો આધાર નથી, દેવ-ગુરુના આધારે આ આત્માનુ સમ્યગ્દર્શન નથી, તે પર્યાયનો આધાર આત્મા પોતે જ છે. તત્ત્વાર્થસૂત્રની ટીકામા ત્રસનાલી વગેરેને સમ્યગ્દર્શનના અધિકરણ તરીકે વર્ણવ્યા છે, તે વ્યવહારથી આધાર છે, ખરેખર આત્માનો સમ્યગ્દર્શનભાવ આત્માના જ આધારે છે

એ જ રીતે જ્ઞાનનો આધાર આત્મા છે, કોઈ ઈંદ્રિયો વગેરે પરના આધારે જ્ઞાનભાવ નથી, જ્ઞાનસ્વરૂપ આત્મા જ જ્ઞાનનો આધાર છે.

चरित्तं खलु धम्मो-તે ચારિત્રપર્યાયનો આધાર કોણ? કોના આધારે ચારિત્ર-પર્યાયનુ ઘડતર થાય? શરીરના આધારે કે વ્રતના વિકલ્પોના આધારે ચારિત્ર-પર્યાય થતી નથી. ચારિત્રસ્વભાવથી ભરેલો જે આત્મા તે જ પોતાના ચારિત્ર-ભાવનો આધાર છે. જ્ઞાન-દર્શન-ચારિત્રનો આધાર થવારૂપ અધિકરણશક્તિ આત્મામા જ છે; તેમા કોઈ બીજાનો આધાર કે આશ્રય લેવો પડતો નથી.

સમ્યગ્દર્શનપૂર્વક જ અનુભવજ્ઞાન થાય ને તે પછી જ ચારિત્રદશા હોય,-તે અપેક્ષાએ સમ્યગ્દર્શનના આધારે જ્ઞાન-ચારિત્ર છે એમ કહેવાય, પણ ખરેખર તે જ્ઞાન-ચારિત્રમાં આત્મા પોતે અભેદઆધાર થઈને પરિણમ્યો છે પર્યાયનો આધાર બીજી પર્યાય નથી, પણ પર્યાયનો આધાર તેની સાથે અભેદ વર્તતો આત્મા છે. મારા જ્ઞાનમા, મારી શ્રદ્ધામાં, મારા ચારિત્રમા મારો આત્મા જ આધાર છે -એમ ધર્મી અનુભવે છે.—

મુજ જ્ઞાનમા આતમા ખરે, દર્શન-ચરિતમા આતમા,
પચખાણમા આતમા જ, સંવર યોગમા પણ આતમા (૧૦૦)

મારા જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરે સર્વ નિર્મળભાવોમા અભેદપણે મારો આત્મા જ વર્તે છે એટલે તે જ આધાર છે, તે સમ્યગ્દર્શનાદિમા રાગની એકતા નથી, રાગ તેનો આધાર નથી પરમાર્થ આધાર જે આત્મા, તેની સન્મુખ થતા સમ્યગ્દર્શનાદિ થાય છે અહા, જગતમા વસનારા વીતરાગી

સન્તોએ અંતરમાં આત્માની શક્તિઓનું કેવું ઘોલન કર્યું છે! અંદર સ્વાનુભવરસમાં ઘૂંટી ઘૂંટીને તેનું સત્ત્વ કાઢયું છે. અહા, આત્મશક્તિનો મહિમા કોઈ અમાપ છે-જેનું માપ વિકલ્પથી કે વચનથી થઈ શકતું નથી. આત્મા પોતે ધ્રુવપણે રહીને પોતાની નિર્મળ પર્યાયનો અધિકરણ થાય છે. ધર્મનો આધાર આત્મા પોતે છે, બીજો કોઈ નથી. આત્માનો ધર્મ આત્માના જ આધારે થાય છે. જડના ધર્મો જડના આધારે છે, ને આત્માના ધર્મો આત્માના આધારે છે.

એક વસ્તુનો ધર્મ બીજી વસ્તુના આધારે હોતો નથી; તેમજ તેની પોતાની એક પર્યાયના આધારે બીજી પર્યાય થતી નથી. અધિકરણસ્વભાવવાળો આત્મા છે. તે જ પોતાની સર્વ પર્યાયનો આધાર થાય છે. તેથી ધર્મી જીવ પર્યાયેપર્યાયે અખંડ આત્માને દેખે છે, તેને જ અવલંબે છે. આ રીતે પોતાના સર્વ ભાવના અધિકરણરૂપે પોતાના આત્માને જ જે જાણે તે સંયોગનો આધાર લેવા કેમ જાય? એટલે સંયોગ ઠીક હોય તો ધર્મ થાય એવી મિથ્યાબુદ્ધિ તેને રહેતી નથી. અનુકૂળ સંયોગ હો કે પ્રતિકૂળ, બંને વખતે મારો ધર્મ તો મારા આધારે જ છે, એટલે પોતામાં જોવાનું રહ્યું, સંયોગો ઉપર રાગદ્વેષ કરીને અટકવાનું ન રહ્યું. આમ નક્કી કરનાર સ્વસન્મુખ થઈને આત્માનો આધાર લ્યે છે, ને આત્માના આધારે અભેદ પરિણમતાં અલ્પકાળમાં તેને કેવળજ્ઞાન થાય છે...એટલે ચૈતન્યના ભંડાર તેને ખૂલી જાય છે. વાહ! ચૈતન્યભંડારને ખોલવાની કૂંચી સન્તોએ આ સમયસાર દ્વારા જગતને આપી છે.

વિકાર વગરની વીતરાગીદશા પ્રગટ થવી તે ધર્મ છે; તેનો આધાર આત્મા છે. વીતરાગદશાનો આધાર રાગ કેમ હોય? વર્તમાન વર્તતા ભાવનો આધાર આત્મસ્વભાવ છે.–કેવા ભાવ? વિકારી નહિ પણ નિર્મળભાવ લેવા. કેમકે અંતર્મુખ થઈને જ્યાં આત્માનો આધાર લીધો ત્યાં નિર્મળ જ ભાવ હોય છે, આત્માના આધારે વિકારભાવો ઉત્પન્ન થતા નથી.

આત્માના બધા ધર્મો સ્વ-આધારે છે. જ્ઞાનને ઇન્દ્રિયોનો આધાર નથી, જ્ઞાનને રાગનો આધાર નથી, જ્ઞાનને જ્ઞાનસ્વભાવી આત્માનો જ આધાર છે. જ્ઞાનનો આધાર જે બીજાને માને છે તેણે જ્ઞાનની સાથે જ રહેલા અધિકરણસ્વભાવને જાણ્યો નથી એટલે અનેકાન્તસ્વરૂપ આત્માને જાણ્યો નથી.

પુણ્ય-પાપ વગરની વીતરાગી શાન્તિનું વેદન પ્રગટે તે સાચો સન્તોષ છે, તે સન્તોષ આત્માના આધારે છે બીજાના આધારે શાંતિ લેવા માગે તેને સાચી શાન્તિ કદી મળે નહીં ભાઈ, તારા નિજગુણમાં જ શાંતિનો આધાર થવાની તાકાત છે, બીજો આધાર શોધવા જવું પડે તેમ નથી. તારા જ્ઞાનસ્વભાવને લક્ષમાં લઈને તેનો આધાર લે. તારા સમ્યગ્દર્શન-જ્ઞાન ચારિત્રમા બીજા જીવ અને અજીવને અધિકરણ તરીકે વ્યવહારથી વર્ણવ્યા છે, પરમાર્થે તારો આત્મા પોતે જ તારા સર્વ ગુણ-પર્યાયનો આધાર છે. આત્માની પર્યાય આત્માના અવલંબને થાય છે, બહારનું અવલંબન તેમા ક્યાય નથી.

આત્મા પરમ સત્ય છે. તેને અનુભવવા માટે પુરુષાર્થની જાગૃતી કેમ કરવી?—કે આત્મા જ તેનું અધિકરણ છે ઈન્દ્રિયો વગેરે કાંઈ જ્ઞાનનું ખરૂ અધિકરણ નથી એ જ રીતે આનંદનો આધાર આત્મા છે. બહારના કોઈ પદાર્થમા એવી તાકાત નથી કે આત્માના આનંદનો આધાર થાય આનંદના અસ્તિત્વમા વિકલ્પનું અસ્તિત્વ નથી, એમ બંનેની ભિન્નતા છે આનંદના આધાર બે નથી,—આત્મા પણ આધાર ને વિકલ્પ પણ આધાર—એમ બે આધાર નથી નિજગુણના આશ્રયે આનંદ સાધી શકાય છે ને પરના આશ્રયે આનંદ સાધી શકાતો નથી, આવો અનેકાન્ત છે (આમ બધા ગુણની નિર્મળપર્યાયમા આત્મા જ આધાર છે—એમ સમજી લેવું.)

અરે જીવ! તું નિરાધાર નથી, તારો આત્મા મહાન આધાર છે તે મોટાનો આશરો લેતા તને કેવળજ્ઞાન થશે રાગાદિ તો તૂચ્છ છે, તેનો આધાર લેવા જઈશ તો તે કાંઈ તને આધાર નહીં આપે, કેમકે તે રાગ પોતે જ આધાર વગરનો નિરાધાર છે, તો તે તને ક્યાથી આધાર આપશે?

સમ્યગ્દર્શન વગેરેમાં શુભભાવ કાંઈ આધાર ખરો?—તો કહે છે કે ના; સ્વાધીન સત્તાવાળા આત્મામા જ પોતાની તે પર્યાયનું અધિકરણ થવાની તાકાત છે અજ્ઞાની બહારમા ને રાગમા આધાર શોધે છે, ભગવાન અંદરનો અભેદ આધાર બતાવે છે આમ સર્વજ્ઞને અને અજ્ઞાનીને વાતેવાતે ફેર છે. અજ્ઞાની કહે છે કે ઇન્દ્રિયો ને રાગ તે જ્ઞાનનો આધાર, સર્વજ્ઞદેવ કહે છે કે તારો ઇન્દ્રિયો વગરનો જ્ઞાનસ્વભાવ જ તારા જ્ઞાનનો આધાર છે

હે જીવ! તારી પર્યાયના ઘડતર પરના આધારે ન થાય તારી પર્યાયનો

આધાર તારો આત્મા જ છે. વળી આત્મા એવો શુદ્ધ આધાર છે કે તેના આધારે શુદ્ધતાનું જ ઘડતર થાય છે, શુદ્ધતાનો જ આધાર તે થાય છે. તેના આધારે રાગ થતો નથી એટલે રાગનું અધિકરણ ખરેખર આત્મા નથી. આત્માના આધારે જ્ઞાનાદિ રચાય પણ રાગાદિ રચાય નહિ.

આત્મા દેહનું અધિકરણ, ને દેહ આત્માનું અધિકરણ—એમ નથી. કેવળજ્ઞાનનું અધિકરણ વજ્રશરીર નથી. જો તે શરીર આધાર હોય તો તો શરીર વગર કેવળજ્ઞાન રહી જ ન શકે. પણ તે શરીર છૂટીને કેવળજ્ઞાન તો સદાય રહ્યા જ કરે છે, માટે શરીર તેનો આધાર નથી. કેવળજ્ઞાનનો આધાર આત્મા જ છે. કેવળજ્ઞાનાદિના આધારભૂત આવા આત્માને જાણે તો બીજાના આધારની બુદ્ધિ રહેતી નથી; રાગ સાથે આત્માના આધાર—આધેયપણાની બુદ્ધિ પણ છૂટી જાય છે. એટલે હવે પોતાનો જ આશ્રય કરીને પરિણમતાં અલ્પકાળે મોક્ષદશા થઈ જાય છે.

જડ જડના આધારે, આત્મા આત્માના આધારે. ભાઈ, તારા સ્વભાવમાં તારી નિર્મળતાનો આધાર થવાની તાકાત છે. આવા નિજાત્માને જાણવો, માનવો, અનુભવવો તે મોક્ષમાર્ગ છે. સાધકને વીતરાગતા પહેલાં રાગભાવ હોય, પણ તે રાગ સાથે પોતાના ધર્મનું આધાર-આધેયપણું ધર્મી સ્વીકારતા નથી. ધર્મનો આધાર રાગ નથી પણ પોતાનો જ્ઞાનસ્વભાવી આત્મા જ ધર્મનો આધાર છે,—માટે તું તારી સામે જો. તારે પરની સામે જોવું નહિ પડે. ચૈતન્યસત્તાનું અવલોકન કરતાં તેના આધારે સમ્યગ્દર્શન—જ્ઞાન—ચારિત્ર પર્યાય પ્રગટી જશે.—એ જ આત્મા છે. વિકારને આત્મા કહેતા નથી. જ્ઞાનીને જિનપૂજા—ભક્તિ—તીર્થયાત્રા વગેરેના ભાવ આવે છે, તેને તે શુભભાવ સમજે છે, પણ તે રાગના આધારે ધર્મ માનતા નથી, તેમજ તે રાગની ઉત્પત્તિ જ્ઞાનના આધારે થવાનું માનતા નથી;—એમ બંનેને અત્યંત ભિન્ન જાણે છે. આવું ભેદજ્ઞાન થતાં તેને શુદ્ધ આત્માના આધારે શુદ્ધભાવો જ થાય છે, ને અલ્પકાળે કેવળજ્ઞાન પ્રગટે છે.

આત્માની અધિકરણશક્તિનું વર્ણન પૂરું. (૪૬)



[ ૪૭ ]

# સંબંધ શક્તિ

[ स्वभावमात्रस्वस्वामित्वमयी संबंधशक्तिः। ]



જેમ સહેજે રત્નાકરસમુદ્ર ઉલ્લસે ને ભરતી વડે અંદરના રત્નો ઊછળીને કિનારે આવી જાય—તે કોણ ન લ્યે? તેમ વીતરાગી સન્તોએ આ પંચમકાળમાં ચૈતન્યરત્નાકરને સ્વાનુભવદ્વારા ઉલ્લસાવીને ૪૭ શક્તિરૂપી રત્નો બહાર કાઢીને બતાવ્યા છે તો તે કોણ ન લ્યે? કોણ પોતાના ચૈતન્યનિધાનને ન અનુભવે? અહા, ચૈતન્યનિધાન બતાવીને સંતોએ મહાન ઉપકાર કર્યો છે





જ્ઞાયકભાવસ્વરૂપ આત્મા, તેનામાં જ્ઞાન સાથે રહેલી અનંતશક્તિનું આ વર્ણન છે. અનંતશક્તિઓ તો વાણીમાં કેમ આવે? અહીં કેટલીક શક્તિઓ બતાવી છે. તેમાં જીવત્વથી શરૂ કરીને હવે આ ૪૭ મી શક્તિમાં પોતાના સ્વભાવ સાથે જ સ્વ-સ્વામિત્વસંબંધ બતાવીને આચાર્યદેવ આ પ્રકરણ સંકેલે છે. ૪૭ શક્તિના વર્ણન દ્વારા તો ઘણુંઘણું સ્પષ્ટીકરણ કરીને આત્મસ્વભાવનો અચિંત્ય અપાર મહિમા પ્રસિદ્ધ કર્યો છે. ને આ ૪૨ પ્રવચનો દ્વારા પણ તે શક્તિના ભાવોનું ઘણા પ્રકારે સ્પષ્ટીકરણ થયું છે. કથનના ક્રમની અપેક્ષાએ આ છેલ્લી શક્તિ છે, પણ અંદર અનંતશક્તિમાં કંઈ પહેલી ને છેલ્લી એવો ક્રમ નથી, બધી શક્તિઓ એકસાથે જ જ્ઞાનભાવમાં પરિણમી રહી છે. શક્તિના વર્ણન દ્વારા આવા જ્ઞાનમાત્ર આત્મસ્વભાવનો અનુભવ કરાવવો –તે તાત્પર્ય છે.

આ ૪૭ મી શક્તિમાં કહે છે કે જ્ઞાનસ્વરૂપ આત્માને પોતાના સ્વભાવ સાથે જ સ્વ–સ્વામિપણાનો સંબંધ છે, બીજા કોઈ સાથે તેને સંબંધ નથી. આત્માનું 'સ્વ' શું? કે જ્ઞાનાદિ અનંતા ગુણો ને તેમની નિર્મળપર્યાયોરૂપ જે સ્વભાવ તે આત્માનું 'સ્વ' છે એટલે કે તે જ આત્મા છે, ને તેનો જ આત્મા સ્વામી છે. જોકે આત્મામાં આ સ્વ ને આ સ્વામી એવા સ્વ–સ્વામી અંશોના ભેદ પાડવા તે પણ વ્યવહાર છે, પર સાથે સંબંધ નથી એમ બતાવવા પોતામાં સ્વ–સ્વામી એવા અંશોના ભેદ પાડીને સમજાવ્યું છે; પણ આત્માના સ્વાનુભવમાં કાંઈ આ સ્વ ને આ સ્વામી એવા ભેદનું લક્ષ રહેતું નથી.

કર્તા, કર્મ, સાધન એ બધું આત્મામાં સમાડયું; હવે આત્માને સંબંધ કોની સાથે છે? તો કહે છે કે આત્માને સંબંધ કોઈ બીજાની સાથે નથી, પોતાના સ્વભાવ સાથે જ સંબંધ છે. પોતાના અનંત ધર્મચક્રને આત્મા ધારણ કરે છે, પણ બીજા પદાર્થો સાથે તેને જરાય સંબંધ નથી. સંબંધશક્તિ પર સાથેનો સંબંધ તોડાવીને (પરથી વિભક્તપણું બતાવીને) સ્વભાવ સાથે એકતારૂપ અભેદ સંબંધ કરાવે છે. ભગવાન આત્મામાં એવી શક્તિ છે કે પોતાના નિર્મળ ગુણ–પર્યાયનો સ્વામી થાય, તેમાં એકત્વપણે પરિણમે; પણ શુભાશુભભાવોનો સ્વામી થઈને તેમાં એકત્વપણે પરિણમે એવો તેનો સ્વભાવ નથી. દેહાદિ પરપદાર્થોનો સ્વામી આત્મા નથી. જે ભાવનો જે સ્વામી હોય તે જ જાતનો તે હોય. જડ ભાવનો સ્વામી જડ હોય; ચેતન તો ચેતનભાવનો

સ્વામી હોય, ચેતન કાંઈ જડનો સ્વામી ન હોય. આત્માને જડનો સ્વામી માને, જડની ક્રિયા આત્મા કરે એમ માને, તેના અભિપ્રાયમા આત્મા અને જડ ભિન્ન રહેતા નથી, પણ એક થઈ જાય છે. ખરેખર એક થતા નથી પણ તેનો અભિપ્રાય મિથ્યા થાય છે. ભાઈ, તારા અનંત ગુણ-પર્યાયો તે જ તારુ સ્વ છે અરે! તારો અપાર ચૈતન્યવૈભવ, તેનુ સ્વામિત્વ ભૂલીને તું વિકારનુ ને જડનુ સ્વામિત્વ કેમ માને છે? પોતાના ચૈતન્યવૈભવને ભૂલીને આત્મા રાગનો સ્વામી થવા જાય તે તો, ચક્રવર્તી પોતાની સંપદાને ભૂલીને ભીખ માંગવા નીકળે એના જેવુ છે.

આ અમારુ ઘર, આ અમારુ પુસ્તક-એમ ધર્મીનેય ભાષામા આવે, પણ તે ભાષા ક્યાં આત્માની છે? તે ભાષા વખતે જ અંદર ધર્મીના જ્ઞાનમાં ભિન્નતાનુ ભાન વર્તે છે. પોતાના જ્ઞાનભાવ સિવાય બીજુ કાંઈ અંશમાત્ર પોતાપણે ધર્મીને ભાસતુ નથી. 'હુ શુદ્ધ છુ' એવા વિકલ્પનુ પણ કર્તૃત્વ ધર્મીને નથી, તે તો ઉપયોગને અંતરમા જોડીને, વિકલ્પથી જુદો પડીને અનુભવશીલ થયો છે, આવો અનુભવશીલ જીવ પરમ સુખી છે. જ્યારે જીવ આવો અનુભવ કરે ત્યારે જ વિકલ્પનુ સ્વામિત્વ તેને છૂટે છે. આવો અનુભવ કર્યા વગર વિકલ્પનુ સ્વામિત્વ છૂટતુ નથી

અમારુ સ્વામિત્વ અમારા અસ્તિત્વમા છે; જેમા અમે નથી તેમાં અમારુ સ્વામિત્વ નથી. અમારા દ્રવ્ય-ગુણ-પર્યાયથી પૂર્ણ અખંડ સ્વરૂપમા અમે છીએ, ને તે અમારુ સ્વ-ધન છે, તે અમારી સંપદા ને તે જ અમારો આત્મવૈભવ, તેના જ અમે સ્વામી છીએ આ સિવાય કોઈ પણ વિકલ્પનુ-રાગનું કે પરનુ સ્વામિપણુ અમારા જ્ઞાનમા નથી.-આમ ધર્મી પોતાને અનુભવે છે. છખંડના રાજ વચ્ચે રહેલા ચક્રવર્તી પણ આવા જ અનુભવ વડે અંદર પોતાના અનંત ગુણ-પર્યાયના નિર્મળ ચક્રને પરિણમાવે છે. તેમા તે રાજ કરે છે, તેમા જ તે શોભે છે. અમારી શોભા અમારા સ્વતત્ત્વના સ્વાનુભવમાં છે,-એવા અનુભવવડે ધર્મી અંદર પોતાના ચૈતન્યચક્રનો સ્વામી થયો છે તે સાચુ ચક્રવર્તીપણુ છે

ઋષભદેવના પુત્ર ભરતચક્રવર્તી ધર્માત્મા હતા, ક્ષાયિક સમકિતી હતા, અવધિજ્ઞાની હતા, ચરમશરીરી હતા, તે જ્યારે છખંડ સાધીને પાછા અયોધ્યા નજીક આવે છે ને ચક્ર નગરીમા પ્રવેશતુ નથી ત્યારે પુરોહિતને પૂછે છે કે

આમ કેમ? પુરોહિત કહે છે કે તમારા ભાઈઓ હજી અણનમ છે, તેમણે તમારી સત્તા સ્વીકારી નથી તેથી તમારો દિગ્વિજય હજી અધૂરો છે, એટલે ચક્ર અયોધ્યાનગરીમાં પ્રવેશ કરતું નથી. પછી તો ભરતચક્રી પોતાના ૯૯ ભાઈઓ ઉપર પત્ર લખે છે; તે વાંચીને ૯૮ ભાઈઓ તો ઋષભદેવપ્રભુના ચરણસમીપ જઈને મુનિ થઈ જાય છે ને તે જ ભવે કેવળજ્ઞાન પામીને મોક્ષ જાય છે. એક બાહુબલિ બાકી રહ્યા, તેમણે ન તો દીક્ષા લીધી કે ન ભરતને નમન કર્યા. અંતે ભરત-બાહુબલી વચ્ચે યુદ્ધ થયું. બંને ધર્માત્મા, બંને ચરમશરીરી, બંનેને અંદરમાં સ્વપ્નેય રાજનું કે રાગનું સ્વામિપણું નથી; લડાઈના કાળેય બંનેનો આત્મા પોતપોતાના જ્ઞાનભાવના સ્વામિત્વપણે જ પરિણમી રહ્યો છે. જરાક રાગદ્વેષના ભાવો થાય છે તેનું જ્ઞાન વર્તે છે પણ તેનું સ્વામિત્વ વર્તતું નથી. અમે તો અમારા ચૈતન્યરૂપ અસંખ્યપ્રદેશી સ્વ-દેશના રાજા છીએ, અનંતા નિર્મળ ગુણ-પર્યાયો તે અમારી પ્રજા છે; અમારા આનંદમાં અમે તન્મય છીએ, સંયોગ લક્ષણવાળા રાગાદિ સમસ્ત ભાવો અમારાથી જુદા છે.—

મારો સુશાશ્વત એક દર્શન-જ્ઞાનલક્ષણ જીવ છે,
બાકી બધા સંયોગલક્ષણ ભાવ મુજથી બાહ્ય છે.

જુઓ, આ ધર્માત્માની અનુભૂતિ! ધર્મી જીવ પોતાની અનુભૂતિમાં આવા નિજસ્વરૂપને સંચેતે છે—જાણે છે—અનુભવે છે. અહો, આવું ઉત્તમ મારું સ્વતત્ત્વ! આવા આનંદથી ઉલ્લસતું મારું સ્વતત્ત્વ! તેના અનુભવ પાસે ધર્મીને જગતના કોઈ પદાર્થનું કે કોઈ પરભાવનું સ્વામિત્વ સ્વપ્નેય રહ્યું નથી. આ પરમ મહિમાવંત ચૈતન્યનું સ્વામિત્વ છોડીને દુઃખદાયી પરભાવનું સ્વામિત્વ કોણ કરે? આમ માત્ર નિજસ્વરૂપના સ્વામિત્વની નિર્મળધારા ધર્મીને રાગ વખતેય વર્તી રહી છે; બંને ધારા જુદી જુદી વર્તે છે, તેમાંથી સ્વભાવધારાનું સ્વામિત્વ છે ને રાગધારાનું સ્વામિત્વ ધર્મીના જ્ઞાનમાં નથી.

અહો, ધર્મીના અંતરપરિણમનની આ અલૌકિક વાત!—તે જગતને માટે અટપટી છે, પણ જો સમજે તો પોતામાં ભેદજ્ઞાન થઈ જાય—એવી અપૂર્વ છે. ધર્મીની દૃષ્ટિ અલૌકિક છે, એના સ્વામિપણાં સ્વ-ભાવમાં જ સમાય છે; સ્વભાવમાંથી બહાર નીકળીને પરભાવનું અંશમાત્ર સ્વામિપણું કરવા જતા નથી. જેટલો પોતાનો નિજ ભાવ તેટલું જ પોતાનું સ્વ, ને તેનો આત્મા

સ્વામી, જે પોતાનું નથી તેની સાથે આત્માને સ્વામીપણાનો સંબંધ નથી.

જુઓ, અહીં ધર્મીની વાત તો ઉદાહરણરૂપ છે, તેના દ્વારા એમ સમજાવે છે કે હે જીવ! તારો પણ આવો જ સ્વભાવ છે. માત્ર ચેતનમય નિજસ્વભાવનો જ સ્વામી રહે એવું આત્માની સંબંધશક્તિનું કાર્ય છે. સંબંધ-શક્તિ પોતાના ભાવ સાથે સંબંધ રાખે છે, પર સાથે સંબંધ નથી રાખતી. અહીં પોતાના ભાવ એટલે સમ્યગ્દર્શનાદિ નિર્મળ જ્ઞાનમયભાવ સમજવા, વિકારી ભાવ નહીં, કેમકે જ્ઞાનમાત્રભાવ સાથે પરિણમતા ધર્મીનું આ વર્ણન છે. વિકારીભાવો તો જ્ઞાનમાત્રભાવથી જુદા છે

શ્રીમદ્ રાજચંદ્રજીએ કહ્યું છે કે 'કોના સંબંધે વળગણા છે? એનો હે જીવ! તું શાંતચિત્તે વિચાર તો કર.

આત્મા ચેતનસ્વરૂપ છે; તેને જડ સાથે વળગણા નથી,
એટલે જડ પદાર્થો સાથે તેને એકતાનો સંબંધ નથી;
દેહ સાથે સંબંધ નથી, કુટુંબ કે ધન સાથે સંબંધ નથી;
ઘર-ધંધો દુકાન કે રાજપાટ સાથેય તેનો સંબંધ નથી;
જડકર્મો સાથેય સંબંધ નથી, રાગ સાથેય સંબંધ નથી.

માટે હે જીવ! એ બધા સાથે સંબંધ ( એકત્વબુદ્ધિ ) તોડીને, તારા ઉપયોગસ્વરૂપ આત્મા સાથે સંબંધ જોડ .તેને અનુભવમાં લે. એવો અનુભવ તે જ પરમ સુખ છે

આ ચૈતન્યવસ્તુમાં એવો સ્વભાવ નથી કે રાગનું કે પરનું સ્વામીપણું કરે ચૈતન્યવસ્તુને પોતાના ગુણ-પર્યાયરૂપ નિર્મળભાવોમાં જ સ્વામીપણું છે, એ સિવાય બીજામાં સ્વામીપણું કલ્પે તેણે ચૈતન્યવસ્તુને જાણી નથી. જેમની વચ્ચે એકતા ન હોય ને ભિન્નતા હોય તેમની વચ્ચે સ્વ સ્વામીપણું હોતું નથી. આમ પોતામાં જ સ્વ-સ્વામીસંબંધ જાણતા પર સાથેનો સંબંધ તૂટે ને અંતર્મુખ શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્ર પ્રગટે, તેનું નામ ધર્મ. તે નિર્મળપર્યાય સાથે આત્માને તાદાત્મ્ય એકમેકપણાનો સંબંધ છે. આત્માને જેની સાથે એકતા હોય તે જ આત્માનું સ્વ કહેવાય, જેની સાથે એકતા ન હોય તે સ્વ એટલે કે પોતાનું ન કહેવાય આ રીતે 'એકત્વ-વિભક્ત' શુદ્ધઆત્મા આચાર્યદેવે સમસ્ત નિજવૈભવથી આ સમયસારમાં દેખાડયો

કર્તા-કર્મપણું, સ્વ-સ્વામીપણું તે એક જ વસ્તુમાં હોય છે, ભિન્ન વસ્તુમાં નથી હોતું. જડનો કર્તા જડ, જડનું કાર્ય જડ, જડનો સ્વામી જડ, જડ સાથે જેને એકતા તે જડ; ચેતનનો કર્તા ચેતન, ચેતનનું કાર્ય ચેતન, ચેતનનો સ્વામી ચેતન, ચેતન સાથે જેને એકતા તે ચેતન; –આમ બંનેને અત્યંત ભિન્નતા છે. આત્માથી જુદું હોય તેનો સ્વામી આત્મા નથી; આત્માનું જે સ્વ હોય તે આત્માથી જુદું ન હોય, મારા નિર્મળ ગુણ–પર્યાયો મારાથી જુદા નથી, તેમાં તન્મયતા છે તેથી તે મારું 'સ્વ' છે,—એમ ધર્મી જાણે છે. આ વાત ગા. ૨૦૭–૨૦૮ માં સરસ રીતે સમજાવી છે. તેમાં કહે છે કે 'જે જેનો સ્વ ભાવ છે તે તેનું સ્વ છે, અને તે તેનો સ્વામી છે' આમ જાણવું તે સૂક્ષ્મ તીક્ષ્ણ તત્ત્વદૃષ્ટિ છે; આવી તત્ત્વદૃષ્ટિવડે જ્ઞાની પોતાના આત્માને જ આત્માનો પરિગ્રહ નિયમથી જાણે છે, તેથી પરદ્રવ્યને 'આ મારું સ્વ નથી, હું આનો સ્વામી નથી' એમ જાણતો થકો પરિગ્રહતો નથી.

જો અજીવ પરદ્રવ્યને હું પરિગ્રહું તો અવશ્યમેવ તે અજીવ મારું સ્વ થાય, ને હું પણ અવશ્યમેવ તે અજીવનો સ્વામી થાઉં. અજીવનો સ્વામી તો અજીવ જ હોય. હું કાંઈ અજીવ નથી. મારો જ્ઞાયકભાવ તે જ મારું સ્વ છે ને તેનો જ હું સ્વામી છું,–આમ જાણતો થકો ધર્મી પોતાના જ્ઞાતાપણામાં જ રહે છે. તે જ્ઞાતાપણામાં રાગનુંય સ્વામિત્વ નથી. અહો, આવી અંતરદશા જ્ઞાનીની છે. અત્યારે તો અહીં જ્ઞાનીઓની ઓછપ, ને ઊંધું માનનારા જીવોના ઢગલા!–તેમાં સત્ય સમજવું જીવોને મોંઘું થઈ પડ્યું છે... ભગવાનનો મારગ મોંઘો થઈ ગયો છે...પણ હે જીવ! આ તત્ત્વ સમજ્યા વગર તું ભગવાનનો ભક્ત કે જ્ઞાનીનો સાચો સેવક થઈ શકીશ નહીં. તારું સાચું સ્વતત્ત્વ શું છે તે સમજ, એ જ ભગવાનની ને જ્ઞાનીઓની ખરી સેવા છે, એ જ એમની આજ્ઞા છે.

આત્મા આત્મભાવોનો સ્વામી છે. આત્મભાવ કોને કહેવાય? આત્મસ્વભાવના આશ્રયે પ્રગટેલા એવા સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રાદિ શુદ્ધ ભાવો તે જ આત્માના ભાવો છે, અને તેમની સાથે જ આત્માને સ્વ-સ્વામીસંબંધરૂપ એકતા છે. જેનાથી કર્મ બંધાય એવા કોઈ પણ રાગાદિ ભાવો તે ખરેખર આત્માના સ્વ ભાવો નથી, નિજ ભાવો નથી; અને જે આત્માનું સ્વ નથી તે આત્માનું સાધન પણ નથી, તેમાં આત્માનું કર્તૃત્વ પણ નથી. એટલે શુભરાગ